શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ સ્મારક ગ્રંથાંક ૩૧

# ભારતીય અર્થશાસ્ત્ર

લેખક,
શ્રી. ચિમનલાલ એમ. ડૉકટર,
એમ. એ., એલએલ. બી.
ચૅન્સેલર્સ મેડલિસ્ટ, તેલંગ-ગોલ્ડમેડલિસ્ટ એન્ડ
પ્રાઈઝમૅન (૧૯૦૭), માજી માનદ અધ્યાપક,
શ્રીમહારાણી ચિમનાબાઈ મહિલા પાઠશાળા, **વડોદરા**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ

પ્રકાશક:
**રસિકલાલ છોટાલાલ પરીખ**
આસિ. સેક્રેટરી
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર—**અમદાવાદ**

પ્રત ૧૫૦૦ ઇ. સ. ૧૯૩૯
૧ લી આવૃત્તિ વિ. સં. ૧૯૯૫

કી. ૧ રૂપિયો

મુદ્રક:
**સુરેશચંદ્ર પોપટલાલ પરીખ**
ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ
સલાપોસ રોડ—**અમદાવાદ**

# શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ–સ્મારક ગ્રંથમાળાનો
# પરિચય

ઇ. સ. ૧૮૬૪માં મુંબઈના મશહુર શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ અમદાવાદ પધાર્યા હતા, ત્યારે તેમણે ગુજરાતના જુવાન માણસોમાં બુદ્ધિનાં કામ કરવાની હોંશ વધારવાને તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં ઉપયોગી કામને પુષ્ટિ આપવા સારુ રૂ. ૨૫૦૦) સોસાયટીને સોંપ્યા હતા અને એવી ઇચ્છા જણાવી હતી કે તેની પ્રોમિસરી નોટો લઈ તેના વ્યાજમાંથી ઇનામ આપી શુદ્ધ ગુજરાતીમાં સારા નિબંધ તથા પુસ્તક રચાવવાં. તે પ્રમાણે આ ફંડમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો તૈયાર કરાવી સોસાયટીએ છપાવેલાં છે.

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ (૩જી આવૃત્તિ)
૨. દૈવજ્ઞદર્પણ
૩. ગુજરાતના ભિખારીઓ
૪. ભિક્ષુક વિષે નિબંધ
૫. અર્થશાસ્ત્ર
૬. સ્ત્રીનિતિધર્મ (૫મી આવૃત્તિ)
૭. ગુજરાતના ઉત્કર્ષનાં સાધન વિષે નિબંધ
૮. દુકાળ વિષે નિબંધ
૯. સેવિંગ બેંકની અગત્ય વિષે
૧૦. સ્થાનિક સ્વરાજ્ય
૧૧. અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો ( ૩જી આવૃત્તિ)
૧૨. જ્ઞાનવચન
૧૩. પ્રાચીન ભરતખંડનો મહિમા
૧૪. પ્રેસિડંટ લિંકનનું ચરિત્ર
૧૫. મોહસિનીનાં નીતિવચનો
૧૬. માર્કો પોલોનો પ્રવાસ

૧૭. જીવતત્ત્વ
૧૮. વનસ્પતિતત્ત્વજ્ઞાન
૧૯. નવરાશના વખતમા ગમ્મત અને જ્ઞાન
૨૦. ખેતીવાડી અને બગીચાની ઉપજ વધારનારાં ખાતર વિષે નિબંધ
૨૧. બ્રિટિશ હિન્દનો આર્થિક ઇતિહાસ ભા. ૧
૨૨. અગ્નિમાંદ્ય
૨૩. નીરોગી રહેવાના ઉપાય
૨૪. યજ્ઞરહસ્ય
૨૫. સૌન્દર્ય અને લલિત કળા
૨૬. વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ
૨૭. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા, નં. ૧
(રેડિઓ, વાયરલેસ, પિકચર્સ અને ટેલીવિઝન)
૨૮. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા, નં. ૨
(મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર અને ભૌતિક વિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર)
૨૯. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા, નં. ૩
(ગુજરાતની વનસ્પતિઓ)
૩૦. ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો
૩૧. ભારતીય અર્થશાસ્ત્ર

ગુ. વ. સોસાયટી
**અમદાવાદ**
તા. ૯–૧૦–૧૯૩૯

**રસિકલાલ છો. પરીખ,**
આસિ. સેક્રેટરી

# પ્રસ્તાવના

આજકાલ વર્તમાનપત્રો વગેરેનું વાચન, શિક્ષણના પ્રસાર સાથે વધતું જતું હોવાથી સામાન્ય વાચકને હિન્દના આર્થિક પ્રશ્નોની ચર્ચા સમજવા માટે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોના પરિચય તથા હિન્દી અર્થ-શાસ્ત્રના વ્યાવહારિક જ્ઞાનની જરૂર પડે છે.

એ જ્ઞાન મેળવવા માટે ગુજરાતી સાહિત્યમાં હાલની આર્થિક પરિસ્થિતિનું દિગ્દર્શન કરતું તથા સિદ્ધાન્તોનો ટૂંકમાં પરિચય આપતું અનુકૂળ પુસ્તક મળવું મુશ્કેલ છે. સામાન્ય વાચકને ઉપયોગી અનેક ઉપયોગી પુસ્તકો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પ્રકટ કરે છે તેમ આ વિષય સંબંધે પુસ્તક પ્રકટ કરે તો કેમ તે સંબંધે મારા મર્હૂમ મિત્ર શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ., આસિ. સેક્રેટરી, ગુ. વ. સોસાયટી, ને પુછાવતાં, તેમણે પ્રોફેસર વી. જી. કાળેએ હિન્દી અર્થશાસ્ત્ર ઉપર 'મરાઠી'માં લખેલા પુસ્તકની ઢબે ગુજરાતીમાં પુસ્તક લખવા મને સૂચવવાથી, તે લખવાની ઇચ્છા મેં સોસાયટીને જણાવતાં, સોસાયટીએ તે લખવાનું કામ મને સોંપ્યું અને તેને પરિણામે આ પુસ્તક લખાઈ, પસંદ થઈ, સોસાયટી તરફથી પ્રકટ થાય છે.

આ પુસ્તક લખવામાં સામાન્ય વાચક ઉપરાંત હિન્દી અર્થ-શાસ્ત્ર સમજવામાં કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને પણ અનુકૂળતા થાય એ વાત ધ્યાનમાં રાખી તેમની જરૂરિયાતોને પણ પહોંચી વળવા મેં પ્રયત્ન કર્યો છે, અને કોલેજિયનો જો તેનો ઉપયોગ કરશે તો તેમને પણ હિન્દી અર્થશાસ્ત્રના અભ્યાસમાં સરળતા થશે એમ હું માનું છું.

માતૃભાષા મારફત ઉચ્ચ શિક્ષણ આપવા તરફ આપણી યુનિવર્સિટીઓનું વલણ વધતું જાય છે, અને હિન્દી અર્થશાસ્ત્ર પણ માતૃભાષા મારફત ભણાવવાનું ઠરે ત્યારે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે એવી હું આશા રાખું છું.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ પુસ્તક લખવાની મને જે તક આપી છે તે માટે હું સોસાયટીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વડોદરા
તા. ૨૫–૯–૩૮ } ચિમનલાલ મગનલાલ ડૉક્ટર

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો



## ભાગ ૨ જો

# ભારતીય અર્થશાસ્ત્ર

## ભાગ ૧ લો

### અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો

આપણામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પુરુષાર્થ ગણ્યા છે, તેમાં ધર્મ પછી અર્થનું સ્થાન છે. સમાજને ધારણ કરવામાં ન્યાય અને નીતિ કામ આવે છે તેથી તે ધર્મ કહી શકાય; અને સમાજના નિર્વાહ માટે ‘ અર્થ ’-ની જરૂર હોવાથી ‘ અર્થ ’ની ઇમારત ન્યાય અને નીતિના પાયા ઉપર ચણાવી જોઇએ.

**ચાર પુરુષાર્થ**

૨. હિંદના મહાન સમ્રાટ ચંદ્રગુપ્તના અમાત્ય વિષ્ણુગુપ્ત ઉર્ફે ચાણક્યે કૌટિલ્ય નામથી લખેલા ‘અર્થશાસ્ત્ર’માં જગતના લાભ તથા પાલન માટે રાજ્યકારભાર, કાયદા, રાજસત્તા તથા ઐશ્વર્ય વધારવા રાજાએ લેવાના ઉપાય બાબત મુખ્યત્વે વિવેચન કરેલું છે. રાજાની સત્તા તથા ઐશ્વર્ય વધારવા માટે સમાજની સાંપત્તિક સ્થિતિ સુધારવાની ફરજ રાજા ઉપર રાખવામાં આવવાથી એ વિચારો કાંઇક અંશે રાજ્યસમાજસત્તાવાદીઓ-[ State Socialists ] ના વિચારો સાથે મળતા આવે છે.

**કૌટિલીય અર્થશાસ્ત્ર**

૩. આધુનિક અર્થશાસ્ત્રના સિદ્ધાંતો પાશ્ચાત્ય ઉદ્યોગયુગીન સમાજના અનુભવ ઉપરથી અર્થશાસ્ત્રીઓએ ઉપજાવી કાઢ્યા છે.

આધુનિક અર્થશાસ્ત્ર

એ સમાજનું બંધારણ હરીફાઇના સિદ્ધાન્ત ઉપર રચાયું છે. અને વ્યક્તિસ્વાતંત્ર્ય એ તેનો પ્રાણ છે. પાશ્ચાત્ય અર્થશાસ્ત્રીઓમાં અનેક મતમતાંતર છે. તેમાં ઐતિહાસિક સંપ્રદાયના અર્થશાસ્ત્રીઓ દેશકાળ તથા સમાજઘટના પરત્વે જુદા જુદા રાષ્ટ્રોનાં રાષ્ટ્રિય અર્થશાસ્ત્ર સંભવી શકે એમ માને છે, અને તેમાં જર્મન અર્થશાસ્ત્રી ફ્રેડરિક લિસ્ટ મુખ્ય છે.

હિંદમાં ઉદ્યોગયુગ

૪. પાશ્ચાત્યોની વિચારસરણી આપણે સ્વીકારેલી હોવાથી અર્થશાસ્ત્રના મૂલભૂત સિદ્ધાંતો પાશ્ચાત્ય વિચારકોના ગ્રંથોને અનુસરીને શીખવાય છે; અને આપણે ત્યાં ઉદ્યોગયુગને અનુસરીને મોટાં કારખાનાં, મોટા પાયા ઉપર માલ પેદા કરવાના પ્રયાસ, મજૂરોનાં મહાજનો તથા હડતાલો, આંતરરાષ્ટ્રિય આયાત તથા નિકાસ સંબંધે પરદેશો સાથે વેપાર, ચલણ, કરવેરા તથા તેમની આર્થિક અસર વગેરેને લીધે ભિન્ન દેશકાળ તથા જુદા સંજોગોમાં પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના સિદ્ધાંતો કેટલે અંશે લાગુ પડે છે તે જોવાની જરૂર ઊભી થઇ છે. તેથી એ સિદ્ધાંતોનો વાંચકોને સામાન્ય પરિચય કરાવવો અનુકૂળ થઈ પડશે.

---

## અર્થશાસ્ત્રની ઓળખાણ

‘અર્થ’ તથા ‘અર્થશાસ્ત્ર’

૫. જે વસ્તુનો જથ્થો મર્યાદિત હોવાને લીધે તે મેળવવા માટે માણસ મહેનત કે તકલીફ લેવા તૈયાર હોય તે વસ્તુ ‘અર્થ’ કહેવાય છે. જો જથ્થો અમર્યાદિત હોય તો કોઇને તે મેળવવા તકલીફ લેવી ન પડે. જેમકે હવા અને જે વસ્તુ મર્યાદિત જથ્થામાં છતાં તે મેળવવાની ઇચ્છા જ ન થાય તો તે માટે

જો કોઈ મહેનત ન કરે તો તે વસ્તુ 'અર્થ' ન ગણાય, જે વસ્તુ મેળવવાની હોય તે ઇચ્છિત હોવી જોઇએ, એટલે અર્થશાસ્ત્રીઓ જેને 'ઉપયુક્ત' કહે છે તેવી હોવી જોઇએ. 'અર્થ' સંપાદન કરવાનો હેતુ ભૌતિક સુખ હોય છે, તેનો પરમાર્થ સાથે સંબંધ નથી. તેથી, 'અર્થશાસ્ત્ર' ને કેટલાક 'સમાજના નિર્વાહના સાધનોનો વિચાર કરનારું શાસ્ત્ર' તરીકે ઓળખાવે છે, અને કેટલાક તેને 'સંપત્તિશાસ્ત્ર' કહે છે.

**ઉપયોગિતા તથા શ્રમ ઉપર મૂલ્યનો આધાર**

૬. માણસ અસંખ્ય વસ્તુઓની ઇચ્છા કરે છે તથા તે મેળવવા માટે મહેનત કરે છે. તેથી જુદા જુદા અર્થ મેળવવા માટે ઓછી વત્તી ઇચ્છા રહે છે, અને તેથી એવી ઇચ્છાઓ વચ્ચે હરીફાઈ થતી હોવાથી અર્થને મૂલ્ય આવે છે. એ મૂલ્યનો આધાર દરેક ચીજની 'ઉપયોગિતા' તથા શ્રમ ઉપર રહે છે. અર્થ-શાસ્ત્રીઓ દારુનો સમાવેશ પણ 'અર્થ' માં કરે છે, કારણ દારુ પીવાની ઇચ્છા હોવાને લીધે દારુની ઉપયોગિતા સાબીત થાય છે. અને તે મેળવવા મહેનત કે તકલીફ ખમવા દારુ પીનારા તૈયાર હોય છે. તેથી ઉપયોગિતા અને શ્રમ એ બન્ને તત્ત્વો દારુને લાગુ પડવાથી દારુ એ 'અર્થ' અથવા સંપત્તિ ગણાય છે.

**મૂલ્યમાપન-કિંમત**

૭. જુદા જુદા અનેક 'અર્થ' હોવાથી તેમનો પરસ્પર સંબંધ મૂલ્યમાપનથી થઇ શકે છે. સુધરેલી દુનિયામાં મૂલ્યમાપન નાણાથી થાય છે. તેને આપણે કિંમત કહીએ છીએ. પ્રથમ વસ્તુઓનો વિનિમય અદલાબદલીથી થતો. પણ જેમ જેમ પ્રગતિ થતી ગઇ તેમ તેમ નાણામાં કિંમત અંકાવા લાગી ને હવે એ કિંમત સોના રૂપાના ચલણમાં અંકાય છે.

૮. 'કિંમત' ઉત્પાદનના ખર્ચ ઉપર આધાર રાખે છે. ઉત્પાદન-

ખર્ચને આપણે ખરાજાત પણ કહીએ છીએ. ઉત્પાદન ખર્ચમાં જમીન-નું ભાડું, મૂડીનું વ્યાજ, મજૂરોનું મહેનતાણું તથા પ્રયોજકના વ્યાજબી નફાનો સમાવેશ થાય છે. પ્રયોજકનો નફો એટલે તે આયોજના તથા દેખરેખનું કામ કરવા બદલનું એક રીતે મહેનતાણુંજ છે. જમીન, મૂડી, તથા મજૂરીનું સંયોજન કરી દેખરેખ રાખી ઉત્પાદન કરવાનું કામ પ્રયોજકનું છે. જો કે સામાન્ય રીતે કિંમતનો આધાર ઉત્પાદન ખર્ચ ઉપર રહે છે, તોપણુ અતિ ઉત્પાદન થાય ને ખપ કરતાં છત વધે તો કિંમત ઘટે ને તે કોઇ વખતે ઉત્પાદન ખર્ચથી ઓછી પણ હોઇ શકે.

**કિંમત**

૯. કિંમતમાં થતો ફેરફાર જણાવવા સૂચક આંકનો ઉપયોગ થાય છે તેને 'ઇંડેકસ નંબર' કહે છે. અનેક પદાર્થોની અમુક વખત-ની કિંમતની સરાસરી ૧૦૦ ગણીને જુદે જુદે વખતે તે તે પદાર્થોની જે કિંમત હોય તેની સાથે પ્રમાણુ બાંધીને સેંકડાવારી કાઢ-વામાં આવતાં તેમાં જો બધી વસ્તુઓની કિંમત વધ્યાનું માલૂમ પડે તો નાણુંની કિંમત ઘટી અને જો બધી વસ્તુઓની કિંમત ઘટેલી માલૂમ પડે તો નાણુંની કિંમત વધી એમ માનવામાં આવે છે. આ સૂચક આંક ઉપરથી નાણુંની ખરીદશક્તિની વધઘટ નક્કી થાય છે.

**સૂચક આંક**

૧૦. ઉત્પાદનના ત્રણુ ઘટક છેઃ કુદરત અથવા જમીન, મજૂરી તથા મૂડી. સંયોજન એ મજૂરીનો એક વિભાગજ છે. ને એ વિશિષ્ટ મજૂરીનું મહેનતાણું પ્રયોજકનો નફો કહેવાય છે.

**ઉત્પાદનના ઘટકો**

૧૧. ખેતીવાડી, જંગલની પેદાશ, તથા ખાણોને ઊતરતી પેદાશનો નિયમ લાગુ પડે છે એવો અનુભવ લાંબા કાળથી વસાયેલા

**'ઊતરતી પેદાશ' તથા 'ચડતી પેદાશ'ના નિયમો**

તથા ભરપુર વસ્તીવાળા દેશો સંબંધે મળતો રહ્યો છે. પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સ તથા ઓસ્ટ્રેલિઆ જેવા નવા વસાયેલા પ્રદેશોમાં આછી વસ્તીને લીધે મોટા પાયા ઉપર ખેતી કરવાની તક મળવાથી તથા ખેતીવાડી સંબંધે વિજ્ઞાનની અનેક શોધખોળોને લીધે પેદાશ વધતી જવાથી એ નિયમ લાગુ ન પડતાં 'ચડતી પેદાશ'નો નિયમ લાગુ પડતો માલૂમ પડયો છે. મહેનતનો બચાવ કરે એવાં ખેતીવાડીનાં સાધનોને લીધે ખેતીવાડીનું સ્વરૂપ કારખાનાના ઉદ્યોગો જેવું થઈ જવાથી આ પરિણામ આવ્યું છે. વિજ્ઞાનની મદદ તથા યાંત્રિક સાધનોને લીધે ખેતીવાડીનું ઉદ્યોગીકરણ થયું અને જેમ જેમ મોટા પાયા ઉપર નવી જમીન ખેડાતી ગઇ તેમ તેમ ઉત્પન્ન વધારે આવતું ગયું, અને ખર્ચ ઘટતો ગયો અને અમુક મર્યાદા સુધી 'ચડતી પેદાશ'ના નિયમનાં દર્શન થયાં. ઉદ્યોગોમાં પણ જેમ જેમ મોટા પાયા ઉપર કારખાનાં કાઢી પેદાશ કરવામાં આવે તેમ તેમ ખર્ચ ઘટતું જાય છે અને ઉત્પન્ન વધતું જાય છે. પરંતુ ખેતીવાડી તથા ઉદ્યોગોમાં ચડતી પેદાશના નિયમની એક વખતે મર્યાદા આવી જતાં ઊતરતી પેદાશનો નિયમ લાગુ પડે છે. ખેતીવાડી સંબંધે એ મર્યાદા વહેલી આવે છે, જ્યારે ઉદ્યોગોના પ્રસંગે વિજ્ઞાનની ઝડપી પ્રગતિને લીધે એ મર્યાદાની સીમા આગળ ધકેલી શકાય છે, અને લાંબા વખત સુધી 'ચડતી પેદાશ'ના નિયમનો લાભ મળતો રહે છે.

**નિયમોની મર્યાદા**

૧૨. પરંતુ એ મર્યાદા આવી ગયા પછી મૂડીના પ્રમાણમાં ઊતરતી પેદાશનો નિયમ લાગુ પડે છે અને તેથી અમુક પ્રમાણમાં મોટા પાયા ઉપર ખેતી કર્યા પછી અગર કારખાનું મોટું કર્યા પછી વધુ મૂડી નાંખીને ઊતરતી પેદાશ લેવા કરતાં બીજું કારખાનું ઊભું કરવું અથવા એક મોટા વિશાળ ખેતર જેવું બીજું તેવુંજ મોટું ખેતર ચડતી પેદાશના ધોરણે પકવવું એ વધારે અનુકૂળ થઇ પડે છે.

એકંદર રીતે આજના વિજ્ઞાનયુગમાં નવા દેશોમાં અમુક મર્યાદા સુધી ખેતી તેમ ઉદ્યોગ બન્નેને 'ચડતી પેદાશ'નું ધોરણ લાગુ પડે છે એમ અનુભવ ઉપરથી જણાય છે. જૂના દેશોમાં નવા દેશો જેવો અનુભવ મળતો નહિ હોવાથી ઊતરતી પેદાશનો નિયમ વધારે પ્રમાણમાં જમીનની પેદાશને લાગુ રહ્યો છે. કુદરતનાં સાધનો મર્યાદિત હોવાથી તથા ઉદ્યોગોના વિકાસ માટે વ્યવહારુ રીતે અમર્યાદિત ક્ષેત્ર હોવાથી ઊતરતી પેદાશનો નિયમ ખેતીવાડી, ખાણુ તથા જંગલ વગેરેની કાચી પેદાશને અંગે વધુ અનુભવવામાં આવ્યો, જ્યારે ઉદ્યોગયુગના વધતા જતા વિકાસને અંગે ચડતી પેદાશના ધોરણનો અનુભવ થયો ને તેથી પ્રથમના અર્થશાસ્ત્રીઓએ ખેતીવાડીને ઊતરતી પેદાશનો તથા ઉદ્યોગોને ચડતી પેદાશનો નિયમ લાગુ છે એમ માન્યું હતું. પરંતુ તેમની એ માન્યતામાં ઉપર જણાવ્યા પ્રમાણે અર્થશાસ્ત્રીઓને ફેરફાર કરવો પડયો છે.

**જમીનનું ભાડું**

૧૩. જમીનનું ભાડું નક્કી કરતા પહેલાં તેમાંથી ખાતર વગેરે રોકાયેલી મૂડીનું વ્યાજ બાદ કરવું જોઇએ; તેમજ જે ઓજારો વાપર્યાં હોય, બળદોનો ઉપયોગ કર્યો હોય તે મૂડીના સ્વરૂપના હોવાથી તેનો બદલો વ્યાજ તરીકે ગણવો જોઇએ. ખેતીમાં કરેલી મજૂરીનું મહેનતાણું જુદું ગણાય. તેથી મજૂરીનું મહેનતાણું, મૂડીનું વ્યાજ તથા સંયોજન તથા દેખરેખ માટેનો પ્રયોજકનો મુસારો જતાં જે રહે તે જમીનનું ભાડું ગણાય.

**અનુપાર્જિત વધારો**

૧૪. જમીનનો પૂરવઠો વધારી શકાય એમ નથી અને ઘન વસ્તીવાળા દેશોમાં વસ્તીમાં વધારે પડતો ઉમેરો થતો જતો હોવાથી ઓછી પેદાશવાળી જમીનમાં ખેતી કરવી પડે છે; તેથી જેમ વધારે ઊતરતા કસવાળી અથવા ઊતરતી સગવડવાળી જમીનમાં ખેતી થાય તેમ જમીનના માલિકે કાંઇ પણ મહેનત કર્યા વગર

કે મૂડી નાખ્યા વગર જમીનની માગણીને લીધે ભાડાં વધે છે, તે વધારો "અનુપાર્જિત વધારો" કહેવાય છે. શહેરોમાં મકાનો બાંધવા માટેની જમીનમાં માલિક કાંઈજ મૂડી નાંખતો નથી, પણ વસ્તીના વધારાને લીધે માગણી વધવાથી મકાન બાંધવાની જમીનની અછત થતાં ભોંયભાડું વધે છે. આવા પ્રસંગે એ વધારો તદ્દન અનુપાર્જિત એટલે તે મેળવવા માટે કોઇપણ જાતની તકલીફ લીધા વગર અગર મૂડી નાંખ્યા વગર મળે છે. પરંતુ જૂના દેશોમાં ખેતીની જમીનમાં મૂડી લાંબા કાળથી રોકાતી આવેલી હોવાથી 'અનુપાર્જિત વધારા'નું પ્રમાણ ખોળી કાઢવું ઘણું મુશ્કેલ થઇ પડયું છે.

**મૂડી તથા બચત**

૧૫. મહેનત અથવા મજૂરી અને જમીન અથવા કુદરતી સાધનોની મદદથી થયેલા ઉત્પાદનમાંથી તાત્કાલિક ઉપભોગ જતાં જે વધારો રહે તે ફરી ઉત્પાદનના કામે વપરાય તો મૂડી ગણાય છે. જો ભવિષ્યના અંતિમ ઉપભોગ માટે તે રાખી મૂકવામાં આવે તો બચત ગણાય છે. બચત ઉત્પાદનના કામે લગાડવામાં આવે તો તે મૂડી બને છે. અને ફક્ત સંઘરી રાખવામાં આવે તો તે 'બચત' તરીકે ઓળખાય છે. જે ઉત્પાદનના કામમાં રોકાય તે મૂડી અગર થાપણ તરીકે ઓળખાય છે, ને જે દાગીના કે નાણાંના સ્વરૂપમાં વગર વ્યાજે સંઘરી રાખવામાં આવે છે તે 'મૃત મૂડી' અગર ફક્ત 'બચત' ગણાય છે.

**મૂડીના પ્રકાર**

૧૬. મૂડી વસ્તુના સ્વરૂપમાં હોઈ શકે તેમ નાણાંના રૂપમાં હોઇ શકે. ખેડૂતનાં ઓજારો, બળદ વગેરે નાણાં પ્રમાણે જ મૂડી ગણાય. એટલે 'અર્થ'નું ઉત્પાદન કરવામાં મદદગાર થનારી મનુષ્ય-નિર્મિત વસ્તુ એજ મૂડી, એવી શાસ્ત્રીય વ્યાખ્યા લાગુ પડે છે. ખાતર, બીજ, કોલસા વગેરે જે મૂડી એક વખત વાપરવાથી પૂરી થઇ જાય છે તે મૂડીને 'ફરતી થાપણ' કહે છે. અને જે વસ્તુઓ

મૂડી તરીકે એકથી વધારે વખત ઉપયોગમાં લેવાઇ ધીમે ધીમે ઘસાઇ જઇને નાશ પામે છે એવી વસ્તુઓને 'સ્થાવર મૂડી' અગર 'સ્થાયી થાપણુ' કહે છે, જેમકે ખેડૂતનું હળ, દરજીનો સંચો, કારખાનાનાં યંત્ર તથા મકાનો.

૧૭. જો મૂડી ન હોય તો હુન્નરઉદ્યોગની ખીલવણી થઇ શકતી નથી. તેથી ઉત્પાદનના કાર્યમાં મૂડી મહત્ત્વનો ભાગ ભજવે છે. જો મૂડીનો માલિક (રાજ્ય કે ખાનગી શખસ કે પેઢી) સહકાર ન કરે તો ગજૂરી તથા કુદરતના ઘટકો નકામા થઇ પડે છે. મૂડી હુન્નર ઉદ્યોગના પ્રાણુ છે, ને મજૂરોને મજૂરી તેમાંથીજ મળી શકે છે. વસ્તી વધતી જતી હોવાથી તથા ધનની વહેંચણી અસમાન થતી હોવાથી મજૂરી કરનારા લાખો ને કરોડો મળી આવે છે, પણ મૂડીના માલિકો થોડા હોવાથી સમાજમાં અગ્રતા ભોગવે છે.

**મૂડીની મહત્તા**

૧૮. અસમાન વહેંચણીને લીધે ગરીબ તથા તવંગરના વર્ગ ઉત્પન્ન થવાથી મજૂરોને ગરીબાઇને લીધે મહેનતનો પૂરતો બદલો મળતો નથી, ને મૂડીના માલિકો મજૂરોને ઓછી મજૂરી આપી તેમને મળવા જોઇતા ભાગમાંથી કેટલોક અંશ પચાવી પાડે છે એમ કહી એ અસમાનતા દૂર કરવા યુરોપમાં સમાજવાદીઓ તથા સામ્યવાદીઓના સંપ્રદાય સ્થપાયા છે.

**અસમાન વહેંચણીનું પરિણામ**

૧૯. શરૂઆતમાં માનવજાતની જરૂરિયાતો ઘણીજ થોડી હતી. દરેક કુટુંબ પોતપોતાની જરૂરિયાતો પોતેજ મેળવી લેતું. સમાજનો ઘટક વ્યક્તિ નહિ પણ કુટુંબ ગણાતું. એવાં અનેક કુટુંબોના સમૂહને ટોળી અથવા જાતિ (Tribe) કહેતા. એવી અનેક ટોળીઓના સમૂહનો સમાજ બનતો. એકજ કુટુંબ, ખેતી

**શ્રમવિભાગનો સિદ્ધાંત**

કરે, ઘર બાંધે, કાપડ વણે, તથા બીજી ઉપયોગી ચીજો બનાવે એ મુશ્કેલ બનવાથી 'શ્રમવિભાગ'નું ધોરણ સ્વીકારવામાં આવ્યું અને હાલના યાંત્રિક ઉદ્યોગયુગમાં એ ધોરણનો બહુજ વિકાસ થતાં દરેક વસ્તુ બનાવવાની જુદી જુદી ક્રિયાઓ માટે જુદાં જુદાં માણસો રોકાયાં. એકજ ક્રિયા હંમેશ કરવાની ટેવને લીધે તે ક્રિયામાં રોકાયેલો માણસ તે કામમાં પાવરધો બનતાં મજૂરોની મજૂરીનું પરિણામ વધારે ફળદાયક જણાયું છે.

**વિશિષ્ટ ઉત્પાદન**

૨૦. હાલમાં શ્રમવિભાગનું તત્ત્વ હુન્નરઉદ્યોગોને લાગુ પાડી કેટલાક કારખાનાવાળાએ પોતે ઉદ્યોગની જે શાખામાં વધારે સારું ઉત્પાદન કરી ફત્તેહ મેળવી શકે તે શાખાનું કામ ઉપાડી લઇ કારખાનામાં અમુકજ માલ તૈયાર કરવાનું ધોરણ અમલમાં મૂક્યું છે; જેમકે એક કારખાનાવાળો સૂતર જ કાઢે, બીજો સૂતર રંગવાનું જ કામ કરે, ત્રીજો ફક્ત કાપડ વણવાનું જ કામ કરે, ચોથો તે ધોવાનું જ કામ કરે વગેરે. આવા ઉત્પાદનને વિશિષ્ટ ઉત્પાદન કહે છે.

**સંકલિત ઉત્પાદન**

૨૧. છેલ્લામાં છેલ્લી સુધરેલી ઢબે યાંત્રિક ઓજારો તથા વૈજ્ઞાનિક ખાતરોનો ઉપયોગ કરી મોટા જથ્થામાં તથા બહોળા વિસ્તારમાં શેરડી કે બીટના પાક લે, તેમાંથી ખાંડ બનાવે, અને ખાંડ બનાવતાં જે નકામો ભાગ (waste) રહે તેમાંથી બીજા પેટા પદાર્થો (bye-products) કોઇ બનાવે તો તેમાં કાચા માલથી માંડીને તૈયાર માલ સંપૂર્ણ થતાં સુધીની તમામ ક્રિયા એકજ હકુમત નીચે થતી હોવાથી તેને 'સંકલિત ઉત્પાદન' અથવા 'મોટા પાયા ઉપરનું ઉત્પાદન' કહે છે.

૨૨. જમીન, મજૂરી તથા મૂડીના સહકાર વગર સારામાં સારું ઉત્પાદન થઇ શકતું નથી. સુધરેલી દુનિયામાં મજૂરોએ મજૂર મહા-

**મૂડી તથા મજૂરીના સહકારની જરૂર**

જનો તથા મૂડીવાનોએ માલિકોની મંડળીઓ સ્થાપી છે. મૂડીવાનોએ સહિયારા ભંડોળની મંડળીઓ સ્થાપી મૂડીનો સહકાર સાધ્યો છે, ને મજૂરોએ મજૂર–મહાજન સ્થાપન કરી મજૂરોનું હિત સાચવવા વ્યવસ્થા કરી છે. કારખાનાંના માલિકોએ પોતાના રક્ષણ માટે મજૂર–મહાજનો સામે મંડળીઓ ઊભી કરી છે અને કારખાનાંના નફામાં મજૂરોનો હિત-સંબંધ રહેતો નહિ હોવાથી મૂડીવાનો તથા મજૂરો વચ્ચે વિરુદ્ધ સંબંધ રહે છે, અને તેથી સમાજને સમાજની પૂર્ણ ઉત્પાદક શક્તિનો લાભ મળતો નથી.

**સહકારી ઉત્પાદન**

૨૩. મજૂરોને નફામાં ભાગ આપવાના પ્રયોગો થાય છે, તેમ ઉત્પાદન કરનારી સહકારી સંસ્થાઓ પણ ઊભી થઇ છે, એવી સંસ્થાઓમાં સભાસદો મૂડી તથા મજૂરી પૂરી પાડે છે, અરસપરસ ઉત્પન્ન થયેલી વસ્તુની આપલે અથવા વિનિમય કરે છે; તેમજ તે વસ્તુનો ઉપભોગ કરી નફો મળે તે વહેંચી લે છે, અને માલ વધારે પેદા કર્યો હોય તો બિનસભાસદોને વેચે છે. એવી ઉત્પાદક સહ-કારી મંડળીઓ જો કે બહુ ફત્તેહ પામી નથી, તોપણ ભવિષ્યમાં એવી મંડળીઓ ખીલવાનો ઘણો સંભવ છે.

**ટ્રસ્ટ તથા કાર્ટેલ**

૨૪. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં કેટલાક મોટા મૂડીવાનોએ જોડાઇ જઇ દેશના અમુક ઉદ્યોગો હાથ કરી જે તે ઉદ્યોગમાં એક-હથ્થુ સત્તા મેળવી છે, એવા મૂડીવાનોના સંઘો 'ટ્રસ્ટ' કહેવાય છે. અમુક વસ્તુ એકહથ્થુ થવાથી તેની ફાવે તે કિંમત ટ્રસ્ટ લઈ શકે, પણ કિંમત વધતાં માગણી ઘટે એ સાર્વત્રિક ધોરણ લાગુ હોવાથી માલ સસ્તો વેચવામાંજ એ ટ્રસ્ટોને ફાયદો રહે છે. જેમ માલ સોંઘો તેમ તેની

 

ખપત વધારે એ સિદ્ધાંત તેઓ સારી રીતે જાણે છે. તોપણ આવી રીતે અમુક વસ્તુ એકહથ્થુ થવાથી તેનો દુષ્કાળ પાડવાની શક્તિ એવા ટ્રસ્ટ પાસે રહેવાને લીધે તે સમાજને ભય સમાન છે ને તેથી તેમના ઉપર ત્યાંની સરકારે અંકુશો મૂકયા છે. જર્મનીમાં અમુક ઉદ્યોગના કારખાનાદારો પોતપોતાના કારખાનામાં ઉત્પાદન કરી ઉત્પન્ન કરેલા પદાર્થો વેચવા માટે એકત્ર થઇ અમુક ભાવે જ માલ વેચવાનું ઠરાવે છે. એવા સંઘોને 'કાર્ટેલ' કહે છે.

**ખેડૂતોમાં સહકાર**

૨૫. ઉત્પાદનનો ત્રીજો ઘટક જમીન અથવા કુદરત છે. જમીનના માલિકોમાં સહકાર ઓછો રહે છે. ખેડૂતોમાં સહકારી મંડળીઓએ ઠીક જડ નાંખી છે. એવી મંડળીઓ મારફત સભ્ય થઇને કરજ લેવું, ઓછા વ્યાજનો લાભ મેળવવો, બીજ તથા ઓજારનાં સાધન મેળવવાં, ઉત્પાદન કરેલા માલની સહકારી પદ્ધતિએ વિક્રી કરવી વગેરે લાભ તેઓ ઉઠાવે છે, તેમજ જૂનાં કરજો પતવવા લેંડ મોર્ટગેજ બેંકોનો તેઓ કેટલાક દેશોમાં આશ્રય લઇ રહ્યા છે.

**ઉત્પાદનમાં સરકારની મદદ**

૨૬. ઉત્પાદનમાં સરકાર સુલેહ શાંતિ રાખી મદદ કરે છે, કરવેરા ઓછા રાખી ઉત્તેજન આપી શકે છે, તેમ કેટલાક રાષ્ટ્રોપયોગી ધંધાઓ સરકાર મારફત ચલાવી દેશનું હિત સાધી શકાય છે. કેટલેક ઠેકાણે સ્થાનિક સ્વરાજ્યની સુધરાઇ વગેરે સંસ્થાઓ પોતપોતાના પ્રદેશને ઉપયોગી વીજળી, ગેસ, ચોકખું દૂધ વગેરે પૂરાં પાડવાનું કામ કરે છે, ને જો સારી દેખરેખ હોય, તથા પ્રામાણિક નોકરો હોય તો પ્રજાને તેથી ફાયદો થાય છે. વળી સરકાર ઉદ્યોગોને અનુગ્રહ (bounty) આપી ઉત્તેજન આપી શકે છે તેમ સંરક્ષક જકાતની દિવાલો ઊભી કરી અનુકૂળ ઉદ્યોગોનો વિકાસ કરી શકે છે.

૨૭. ઉત્પાદન થતી દરેક વસ્તુ ઉત્પાદન કરનારાના ઉપયોગની હોતી નથી, તેથી 'વિનિમય' અથવા 'આપલે'ના વ્યવહારની જરૂર પડે છે. આ વિનિમય પ્રથમ અદલાબદલાના વ્યવહારથી થતો, પણ ઉપર જણાવ્યા પ્રમાણે સુધરેલા દેશોમાં એવા વિનિમય માટે સોના ચાંદીનું નાણું ઉપયોગમાં આવ્યું, અને તેનો પ્રચાર હવે લગભગ સાર્વત્રિક થયો છે. એ નાણા ઉપરાંત ચલણી નોટો, બેંક નોટો, હૂંડીઓ, આંતરરાષ્ટ્રિય આયાત નિકાસનાં બિલ્સ ઓફ એક્સચેંજનો પણ નાણા તરીકે ઉપયોગ થાય છે. જુદા જુદા દેશોમાં અમુક હલકી ધાતુનું નાણું (ઉપચલણ) અમુક રકમ સુધી અપાય લેવાય છે. અને તે ઉપરાંતની રકમ માટે એ ધાતુનું નાણું કાયદેસર ચલણ ન ગણાતાં જે તે દેશમાં મૂલ્યમાપનનું ઠરેલું મુખ્ય ધાતુ સોના કે ચાંદીનું ચલણ વપરાય છે.

**વિનિમયનાં સાધનો**

૨૮. દુનિયાના ઘણાખરા દેશોમાં સોના કે ચાંદીનું એકજ ધાતુનું ચલણ દાખલ થયું છે; અને દ્વિચલણ–પદ્ધતિ યુનાઇટેડ સ્ટેટ્સ તથા ફ્રાન્સ જેવા દેશોમાં કાંઇક અંશે છે. જો કે આ પદ્ધતિ ભાવોની સ્થિરતા માટે શાસ્ત્રીય હોવાનું કેટલાક અર્થશાસ્ત્રીઓ જણાવે છે, તોપણ તેમાં વધુ મૂલ્યવાન ધાતુ ગળાઇ જઇ ધાતુ તરીકે વેચાઇ જવાનો પ્રસંગ આવવાથી ઓછી મૂલ્યવાન ધાતુનાં નાણાં પ્રચારમાં રહે છે ને તેથી વસ્તુઓની કિંમતમાં ઊથલપાથલ થાય છે. સોનું અને ચાંદી એ બે ધાતુ વચ્ચે કિંમતનું પ્રમાણ ઠરાવવાની અને તે ટકાવવાની મુશ્કેલીઓ પણ ઊભી થાય છે. તેથી વ્યવહારમાં સુવર્ણચલણ વધારે દાખલ થઇ અનુકૂળ ગણાય છે. કેટલાક દેશોમાં સુવર્ણમૂલ્યમાપન–પદ્ધતિ છે, કેટલાકમાં સુવર્ણચલણ સિવાય સુવર્ણ–પરિવર્તન–પદ્ધતિ છે. અને કેટલેક ઠેકાણે સુવર્ણખંડ–મૂલ્યમાપન–પદ્ધતિ સ્વીકારાઇ છે. સુવર્ણપરિવર્તનપદ્ધતિ આંતરરાષ્ટ્રિય વિનિમયનું

**ચલણ પદ્ધતિ**

સાધન છે. સુવર્ણના ધાતુના રૂપમાં અમુક વજનના ટૂકડાને એકમ ગણી તે મુજબ વિનિમય માટે સુવર્ણના ચલણ સિવાય ચાંદીના શિક્કા, નોટો, હૂંડીઓ વગેરેનો ઉપયોગ કરતાં સુવર્ણની બચત થઈ સુવર્ણમૂલ્યમાપનનો લાભ મેળવાય છે એમ કેટલાક અર્થશાસ્ત્રીઓ કહે છે, તેને સુવર્ણખંડમૂલ્યમાપન–પદ્ધતિ કહે છે. દેશની અંદરના તથા આંતરરાષ્ટ્રિય વ્યવહારમાં શાખનો સારો ઉપયોગ થાય છે અને તેથી શાહુકારી પેઢીઓ, બેંકોની જરૂર રહે છે. આજે ભારે મંદીના વમળમાં ઘણા ખરા દેશોએ સોનાનું ચલણ છોડી દીધું છે, અને મી૦ એમ. ડી. પી. વેબ જેવા ફક્ત ચાંદીનું ચલણ આપણે ત્યાં દાખલ કરવા આગ્રહ કરે છે.

**હૂંડી તથા હૂંડિયામણ**

૨૯. આંતરરાષ્ટ્રિય વેપારમાં આયાત તથા નિકાસના માલનાં બિલોનો હૂંડીઓ માફક ઉપયોગ કરી બાકીની રકમ કોઈપણ દેશને આપવા લેવાનો પ્રસંગ આવે તેટલી રકમ સોના–નાણામાં આપવી પડતી નથી. એ નાણું મોકલવાના ખર્ચ કરતાં હૂંડિયામણથી આંતરરાષ્ટ્રિય હૂંડીઓ મોકલવામાં ઓછો ખર્ચ આવે છે. તેથી એવો વ્યવહાર હૂંડીઓ મારફતે દહાડે દહાડે વધારે થાય છે, અને પ્રત્યક્ષ સોનું બહુ જ ઓછું વપરાય છે. આવા કામ માટે એક્સચેંજ બેંકો નીકળી છે ને તેઓ વખતોવખત ભેગી મળી હૂંડીઓનો નિકાલ કરી નાખે છે. જે જગોએ મળીને હૂંડીઓનો અંદર અંદર નિકાલ થાય છે તેને ક્લીઅરીંગ હાઉસ કહે છે.

**બજાર ભાવ**

૩૦. આખી દુનિયાનું દરેક ચીજનું બજાર એક જ થયું છે ને તેથી કોઇપણ દેશ બીજા દેશો કરતાં માલ સસ્તો વેચવાની સ્થિતિમાં મૂકાય તો બીજા દેશોના એ જ માલનો ભાવ ઊતરે છે, અને જે દેશને તે માલ એ ભાવે ઉત્પાદન કરવો ન પરવડે તે દેશ હરીફાઇમાં પાછો પડે છે, ને તે દેશની એ માલમાં રોકાયેલી

આપણુ બીજા વધારે નફાકારક ધંધામાં રોકવા માટે કાઢી લેવાની જરૂર ઊભી થાય છે. એ માલ બનાવનાર મજૂરોને પોતાનો જૂનો ધંધો છોડી નવા ધંધામાં જોડાવાની ફરજ પડે છે.

**ઔદ્યોગિક લડાઇઓ કેમ લડાયછે**

૩૧. જો આવો વેપાર તદ્દન અનિયંત્રિત હોય ને દરેક દેશમાં ખુલ્લા વેપારની નીતિ અમલમાં હોય તો સૌથી વધારે સમૃદ્ધિ તથા હુન્નરઉદ્યોગોમાં આગળ વધેલો દેશ ફાવી જાય ને બીજા હુન્નરઉદ્યોગમાં પછાત રહેલા દેશોમાં પોતાનો માલ ખપાવી ત્યાંના ઉદ્યોગ-ધંધાનો નાશ કરે, અને ફક્ત કાચા માલની પેદાશ માટે એ દેશો લાયક રહી ઉદ્યોગોમાં બહુ આગળ વધેલા દેશની તેમને ગુલામી કરવી પડે. તેથી યુરોપનાં ઘણાખરાં રાષ્ટ્રોએ ખુલ્લી વેપારનીતિ ફેંકી દઇ પોતાના ઉદ્યોગધંધાને અનેક રીતે રક્ષણ આપવાનું ધોરણ સ્વીકાર્યું છે, ને પરિણામે જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ જેવા અનેક દેશો ઉદ્યોગોની સરસ ખીલવણી કરી શકયા છે. એ દેશોમાં પરદેશથી આયાત થતા તૈયાર માલ ઉપર ભારે જકાતો નાખી દેશના કારખાનાને ઉત્તેજન અપાયું હતું, કેટલાક ઉદ્યોગોને રાજ્ય તરફથી મદદ અપાઈ હતી, કેટલાક ઉદ્યોગોને રાજ્ય બહાર દેશ પરદેશ નિકાસ થતા માલ ઉપર સારી રકમો ભેટ તરીકે આપી પરદેશોમાં પોતાનો માલ હરીફાઇમાં સસ્તો વેચવા રાજ્યે સવડ કરી આપી હતી, અને બીજી અનેક રીતે મદદ કરવામાં આવી હતી. કેટલાક પરદેશોએ આવી ભેટની મદદ રદ કરવા ભેટ જેટલી રકમની એવા આયાત થતા માલ ઉપર વિશેષ જકાત નાંખી પોતાના દેશના એ માલ ઉત્પન્ન કરતા ઉદ્યોગનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો છે. અને આવી રીતે જુદા જુદા દેશો દુનિયાનાં બજારો કબજે કરવા અનેક આર્થિક લડાઇઓ લડતા આવ્યા છે.

૩૨. જે દેશ ઉદ્યોગના મુખ્ય સાધન કોલસા કે લોઢાની ખાણો ધરાવતા હોય, પણ કાચો માલ પેદા ન થતો હોય તે દેશમાં

**ખુલ્લા વેપારની નીતિની મર્યાદા**

વગર જકાતે કાચો માલ આયાત કરવામાં એ દેશનું હિત રહેલું છે. એવા દેશમાં ઉત્પન્નના પ્રમાણમાં વસ્તી વધારે પડતી વધતી જતી હોય તો વધારાની વસ્તીને કામે લગાડવા માટે દેશનું ઉદ્યોગીકરણ બહુ ઉપયોગી થઈ પડે છે, અને અનાજ વગેરે પરદેશથી વગર જકાતે મેળવી સસ્તી ખોરાકી પૂરી પાડવાથી બહુ જનસમાજને લાભ થાય છે. હંમેશ ખેતીની પેદાશ કરતાં કારખાનાંમાં બનતા માલની કિંમત અનેકગણી હોય છે, ને ઉદ્યોગધંધામાં આગળ વધેલા દેશને ખેતી કરતાં ઉદ્યોગોમાં વધારે કમાઇ મળે છે; તેથી અનાજ વગેરે દેશમાં પકવવા કરતાં પરદેશથી મેળવવું વધારે અનુકૂળ થઈ પડે છે.

**બદલાયલી પરિસ્થિતિ**

૩૩. આવી પરિસ્થિતિ, જ્યાંસુધી દુનિયાનાં બજારોમાં માલ ઠાલવવાની એકહથ્થુ અનુકૂળતા રહે ત્યાંસુધી અનુભવાય છે; પરંતુ બીજા દેશો ઉદ્યોગોમાં હરીફાઈ કરી બજારોમાં માલ ઠાલવવા શક્તિવાન થતાં આ સ્થિતિ પલટાવા માંડે છે અને જે દેશ પ્રથમ એકલોજ દુનિયામાં તમામ બજારોમાં માલ ઠાલવતો હતો તેનો નફો દિવસે દિવસે ઓછો થતો જાય છે અને હરીફ દેશો વચ્ચે જકાતી લડાઇઓ શરૂ થાય છે. અને છેવટ તેનું પરિણામ જર્મની સાથે થયેલા વિશ્વયુદ્ધ જેવા યુદ્ધમાં આવે છે. વળી કારખાનાંઓમાં બનેલો માલ જે દેશોમાં ઠલવાતો હોય તે દેશો પણ જ્યારે યાંત્રિક કારખાનાંઓ કાઢી પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માંડે છે તથા અન્ય દેશો સાથે હરીફાઇ કરવા માંડે છે ત્યારે જે દેશોનું પ્રથમ ઉદ્યોગીકરણ થયું હોય તે દેશોને પોતાનો માલ ખપાવવા માટે બજાર મેળવવામાં મુશ્કેલીઓ ઊભી થાય છે, ને બેકારી વધે છે, ને બેકારોને જિવાડવા રાજ્યને ખર્ચ કરવું પડે છે. એવા પ્રસંગે ખુલ્લા વેપારની નીતિ મૂકી દેવાની ફરજ પડે છે, અને પોતાની

હકુમત નીચે જે દેશો હોય તે દેશોના બજારમાં પરરાજ્યોના આયાત થતા માલ સામે જકાતી દિવાલો ઊભી કરવામાં આવે છે તથા ઓટાવા કરાર જેવા કરારો કરી તાબાના પ્રદેશમાં પોતાના માલ ઉપર ઓછી જકાત પડે ને સસ્તો વેચાય તે માટે તજવીજ કરવામાં આવે છે. જો કોઇ દેશ બીજા દેશોના ઉદ્યોગોને તોડી પાડવા માટે પોતાનો માલ પાણીના મૂલે દાલવવા માંડે અને રાજ્ય તરફથી અનેકવિધ મદદ મળવાને લીધે એમ બની શકતું હોય તો તે સામે સંરક્ષક જકાતો નાંખી બચાવ કરવામાં આવે છે.

**વેપારતુલાની ભૂલભૂલામણી**

૩૪. રાષ્ટ્રના આયાત તથા નિકાસના આંકડા ઉપરથી જો નિકાસની કિંમત વધારે હોય તો વેપાર તુલા (balance of trade) તે રાષ્ટ્રના લાભમાં ગણાય છે, ને જો નિકાસ કરતાં આયાતની કિંમત વધી જાય છે તો વેપારતુલા એ રાષ્ટ્રની વિરુદ્ધ છે એમ માનવામાં આવે છે. પરંતુ આ પરીક્ષા સાચી નથી. ગ્રેટબ્રિટનમાં હમેશ નિકાસ કરતાં આયાતનો આંકડો ઘણો મોટો હોય છે અને હિંદમાં આયાત કરતાં નિકાસની કિંમત ઘણી વધારે છે; તોપણ ગ્રેટબ્રિટન વધારે ધનવાન થતું જાય છે ને હિંદ ગરીબાઇમાં રિબાય છે. જો બારીકાઇથી વિચાર કરવામાં આવે તો આયાતમાં ગ્રેટબ્રિટનને દુનિયાના જુદા જુદા દેશોમાં ધીરેલા જાહેર કર્જ અગર ખાનગી કર્જના વ્યાજનો મોંબદલો આવી જાય છે, શહેનશાહતમાં વસતા બ્રિટિશ વેપારીઓનો નફો આવી જાય છે, પરદેશોમાં બ્રિટિશોએ રોકેલી મૂડીના નફાનો આયાતમાં સમાવેશ થાય છે, સામ્રાજ્ય તથા પરદેશમાં નાના મોટા પગારે નોકરી કરતા લશ્કરી કે મુલકી અમલદારો તથા નોકરો, ખાનગી પેઢીઓના બ્રિટિશ કામદારો તથા કારખાનાંઓમાં નોકરી કરતા બ્રિટિશ માણસોના પગાર તથા પેન્શનોમાંથી થતી બચત, વિલાયતમાં પેન્શન ખાવા પરદેશથી આવેલા બ્રિટિશ લોકોનાં પેન્શનો, બ્રિટિશ નોકરઃ

તથા ધંધાદારીઓનાં બૈરાંછોકરાં વિલાયતમાં રહેતાં હોય ત્યારે તેમના નિર્વાહ તથા કેળવણી માટે મોકલાતી રકમો, એક્સચેંજ બેંકો, બ્રિટિશ વહાણવટું તથા વીમા કંપનીઓ વગેરેના નફા વગેરે અનેક બાબતોનો એ આયાતમાં સમાવેશ થાય છે. તેથી નિકાસ કરતાં આયાતની કિંમત ઘણી વધારે છતાં ગ્રેટબ્રિટનને જવલ્લે જ સોનાના કે બીજા રૂપમાં રકમો ભરવી પડે છે. તેથી ઊલટું, હિંદમાં આયાત કરતાં નિકાસ વધારે હોવાને લીધે વેપારતુલા એક રીતે દેશના લાભમાં જણાય છે; પણ એ ભૂલભૂલામણી છે; કારણ નિકાસમાં હિંદી સરકારે વિલાયત મોકલેલાં બ્રિટિશ નોકરોના પેન્શનો, તથા હિંદી સરકાર વતી બ્રિટનમાં થતી ખરીદી, બ્રિટિશ નોકરોના પગારમાંથી મોકલવામાં આવતી બચત, બૈરાંછોકરાંના નિર્વાહ તથા કેળવણીના ખર્ચ, રેલ્વે, બ્રિટિશ વહાણવટાની કંપનીઓ, વીમા કંપનીઓ, બેંકો, ચાહકોફીના બગીચા વગેરેના નફા તથા વ્યાજ વગેરેનો સમાવેશ થતો હોવાથી હિંદ એ વધારાની રકમ ગ્રેટબ્રિટનને એક જાતની ખંડણી તરીકે ભરે છે, ને દેશ ચુસાઇને ગરીબ જ રહે છે.

**અર્થની વહેંચણી**

૩૫. દરેક ઉત્પાદન વિનિમય માટે હોય છે, અને વિનિમયને લીધે જે લાભ મળે તે જમીન અથવા કુદરતના સાધનના માલિક, મજૂર, થાપણદાર તથા પ્રયોજક વચ્ચે વહેંચાઇ જાય છે, એમ આપણે પ્રથમ જોઇ ગયા, અને મૂડીવાદી સમાજરચનામાં એમ થવું યોગ્ય જ છે. મૂડી ભેગી કરવામાં જે સંયમ રાખવો પડે છે તે જોતાં મૂડી વાપરવા આપે તેનું યોગ્ય વ્યાજ આપવું જોઇએ અને જ્યારે એ મૂડીના ઉપયોગથી સારું ઉત્પાદન થયે એ વ્યાજ ઉપરાંત મજૂરોને મજૂરી, જમીનના માલિકને ભાડું ને પ્રયોજકને નફો મળી શકે છે ત્યારે એ મૂડીનો ઉત્પાદકને ઉપયોગ થવાથી, તેનું વ્યાજ આપવામાં કાંઈ ગેરવ્યાજબી થતું નથી.

૩૬. ઊપજની વહેંચણી સંબંધે ખરી તકરાર તો મજૂરવર્ગ

ઉઠાવે છે. તે કહે છે કે અમે મહેનત કરીએ ને કારખાનાંના માલિકો મફત પૈસાદાર થાય છે. પરંતુ જો મૂડીના માલિકના પૈસાનો તથા પ્રયોજકની બુદ્ધિનો સહકાર ન હોય અને જમીનનો માલિક જમીન ન આપે તો મજૂરી નકામી જાય.

**મજૂરોની તકરાર**

૩૭. એ ચારેના સહકારથી ઉદ્યોગની ખીલવણી થઈ શકે છે. તેથી ચારેયને યોગ્ય મોંબદલો મળવો જોઈએ; પરંતુ કેટલીક વખત મજૂરોની અસહાય દશાનો લાભ લઈ કારખાનાદારો મજૂરોને જેટલો મોંબદલો મળવો જોઈએ તેના કરતાં ઓછો મુસારો આપે છે, ને તેથી મજૂરોમાં અસંતોષ ફેલાય છે. મજૂરો મજૂરમંડળ સ્થાપે છે, અને હડતાલો વગેરે મારફત પોતાની સ્થિતિ સુધારવા પ્રયાસ કરે છે. કારખાનાંના માલિકો પોતાનાં મંડળો સ્થાપે છે અને મજૂરોનો સામનો કરે છે ને મજૂરોને હંફાવવા તૈયાર રહે છે.

**મજૂર મહાજનો તથા માલિકોની મંડળીઓ**

૩૮. આમ બન્ને પક્ષ જાણે દુશ્મનો હોય તેવી રીતે વર્તે છે, ને તેથી વર્ગદ્વેષ વધતાં તેમાંથી રશિયાના બોલ્શેવિકોનો સામ્યવાદ પરિણમે છે. હરીફાઈને બદલે સહકાર તથા જે તે ઉદ્યોગના નફામાં મજૂરોને કાંઇ પણ લાભ મળવાની આશા એ બે તત્ત્વો ઉપર બન્ને પક્ષ વચ્ચે સુલેહ થઇ શકે તેમ છે. કેટલાકે ગણત્રી કરી છે કે કારખાનાંનો નફો ફક્ત મજૂરોમાં વહેંચી નાખવામાં આવે તોપણ મજૂરોની એટલી મોટી સંખ્યા છે કે તેમને ભાગે નજીવી જ રકમ વધારે આવે, અને મૂડી તથા સંયોજન માટે બદલો મળતો બંધ થતાં બધા ધંધા બંધ પડે અગર પડી ભાગે. મૂડી તથા મજૂરી વચ્ચે ચાલતી તકરારોનો નિવેડો લાવવા હવે કેટલાંક રાષ્ટ્રોએ ફરજિયાત લવાદીની યોજના દાખલ કરી છે.

**હરીફાઇને બદલે સહકારની જરૂર**

૩૯. મજૂરોની સ્થિતિ સુધારવા કારખાનાં સંબંધે કાયદા પસાર કરી, રહેવા કરવામાં તથા કારખાનાંમાં તેમની તંદુરસ્તીને ઓછામાં ઓછું નુકશાન થાય એવા ઇલાજ લેવાયા છે, તેમજ કેટલાક દેશોમાં મજૂરોને રાષ્ટ્રિય વીમો, ઘડપણમાં પેન્શન, મફત વૈદકીય મદદ, બેકારી સામે રક્ષણ વગેરે લાભ કાયદાથી અપાયા છે. કારખાનાં વગેરેમાં મજૂરોને તેમની કસૂર વગર ઇજા થાય તો વળતર આપવાના કાયદા પણ થયા છે.

**મજૂરોનું રાજ્યે કરેલું રક્ષણ**

૪૦. સમાજસત્તાવાદીઓ ઉત્પાદનનાં સાધનો જમીન તથા ઉદ્યોગો ખાનગી માલિકોને વળતર આપીને રાષ્ટ્રિય બનાવવા, તથા ઉત્પાદનમાંથી ખર્ચ જતાં રહેતા વધારાની બને તેટલી સમાન વહેંચણી કરી મજૂરોને વધારે મુસારો આપવા ભલામણ કરે છે. કેટલાક દરેક શખસની જરૂરિયાત મુજબ તો કેટલાક બુદ્ધિ અને કાર્યકુશળતા મુજબ મજૂરોને બદલો આપવાનું કહે છે, તો કેટલાક સુધરેલી દુનિયાના જીવનખર્ચની કમીમાં કમી યત્તા બાંધી તે યત્તા જેટલું બિનકસબી મજૂરોને પણ મળે એવી હિમાયત કરે છે. તેમના કહેવા પ્રમાણે ઉત્પાદનનાં સાધનો રાષ્ટ્રિય માલિકીનાં રહે, અને ખર્ચ જતાં રહેતો વધારો જેને ભાગે જે આવે તે ખાનગી માલકીનો ગણાય. પરંતુ એ વધારાના વત્તાઓછા ઉપભોગમાંથી ફરી મૂડી પેદા થાય અને સમાજવાદીઓનો ધારેલો હેતુ પાર પડે નહિ.

**સમાજસત્તાવાદી-ઓનાં મંતવ્યો**

૪૧. ધનની વિભાગણી થયા પછી તે ઉપભોગમાં લેવાય છે. દરેક ઉત્પાદનનો અંતિમ હેતુ ઉપભોગ જ છે. ધન, અર્થ, સંપત્તિ એ પર્યાય શબ્દો જ છે. માણુસની જરૂરિયાત પૂરી પાડવા માટે સંપત્તિનો થતો ઉપયોગ એનું જ નામ 'ઉપભોગ.'

**ઉપભોગ**

૪૨. ઉપભોગ તાત્કાલિક હોઇ શકે અગર અંતિમ હોઇ શકે.

તાત્કાલિક ઉપભોગ તરત થઇ શકે છે અને અમુક વસ્તુ વધારે જરૂરી તથા અમુક ઓછી જરૂરી એ ધોરણે ગૃહસંબંધી અર્થશાસ્ત્ર મુજબ જે તે વસ્તુનું પરિણામ ગોઠવી ખર્ચ કરવામાં આવે છે. માણસને ખાવાપીવા માટે ખોરાક, પહેરવા ઓઢવા કાપડ તથા રહેવાકરવા ઘર એ ત્રણ ચીજો આવશ્યક છે, ને તેથી સામાન્ય સ્થિતિના માણસનો એ ત્રણ માટે વધારે ખર્ચ હોય છે. તે ઉપરાંત જે ચીજો વપરાય તે એના મનથી મોજશોખની વસ્તુ બને છે. નિર્વાહની પ્રાથમિક જરૂરિયાત પૂરી પાડવામાં કસર કરીને ભવિષ્યના નિર્વાહ માટે બચત કરવા જતાં માણસને પૂરતું પોષણ મળતું નથી, પૂરતાં કપડાં મળતાં નથી, ને પૂરતી સગવડ તથા હવા અજવાળાવાળું આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ અનુકૂળ રહેઠાણ મળતું નથી; તેથી તેની કામ કરવાની શક્તિ ઘટે છે, ને કમાવાની શક્તિ ઘટતાં પરિણામે નુકશાન થાય છે, તેથી તંદુરસ્તીના ભોગે બચત કરવી અયોગ્ય ગણાય છે. પણ માણસની સુધરેલા જમાનાને અનુસરતી પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડતાં જે કાંઇ વધે તે ભવિષ્યના નિર્વાહ માટે સંગ્રહી શકાય તો તે સાચી બચત ગણાય છે, ને અંતિમ ઉપભોગ માટે કામમાં આવે છે. પણ જો કોઇ શખ્સ એવી બચત રાખી ન મૂકતાં વ્યાજ અગર નફો મળે એવા ધંધામાં રોકે તો તે બચત 'થાપણની રોકાણ' (investment) નું રૂપ પકડે છે ને મૂડીરૂપે ઉપયોગમાં આવી હુન્નરઉદ્યોગની ખીલવણી કરે છે.

**ઉપભોગના ધોરણો**

૪૩. મોજશોખની ચીજોમાં જે વસ્તુ આરોગ્યની દૃષ્ટિએ અપાયકારક હોય અગર કામ કરવાની શક્તિ ઘટાડે ને નીતિની દૃષ્ટિએ જે કૃત્ય ગુન્હો ગણાય એવાં કૃત્યો કરવા પ્રેરણા કરે તે વસ્તુઓનો ઉપભોગ, સમાજના, કુટુંબના તથા વ્યક્તિના હિતની દૃષ્ટિએ નુકશાનકારક હોવાથી વર્જ્ય ગણાવો જોઇએ અને સમાજની એક સંસ્થા તરીકે

**અપાયકારક મોજશોખ અટકાવવાં જોઇએ**

રાજ્યે એવી વસ્તુ વાપરવાની બંધી કરવી જોઈએ; જેમકે દારુ, તાડી, માદક પેયો, અફીણ, ગાંજો, ચરસ, કોકેન, ભાંગ વગેરે.

**રહેણીનું ધોરણ**

૪૪. દરેક દેશમાં રહેણીનું ઓછામાં ઓછું પરિમાણ પરિસ્થિતિ મુજબ જુદું જુદું હોય છે. યુરોપની પ્રજા રહેણીનું ધોરણ જેમ ઊંચું રહે તેમ આર્થિક તથા ભૌતિક પ્રગતિ વધારે થાય એમ માને છે ને તેથી ત્યાં દિવસે દિવસે માણસની મોજશોખની વસ્તુઓ જરૂરિયાતના પ્રદેશમાં પેસતી જાય છે. પરંતુ આવા ધોરણને પણ કાંઈક મર્યાદા હોવી જોઈએ. આરોગ્ય તથા જીવનરક્ષણની દૃષ્ટિએ માણસને જેવા ખોરાક તથા વસ્ત્રની તથા જેવાં રહેઠાણની જરૂર હોય, તેવાં અન્નવસ્ત્ર તથા રહેઠાણ મળી રહે એટલે સુધી આર્થિક પ્રગતિ થવી જોઈએ એમાં કાંઈ શક નથી. તેમજ કામ કરનારના કલાક એટલા ઓછા થવા જોઈએ કે જેથી તેને જરૂરી ફુરસદ મળ્યે માનસિક નિર્દોષ આનંદ મળી શકે, દેહના વ્યવહાર ચલાવવાની સગવડ મળી શકે, કૌટુંબિક જીવનનો જરૂરી ઘૂંટડો પી શકે, તથા દરરોજની કાર્યક્ષમતા ઓછી ન થાય. દરેક વ્યક્તિને આટલું મળે ને કોઈ પણ શખસને બેકાર ન રહેવું પડે એવી પ્રગતિ કરવા તરફ દરેક રાષ્ટ્રે ધ્યાન આપવું જોઈએ.

**વસ્તીનો વધારો**

૪૫. રહેણીનું પરિમાણ ઘટવામાં વસ્તીનો વધારો કેટલેક અંશે જવાબદાર હોય છે. ધણી ધણિયાણી પચીસ રૂપિયાના પગારમાં પૂરું કરતાં હોય, તેમની આવક ન વધતાં ઘરમાં બચ્ચાં વધે તો કુદરતી રીતે રહેણીનું ધોરણ ઘટાડવું પડે. જે ધોરણ વ્યક્તિ તથા એક કુટુંબને લાગુ છે તે જ ધોરણ દેશને લાગુ છે. તેથી દેશમાં જેટલી વસ્તી વધે તેના પ્રમાણમાં ઉત્પાદનશક્તિ વધે તો કાંઈ હરકત આવતી નથી. પણ ઉત્પાદનશક્તિ કરતાં વસ્તીનો વધારો પ્રમાણમાં વધારે હોય તો રહેણીનું ધોરણ ઘટતું જાય, બધાને ખાવા

પીવા, પહેરવા ઓઢવા કે રહેવા કરવા અન્ન વસ્ત્ર કે આશ્રયસ્થાન પૂરતું ન મળે, ગરીબાઇ વધે ને દેશની અધોગતિ થાય. જો વસ્તીના વધારા કરતાં દેશની ઉત્પાદનશક્તિ વધારે હોય તો વસ્તીનો વધારો એ દેશને આશીર્વાદ સમાન થાય છે; કારણ વસ્તીનો વધારો પણ ઉત્પાદનના કામમાં ઉપયોગમાં આવતાં દેશ સમૃદ્ધ થાય છે ને મનુષ્યબળ વધતાં દેશ બળવાન બને છે. એટલે વસ્તીનો વધારો અમુક દેશમાં વધારે પડતો છે કે નહિ તેનો જવાબ જે તે દેશની વર્તમાન તથા ભવિષ્યની ઉત્પાદનશક્તિ પરત્વે જે સ્થિતિ હોય તે ઉપરથી આપી શકાય છે. એવે પ્રસંગે ફક્ત માલ્થસનો લોકસંખ્યાના વધારાના દુષ્પરિણામ સંબંધેનો સિદ્ધાંત હમેશ કામમાં આવતો નથી. વૈજ્ઞાનિક શોધોને લીધે વસ્તીના વધારાને પૂરતું અન્ન વસ્ત્ર તથા રહેઠાણ મળવામાં મુશ્કેલી લાંબા કાળ સુધી નહિ પડે એમ ઘણા ખરા અર્થશાસ્ત્રીઓ માનવા લાગ્યા છે.

**ઉપભોક્તાની સહકારી મંડળીઓ**

૪૬. ઉપભોગની ચીજો ઉત્પાદકો પાસેથી સીધી મળતી નથી. તે ગ્રાહક સુધી જઈ પહોંચતાં કેટલાયના હાથમાં થઈને જાય છે. એવા વચલા માણસોમાં જથ્થાબંધ તથા છૂટક માલ વેચનારા વેપારીઓ, દલાલો, આડતિયા, આયાત તથા નિકાસ કરનારી પેઢીઓ વગેરેનો સમાવેશ થાય છે. ગ્રાહકના હાથમાં માલ પડતાં સુધી માલ ઉપર દરેકના નફા, દલાલી, કમિશન વગેરે ચડયે જાય છે ને માલ મોંઘો પડે છે. તેથી વસ્તુઓ સોંઘી મેળવવા માટે તથા વચલા માણસોનો બને તેટલો ભાવમાં ચડાવો ટાળવા માટે ઉપભોક્તાઓ(ગ્રાહકો)ની સહકારી મંડળીઓ નીકળી તેમના કોઠાર (સ્ટોર) નીકળ્યા છે. કેટલેક ઠેકાણે ઉપભોકતાઓએ ભેગા મળી પોતાને ઉપયોગી ચીજો ઉત્પાદન કરી ઉપભોગમાં લેવા માટે સહકારી તત્ત્વ ઉપર સંસ્થાઓ કાઢી છે. તે જ પ્રમાણે અપાયકારક વસ્તુનો ઉપયોગ ઘટાડવા અથવા સદંતર બંધ કરવા માટે પણ સંસ્થાઓ નીકળી છે.

સહકારી તત્ત્વો ઉપર ઘર બાંધવાની મંડળીઓ ઊભી થતાં ગરીબો માટે સસ્તાં રહેઠાણની સવડ કેટલેક ઠેકાણે થઈ છે. અમુક ભાડું લેવામાં આવે ને અમુક વર્ષ સુધી ભાડું ભરે તો મકાનનો અમુક ભાગ જેની તેની માલીકીનો બનાવી શકાય છે.

**ઉપભોક્તાનું રાજ્યે રક્ષણ કરવું જોઈએ**

૪૭. ઉપભોક્તાઓને માલ ભેળસેળ વગરનો મળે, આરોગ્યની દૃષ્ટિએ નુકશાનકારક ન મળે, ઓછાં વજન માપનો ન મળે, વગેરે માટે જે તે દેશની સરકારે કાયદા કરી તેનો કડક અમલ કરવો જોઈએ, તેમજ ઉત્પાદકો ઉપભોક્તાઓનું શોષણ ન કરે એવી ગોઠવણ રાજ્યે અમલમાં મૂકવી જોઈએ.

**ખુલ્લો વેપાર તથા સંરક્ષણ**

૪૮. તેમ છતાં દેશના ઉદ્યોગોની વૃદ્ધિ માટે સંરક્ષક જકાત નાંખી વિદેશી માલ મોંઘો બનાવવાની જરૂર પડે છે. એવે પ્રસંગે ઉપભોક્તાઓના હિતનું ઉત્પાદકોના હિત માટે બલિદાન અપાય છે એવી બૂમ પડે છે. પણ દેશની ઉત્પાદનશક્તિની ખીલવણી થતાં દેશનો માલ દિવસે દિવસે સોંઘો થતો જાય છે, બહારના માલ ઉપર જકાત હોવાથી દેશના ઉદ્યોગધંધામાં લોકોને વધારે રોજી મળે છે, બેકારી ઘટે છે, અને ખરીદશક્તિ વધતાં ઉપભોગ કરવાની પ્રજાની શક્તિ વધે છે. વળી ઉત્પાદક તથા ઉપભોક્તા એક જ ઢાલની બે બાજુ છે. દરેક શખસ એક રીતે ઉત્પાદક છે ને બીજી રીતે ઉપભોક્તા છે. તેથી પરિણામે કોઈને કાયમનું નુકશાન થવાનો સંભવ ઓછો છે.

**કરવેરા**

૪૯. દેશના ઉદ્યોગધંધાની ખીલવણીમાં સંરક્ષક જકાત કેવો ભાગ ભજવે છે તે આપણે જોઈ ગયા. દેશમાં સુલેહશાંતિ તથા ન્યાયની સંગીન સ્થાપના માટે તથા સમાજના કલ્યાણ માટે રાજ્યતંત્રની જરૂર હોય છે. એ તંત્ર પરરાષ્ટ્રિયોના હુમલામાંથી દેશના રક્ષણ

માટે લશ્કર રાખે છે, દેશની અંદર સુલેહશાંતિ રાખવા તથા ગુન્હા થતા અટકાવવા તથા થાય તે પકડવા ને આરોપીઓને સજા કરવા પોલિસ તથા ન્યાયાધીશો રાખે છે, અને દેશના વહીવટ માટે જુદાં જુદાં ખાતાં નિર્માણ કરી નોકરો મારફત વહીવટ કરે છે. આ બધા કામ માટે ખર્ચ કરવો પડે છે તેથી રાજ્યતંત્ર કરવેરા નાંખે છે. એ કરવેરાનું એક શાસ્ત્ર જ બન્યું છે, ને જુદા જુદા દેશોમાં પરિસ્થિતિ મુજબ કરવેરા નંખાય છે.

**કરવેરાનાં ધોરણો**

૫૦. કરવેરા બે પ્રકારના છે: સીધા તથા આડકતરા. સીધા કરવેરામાં આવકવેરો, જમીન–મહેસૂલ, ઘરવેરો વગેરેનો સમાવેશ થાય છે. આડકતરા વેરા ઘણે ભાગે જકાતના સ્વરૂપના છે. રાજ્યના ઉત્પન્નમાં રાજ્ય તરફથી પ્રજાને મળતી સેવાના બદલામાં આપવામાં આવતી રકમોનો પણ સમાવેશ થાય છે. તાર તથા ટપાલખાતું, રેલ્વેખાતું, ન્યાયખાતું અમુક સેવાના બદલામાં લાગત તથા લવાજમ લે છે. તેનું સ્વરૂપ શુદ્ધ કરવેરાનું નથી પણ સેવાના બદલાનું છે. કરવેરા ફરજિયાત ભરવા પડે છે, સેવાના મોંબદલામાં આપવામાં આવતી રકમો સેવા લેવામાં ન આવે તો ભરવી ન પડે, તેથી તેનું સ્વરૂપ મરજિયાત છે. ઘણીખરી સેવાનો બદલો મિશ્ર સ્વરૂપનો હોય છે. તે કાંઇક અંશે કરના સ્વરૂપનો અને કાંઇક અંશે સેવાના બદલાના સ્વરૂપનો હોય છે. બનતાં સુધી દરેક કર બધા વર્ગો ઉપર તથા વ્યક્તિઓ ઉપર જેના તેના ગજા પ્રમાણે સરખો બોજો નાંખે એવો હોવો જોઇએ. દરેક જણને જેટલું રક્ષણ મળે છે ને તેથી જેટલે અંશે તેની આવક આવે છે તેના પ્રમાણમાં કર દરેકે આપવો જોઇએ એવો એક બીજો સિદ્ધાંત છે. કર નિશ્ચિત સ્વરૂપના, હમેશ બદલાતા ન હોય એવા, તથા કરની રકમ, તથા ભરવાનો વખત તથા પદ્ધતિ બધાંને સ્પષ્ટ જણાઇ આવે એવાં હોવાં જોઇએ. કર આપનારાને જે વખત તથા પદ્ધતિ અનુકૂળ આવે એમ હોય તે વખત તથા પદ્ધતિ સ્વીકારી સરકારે કર ભરનારાને

અનુકૂળતા કરી આપવી જોઈએ. વળી સરકારને કરના રૂપમાં જેટલી રકમ મળવાની હોય તેના કરતાં વધારે રકમના ખર્ચમાં કર ભરનારાને ઊતરવું ન પડે એવી તજવીજ રહેવી જોઇએ. જે કર વસૂલ કરવામાં આવકના પ્રમાણમાં ખર્ચ વધારે આવતો હોય તેવા કરની સંખ્યા બને તેટલી કમી કરવી, તથા જે કરને લીધે સીધી અથવા આડકતરી રીતે અર્થોત્પત્તિને બાધ આવે તેવા કર નહિ નાંખવા, એ જ આ બધા નિયમોનો હેતુ છે.

જુદા જુદા કર તથા મત

૫૧. માણુસની પ્રાથમિક જરૂરિયાતો માત્ર જીવન ટકાવવા ઉપયોગી હોવાથી તેના ઉપર કોઇપણ જાતનો કર ન હોવો જોઇએ એમ ઘણાનું કહેવું છે. એ ધોરણે અનાજ ઉપરના કર તથા મીઠા ઉપરનો વેરો વ્યાજબી ગણાય નહિ. કેટલાક કહે છે કે જે રહેણીનું ધોરણ માણસના જીવનરક્ષણ માટે સુધરેલાં રાષ્ટ્રો ઓછામાં ઓછું અમુક રહેવું જોઇએ એમ માને છે તે રહેણીનું ધોરણ, કર નાંખવામાં આવે તો, ઊતરવાનો સંભવ હોવાથી રહેણીની છેલ્લી મર્યાદા ઉપર રહેતા ગરીબ મજૂરો, ખેડૂતો તથા વેતન મેળવનારા ઉપર કરનો બોજો ન પડે એ કર નાંખનારે જોવું જોઇએ. તેથી ઊલટું કેટલાક કહે છે કે અમુક વિશિષ્ટ સેવાનો જેને વધારે લાભ મળે છે તે સેવા માટે વધારે કર આપે, ને જેને એ સેવાનો ઓછો લાભ મળે છે તે ઓછો કર આપે, એમ ઠરે તોજ સમતાના તત્ત્વનો અમલ થયો ગણાય. કેટલાક કહે છે કે ગરીબ પાસે તમે એક રૂપિયો કર લો તો તે કકળી ઊઠે, મધ્યમ સ્થિતિવાળાને સહજ અગવડ થાય ને વધારે ધનિકને તો એક રૂપિયા કરનો હિસાબ નથી. તેથી જો કર લેવામાં ત્યાગની સમતાનું ધોરણ સ્વીકારાય તો જ વ્યાજબી ગણાય. એટલે ગરીબને એક રૂપિયો આપવો પડવાથી જેટલો આપભોગ આપ્યાની ભાવના થાય તેટલી આપભોગ આપ્યાની ભાવના જે જે રકમો મધ્યમ તથા શ્રીમંત

પાસેથી કરના રૂપમાં લેવાથી થઇ શકે તે તે રકમ કરના રૂપમાં તેમની પાસેથી લઇ શકાય એવી રીતે કરનો દર ચડતો રહેવો જોઇએ. આ તત્ત્વનું સંપૂર્ણ અનુસરણ કરવામાં આવે તો સમાજસત્તાવાદીઓના કહેવા પ્રમાણે મૂડી ઉપરના કરમાં તેનું પર્યવસાન થાય. પણ સામાન્યતઃ એટલે દરજ્જે ન જતાં ચડતા દરે આવકવેરો લેવા માટે આ વિચારસરણી ઉપયોગમાં આવે છે. મૂડી ઉપર કર નાંખવામાં આવે તો ઉત્પાદનશક્તિ ઘટે, મૂડી એકત્ર કરવા તરફ કોઇનું વલણ ન રહે અને તેથી દેશને કાયમનું નુકશાન થાય એવો ભય રહે છે. વળી અનુપાર્જિત ભાડું તથા એકહથ્થુ વેપારના સ્વરૂપના ધંધામાં (monopolies) મળતા અનુપાર્જિત નફા ઉપર ગમે એટલો કર નાંખવામાં આવે તો ઉત્પાદનશક્તિ ઘટતી નથી અને જે વર્ગો જે મફત વગર મહેનતે અનુપાર્જિત લાભ ઉઠાવે છે તે લાભમાંથી સરકારને ખર્ચ કરવા નાણાં મળી રહેતાં સમાજનું તેમાં કલ્યાણ થાય છે, એવી પણ વિચારસરણી કેટલાક અર્થશાસ્ત્રીઓ રજૂ કરે છે. મૂડીવાદી રાષ્ટ્રોમાં ઉત્પન્ન ઉપર જુદા જુદા કર લેવાય છે, મૂડી અગર મિલકત ઉપર કર લેવાતા નથી. કેટલાક દેશોમાં પરણેલા કરતાં કુંવારા ઉપર વિશેષ કર નંખાય છે, કારણ પરણેલાને માથે સ્ત્રી તથા બાળકોને પોષવાની જવાબદારી રહેતી હોવાથી તેની કમાણી કરનો ઓછો બોજો સહન કરી શકે છે, જ્યારે કુંવારાને એવી કાંઇ જંજાળ નહિ હોવાથી તેની પાસેથી વધારે કર લેવામાં આવે તો પણ તેને તે ત્યાગ વધારે લાગતો નથી એમ કહેવાય છે. વારસા ઉપરનો કર એ વારસ પાસેથી લેવાતો હોવાથી તેને મળનારી મિલ્કતમાંથી અપાય છે; અને જ્યાં એ કરમાંથી સીધા વારસ સ્ત્રી પુત્રાદિકને બાતલ રાખી કાકા ભત્રીજા વગેરે તેઢા વારસને મરનારની મિલ્કત ઊતરવાના પ્રસંગે લેવાય છે ત્યાં એવા તેઢા વારસને વારસો મફત મળે છે ને તેથી એવી મિલ્કતમાંથી વેરો લેવામાં કાંઇ ગેરવ્યાજબી પણ થતું નથી. કેટલાક, આવકવેરાના ધોરણે જમીન, કે ઉદ્યોગની કે બીજા ધંધાની આવકમાંથી અમુક મત્તા સુધી માફી આપી તે ઉપરની હરેક પ્રકારની

આવક ઉપર ચડતા દરે વેરો લેવાની સૂચના કરે છે, અને એવો એક જ કર રાખી બાકીના કરવેરા કાઢી નાંખવા જણાવે છે.

૫૨. કરવેરાનો અંતિમ બોજો કોના ઉપર પડે છે એ ઠરાવવું મુશ્કેલ છે. સીધા કરનો બોજો તે કર આપનાર બીજાના ઉપર નાખી શકે છે; જેમકે મર્યાદિત સંખ્યામાં રહેવાનાં મકાનો હોય અને તેનું દરેક ભાડૂત પાસે ભાડું લેવામાં આવતું હોય, એવે પ્રસંગે ઘરવેરો કે એવા સ્વરૂપના જે કાંઇ સીધા વેરા લેવાય તે માલિક ભાડૂતનું ભાડું વધારીને તેમાં ચડાવી શકે છે ને રહેવાના મકાનનો પૂરવઠો મર્યાદિત હોવાથી એ વેરો ભાડૂતોએ ભર્યેજ છૂટકો છે. જકાત સામાન્યતઃ દુકાનદારો ભરે છે પણ છેવટે ગ્રાહક જ આપે છે, કારણ જકાત ભરેલો માલ જે ખરીદે તે શખસને વધારે કિંમત આપવાની દુકાનદાર ફરજ પાડી શકે છે. કેટલાક વેરા એવા હોય છે કે જેનો બોજો ગ્રાહક તથા દુકાનદાર બન્ને ઉપર થોડા થોડા પ્રમાણમાં પડે છે. એવા પ્રસંગે કિંમત વધતાં જે વસ્તુનો ખપ ઘટી શકે છે તે વસ્તુનો ઉપાડ ચાલુ રાખવા માટે દુકાનદાર પોતાના નફાનો થોડો ભાગ આપીને વેરાની રકમ જેટલી પૂરી રકમ કિંમતમાં ચડાવતા નથી. ઊલટું, અનાજ, મીઠું વગેરે માણસની પ્રાથમિક જરૂરિયાતોના ખપ ઉપર કિંમતની અસર ઓછી થતી હોવાથી દુકાનદાર વેરાની રકમ વધારે કિંમત લઇને પૂરી વસૂલ કરી શકે છે. તેથી કોઇપણ કરવેરો નાંખતા પહેલાં કરનો બોજો ખરેખર કોના ઉપર પડશે તેનો વિચાર કરવો આવશ્યક છે.

**કરનો બોજો**

૫૩. જકાત બે પ્રકારની છે: આયાત તથા નિકાસ ઉપરની આંતરરાષ્ટ્રિય વેપારને લગતી જકાત અને અંતર્ગત જકાત. અંતર્ગત જકાતનો આપણે ત્યાં એક્સાઇઝમાં સમાવેશ કર્યો છે, જ્યારે દારુતાડીનું ઉત્પન્ન આબકારી ગણાય છે પણ તે એક્સાઇઝનો જ એક ભાગ છે. હિંદમાં મિલોમાં બનતા કાપડ ઉપર જે

**અંતર્ગત જકાત અથવા એક્સાઇઝ**

જકાત નાંખવામાં આવી હતી તે એક્સાઈઝ જકાત કહેવાતી હતી. જોકે એ ઉત્પન્ન આબકારી ખાતાના સદરે બતાવવામાં આવતું હોય તોપણ દારુતાડી વગેરે માદક પદાર્થોનું ઉત્પન્ન તથા મિલ-કાપડની અંતર્ગત જકાત એક જ આબકારી નામથી આલેખવી ગેરવ્યાજબી થશે અને વાંચકના મનમાં ભ્રમ પેદા કરશે. તેથી એક્સાઈઝને આપણે અંતર્ગત જકાત કહીશું.

**કસ્બાજકાત અથવા ઓક્ટ્રોઇ**

૫૪. આ જકાત તથા સુધરાઇ, લોકલબોર્ડો જે જકાત નાંખે છે તે એક નથી. એવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જે જકાત નાંખે છે તે અંગ્રેજીમાં ઓક્ટ્રોઈ (octroi) કહેવાય છે. તેને જો આપણે ગુજરાતીમાં શહેરજકાત અગર કસ્બાજકાત કે જિલ્લાજકાત કહીશું તો ચાલશે.

**આયાત નિકાસ જકાત અથવા કસ્ટમ્સ**

૫૫. આયાત તથા નિકાસ જકાતને કેટલાક આમદાની તથા રવાનગી જકાત પણ કહે છે. એ જકાતનો હેતુ દેશના ઉદ્યોગધંધાને સંરક્ષણ આપવાનો અગર તો સરકારના ખર્ચ માટે ઉત્પન્ન ઊભું કરવાનો અગર એ બન્ને હોઈ શકે છે. તેને અંગ્રેજીમાં કસ્ટમ્સ (customs) કહે છે.

**સરકારી કરજ અથવા લોનો**

૫૬. સરકારી ખર્ચ કરવેરામાંથી ઘણે ભાગે થાય છે. તેમ છતાં યુદ્ધને પ્રસંગે કરવેરામાંથી ખર્ચ કરવો અશક્ય થતાં સરકાર કરજ કરે છે, તેને લોન કહે છે. એવી લોન સરકારની શાખ તથા લોનમાં રોકવા માટે મળી શકે એવી મૂડીના છતના ધોરણે જુદા જુદા વ્યાજના દરે કાઢવામાં આવે છે, તેમજ નહેરો, રેલ્વે વગેરે ઉત્પાદક તથા સંરક્ષક કામો માટે લોન કાઢી ભંડોળ ઊભું કરવામાં આવે છે ને તે પણ રાષ્ટ્રિય કરજ ગણાય છે. વ્યાજના ઊંચા દરે કાઢેલી લોન કમી દરના વ્યાજે કાઢેલી લોનની

રકમમાંથી ભરપાઇ કરવા જેવી નાણુંબજારની સ્થિતિ થતાં સરકાર તેવી લોન કાઢી રાષ્ટ્ર ઉપરનો વ્યાજનો બોજો ઓછો કરી શકે છે. એ ક્રિયાને 'કન્વર્ઝન' કહે છે.

**સ્થાનિક સ્વરાજ્યનું ઉત્પન્ન**

૫૭. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઘરવેરો, ભોંયવેરો, શહેર અગર કરબા કે જિલ્લાજકાત, લોકલસેસ તથા સેવાના બદલામાં નળવેરો, જાજરુવેરો, ફૂંડીવેરો, જુદાજુદા ધંધાના પરવાનાની લાગતો વગેરેથી ઉત્પન્ન કરી પોતાનું કામ ચલાવે છે ને ગામ કે શહેર સુધરાઈનાં કામ કરે છે.

**હિંદની આર્થિક સ્થિતિ ને અર્થશાસ્ત્રનાં ધોરણો**

૫૮. અર્થશાસ્ત્રના સામાન્ય ધોરણોની ઓળખાણ આપણે ઉપર કરી ગયા. હવે હિંદ જેવા મૂળ સહકારના તત્ત્વ ઉપર પોતાની રાષ્ટ્રિય ઇમારત ઊભી કરનારા, કુટુંબને જ સમાજના એકમ તરીકે ગણનારા તથા કરારને બદલે રીતરિવાજ મુજબ આર્થિક વ્યવહારો કરવાને ટેવાયલા, તથા પ્રગતિને બદલે સ્થિરતાને સામાજિક જીવનમાં ચાહનારા દેશને હાલના ઉદ્યોગયુગના અર્થશાસ્ત્રનાં ધોરણો કેટલે અંશે લાગુ પડે છે, તથા હિંદની આર્થિક કઇ કઈ વિશિષ્ટતા છે તેનો આપણે વિચાર કરીશું; અને આપણા દેશમાં ઉદ્યોગયુગના પૂર સાથે ગાંધીવાદના ગ્રામ્ય તથા ગૃહઉદ્યોગોના પુનરુદ્ધારની હિલચાલનાં મોજાં ઊછળી રહ્યાં છે, સામ્યવાદ એ બન્નેની સામે વિચારક્રાંતિ મારફત આર્થિક ઊથલપાથલ કરી સમાજરચના તથા તેની સત્તાને છિન્નભિન્ન કરવા આપણાં બારણાં ઠોકી રહ્યો છે, એવી સ્થિતિમાં હિંદે નીરક્ષીર વિવેકે શું ગ્રાહ્ય તથા શું ત્યાજ્ય ગણવું તથા દેશની પરિસ્થિતિને અનુસરીને પોતાના આર્થિક વિકાસ તથા વધારે સમાન ધનની વહેંચણી માટે કયે માર્ગે જવું તેનો વિચાર આપણે ઉપસંહારમાં કરીશું.

# પ્રકરણ ૧ લું

## હિંદી સંસ્કૃતિ તથા આર્થિક બંધારણના પાયા

પહેલા ભાગમાં આપણે અર્વાચીન અર્થશાસ્ત્રનાં પ્રચલિત ધોરણો જોઇ ગયા. એ ધોરણો દેશકાળ તથા પરિસ્થિતિ પ્રમાણે આપણા દેશને કેટલે અંશે લાગુ પડે છે તે બાબત

**ન્યાયમૂર્તિ રાનડે** પોતાના વિચાર પ્રથમ પ્રજાને જાહેર કરનાર તરીકે મર્હુમ ન્યાયમૂર્તિ રાનડે ગણાય છે. તેમણે સન ૧૮૯૨ માં "હિંદી અર્થશાસ્ત્ર" નામનો અંગ્રેજીમાં નિબંધ પ્રકટ કર્યો, ને "રાષ્ટ્રિય અર્થશાસ્ત્ર"ના ધોરણે હિંદની પરિસ્થિતિને અનુસરીને સમાજના કલ્યાણ માટે સ્વચ્છંદી વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકી દેશની ઔદ્યોગિક પ્રગતિ કરવા માટે દેશના આગેવાનોની તથા સરકારની આંખ ઉઘાડવાનો પ્રયાસ કર્યો હતો. તેથી "અર્વાચીન હિંદી અર્થશાસ્ત્ર"ના પિતા તરીકે આપણે તેમને ઓળખીએ તો ખોટું નથી.

૨. કેટલાક ટીકાકારો એમ કહે છે કે હિંદની સંસ્કૃતિ અધ્યાત્મવાદથી ઓતપ્રોત હોવાથી પ્રજા ઐહિક ઉન્નતિ તરફ બેદરકાર છે, અને તેથી આર્થિક આબાદાની થતી નથી.

**ભૂલભરેલી ટીકા** આમ કહેવું બરાબર નથી. ખ્રિસ્તી સનના ઓગણીસમા સૈકાની શરૂઆત સુધી યુરોપ તથા હિંદના આર્થિક બંધારણમાં ખાસ અંતર ન હતું; ઊલટું, હિંદની આર્થિક ઉન્નતિ તથા ઔદ્યોગિક પ્રગતિ એટલી સારી હતી કે હિંદને 'સુવર્ણભૂમિ' કહી અહીં આવવા સારુ યુરોપનાં સાહસિક રાષ્ટ્રો જલમાર્ગોની શોધ ચલાવતાં હતાં અને એવી શોધને અંગેજ અમેરિકા ખંડનો પત્તો લાગ્યો અને વાસ્કો ડી ગામાએ કેપ ઓફ ગુડ

હોપ થઈને દરિયામાર્ગે હિંદ આવી પોર્ટુગાલની સમૃદ્ધિનો પાયો નાંખ્યો. એ વેપાર હાથ કરવાની હરીફાઈમાં ડચ, ફ્રેન્ચ તથા અંગ્રેજો જોડાયા અને છેવટે ઇંગ્લાંડની ઇસ્ટ ઇંડિયા કંપનીએ સરસાઈ મેળવી હિંદમાંથી પોતાના હરીફોને ધીરે ધીરે દૂર કર્યા. તે વખતે મોટી મોટી સ્ટીમરો નહિ હોવાથી, કદમાં નાની પણ કિંમતમાં ભારે, મોજશોખ તથા વૈભવની બનાવટો તથા ચીજો હિંદથી લઈ જવામાં આવતી અને હિંદને પશ્ચિમની કોઈ એવા જ પ્રકારની ચીજનો ખપ નહિ હોવાથી હિંદ વિલાયતનું સોનું ખેંચી જતું. તેથી ગભરાઈને ત્યાંની સરકારે હિંદી "કેલિકો" તથા બીજું કાપડ વાપરવું એ એક ફોજદારી ગુન્હો ગણ્યો તથા ભારે આયાત-જકાત નાંખી પોતાના ઉદ્યોગોનો બચાવ કર્યો. ત્યારબાદ વરાળની મદદથી ચરખા તથા શાળો ચલાવવાની શોધ થતાં ઇંગ્લાંડમાં "ઉદ્યોગયુગ" ની સ્થાપના થઈ ને મોટાં મોટાં સૂતર-કાપડનાં કારખાનાં લેંકેશાયરમાં નીકળ્યાં અને એ માલ હાથકંતામણ તથા હાથવણાટ કરતાં ઘણી ઓછી કિંમતે તૈયાર થતો હોવાથી તેની હિંદમાં આયાત થવા લાગી, અને આપણા હાથઉદ્યોગો હરીફાઈમાં પછાત પડવા લાગતાં આપણો દેશ ફક્ત એક સૈકાના અરસામાં આર્થિક અધોગતિએ પહોંચ્યો અને લોકોએ ખેતી ઉપર આધાર રાખવાની આવશ્યકતા વધતી ગઈ. વીસમા સૈકાની શરૂઆતથી હિંદની ઔદ્યોગિક પરિસ્થિતિમાં ધીમો ધીમો ફેરફાર થવા માંડતાં આજે આપણે હિંદના ઉદ્યોગીકરણ તરફ ધીમે ધીમે પણ વધારે ઝડપથી કૂચ કરી રહ્યા છીએ.

**અધ્યાત્મવાદની મર્યાદા**

૩. આપણા દેશનો અધ્યાત્મવાદ આર્થિક ઉન્નતિની આડે કોઈ દિવસ આવ્યો નથી. જો કે આપણે અમર્યાદ ઇંદ્રિયતૃપ્તિનો આદર્શ સ્વીકાર્યો નથી, તોપણ આપણે ત્યાં અમુક મર્યાદામાં રહીને ન્યાય તથા નીતિથી ધનાર્જન કરી ઇંદ્રિયોની વાસ્તવિક જરૂરિયાતો પૂરી પાડવા તથા નીતિના નિયમોની મર્યાદામાં

રહીને જે નિર્દોષ ભોગ ભોગવી શકાય તે ભોગવવા ગૃહસ્થાશ્રમીઓને મનાઈ નથી. જનસમૂહ માટે તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ છે. માત્ર આપણે ત્યાં અર્થોપાર્જનમાં ન્યાય તથા નીતિને બાજુએ ન રાખવા ખાસ ભાર મુકાતો હતો, અને પુરુષ-પ્રયત્ન કર્યા છતાં ફળ પ્રાપ્ત ન થાય તો નિરાશ ન થતાં સંતોષી રહેવા ઉપદેશ અપાતો હતો.

**હિન્દી સમાજની વિશિષ્ટતા**

૪. પરંતુ આપણી સમાજરચનાનો પાયો સહકાર હોવાથી આપણું આર્થિક બંધારણ હાલના પાશ્ચાત્ય હરીફાઈના પાયા ઉપર રચાયેલા બંધારણથી ભિન્ન હતું. હિંદની ૮૯ ટકા વસ્તી ગામડાંઓમાં વસે છે અને ફક્ત ૧૧ ટકાજ ૫૦૦૦ અને તે ઉપરાંતની વસ્તીવાળા કસ્બા તથા શહેરોમાં રહે છે. તેથી આપણો દેશ ગામડાં–પ્રધાન દેશ ગણાય છે. આપણી સમાજરચનામાં તથા આર્થિક બંધારણમાં અવિભક્ત કુટુંબ, જ્ઞાતિ તથા ગામડું એ ત્રણ સંસ્થા મુખ્ય ભાગ ભજવે છે. અને એ ત્રણે આપણી આર્થિક ઇમારતના પાયારૂપ હોવાથી તેમના સ્વરૂપનો આપણે વિચાર કરવો જોઈએ.

**અવિભક્ત કુટુંબ**

૫. 'અવિભક્ત કુટુંબ' એ હિંદુઓમાં લગ્ન, દત્તવિધાન, અન્ન-વસ્ત્ર, તથા વારસાહિસ્સા વગેરે સંબંધી કાયદાના મૂળમાં છે. એ વ્યવસ્થા મુજબ કુટુંબનો કર્તા સામાન્ય રીતે સૌથી વડીલ પુરુષ હોય છે, કુટુંબનો દરેક પુરુષ પોતાની કમાણી કુટુંબની કમાણીમાં ભેળવવા આપી દે છે, અને કુટુંબની જરૂરિયાત પ્રમાણે કર્તા તેમાંથી ખર્ચ કરે છે. દરેક જણ પોતાની શક્તિ મુજબ કમાય છે, અને જરૂરિયાત મુજબ ખર્ચ મેળવે છે. આવી રીતે હિંદુ અવિભક્ત કુટુંબનું બંધારણ સમાજવાદી સમાજના આદર્શને ઘણું મળતું આવે છે. અવિભક્ત કુટુંબની પદ્ધતિને લીધે નિઃસ્વાર્થપણે કામ કરવાની દરેક માણસને કેળવણી મળે છે. અને કોઈ પણ કુટુંબીને ભૂખે મરવા

પ્રસંગ આવતો નથી. એ પદ્ધતિને લીધે માબાપ વગરના બાળકોની યોગ્ય કાળજી લેવાય છે, અને વીમાની જરૂર પડતી નથી. પુનર્લગ્ન કરવાની છૂટ ન હોય અગર પુનર્લગ્ન કરવા જેવી સ્થિતિ ન હોય એવી વિધવાઓને દુનિયામાં ભિખારી થઇ ભટકવાના પ્રસંગ ન આવતાં એકત્ર કુટુંબમાં આશ્રય મળે છે. ગરીબ, વૃદ્ધ તથા અપંગનું પાલન આવા કુટુંબમાં થતું હોવાથી વૃદ્ધાવસ્થાનાં નિવૃત્તિવેતન (પેન્શન), દરિદ્રી ગૃહો (poor house) વગેરેની જરૂર પડતી નથી. એકત્ર કુટુંબમાં જેની તેની લાયકાત, આવડત, તથા શક્તિ મુજબ જેને તેને કામ સોંપવામાં આવે છે તથા શ્રમવિભાગના સિદ્ધાંતનો સહેલાઇથી તથા દિલસોજીથી અમલ થાય છે. ગામડાંઓમાં બૈરાં છોકરાં પુરુષોને ખેતીમાં અગર ગામડાંના ગૃહઉદ્યોગોમાં મદદ કરી મજૂરોની ખોટ પડવા દેતાં નથી. ઘરનાં માણસો એક ચૂલે જમતાં હોવાથી વિભક્ત કુટુંબો કરતાં ઓછો ખર્ચ આવે છે અને કુટુંબ જ્યાંસુધી અવિભક્ત રહે છે ત્યાંસુધી કુટુંબની મિલ્કતનો સૌથી વધારે કરકસરથી ઉપયોગ થાય છે, અને ખેતીની જમીનના નાના વિભાગ અગર ટૂકડા પડતા અટકે છે. એકત્ર કુટુંબની પ્રથાથી આત્મસંયમ, આપભોગ, આજ્ઞાંકિતપણું તથા પૂજ્યભાવ ખીલે છે.

**અવિભક્ત કુટુંબની પડતી**

૬. જ્યાંસુધી અવિભક્ત કુટુંબની સંસ્થા શુદ્ધ સ્વરૂપમાં રહી ત્યાંસુધી આ ગુણો દીપી નીકળતા હતા. પણ આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર નીચે આવતાં વ્યક્તિસ્વાતંત્ર્યનો પવન ફેલાયો, અને કુટુંબમાં સૌથી વધારે કમાણી કરનાર તથા સૌથી ઓછી કમાણી કરનાર તેમજ કુટુંબના આળસુઓ એક જ કક્ષામાં મુકાય અને જેની તેની કમાણી મુજબ નહિ પણ જરૂરિયાત મુજબ જેને તેને ભરણપોષણ મળે એ અન્યાયભરેલું લાગવા માંડ્યું. અવિભક્ત કુટુંબમાં દરેક શખસને અન્નવસ્ત્ર મળવાની ખાત્રી હોવાથી કેટલાક કુટુંબીઓ આળસુ રહેવા લાગ્યા અને

તેથી ઝગડા થયા અને વહેંચણી થવા માંડી. આ સંસ્થાની પડતીના વખતમાં વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા તથા સાહસવૃત્તિ મોળાં પડયાં. હિંદુ વારસા હિસ્સાના કાયદાનો અમલ અંગ્રેજ ન્યાયાધીશોને હાથે થતાં અવિભક્ત કુટુંબની મિલ્કતની વહેંચણીને ઉત્તેજન મળ્યું અને જમીનના નાના નાના ભાગ તથા ટુકડા પડવા માંડયા. વેપાર ઉદ્યોગ, મજૂરી, તથા સરકારી અગર ખાનગી નોકરીને લીધે અવિભક્તકુટુંબનાં માણસો ધીમે ધીમે છૂટા પડવા માંડ્યાં. અને અવિભક્ત કુટુંબની સંસ્થાના બંધ ઢીલા પડવા માંડ્યા. પરિણામે શહેરી તથા વેપારી વર્ગ તેમજ વકીલ, દાક્તર તથા નોકરિયાત વગેરે શિક્ષિત વર્ગમાં મજિયારાં કુટુંબ પિતાના મરણ બાદ ભાગ્યેજ ચાલુ રહે છે. મજિયારા કુટુંબમાં આળસુઓનું પોષણ થતું હોવાથી મૂડી ભેગી થઇ મોટા પાયા ઉપર ધંધા ચલાવવાનું બનતું નહતું. તે હવે માબાપ તથા છોકરાંના બનેલા વિભક્ત કુટુંબની પ્રથાને લીધે શકય બન્યું છે. મજિયારા કુટુંબના અંગભૂતોમાં સાહસનો ગુણ ખીલતો નહિ હોવાથી કોઇ બહારગામ જતું નહિ; તે હવે શકય થવાથી લોકો મજૂરી માટે તથા ઉદ્યોગ ધંધા માટે હિંદુસ્તાનમાં ને હિંદુસ્તાનમાં પરપ્રાંતોમાં, તથા દરિયાપારના દેશોમાં જવા માંડ્યા છે.

૭. અનેક મજિયારાં અગર વિભક્ત કુટુંબ મળીને એક જ્ઞાતિ થાય છે. અને એવી હજારો જ્ઞાતિઓનો સમૂહ એ હિંદુ સમાજ છે.

**જ્ઞાતિ**

આપણી જ્ઞાતિ પાશ્ચાત્ય સમાજના ઊંચાનીચા વર્ગોથી જુદી પડે છે. પશ્ચિમના સામાજિક વર્ગોમાં નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચડી શકાય છે, તેમ એકબીજા સાથે લગ્ન કરવા મનાઈ નથી. આપણી જ્ઞાતિઓ એકબીજાથી નોખી રહે છે, લગ્નસંબંધ જે તે જ્ઞાતિમાં જ થઈ શકે છે. તથા જન્મથી જ્ઞાતિના અંગભૂત થવાતું હોવાથી, કોઈ શખસ નીચલી જ્ઞાતિમાંથી ઉપલી જ્ઞાતિમાં દાખલ થઇ શકતો નથી, તેમ ઉચ્ચ જ્ઞાતિમાંથી કોઈ શખસ નીચેની જ્ઞાતિમાં પડી શકતો

નથી. જો કોઈ હિંદુ જ્ઞાતિ બહાર થાય તો તેને ન તેની જ્ઞાતિ સંઘરે કે ન બીજી જ્ઞાતિ સંઘરે અને તે જો ઇસ્લામી કે ખ્રિસ્તી ધર્મ ન સ્વીકારે તો તદ્દન સમાજબાહ્ય થઇ અનંત વિપત્તિઓ ભોગવે.

૮. આ જ્ઞાતિનાં બંધારણ ઘણી વખતે ધંધાને અંગે હોય છે, એટલે એકજ ધંધો કરનારા શખ્સો અમુક જ્ઞાતિના નામે ઓળખાય છેઃ જેમકે સોની, સુથાર, લુહાર વગેરે.

**જ્ઞાતિના પ્રકાર**

કેટલીક જ્ઞાતિઓ જુદી જુદી માનવ ટોળીઓથી ઊતરી આવવાની ભાવનાથી બનેલી છે; જેમકે જાટ, મરાઠા, કોળી, મહાર, નાયર વગેરે. કેટલીક જાતિઓ સંપ્રદાયને લીધે ઓળખાય છે; જેમકે લિંગાયત.

**જન્મની જ્ઞાતિથી થએલા લાભ**

૯. આર્થિક દૃષ્ટિએ જોતાં જન્મથી જ્ઞાતિ હોવાને લીધે દરેક ધંધો કારીગરી, વેપાર રોજગાર તથા હુન્નર ઉદ્યોગ વંશપરંપરા ઊતરતા આવતાં બાપ છોકરાંને નાનપણથી આનુવંશિક ધંધામાં નાંખી પ્રેમથી ધંધાના રહસ્યો શીખવતો તથા ધંધા તથા કળાની સુંદર કેળવણી આપી ધંધામાં પાવરધા બનાવી હુન્નર ઉદ્યોગની ખીલવણી કરતો. આવી ધંધાદારી જ્ઞાતિઓનું બંધારણ યુરોપના મધ્યયુગના મહાજનો (ગિલ્ડ) જેવું હોવાનું કેટલાક જણાવે છે. પરસ્પર સહાયક મંડળો તરીકે ઉમેદવારોને ધંધામાં હોશિયાર બનાવવામાં, અંદર અંદર ભાઇચારો વધારવામાં, તકરારોનો પંચાયતથી નિવેડો લાવવામાં, સભ્યોનો નફો તથા મુસારો ઠરાવવામાં અને આપત્તિમાં મદદ કરવામાં આ જ્ઞાતિઓ ઘણી ઉપયોગી થઇ પડતી. જ્ઞાતિના બંધારણને લીધે હિંદની જુદી જુદી જાતો તથા સંસ્કૃતિઓ વચ્ચે અથડામણ, લડાઇઓ તથા દુશ્મનાઇ દૂર થયે અરસપરસ સહકાર તથા સંગઠન સધાયું છે, એ વાત સૌ કબૂલ રાખે છે. જો બીજી જાતોને સમાવી લે એવી સંસ્થા ન હોત તો જેમ અમેરિકામાં યુરોપિયન જાતોએ ત્યાંની મૂળ જાતો (રેડ ઇંડિ-

ચનો)નો નાશ કર્યો તેમ આર્ય લોકોએ હિંદના મૂળ રહેવાશીઓનો તથા તેમની સંસ્કૃતિઓનો નાશ કર્યો હોત.

૧૦. આ જ્ઞાતિની સંસ્થાને લીધે હિંદુ સમાજ તથા સંસ્કૃતિ ઇસ્લામીઓના હુમલામાંથી બચ્યાં હતાં અને સમાજ સંતોષી તથા સ્થિર રહ્યો હતો. પરંતુ હિંદુ સમાજ પાશ્ચાત્ય સંસ્કૃતિ તથા ઐહિક ઉન્નતિના લલચાવનારા જડવાદ આગળ ધ્રૂજવા માંડયો અને જ્ઞાતિની સંસ્થા ઢીલી પડવા માંડી. જ્ઞાતિના ઠરેલા ઉદ્યોગ ધંધા તથા વેપારરોજગાર છોડીને બીજા ધંધા તથા રોજગાર કરવાની તક મળતાં લોકોએ પોતાના વંશપરંપરાના ધંધા રોજગાર છોડી જ્ઞાતિની સંસ્થાના પાયા ઢીલા કર્યા. રેલ્વેની મુસાફરીએ ન્યાતજાતના ખાનપાન સંબંધે તથા આભડછેટ સંબંધે બંધનો ઢીલા કર્યાં; અને પશ્ચિમની કેળવણીએ એ સંસ્થાની કલ્યાણપ્રદતામાંથી પ્રજાનો વિશ્વાસ ઉઠાડી મૂકયો. અમુક જ્ઞાતિમાં જન્મેલો માણસ આવડત હોય કે ન હોય તોપણ જ્ઞાતિના ધંધા માટે લાયક, એ માન્યતા ખોટી પડવા માંડી. મોટા પાયા પર ચાલતા કારખાનાના ઉદ્યોગોમાં જુદી જુદી જ્ઞાતિના માણસોના શંભુમેળો થતાં મજૂરો વચ્ચે ન્યાતજાતનાં બંધનો ઢીલાં પડયાં, આભડછેટ ઓછી થઇ અને આર્થિક હિતના પાયા ઉપર નવાં મજૂર–મહાજનો રચાયાં. અમુક ધંધો અમુક જ્ઞાતિ જ કરે એવા ધોરણને લીધે હરીફાઇનું ક્ષેત્ર સંકુચિત રહેતું અને રીતરિવાજ તથા ચાલતા આવેલા ધોરણો મુજબ મજૂરી અગર વેતન મળતું, તે હવે આ હરીફાઇના યુગમાં બંધ પડી જુદી જુદી ન્યાતો જુદા જુદા ધંધામાં સેળભેળ હરીફાઈ કરવા લાગી છે, અને મૂડી તથા મજૂરી જે જુના જમાનામાં નિશ્ચલ રહેતી તે હવે પ્રવાહી બની છે. લોકો હવે જ્યાં વધારે મજૂરી મળે ત્યાં જતાં શીખ્યા છે અને રેલ્વે તથા મોટર વ્યવહારે નાનાંમાં નાનાં ગામડાંને મોટાં શહેરો સાથે જોડી દીધેલાં હોવાથી હવે દેડકા માફક બાપના કૂવામાં ભરાઇ રહેવાની વૃત્તિ ગામડાંની પ્રજામાંથી ઝડપથી ઘટતી જાય છે.

**જ્ઞાતિસંસ્થા ઢીલી પડે છે**

**સવર્ણ લગ્ન હજુ ચાલુ છે**

૧૧. તેમ છતાં જ્ઞાતિનું બળ ખાસ ઓછું થયું નથી. જ્ઞાતિની મુખ્ય સત્તા પરન્યાત સાથે લગ્નવ્યવહાર ન કરવાના ફરમાનમાં રહેલી છે. તેથી જવલ્લેજ જુદી જુદી ન્યાતો વચ્ચે લગ્નો થાય છે. ન્યાતના વાતાવરણે મુસ્લિમોમાં પણ પ્રવેશ કર્યો છે અને તેમનામાં જુદી જુદી જમાતો કેટલીક બાબતોમાં એકબીજાથી અલગ રહે છે તથા ઉચ્ચનીચના ભેદ પાળે છે. હિંદી ખ્રિસ્તીઓમાં બ્રાહ્મણ ખ્રિસ્તી અને બ્રાહ્મણેતર ખ્રિસ્તી એવા ભેદ કેટલેક ઠેકાણે દક્ષિણ તરફ જોવામાં આવે છે. અમુક ધંધો અમુક ન્યાતથી કરાય નહિ, અમુક ધંધો હલકો છે અગર શરમ ભરેલો છે, એવી માન્યતાને લીધે કહેવાતી ઉચ્ચ કોમોનો મધ્યમ વર્ગ કારકુન તથા શિક્ષક થવા તરફડિયાં મારે છે અને આર્થિક દૃષ્ટિથી નફાકારક, પણ સમાજની દૃષ્ટિએ હલકા ધંધા કરવા સામાન્ય રીતે તૈયાર થતો નથી અને ભારે બેકારી ભોગવે છે.

**ગામડું**

૧૨. "ગામડું" એ હિંદના આર્થિક બંધારણનું સ્વાશ્રયી તથા સ્વાયત્ત એકમ છે. દરેક ગામડાની જરૂરિયાતો ગામડામાં જ પૂરી પડે અને તે માટે બીજા ઉપર આધાર રાખવો ન પડે એ વિચારશ્રેણિ ઉપર તેનું આખું બંધારણ રચાયું છે. ગામડાની તમામ વસ્તીના હિતની દૃષ્ટિએ આ બંધારણ રચાયું હતું. તેમાં વ્યક્તિગત સ્વાર્થ કે કૌટુંબિક કે જ્ઞાતિગત સ્વાર્થને સ્થાન ઘણું ઓછું હતું. જ્યાં આખા સમાજનું હિત એ જ ઉદ્દેશ હોય ત્યાં બીજું ધોરણ શી રીતે સંભવે?

**ગામડાંના પ્રકાર**

૧૩. આપણાં ગામડાં બે પ્રકારનાં છેઃ (૧) રૈયતવારી અને (૨) સંયુક્ત અથવા જમીનદારી. રૈયતવારી ગામડાં મુંબાઈ, વરાડ, મધ્યહિંદ તથા મદ્રાસ ઇલાકામાં મળી આવે છે. બંગાળ તથા મધ્ય પ્રાંતોમાં ગામડાં રૈયતવારી છતાં તેમના ઉપર જૂના વખતના મહે-

મૂળના ઇજારદારને બ્રિટિશ અમલદારોએ જમીનના માલિક ગણવાથી તેઓ જમીનદાર તથા માલગુજાર નામથી માલિક તરીકે ગોઠવાઇ ગયા છે. સંયુક્ત અથવા શુદ્ધ જમીનદારી ગામોમાં જમીનનો માલિક એકજ જમીનદાર અથવા માલિકોનું સંયુક્ત કુટુંબ હોય છે ને બાકીના બધા તેમની જમીન દાણે ખેડે છે, ગામઠાણ માટે ભાડું ભરે છે, અને ગામનો કારભાર પંચાયત મારફત ચાલે છે.

**રૈયતવારી ગામડું**

૧૪. રૈયતવારી ગામોમાં એક મુખી હોય છે; તેને મુંબાઈ, વરાડ અને મધ્યહિંદમાં પટેલ કહે છે. બંગાળમાં મંડળ કહે છે અને મદ્રાસમાં રેડ્ડી અથવા નાટંકર કહે છે. મુખીની સાથે ગામનો હિસાબનીસ તરીકે મુંબાઇ ઇલાકામાં કુલકર્ણી તથા તલાટી, દક્ષિણહિંદમાં કારનમ્ અને બંગાળમાં પટવારી રહે છે. પટેલાઈ વંશપરંપરા ચાલે છે અને તે હોદ્દો ધરાવનાર ઘણેભાગે પોલિસ પટેલ તથા મુલકી પટેલ તરીકે ગામની સુલેહશાંતિ, બંદોબસ્ત તથા જમીનમહેસૂલની ઉઘરાત માટે જોખમદાર રહે છે. પટેલને પટેલપગાર અગર 'વેતન' પેટે જમીન મળે છે. તલાટી ગામનું દફતર તથા હિસાબ રાખે છે 'રખા વર્તણિયા' ઉર્ફે ચોકીદાર ગુન્હાની જાહેરાત કરે છે, આરોપીઓને પકડે છે અને પોલિસને મદદ કરે છે. તે સિવાય ગામનો સંદેશવાહક સંદેશા લઇ જવાનું કામ કરે છે. વળી ગામની સગવડ માટે એક સુથાર, એક કુંભાર, એક લુહાર, એક ધોબી, એક વાળંદ, એક ચમાર, એક સોની, એક દુકાનદાર, એક ઘાંચી, એક જોષી અથવા મહારાજ અગર ફકીર વસાવેલા હોય છે. મોટાં ગામોમાં એકાદ વણકર, એકાદ શાહુકાર પણ મળી આવે છે. કારીગરો અને ગામનોકરો વંશપરંપરા કામ કરે છે. તેઓ ગામના ખેડૂતો માટે વરસમાં જે કામ કરે તેના બદલામાં તેમને વરસૂંદ, અથવા મોસમમાં અમુક શેર કે અમુક મણ દાણા મળે છે અથવા ચાકરિયાત જમીન મળે છે. પણ જે કારીગરો પાસે હંમેશ કામ

કરાવવા જરૂર પડતી નથી, અગર જે કામ હંમેશના સ્વરૂપનું નહિ છતાં પ્રાસંગિક હોય તે કામ માટે અલાયદી મજૂરી મળે છે. માલ-સામાન ધણી પૂરો પાડે ને કારીગર કામ કરી આપે એવો રિવાજ ગામડાંમાં પ્રચલિત હોય છે. શેરડી પીલવાનું કોલું અથવા ગાડું બનાવવા માટે સુથાર જુદી જુદી મજૂરી માગી શકે છે, કારણ તે દરેક ખેડૂત માટે હંમેશ તૈયાર કરી આપવાનાં હોતાં નથી. ગામડાંનું આર્થિક બંધારણ આવા સ્વરૂપનું હોવાથી દરેક ગામડું આર્થિક સ્વાયત્તતા ભોગવતું હતું; ત્યાંની વસ્તીની અન્નવસ્ત્ર વગેરે સંબંધી દરેક જરૂરિયાત આવી વ્યવસ્થાને લીધે પૂરી પડતી, અને બીજા કોઈ ઉપર આધાર રાખવો પડતો નહિ. ફક્ત મીઠું અને બીજી કેટલીક શોખની ચીજો નજીકના મોટા ગામે ભરાતા મેળા, બજાર અગર ગુજરીઓમાંથી આણવામાં આવતી.

**અલગ ગ્રામજીવન**

૧૫. રેલ્વે તથા રસ્તાના અભાવે આવી સગવડ દરેક ગામડાને સુખરૂપ લાગતી હતી; અને દરેક ગામડું એકબીજાથી અલગ જીવન ગાળતું હોવાથી ત્યાં કોઈ અનાજના વેપારી વરસમાં કોઈ કોઇ વખતે વધારાનું અનાજ ખરીદવા આવતા અગર તો કોઈ કારીગર પોતાની કારીગરીની ચીજ વેચવા મોટા શહેરમાં કોઇ વખતે જઇ ચડતા તે સિવાય બહારની દુનિયા સાથે ગામડાંઓનો વિશેષ સંબંધ નહોતો. ગામડાંના જીવનમાં દાણાના બદલામાં બધી વસ્તુની તેમ મજૂરીની આપલે થતી હોવાથી નાણાનો ઉપયોગ ઓછો થતો અને સરકારી મહેસૂલ પણ પાકના રૂપમાં અમુક ભાગે આપવાનું ધોરણ હોવાથી નાણાં તથા સિક્કાનું સ્થાન ગૌણ રહેતું. ગામડાંના આર્થિક જીવનમાં હરીફાઈને સ્થાન ન હતું. રસ્તા તથા રેલ્વેના યુગ પહેલાં વસ્તી ગામડાંમાં સ્થિર રહેતી અને વધારે મજૂરી મેળવવા કોઇ ગામ છોડીને જતું નહિ, અને અશાંતિના વખતમાં લોકોમાં સારો સંપ રહેતો અને ગામના દીવાની ફોજદારી ઝગડાની પતાવટ ગ્રામવૃદ્ધોની પંચાયતો મારફત થતી.

૧૬. ધંધા વંશપરંપરા ચાલતા, જન્મથી દરેક શખસનો દરજ્જો સમાજમાં નિશ્ચિત થતો અને તેમાં તે ફેરફાર કરી શકતો નહિ. તેજ પ્રમાણે સામાન્યતઃ દાણ, મુસારો તથા કિંમત રિવાજ મુજબ નક્કી થતાં જમીન પુષ્કળ હતી અને ખેડનાર મેળવવા મુશ્કેલ પડતા. દેશમાં અશાંતિ ચાલતી હતી તેથી ખેડૂતો લડવૈયા તરીકે પણ જમીનદારોના ખપમાં આવતા અને ખેડૂતોનું જમીનદારો રક્ષણ પણ કરતા. તેથી તેમની વચ્ચે મીઠો સંબંધ રહેતો, અને દાણમાં ફેરફાર ન થતાં તે માફકસર તથા કાયમની રહેતી. મજૂરોને લોકો વરસની બોલીથી રાખતા ને તે પેટે તેમને ખાવાપીવા તથા રહેવાનું મફત આપતા અગર તેને બદલે વસ્તુના સ્વરૂપમાં ચાલતો આવેલો મુસારો આપતા. ભાવની વધઘટની અસર મજૂરોના મુસારા ઉપર હાલ મુજબ થતી નહિ. કિંમતો પણ સામાન્ય રીતે રિવાજ મુજબ રહેતી. પણ દુષ્કાળ જેવા પ્રસંગે એક જગોએ ખૂબ ચડતી તો બીજે સ્થળે સારો પાક હોવાને લીધે ઘણી નીચી રહેતી.

**સ્થિત્યાત્મક સમાજ**

૧૭. શહેરી ઉદ્યોગો માટે જે તે ધંધાનું મહાજન રહેતું. તે મજૂરી, કિંમત તથા કામ ઊતરતા પ્રકારનું ન થાય તે માટે દરકાર રાખતું. જે તે ધંધામાં નવા ઉમેદવારોને કેળવવા તથા તૈયાર કરવામાં આવતા, પણ ધંધા જન્મથી નક્કી થયેલા હોવાથી બહારના એ ધંધામાં પેસી શકતા નહિ અને કુદરતી રીતે દરેક ધંધાને અમર્યાદ હરીફાઈ સામે રક્ષણ મળતું.

**ધંધાદારી મહાજન**

૧૮. એકંદરે બ્રિટિશ સમય પહેલાં અને ખાસ કરીને ઓગણીસમા સૈકા અગાઉ હિંદનું આર્થિક બંધારણ તેની સંસ્કૃતિને અનુરૂપ તથા સમાજના કલ્યાણના પાયા ઉપર સ્વાશ્રયના ધોરણે રચાયું હતું. તેમાં ઓગણીસમા સૈકામાં વિલાયતમાં

**ઉદ્યોગયુગ પહેલાં અને પછી**

દાખલ થયેલા "યંત્રયુગ" અથવા "ઉદ્યોગયુગ"ને લીધે ફેરફાર થતો ગયો અને એ પાયા ઉપર અર્વાચીન મોટાં કારખાનાંના ઉદ્યોગોની આર્થિક ઇમારત ચણાઇ છે. **હવે સહકારને બદલે હરીફાઈ, સમાજ કલ્યાણને બદલે વ્યક્તિકલ્યાણ અગર વર્ગકલ્યાણ દાખલ થયાં છે.**

## પ્રકરણ ૨ જું

### ભૌગોલિક પરિસ્થિતિ

જમીન, મજૂરી અને મૂડીના સહકારથી 'અર્થ' ઉત્પન્ન થાય છે. "જમીન"માં ભૌગોલિક સ્થિતિ તથા કુદરતી દ્રવ્યોનો સમાવેશ થાય છે.

**હિંદનો વિસ્તાર**

૨. હિંદુસ્તાન એશિયા ખંડની દક્ષિણે આવેલો દ્વીપકલ્પ છે, અને તે રશિયા સિવાય આખા યુરોપ ખંડ જેટલો મોટો છે. ઉત્તર હિંદુસ્તાન સમશીતોષ્ણકટિબંધમાં હોઈ દક્ષિણ હિંદુસ્તાન ઉષ્ણ કટિબંધમાં છે. આખા દેશના બ્રિટિશ અમલ નીચેનું હિંદ તથા દેશી રાજાઓના અમલ નીચેનું હિંદ એવા બે વિભાગ કરીએ તો બ્રિટિશ હિંદનું બર્મા સિવાય ક્ષેત્રફળ ૮,૬૨,૬૭૯ ચોરસ માઇલ તથા હિંદી હિંદનું ૭,૧૨,૫૦૮ ચોરસ માઇલ છે. સને ૧૯૩૧ની વસ્તીગણત્રી પ્રમાણે બ્રિટિશ હિંદમાં બર્મા સિવાય ૨૫૬,૮૫૯,૭૮૭ અને હિંદી હિંદમાં ૮૧,૩૧૦,૮૪૫ વસ્તી જણાઈ આવી છે. દેશની વધારેમાં વધારે લંબાઇ ઉત્તર દક્ષિણ ૨૦૦૦ માઇલ તથા પહોળાઇ પૂર્વ પશ્ચિમ ૨૫૦૦ માઇલ છે. હિંદની ખુશ્કી સરહદ ૬૦૦૦ માઇલ અને કિનારો ૫૦૦૦ માઇલ છે. પૂર્વ ગોળાર્ધના કેન્દ્ર સ્થાને હિંદ આવેલું હોવાથી દરેક દિશામાં જતા વેપારમાર્ગો આપણા દેશ સાથે જોડાયેલા છે.

**દરિયા કિનારો**

૩. આપણા દેશનો દરિયાકિનારો ગ્રેટબ્રિટન માફક વાંકોચૂકો તૂટેલો નહિ હોવાથી કિનારાની લંબાઇના પ્રમાણમાં અર્વાચીન કાળની સ્ટીમરો તથા વહાણો માટે અનુકૂળ બંદરો ઘણાં ઓછાં છે. પશ્ચિમ કિનારા ઉપર કરાંચી, મુંબાઇ તથા માર્માગોઆ, કોચીન, ઓખા, બેડીબંદર, ભાવનગર, નવલખી, પોરબંદરનાં બંદરો બારે માસ સ્ટી- મરો તથા વહાણોની અવરજવર માટે ખુલ્લાં રહે છે; તે સિવાયનાં બંદરો ચોમાસામાં બંધ રહે છે. પૂર્વ કિનારા ઉપર કુદરતી બંદરો નથી. અને સમુદ્રનાં મોજાં જોરથી કિનારા સાથે અફળાય છે. મદ્રાસનું બંદર ઘણા ખર્ચે સુધારવામાં આવ્યું છે, અને વિઝગાપટ્ટમ બંદરનો વિસ્તાર કરી તેને સુધાર્યું છે. કલકત્તા અને ચિતાગોંગનાં બંદરો સમુદ્રથી છેટાં છે, ને હુગલી નદીમાં ઠરતાં ભાઠાંને લીધે બંદરોમાં આવતી જતી સ્ટીમરોના પ્રવેશદ્વાર પૂરાઇ જવાનો સંભવ ઉત્પન્ન થતાં નદીનો ગાળ દૂર કરાવવા ઘણો ખર્ચ કરવો પડે છે. બ્રહ્મદેશમાં આવેલાં રંગૂન, મુલમેન, બેસીન અને ટેવોયનાં બંદરો સમુદ્રથી દૂર છે, એટલુંજ નહિ પણ દેશના અંદરના ભાગ સાથે રેલ્વે વગેરેથી જોઇએ તેટલાં સંતોષકારક રીતે જોડાયેલાં નથી.

**જલમાર્ગ તથા રેલ્વે રસ્તા વગેરે**

૪. મુખ્ય બંદરો દેશની અંદરનાં વેપારી મથકો સાથે રેલ્વે તથા રસ્તાઓથી જોડાયેલાં છે. ઉત્તર હિંદુસ્તાનના સપાટ પ્રદેશમાં રેલ્વે તથા રસ્તા ઓછા ખર્ચમાં બંધાય છે, અને બરફથી ઢંકાયેલા હિમાલયમાંથી નીકળતી સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા જેવી નદીઓમાં બારે માસ પુષ્કળ પાણી રહેતું હોવાથી નદીના મુખથી નદીના જલમાર્ગે સેંકડો માઇલ દૂર નદીના મૂળ તરફ અંદરના ભાગમાં સ્ટીમરો તથા વહાણો જઇ શકે છે. દક્ષિણ હિંદમાં પર્વત તથા ડુંગરાઓને લીધે જમીન અસમાન રહે છે, સપાટ નથી, તેથી રેલ્વે તથા રસ્તા બનાવવામાં ઘણો ખર્ચ આવે છે. તાર, ટપાલ, તથા મોટર-

વ્યવહારને લીધે ગામડાંઓ શહેરો તથા કસ્બાંઓના ધાડા સંબંધમાં આવ્યાં છે, અને તે સ્વાશ્રયી તથા સ્વાધીન રહેવાને બદલે પોતાની ઘણી જરૂરિયાતો પૂરી પાડવા સારુ શહેરો તથા કસ્બાઓ ઉપર આધાર રાખે છે. વાયરલેસ તથા ટેલિફોનનાં સાધનોનો જોઇએ તેટલો ફેલાવો થયો નથી અને તેટલે અંશે આપણો દેશ આધુનિક સુધારાના સાધનોમાં પચ્છાત રહ્યો છે. હાલમાં રેડિયોનો પ્રચાર વધતો જાય છે એ પ્રગતિનું એક વધુ ચિન્હ છે.

**દેશના કુદરતી ચાર વિભાગ**

૫. દેશના કુદરતી ચાર વિભાગ થઇ શકે છે. કરાંચીથી દિલ્હી અને દિલ્હીથી કલકત્તા સુધી જો આપણે રેષા દોરીએ તો તે રેષાની દક્ષિણે આવેલો તમામ દ્વીપકલ્પનો પ્રદેશ એ એક ભાગ ગણાય. બીજા વિભાગમાં હિમાલય અને દ્વીપકલ્પ વચ્ચે ગંગા નદીની ખીણનો ખેડવા લાયક પ્રદેશ આવે. હિમાલય પર્વતની હારોનો બનેલો ત્રીજો વિભાગ ગણાય અને ચોથા વિભાગમાં બ્રહ્મદેશનો સમાવેશ થાય. દ્વીપકલ્પની ત્રણે બાજુએ દરિયો અને ચોથી બાજુ વિંધ્ય અને સાતપુડા પર્વતો આવેલા છે. પશ્ચિમ તરફ પશ્ચિમઘાટ અને પૂર્વ તરફ પૂર્વઘાટની હારો છે. પશ્ચિમઘાટની પશ્ચિમે કોંકણ, મલબાર વગેરે પ્રદેશ છે ને ઘાટ માથે દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ આવે છે. પૂર્વઘાટની પશ્ચિમે કોરોમંડળનો દરિયા-કિનારાનો પ્રદેશ છે.

ગંગા નદીની ખીણનો પ્રદેશ મોટી મોટી નદીઓ તથા તેમને મળનારી નદીઓના પ્રવાહ સાથે તણાઈ આવતો કાદવ પથરાવાથી તૈયાર થએલી ફળદ્રુપ ખેતી લાયક જમીનનો બનેલો છે. તેમાં સિંધુ પંજાબની પાંચે નદીઓનાં પાણી સાથે આરબી સમુદ્રમાં મળે છે. ગંગા તથા જમનાનો પ્રયાગમાં સંગમ થાય છે. ત્યાંથી ગંગા સંયુક્ત પ્રાંત તથા બિહારમાં વહી બંગાળામાં જઇ દરિયા નજીક આસામ તરફથી વહેતી આવતી બ્રહ્મપુત્રાને મળે છે અને એ નદીઓનો કાદવ બંગાળના ઉપ-

સાગરના મથાળે પથરાતાં એ નદીઓનાં સેંકડો મુખો વચ્ચે આવેલો પ્રદેશ રસાળ બન્યો છે. હિમાલયમાંથી નીકળતી સિંધુ, ગંગા તથા જમના જેવી નદીઓમાં બરફ પીગળવાથી ઉનાળામાં પણ ઘણું પાણી આવે છે અને નહેરોનાં મોટાં મોટાં બાંધકામથી લાખો એકર જમીનને પાણી પાવામાં આવે છે.

હિમાલય પર્વતની લંબાઈ ૧૨૫૦ માઇલ છે. તેનું ઊંચામાં ઊંચુ શિખર દરિયાની સપાટીથી આશરે ૩૦,૦૦૦ ફૂટ ઊંચુ છે. બરફ પીગળવાને લીધે હિમાલયમાંથી નીકળતી નદીઓ ઉનાળામાં પણ પાણીથી ભરપૂર રહે છે, અને સિંધુ જેવી નદીમાં તો ઘણી વખતે રેલ પણ આવે છે. હિમાલયના બન્ને છેડે પર્વતોની હારો ઉત્તર તથા દક્ષિણ તરફ વળી અફઘાનિસ્તાન તથા બલુચિસ્તાનથી હિંદનાં મેદાનોને જુદાં પાડે છે અને એ પર્વતો દુર્ગમ હોવાને લીધે દેશનું રક્ષણ કરવામાં મદદ થાય છે. આ પર્વતો વરસાદ, પવન, ઉષ્ણતા, ઠંડી, ભેજ તથા ઊગનારી વનસ્પતિ ઉપર ઘણી અસર કરે છે.

બ્રહ્મદેશ એ એક સ્વતંત્ર દ્વીપકલ્પનો ભાગ છે અને ભૌગોલિક હિંદથી ઘણી બાબતોમાં જુદો પડે છે. બ્રાહ્મી સંસ્કૃતિ તથા સભ્યતા હિંદી સંસ્કૃતિ સભ્યતાથી ભિન્ન છે અને સામાજિક બંધારણ પણ ભિન્ન છે. બ્રહ્મદેશમાં જંગલ તથા ખાણોમાંથી પેદા થતા દ્રવ્યોની વિપુલતા છે અને દેશની ભૌતિક ઉન્નતિમાં સારો ફાળો આપી આર્થિક વિકાસ વિસ્તારે એમ છે.

**આબોહવા તથા વરસાદ**

૬. ઉત્તર તરફ તાપ તથા ઠંડી વધારે પડે છે, અને દક્ષિણ તરફ આબોહવા વધારે સ્થિર તથા સમ રહે છે. અરબી સમુદ્રમાંથી દક્ષિણ દ્વીપકલ્પના નૈઋત્ય ભાગ ઉપરથી વાતા વર્ષાવાયુને લીધે સિંધ તથા રજપૂતાનાને તેનો લાભ મળતો નથી. આ વરસાદ જૂનમાં શરૂ થઇ સપ્ટેંબર સુધી રહે છે. વરસાદ આણનારો બીજો વાયુ-પ્રવાહ બંગાળાના ઉપસાગરમાંથી આસામ, બ્રહ્મદેશ,

બંગાળા ઉપર થઈ ઠેઠ ઉત્તરે ગંગા જમનાના પ્રદેશ સુધી જાય સારો વરસાદ પાડે છે. મદ્રાસ ઇલાકામાં વરસની આખરમાં ઇશાન વાયુના પ્રવાહને લીધે સાધારણ વરસાદ પડે છે. વરસાદનું જોર પશ્ચિમઘાટ, હિમાલય તથા બ્રહ્મદેશમાં સૌથી વધારે રહે છે. આખા દેશમાં સરેરાશ વરસાદ ૪૭ ઇંચ પડે છે; સિંધમાં જ્યારે નહિ જેવોજ પડે છે ત્યારે આસામમાં ચેરાપુંજીમાં દર વરસે ૬૦૦–૭૦૦ ઈંચ વરસાદ પડે છે. વરસાદ આખા વરસમાં ફક્ત ત્રણ ચાર મહિના પડતો હોવાથી તેમજ તે હમેશાં પ્રમાણુસર પડતો નહિ હોવાથી પાક પાકશે કે નહિ તે બાબત ખેડૂતો દર વરસે ચિંતાતુર રહે છે. તેથી વરસાદની અનિશ્ચિતતા ટાળવા માટે વરસાદનું પાણી એકત્ર કરી નહેરોથી ખેડૂતોને પાણી આપવાની જરૂર રહે છે. ઉત્તરસિંધ, પશ્ચિમ રજપૂતાના, પશ્ચિમ પંજાબ વગેરે ઠેકાણે નહેરો, તળાવો તથા કૂવાની મદદ વગર ખેતી કરવી અશક્ય છે. ઉદેપુર, અજમેર તથા મુંબઇ ઇલાકામાં ઘાટ માથા ઉપરના દક્ષિણ પ્રદેશમાં વરસાદ હમેશ સારો પડતો નથી પણ અનિશ્ચિત પ્રમાણમાં પડે છે.

૭. ઘઉં માટે ઠંડી હવાની જરૂર છે. તે મુખ્યત્વે પંજાબ, સંયુક્ત પ્રાંત, ગાળવા, મધ્ય પ્રાંત તથા મુંબઇ ઇલાકામાં પાકે છે.

**મુખ્ય પાક**

બંગાળ, બિહાર, ઓરિસા, મદ્રાસ તથા બ્રહ્મદેશમાં ડાંગેર એ મુખ્ય પાક છે. જુવાર તથા બાજરી મુંબઇ તથા મદ્રાસ ઇલાકામાં પાકે છે. તેલીબીયાં મદ્રાસ, સંયુક્ત પ્રાંત તથા મધ્ય પ્રાંતમાં થાય છે. શેરડીનો પાક મુખ્યત્વે સંયુક્ત પ્રાંત તથા બિહારમાં લેવામાં આવે છે, ને ત્યાં ખાંડનાં મોટાં કારખાનાં છે. બીજા પ્રાંતોમાં જે તે સ્થળે ગોળની માગ પૂરી પડે એટલો શેરડીનો પાક કરવામાં આવે છે. મુંબઇ, વરાડ, મદ્રાસ તથા પંજાબમાં કપાસ થાય છે. શણ ( Jute ) ફક્ત બંગાળમાં પાકે છે. ગળીનું વાવેતર મદ્રાસ તથા બિહાર પ્રાંતમાં થાય છે અને રંગ માટે જોઈતા પદાર્થ થોડા ઘણા

પ્રમાણમાં મુંબઇ ઇલાકા તથા બીજા પ્રાંતોમાં થાય છે. ચાનું વાવેતર આસામ તથા બંગાળમાં અને કોફીનું વાવેતર કુર્ગમાં થાય છે. જૂનમાં વવાતા ડાંગેર, કપાસ, જુવાર, બાજરી વગેરે પાક પાનખરમાં લણી લેવામાં આવે છે. એ પાકને ખરીફ પાક કહે છે. ઘઉં, જવ, અળસી વગેરે પાક સપ્ટેંબરમાં વવાઇ જાનેવારી તથા માર્ચમાં લેવાય છે, અને તે રબી પાક કહેવાય છે.

**જંગલો**

૮. જંગલોનો મોટો ભાગ સરકાર–માલિકીનો છે. તેના (૧) રિઝર્વ (અનામત), (૨) રક્ષિત તથા (૩) પરચૂરણ એવા ત્રણ મુખ્ય ભાગ છે. જંગલોને લીધે (૧) આબોહવા સમાન રહે છે, હવામાં ભેજ વધે છે, બાષ્પીકરણ ઓછું થાય છે અને વાદળાંની વરાળને ઠંડી પાડી તે વરસાદ વરસાવે છે. (૨) જંગલો પાણીના પૂરવઠાનું નિયમન કરવામાં મદદ કરે છે, ઝરાઓમાં એક સરખું પાણી પૂરૂં પાડે છે, ભારે રેલ આવતી અટકાવે છે અને નદીઓમાં પાણીનો પ્રવાહ ચાલુ રહે છે. (૩) ખનીજ જમીનમાંથી પણ વનસ્પતિને યોગ્ય માટી બનાવી જંગલો જમીનની રસાળતા વધારે છે; (૪) જંગલો હવાના પ્રવાહોના વેગને ધીમો પાડે છે, ઠંડા અથવા સૂકા પવનના ઝપાટામાંથી આજુબાજુનાં ખેતરોનું રક્ષણ કરે છે અને ઢોર, શિકાર કરવા લાયક જનાવરો તથા ઉપયોગી પક્ષીઓને આશ્રય આપે છે; (૫) કેટલાક સંજોગોમાં જંગલો દેશનું આરોગ્ય સુધારવામાં પોતાનો ફાળો આપે છે અને રક્ષણનું કામ સહેલું બનાવે છે. (૬) જંગલો દેશના નૈસર્ગિક સૌંદર્યમાં વધારો કરી પ્રજામાં સૌંદર્ય-વર્ધનનો ગુણ ખીલવે છે. જંગલો આમ આડકતરી રીતે દેશને લાભકારક છે.

૯. જંગલોથી થતા સીધા લાભમાં ઇમારતી લાકડાં, બાળવાનાં લાકડાં, તથા જૂદા જૂદા ઉદ્યોગોમાં ઉપયોગી કાચી પેદાશ, તથા

**જંગલોથી થતા સીધા ફાયદા**

ઢોરોને ચરવા માટે ઘાસીઆ ચરણ એટલાં ખાસ ગણાવી શકાય. આ બન્ને હેતુ પાર પાડવા માટે સરકારે કેટલાંક જંગલોનો વહીવટ રિઝર્વ જંગલ તરીકે કરી તેમાં કોઇ પણ પ્રાણીને ચરવા આવવા દેવાની મનાઈ કરી છે, ઔદ્યોગિક વિકાસમાં ઉપયોગી દ્રવ્યો તથા પદાર્થો પકવી વેચવામાં આવે છે, અને વરસાદ ઓછો વરસે એટલે દરજ્જે જંગલ કપાઈ ન જાય એવી દરકાર રાખી ઈમારતી લાકડાં વગેરે હરાજીથી આપી કાપવા દેવામાં આવે છે. બીજા પ્રકારનાં જંગલો રક્ષિત (protected) કહેવાય છે અને તેમાં ફક્ત બકરાં, ઘેટાં, ઊંટ જેવાં જાનવરોને ચરાવવાની મનાઇ હોય છે અને ત્રીજો વિભાગ પરચૂરણ જંગલોનો કહેવાય છે. તેમાં બધાં ઢોર ચરી શકે છે. દુકાળ જેવા વખતમાં ચરવા માટે બંધ કરેલાં જંગલો ખુલ્લાં મૂકાય છે, અગર તો ઘાસ કાપીને જ્યાં જરૂર હોય ત્યાં પૂરૂં પાડવામાં આવે છે. જંગલખાતાના કારભાર સામે ખેડૂત વર્ગનો ભારે પોકાર છે તે ધ્યાનમાં લઇ જંગલોની આજુ-બાજુના લોકોને બળતણ, છાપરાં ઢાંકવાનો છાજ, ઘર બાંધવા લાકડું તથા ખેતીનાં ઓજારો માટે લાકડાં અને ઢોર ચરાવવાની સગવડ સરળ રીતે સહેજમાં મળે એવા એ વહીવટમાં સરકારે ફેરફાર કરવા જોઇએ.

૧૦. ખેડૂતોને એ જંગલોનો વહીવટ વધારે અનુકૂળ થાય એટલા સારુ શાહી ખેતીવાડી કમિશને નીચે પ્રમાણે ભલામણો કરી છેઃ

(૧) જંગલના ઉદ્યોગો ખીલવવા સારુ "ફોરેસ્ટ યુટિલિઝેશન ઓફિસર" ની દરેક પ્રાંતમાં નીમણુંક કરવી.

(૨) જંગલોના પ્રદેશના મોટાં તથા નાનાં જંગલો એવા નવા વર્ગ પાડવા; મોટાં જંગલોમાં વેપાર ઉદ્યોગની દૃષ્ટિએ ઉપયોગી તથા આબોહવા તથા જમીનની સ્થિતિને અનુરૂપ જંગલોનો સમાવેશ

**જંગલ સંબંધે શાહી ખેતીવાડી કમિશનની ભલામણો** કરવો. નાનાં જંગલોના વિભાગમાં નાના જંગલો, બળતણુ માટે રોપાયેલાં બાવળ વગેરે ઝાડોનો પ્રદેશ, ગામડાંનાં જંગલો અને ખરાબા જમીનોનો સમાવેશ થઇ શકે. જે ઝાડીવાળો પ્રદેશ હાલમાં જંગલખાતાને તાબે છે તે પ્રદેશનો વહીવટ જે તે ગામડાંએ ચૂંટી કાઢેલી ગામ પંચાયતોને સોંપવો.

(૩) જંગલખાતાના નવા અમલદારોનો ખેતીવાડી ખાતા સાથે ગાઢો સંબંધ જોડવા સારૂં તેમને ખેતીવાડીની કોલેજોમાં સંક્ષિપ્ત અભ્યાસક્રમ શીખવવો.

૧૧. જંગલોમાં દવા માટે ઉપયોગી વનસ્પતિ, જડીબુટ્ટી, મૂળીઆં મળી આવે છે. હરડાં તથા કેટલાંક ઝાડોની ખાલ ચામડાંને પકવવામાં ઉપયોગી છે. ચંદન, રાળ, લાખ વગેરે જંગલના પદાર્થો ઉપર કેટલાક ઉદ્યોગો આધાર રાખે છે. મધ્ય હિંદુસ્થાન, **જંગલની પેદાશ** છોટાનાગપુર, મધ્ય પ્રાંત, સિંધ તથા બ્રહ્મદેશમાં લાખ વધારે થાય છે. લાખ એ એક જાતના કીડામાંથી મળી આવે છે. યુરોપીઅન લોકોની ટોપીઓ, ગ્રામોફોનની પ્લેટો, વાર્નિશ, પોલિશ, લાકડાં ઉપર રંગ ચડાવવો, રંગીન રમકડાં બનાવવા વગેરેમાં લાખનો ઉપયોગ થાય છે. વિશ્વયુદ્ધ પછી બંગાળા, બ્રહ્મદેશ, મદ્રાસ તથા ઓરિસાના જંગલોમાં પાકતા બાંબુ (વાંસ) તથા સબઇ, ભાબર વગેરે ઘાસમાંથી માવો બનાવી કાગળનો ઉદ્યોગ કારખાનાવાળાઓએ ખીલવ્યો છે. દીવાસળી બનાવવા માટે જરૂરી લાકડું આપણા જંગલોમાં મળતું હોવાથી દીવાસળીના કારખાનાં દેશમાં ઘણાં નીકળ્યાં છે, તેમાં સ્વદેશી કંપનીઓ કરતાં સ્વીડીશ, કંપનીએ વધારે લાભ મેળવ્યો છે.

૧૨. હિંદુસ્તાનના હુન્નર ઉદ્યોગોની ખીલવણીમાં મોટામાં

મોટો ફાળો આપી શકે એવા કેંદ્રસ્થ ((key) ઉદ્યોગો માટે જરૂરી વેનેડિયમ, નિકલ તથા મોલીબ્ડેનમ શિવાયના બધા ખનિજ પદાર્થો હિંદના ભૂગર્ભમાં છે એમ ૧૯૧૮ નું ઔદ્યોગિક કમિશન માને છે.

**ખનિજ દ્રવ્યો**

કોલસા, ખનિજ મીઠું, સોનું, પેટ્રોલિયમ, સુરોખાર, ક્રોમાઈટ, ત્રાંબુ, હીરા, ગ્રૅફાઈટ, લોખંડ, લીલો (જેડ) પથ્થર, સીસું, મેગ્નેસાઇટ, મેંગેનીઝ, અબરખ, મોનેઝાઈટ, પ્લૅટિનમ, માણેક, ચાંદી, કલાઇ, વુલ્ફ્રામ અને ઝીંક હિન્દની ખાણોમાંથી વધતા ઓછા પ્રમાણમાં નીકળે છે અને તેથી ખનિજ ઉદ્યોગો ખીલવા માંડયા છે.

૧૩. કોલસાની ખાણો મોટે ભાગે બંગાળ, બિહાર, તથા ઓરિસ્સામાં આવી છે. બીજી ખાણો નિઝામના રાજ્યમાં, તેમજ મધ્યપ્રાંત, બ્રહ્મદેશ, આસામ, પંજાબ તથા બલુચિસ્તાનમાં આવી છે, અને રાજપુતાના, બિકાનેર અને મધ્ય હિંદમાં થોડો કોલસો નીકળે છે. બંગાળાની શણની મિલો તથા પૂર્વ હિંદની રેલ્વેઓ કોલસાની ખાણો નજીક આવવાથી તેમને આ કોલસા વાપરવા અનુકૂળ પડે છે. મુંબાઇ તથા મદ્રાસમાં દક્ષિણ આફ્રિકાના કોલસા સાથે હરીફાઇમાં હિંદના કોલસા વાપરવા મોંઘા પડે છે, અને આ કોલસા આફ્રિકાના કોલસા કરતાં ઉતરતા દરજ્જાના હોવાથી મુંબઇના કારખાનાદારોને બંગાળના કોલસા વાપરવા પરવડતા નથી, અને તેથી દક્ષિણ આફ્રિકાના કોલસાને પસંદગી મળે છે. અને હવે તો વિદ્યુત શક્તિનો ઉપયોગ કરી કારખાના તથા મિલો ચલાવવાની પ્રથા વધતી જાય છે.

**કોલસા**

૧૪. અર્વાચીન લોખંડ તૈયાર કરવાના ઉદ્યોગની શરૂઆત ૧૮૭૪ માં બારાકાર આયર્ન વર્કસથી થઇ. આ કારખાનું બંગાળ આયર્ન એન્ડ સ્ટીલ કંપની તરીકે ઓળખાવા લાગ્યું અને તેમાંથી હવે બંગાળ આયર્ન કું. નીકળી છે. ધી ટાટા આયર્ન એન્ડ સ્ટીલ કું.

**લોઢું**

બિહાર તથા ઓરિસ્સામાં આવેલા સાકચી (હાલ જમશેદપુર) ગામે ૧૯૧૧ માં શરૂ થઇ છે. લોખંડ સિંધભૂમ, તથા ઓરિસ્સાના કેઓંઝાર, બોનાઇ, અને મયૂરભંજ રાજ્યોમાં સૌથી વધારે મોટા પ્રમાણમાં મળી આવે છે, અને તેથી ઉતરતા પ્રમાણમાં બિહાર તથા ઓરિસ્સાના બ્રિટિશ પ્રાંતોમાં મળી આવે છે. બ્રહ્મદેશ મધ્ય પ્રાંત, વરાડમાં થોડું થોડું લોઢું નીકળે છે.

૧૫. મેંગેનીઝ સ્ટીલ બનાવવામાં વપરાય છે. તેમજ ભારે રસાયણિક, વિદ્યુત્ સંબંધી અને કાચના ઉદ્યોગોમાં ઉપયોગી છે.

**મેંગેનીઝ** એ ખનીજ દ્રવ્ય મુખ્યત્વે મધ્યપ્રાંત, મુંબાઈ તથા મદ્રાસ ઇલાકા અને મ્હૈસુર રાજ્યમાં મળી આવે છે.

૧૬. સોનું મુખ્યત્વે કોલારની ખાણોમાંથી નીકળે છે. ચાંદીની ખાણ બ્રહ્મદેશના ઉત્તર વિભાગમાં હોઈ સીસું તથા કલાઇની કાચી ધાતુમાંથી નીકળે છે; પણ ચાંદીના ખપના પ્રમાણમાં તેની પેદાશ ઘણી ઓછી છે. પેટ્રોલિયમની ખાણો બ્રહ્મદેશમાં આવી છે. ફક્ત પાંચ ટકા તેલ પંજાબ તથા બલુચિસ્તાનના તેલના કુવામાંથી નીકળે છે, અને ૯૫ ટકા બર્માના ખનિજ કુવામાંથી પેટ્રોલિયમ નીકળે છે.

**સોનું–ચાંદી–પેટ્રોલિયમ**

૧૭. દુનિયાને ⅔ ભાગ અબરખ હિંદુસ્તાન પૂરૂં પાડે છે. વિજળી સંબંધી ઉદ્યોગોમાં તેનો સારો ઉપયોગ થાય છે અને મદ્રાસ ઈલાકાના નેલોર તથા સાલેમ જીલ્લામાં ત્રાવણકોર, અજમેર–મેરવાડા તથા રાજપુતાનાના બીજા ભાગોમાં મળી આવે છે.

**અબરખ**

૧૮. વુલ્ફ્રેમ એ ટંગસ્ટેનમાંની મુખ્ય કાચી ધાતુ છે અને લડાઇ માટે વપરાતો ભારે ઝડપ વાળો પોલાદનો સામાન તૈયાર કરવામાં જરૂરી દ્રવ્ય છે. ફાયર પ્રુફ કરવા

**પરચુરણ ખનિજ પદાર્થો** માટે, રંગ કરવા માટે તથા ઝગઝગતા પ્રકાશવાળા ફાનસો તૈયાર કરવા માટે ટંગસ્ટેન વાપરવું પડે છે. આ ધાતુ બર્મામાં મળી આવે છે. સુરોખાર બિહાર, સંયુકત પ્રાંતો અને પંજાબમાં નીકળે છે અને કાચના ઉદ્યોગોમાં તેમ ખાતર તરીકે વપરાય છે.

૧૯. મીઠું દરિયા કિનારે ઘણું ખરૂં પાકે છે; પંજાબમાં મીઠાના ડુંગરો છે અને કોહાટમાં મીઠાની (સીંધવ) ની ખાણો છે. રાજપુતાનામાં સંભાર સરોવરમાં મીઠું પાકે છે તેમ **મીઠું** કચ્છના રણના સીમાડા ઉપર મીઠું બનાવવામાં આવે છે.

૨૦. મકાનો બાંધવામાં વપરાતા પથ્થરો, તથા લાદીઓ પહાડી ખડકોમાંથી કાઢવામાં આવે છે. તેનો જથ્થો પુષ્કળ છે. મુખ્યત્વે સોન નદી ઉપર આવેલા દેહરીથી **પથ્થર-લાદી** હોશંગાબાદ, ગ્વાલીયર, આગ્રા અને નીમચ સુધી વિંધ્યા પર્વતોની હારોમાંથી આરસપહાણ, તથા બીજી જાતના પથ્થરો તથા લાદીઓ નીકળે છે.

૨૧. સીમેન્ટ બનાવવા માટે ખડી (ચૅાક) અને માટીની જરૂર હોય છે. તે બુંદી તથા કટની, પોરબંદર તથા **સીમેન્ટ** સંયુકત પ્રાંતોમાં લખનૌ અને કાનપુર નજીક મળી આવે છે. ચુનાનો પૂરવઠો ઘણો છે.

૨૨. કોલસા, લાકડાં, ખનિજ તેલ, તથા આલ્કોહૉલ (દારૂનો અર્ક), પવન તથા પાણીની મદદથી યંત્રશક્તિ પેદા કરવામાં આવે છે. પાણીના ધોધથી વિદ્યુત શક્તિ મ્હૈસુર **યંત્ર શક્તિ** તથા કાશ્મીર રાજ્યમાં અને મુંબઇ ઇલાકામાં પેદા કરવામાં આવે છે. મુંબાઇના કરોડાધીશ ટાટા કુટુંબે મુંબઇ ઈલાકામાં હાઇડ્રો ઇલેકટ્રીક વર્કસ ઉભાં કર્યા છે અને આંધ્રવૅલી પાવર સ્કીમ તથા નીળા મૂળા સ્કીમ હાથ ઉપર

લીધી છે. આ શિવાય કોયનાનદીની મોટી ખીણુમાં આવાં જ વિદ્યુત ઉત્પન્ન કરનારાં બાંધકામ તૈયાર કરવાની ટાટાઓની યોજના છે. પંજાબમાં વિદ્યુત પેદા કરવા માટે મ'ડી યોજના ઘડાઇ છે; તે સંપૂર્ણું થતાં દૂર દૂરના ઔદ્યોગિક શહેરોને તેનો લાભ મળશે અને દિલ્હી જેવા દૂરના રાજધાનીના શહેરને વિદ્યુત બળ પુરૂં પાડી શકાશે. વિજળીક બળ પેદા કરવાની યોજનાઓ સંપૂર્ણું થતાં ગામડાંઓ વિજળીના બળથી પોતાના ઉદ્યોગો ખીલવી શકશે અને પ્રજાની આબાદી વધી સુખ સગવડો વધશે.

**ભારતની ગરીબાઇ**

૨૩. કુદરતની આટલી કૃપા છતાં હિંદુસ્તાનની પ્રજા ગરીબ રહી છે, એ એક કોયડોજ છે તે ઉકેલવા માટે પ્રજાની ખાસીઅતો તથા બીજા કારણો આપણે ખોળવાં જોઇએ.

૨૪. બર્માને હિન્દથી જુદો પાડવાનો નિર્ણુય બ્રિટિશ સરકારે તથા પાર્લામેન્ટે અમલમાં મૂકેલો હોવાથી તેનો વધારે વિચાર કરવાનો રહેતો નથી.

---

## પ્રકરણુ ૩જું

---

### વસતિ

**વસતિની ઘનતા**

૧. બર્મા સિવાય હિંદુસ્તાનની વસતિની ઘનતા સને ૧૯૩૧ની વસતિ ગણુત્રી પ્રમાણે બ્રિટિશ હિંદમાં ૨૯૭ અને દેશી રાજ્યોમાં ૧૧૪ દર ચોરસ માઇલે આવે છે. પ્રાંત વાર જોઇએ તો વસતિની ઘનતા દર ચો. માઇલે મદ્રાસમાં ૩૨૯, મુંબઇમાં ૧૭૪, બંગાળામાં ૬૧૬, સંયુક્ત પ્રાંતોમાં ૪૪૨, પંજાબમાં ૨૦૮, બિહાર તથા ઓરિસ્સામાં ૩૭૯, મધ્યપ્રાંત તથા વરાડમાં ૧૩૭, આસામમાં ૧૩૭, વાયવ્ય સરહદ પ્રાંતમાં ૧૨૯, બલુચિસ્તાનમાં ૬, અજમેર મેરવાડામાં ૨૦૭, કુર્ગમાં ૧૦૪, તથા દિલ્હીમાં ૧૧૧૦ છે. દિલ્હી પ્રાંત નાનો છે ને

ત્યાં વસતિનો મોટો ભાગ દિલ્હી શહેરનો હોવાથી દર માઇલે વસતિની ઘનતા વધારે આવે છે.

**ઘનતામાં ફેરફારના કારણો**

૨. હિંદુસ્તાનમાં જુદા જુદા પ્રાંતોમાં વસતિની ઘનતામાં જે ફેરફાર જણાઈ આવે છે તેનું એક મુખ્ય કારણ જમીનનો બાહ્ય દેખાવ છે. જ્યાં ખેતીની જમીન સપાટ હોઈ હિમાલય પર્વતોમાંથી નીકળતી મોટી મોટી નદીઓની ખીણમાં આવી છે, તથા નદીનો કાંપ ઠરવાથી રસાળ બની છે ત્યાં વસતિ વધારે ઘન છે. આવી જમીન ખેતી માટે ઘણી અનુકૂળ હોય છે. બંગાળા, સંયુક્ત પ્રાંતનો પૂર્વ ભાગ અને દક્ષિણમાં પૂર્વ કિનારા ઉપર જમીનના સપાટ મેદાનો હોવાથી વસતિ ઘીચ છે. જ્યાં જમીન સપાટ નહિ છતાં ડુંગરા તથા પહાડોને લીધે ઉંચી નીચી રહે છે ત્યાં ખેતીવાડી કરવી કઠણ હોય છે અને પાક અનિશ્ચિત રહે છે, અને વસતિની ઘનતા ઓછી રહે છે. દાખલા તરીકે મુંબાઇ ઇલાકાનો મોટો ભાગ એવી અસમાન ખેતીની જમીનવાળો હોવાથી ત્યાં વસતિ ઓછી ઘીચ છે. આસામ તથા બ્રહ્મદેશમાં વરસાદ પુષ્કળ પડે છે, પણ માણસ જાતની આરોગ્યતા માટે ત્યાંની આબોહવા નુકશાનકારક હોવાથી વસતિ ઓછી ઘીચ રહે છે. એટલે જમીનની આકૃતિ, વરસાદ, તથા વાવેતરને પાણી પાવાના કૃત્રિમ સાધનો તથા આરોગ્યવર્ધક આબોહવા વગેરે ઉપર લોક સંખ્યાના ઘીચપણાનો આધાર રહે છે.

**કયા ધંધામાં કેટલા ટકા છે**

૩. સને. ૧૯૩૧ની વસતિ ગણત્રીના રિપોર્ટ પ્રમાણે વસતિના ૬૭ ટકા ખેતી કરે છે, ૯.૭ ટકા ઉદ્યોગોમાં રોકાયેલા છે, લગભગ ૫.૪ ટકા વેપારમાં છે, ૧.૩ ટકા લશ્કર તથા સરકારની મુલકી નોકરીઓમાં જોડાયલા છે. માલ તથા ઉતારૂ લઇ જવા લાવવાના ધંધામાં વસતિનો દોઢ ટકો જોડાયો છે, વકીલ દાક્તર જેવા ધંધા તથા બીજા વિદ્યાકળાના ધંધામાં પોણા બે ટકા માણસો

રોકાયલા છે, અને બાકીના ખાનગી ઘરગુતી નોકરી, બેઠી આવક ખાનારા, તથા પરચુરણ ધંધો કરનાર અથવા બેકાર શખસો છે. વેપાર તથા માલ લઈ જવા લાવવાના ધંધામાં ખેતીની પેદાશ મુખ્ય ભાગ ભજવે છે. ઉદ્યોગોમાં રોકાયલી વસતિમાંથી ફકત એક ટકો વસતિ મોટા કારખાના તથા બગીચા વગેરેમાં રોકાયલી છે, અને બાકીના પોણા નવ ટકા તો ગામડાના તથા શહેરના હાથ કારીગરીના ઉદ્યોગોમાં કામ કરે છે. સને ૧૯૨૧ના આંકડા પ્રમાણે ઉદ્યોગો ઉપર નિર્વાહ કરનારમાં લગભગ એક ટકાનો ઘટાડો ૧૯૩૧ના સેન્સસ વખતે થયાનું જણાય છે; વેપારીઓના ટકામાં પણ સહેજ ઘટાડો છે. ભિખારી તથા રખડતા લોકોમાં ૨૦ ટકા ઘટાડો નજરે પડે છે. મોટા પાયા ઉપર ચાલતા ઉદ્યોગો મુંબાઇ, કલકત્તા, અમદાવાદ, જમશેદપુર વગેરે કેટલાંક સ્થળે છે; પણ વસતિના મોટા ભાગને ખેતી ઉપર જ નિર્વાહ કરવાની ફરજ પડી છે. દુનિયાના બીજા કોઇપણ સુધરેલા દેશમાં આટલા મોટા પ્રમાણમાં લોકોને ખેતી ઉપર આધાર રાખવો પડતો નથી. તેથી વરસાદ બરોબર ન પડે તો દુષ્કાળ પડે છે, અથવા મોંઘવારી થાય છે અને પ્રજાને જીવાડવી મુશ્કેલ બને છે. સન ૧૮૮૦ના ફૅમીન કમીશનના કહેવા પ્રમાણે હિંદનું અર્વાચીન દૃષ્ટિએ ઉદ્યોગીકરણ એજ દુકાળો નિવારવાનો રામબાણ ઉપાય છે. આ યંત્રયુગમાં હાથ કારીગરીના ધંધાઓ હરીફાઇમાં ટકી શકે એ આશા આકાશ કુસુમવત્ છે એમ ઘણા હિંદી અર્થશાસ્ત્રીઓ તથા વિચારકો માને છે.

**શહેર તથા ગામડામાં વસતિનું પ્રમાણ**

૪ ૧૯૩૧ની વસતિ ગણત્રી પ્રમાણે ૧૧ ટકા વસતિ ૫૦૦૦ અને તે ઉપરાંતની વસતિવાળા કસબા તથા શહેરોમાં વસે છે, અને ૮૯ ટકા ગામડામાં વસે છે. ગાંધીજી ખરૂંજ કહે છે કે હિંદ ગામડામાં વસે છે, તેથી તેમનું કલ્યાણ કરવા આપણે ગામડે ગામડે પહોંચી જવું જોઇએ. યુરોપ અમેરિકાના સુધરેલા દેશોમાં

ઉદ્યોગ ધંધાની વૃદ્ધિને લીધે શહેરમાં રહેનારી પ્રજાની સંખ્યા વધતી જાય છે, અને ઈંગ્લાંડમાં ૮૦ ટકા વસતિ શહેરમાં રહેતી થઇ ગઇ છે.

**સ્ત્રી તથા પુરૂષ વસતિનું પ્રમાણ**

૫. સ્ત્રી તથા પુરૂષની સંખ્યા જોતાં દર હજાર પુરૂષે ૧૯૩૧ના સેન્સસ મુજબ ૬૦ સ્ત્રીઓની ખોટ આવે છે. બાળલગ્ન તથા પડદાના રિવાજને લીધે સ્ત્રીઓમાં મૃત્યુ પ્રમાણ વધારે રહે છે. ગામડાંઓ કરતાં શહેરોમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં ઘણી ઓછી રહે છે; કારણ કારખાનાઓ વગેરેમાં કામ કરતા મજૂરો પોતાની સ્ત્રીઓને લઇ જતા નથી પણ અવારનવાર પોતાના વતનમાં ( ગામડે ) દર સાલ આવજાવ કર્યા કરે છે. સ્ત્રીઓ પૈકી દરહજાર પુરૂષ કામ કરનાર સાથે ૪૬૫ સ્ત્રીઓ મજૂરી વગેરે કામ ધંધો કરે છે. પુરૂષોની ટૂંકી કમાણીને લીધે ગરીબ વર્ગની સ્ત્રીઓ ઘણે ભાગે થોડી ઘણી મજૂરી કરી કુટુંબના નિર્વાહમાં પોતાનો ફાળો આપે છે.

**આયુષ્ય મર્યાદા**

૬. આપણે ત્યાં મજૂરી અગર મહેનત કરવા લાયક ઉંમર ૧૫ થી ૪૦ સુધી ગણાય છે, જ્યારે યુરોપમાં ૧૫ થી ૬૦ અથવા ૬૫ સુધી માણુસ કામ કરવાને સશક્ત ગણાય છે. આંકડાઓની તુલના કરતાં આપણા દેશમાં ફક્ત ૪૦ ટકા માણુસો અર્થોત્પાદન કરવા માટે લાયક ગણાય છે, જ્યારે ફ્રાન્સમાં ૫૩ ટકા અને ઇંગ્લાંડમાં ૬૦ ટકા વસતિ ૧૫ થી ૬૦ વર્ષ સુધી કામ કરી શકે એવી હોય છે. બાળમરણ, ભૂખમરાને લીધે અપૂરતું પોષણ, પ્રસૂતિ કરાવવાની જંગલી રીતો, બાળમાતૃત્વ, અનારોગ્ય રહેઠાણ, ચેપીરોગોનું ફાટવું, દુષ્કાળ, ક્ષય વગેરેનો પ્રસાર, શહેરો તથા ગામડામાં પ્રસરી રહેલું ગંદકીનું વાતાવરણ, મેલેરીઆ વગેરે અનેક કારણોને લીધે આપણી પ્રજાનું આયુષ્યપ્રમાણ બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં

ઘણું ઓછું રહે છે અને સરેરાશ આયુષ્ય મર્યાદા દર માણસ દીઠ આશરે ૨૩ વર્ષ આવે છે.

૭. અર્થશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે જે સમાજમાં દરહજારે ૧૫ થી વધારે મરણ થાય તે સમાજ નીરોગી ન કહેવાય, પણ આપણા દેશમાં તેથી બમણા મરણ દર હજારે નોંધાય છે. આપણે ત્યાં જેમ દર હજારે મરણ પ્રમાણ વધારે આવે છે તેમ બાળમરણ પણ વધારે રહે છે. યુરોપમાં સરેરાશ આયુષ્ય મર્યાદા છેલ્લા સો વર્ષમાં વધતી ગઇ છે, પણ આપણે ત્યાં તેમાં કંઇ સુધારો થયો નથી. બાળમરણ તથા સુવાવડ વગેરેને લીધે સ્ત્રી મરણનું પ્રમાણ આપણે ત્યાં વધારે છે. મુંબાઇમાં એક વરસ અંદરના એક હજાર મજૂર બાળકો પૈકી ૫૫૬ બાર મહીનામાં મૃત્યુ પામે છે, જ્યારે લંડનમાં દર હજારે ફક્ત ૬૦ બધા વર્ગના બાળકો પહેલા વર્ષમાં મરે છે. આપણે ત્યાં આખા દેશમાં દર હજાર જન્મ પામેલાં બાળકો પૈકી ૨૦ ટકા બાળકો પહેલા વરસમાંજ ગુજરી જાય છે. પ્રજાની ગરીબાઈ એજ મુખ્યત્વે ભારે મરણ પ્રમાણનું ખરૂં કારણ છે. આપણા મરણ પ્રમાણની બીજી એક વિશિષ્ટતા એ છે કે ગર્ભ ધારણ કરવા લાયક ઉમરની સ્ત્રીઓમાં મૃત્યુનું પ્રમાણ ઘણું વધારે છે.

**મરણ પ્રમાણ**

૮. જોકે જન્મ પ્રમાણ તથા મૃત્યુ પ્રમાણનું ધોરણ આપણા દેશમાં બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં ઘણું વધારે છે તોપણ ૧૯૨૧ થી ૧૯૩૧ના દસકામાં કોઇ મહત્વનો દુષ્કાળ નહિ પડવાથી તથા ભારે મરણ પ્રમાણ લાવે એવા રોગો ફાટી નહિ નીકળવાથી ૧૯૩૧ની વસતિ ગણત્રી મુજબ વસતિમાં ૧૦ થી ૧૨ ટકા વધારો થયો છે.

**વસતી વધી છે**

૯. વસતિના વધારા સંબંધે એવું ધોરણ છે કે:—"કોઇ અમુક વખતે જ્ઞાન અને પરિસ્થિતિમાં ફેરફાર ન થાય તોપણ, કાર્યક્ષમ

**વસતિ અને ઉત્પાદનનો પરસ્પર સંબંધ**

કામ કરનારાની સંખ્યા એટલી હોય કે કાર્યક્ષમ કામ કરનારાની સંખ્યામાં વધારો કે ઘટાડો થતાં થતી પેદાશમાં ઘટાડો થાય તો તે વધારેમાં વધારે ઉત્પત્તિનું બિંદુ ગણાય. જે પ્રમાણે દરેક ધંધામાં વધારેમાં વધારે ઉત્પન્નનું બિંદુ હોય છે તેમ સર્વ ધંધાઓના સમૂહના પ્રસંગે પણ એવું બિંદુ હોય છે. જો વધારેમાં વધારે પેદાશના બિંદુને લોક સંખ્યા ન પહોંચી શકે તો જેટલું ઉત્પન્ન વધારેમાં વધારે થવું જોઇએ તેટલું થાય નહિ અને એવે પ્રસંગે તેનો ઉપાય વસતિનો વધારો છે. પણ જો વસતિ એટલી વધી હોય કે બિંદુ પસાર થઇ જાય તો જેટલું વધારેમાં વધારે ઉત્પન્ન આવવું જોઇએ તેટલું ન આવતાં ઓછું ઉત્પન્ન આવે અને તેનો ઉપાય વસતિનો ઘટાડો છે."

૧૦. આવા પ્રસંગે સૌથી વધારે પેદાશના ધોરણે જેટલી વસતિ રહેવી જોઇએ તે ધોરણ ઉપરાંત વસતિનો વધારો થાય તો "અતિ વસતિ" (over population) થઇ છે એમ ગણાય.

**અતિ વસતિ ક્યારે ગણાય**

અને જો વસતિના વધારાનું વલણ એવું દેખાઇ આવે કે જેથી જણ દીઠ આવક ઘટે તો એ વલણને આપણે "અતિ વસતિ"નું વલણ કહી શકીએ. જો વસતિમાં ઘટાડો થાય તો જણ દીઠ આવક વધે એમ હોય તો વસતિની વર્તમાન સ્થિતિ "અતિ વસતિ"ની ગણાય. હાલની પરિસ્થિતિમાં હિંદુસ્તાનમાં અતિ વસતિની સ્થિતિ છે તેમજ અતિ વસતિ તરફ વલણ પણ છે. બાલ મરણનું ભારે પ્રમાણ તથા એકંદર વધારે જન્મ તથા મરણ પ્રમાણ એ અતિ વસતિના દ્યોતક છે.

**વસતિ તથા ગરી-**

૧૧. આપણા દેશમાં લગભગ દરેક પુરૂષ તથા દરેક સ્ત્રી પરણે છે. અવિભક્ત કુટુંબની સંસ્થાને લીધે નવા પરણનાર જોડાને નિર્વાહની ફીકર રહેતી નથી તથા બાળલગ્નોને ઉત્તેજન મળે છે. મજૂરીઆ તથા ખેડુત

**આઈ વધે છે** વર્ગમાં પત્ની ધણીને તેના કામમાં મદદ કરે છે તથા ઘરનું વૈતરૂં કરે છે તથા છોકરાંને પણ બને તેટલી નાની ઉમરે કામે લગાડવામાં આવે છે, અને રહેણીનું પરિમાણ ફક્ત હયાતી ટકાવવા જેટલું હોવાને લીધે છોકરાં બોજારૂપ લાગતાં નથી. છોકરીઓનાં લગ્ન નાનપણમાં થતાં હોવાથી દુનિયામાં સૌથી વધારે જન્મ પ્રમાણ આપણા દેશમાં આવે છે. બાલહત્યા તથા ગર્ભપાતની બદીઓ નાબૂદ થતી જાય છે, તેથી વસતિને વધારે ઉત્તેજન મળ્યું છે. વસતિના વધારા ઉપર સમાજના બંધારણે કોઇ પણ અંકુશ મૂકયા નથી, અને દેશના નિર્વાહના સાધનોમાં વસતિના વધારાના પ્રમાણમાં સુધારો થતો નથી તેથી ગરીબાઇ, રોગ તથા દુકાળ, તથા ભૂખમરો વસતિના વધારા ઉપર અંકુશ રાખવાનું કામ કરે છે; અને મરણ પ્રમાણ ઉંચું રહે છે. હિંદનું ઉદ્યોગીકરણ થયા સિવાય વધુ વસતિનો નિર્વાહ આપણા હાલના સાધનોથી કરવો અશકય છે, એટલુંજ નહિ પણ વસતિમાં ઘટાડો થાય તો ઓછાં માણસોનો નિર્વાહ કરવાનો પ્રસંગ આવતાં જણ દીઠ આવક વધી રહેણીનું પરિમાણ સુધરવાનો સંભવ છે. આપણી આવક છેલ્લા પચાસ વરસમાં ખરેખર વધી નથી; પણ રૂપિયાના આંકડામાં ફેરફાર થયો છે. મોટા પાયા ઉપર ચાલતા કારખાનાના ઉદ્યોગો હજુ બાલ્યાવસ્થામાં છે, દરિયા પારના સંસ્થાનો તથા બીજા દેશો હિંદના વતનીઓને વસાહતી તરીકે સ્વીકારવા ના પાડે છે, અને આંતરપ્રાન્તીય વસવાટ તરફ લોકોની વૃત્તિ ઓછી છે. જ્યાં સુધી પૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર હિંદમાં સ્થપાય નહિ ત્યાં સુધી આપણા ઉદ્યોગોની યોગ્ય ખીલવણી થાય એમ નથી. એવા સંજોગોમાં આપણા દેશમાં વસતિનો વધારો આપણી આર્થિક દશા વધારે કદણુ કરી મૂકે છે એમાં કંઇ શક નથી. આપણી વસતિમાંથી ૯૦ ટકા વસતિને ભૂખમરા જેવી સ્થિતિ ઘણે ભાગે ભોગવવી પડે છે અને તેથી દુકાળ જેવું સંકટ આવતાં પ્રજા નિરાધાર સ્થિતિમાં

મૂકાય છે. રોગ તથા દુકાળમાં સપડાયેલા લોકોમાંથી જેટલા બચે છે તેમની કાર્યક્ષમતા ઘટી જાય છે, શરીર તૂટી જાય છે અને વસતિનો કેટલોક ભાગ મરી પરવાર્યા છતાં પણ બાકી રહેલી વસતિની દશા પ્રથમ કરતાં પણ વધારે બગડે છે. હિંદ એ ખેતીપ્રધાન દેશ હોવાથી નિર્વાહ માટે જે અન્ન જોઇએ તે પોતે જ પકવે છે પણ એ ખોરાકનો જથ્થો મર્યાદિત હોવાથી વસતિના વધારાની રહેણીના ધોરણ ઉપર અનિષ્ટ અસર થાય છે. તેથી સંપત્તિનો વધારો કરવા માટે હરેક પ્રયત્ન કરી રહેણીનું ધોરણ સુધારવું જોઇએ. ગરીબાઇ તથા અતિ વસતિ અન્યોન્ય સહકાર કરે છે અને તેથી અતિ વસતિના દુઃખ ટાળવા માટે ગરીબાઇ દૂર કરવાની ખાસ જરૂર છે. ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગોની ખીલવણી વગર એ ગરીબાઈ દૂર થાય એમ નથી.

**અતિ વસતિ અટકાવવાના ઉપાય**

૧૨. અતિ વસતિ અટકાવવા માટે સ્ત્રીઓનાં લગ્ન મોટી ઉમરે કરવાં, બ્રહ્મચર્ય પાળવું, બાળકો વચ્ચે વધારે વર્ષોનું અંતર પડે એવી રીતે કુદરતી અથવા કૃત્રિમ ઉપાયો લેવા, તથા જેટલાં બાળકોનું સારી રીતે પોષણ થઇ શકે તથા કેળવણી આપી શકાય તેથી વધારે બાળકોને જન્મ ન આપતાં મર્યાદિત કુટુંબનો રિવાજ દાખલ કરવો વગેરે છે. આ ઉપાયોની ખાસ જરૂર સારી સ્થિતિની ઉચ્ચ કોમો કરતાં નીચલી કોમોથી બનેલા બહુજનસમાજને વધારે છે. તેમને આવા ઉપાયોનું જ્ઞાન મળે, તથા નિર્દોષ સાધનો વાપરવાની સમજુત આપવા નિષ્ણાત સંતતિ નિયમનના જાણકારોની મદદ મળે તો સમાજને સરવાળે લાભ થશે. વધારે બાળકો પેદા કરી ભૂખમરાને કિનારે રહેવા કરતાં ઓછાં બાળકો ઉત્પન્ન કરી મર્યાદિત કુટુંબ રાખી રહેણીનું ધોરણ સુધારવું એ વધારે ઇચ્છવા જોગ છે. યુનાઇટેડ સ્ટેટસમાં કેટલાંક રાજ્યોમાં માનવ જાતની ઓલાદ સુધારવા માટે સુપ્રજનન શાસ્ત્રની દૃષ્ટિએ

કાયદા પસાર કરી અમલમાં મૂકવામાં આવ્યા છે. નેબ્રાસ્કામાં ગુહ્યેંદ્રિય સંબંધે પ્રમેહ, ચાંદી વગેરે રોગોથી પીડાતા શખ્સોના લગ્નની મનાઇ થઈ છે. કોનેકટીકટમાં દુર્બળ બુદ્ધિ અથવા ફેફ્રૂવાળા સ્ત્રી પુરૂષોના લગ્ન કરવાની મનાઇ છે. મોંટેનામાં મૂઢ તથા ફેફરા વાળા લોકોની સંભોગશક્તિને બાધ ન આવતાં પ્રજનનશક્તિનો નાશ થાય એવા પ્રકારની વાઢકાપ કરી કૃત્રિમ વંધ્યત્વ આણવા માટે યોજના થઇ છે. પાકા ગુનેગાર તથા બીજા નહિ ઇચ્છવા જોગ વર્ગના શખ્સોને પ્રજનન ન કરી શકે એવા બનાવવા ઘણા ભલામણ કરે છે; અને જર્મનીમાં નાઝીયુગમાં ત્યાંના સરમુખત્યાર હેર હીટલરની સરકારે આ સૂચનાઓનો અમલ કરી ૪ લાખ સ્ત્રી પુરૂષોને ફરજીયાત વંધ્ય બનાવવા લાયક ગણીને તે માટે ઉપાય લીધા છે. બર્લિનમાં લગ્નના ઉમેદવાર સ્ત્રી પુરૂષોને વૈદકીય દૃષ્ટિએ સલાહ આપવા સુધરાઇએ સલાહકાર સમિતિ ખોલી છે. આપણે ઘોડા, બળદ વગેરે ઉપયોગી પ્રાણીઓનો વંશ સુધારવા પ્રયાસ કરીએ છીએ, પણ માનવજાતને સુધારવા ઘણાખરા દેશોમાં કંઇ ઇલાજ લેવાયા નથી. આપણે ત્યાં અમુક પેઢી સુધી પિતૃવંશ તથા માતૃવંશમાં લગ્ન ન થાય, સગોત્ર વચ્ચે લગ્ન ન થાય, સવર્ણકન્યા સાથે લગ્ન થાય અને બીજી જ્ઞાતિ સાથે લગ્ન ન થાય વગેરે કેટલાંક ધોરણો છે. આ જે વ્યવસ્થા છે તે સુપ્રજનનમાં કેટલે અંશે શાસ્ત્રીય (scientific) છે, એ ચોક્કસ કહી શકાય એમ નથી.

**વસવાટ**

૧૩. આપણી પ્રજા એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવા ખુશી હોતી નથી. લોકોને પોતાના વતનનો ભારે મોહ રહે છે અને અજ્ઞાન, સંકુચિત રૂઢીચુસ્તતા તથા સાહસનો અભાવ એ મોહને પુષ્ટિ આપે છે. આસામ તથા બ્રહ્મદેશ શિવાય બીજા બધા પ્રાંતોમાં વસતિનું પ્રમાણ સારૂં છે, તોપણ દેશની વસતિનો દર દસકે થતો વધારો જોતાં એ બે પ્રાંતો પરપ્રાંતના લોકોને મર્યાદિત સંખ્યામાં આશરો આપી શકે. દરિયાપારના પ્રદેશોમાં ગએલા હિંદીઓની સંખ્યા

એકંદર લોકસંખ્યાના પ્રમાણમાં ઘણી નાની છે; અને બ્રિટિશ સામ્રાજ્યમાં ગોરાઓની સાંકડી નીતિને લીધે હિંદીઓને વસવાટ કરવા જવાનું ક્ષેત્ર નહિ જેવુંજ રહ્યું છે. હવે બર્મા હિન્દથી છૂટું પડેલું હોવાથી બર્માના વતનીઓ વસવાટ કરવા આવનાર હિન્દીઓને આવકાર આપવા ખુશી નથી.

**મજૂરોની ખોટ નથી**

૧૪. આપણી મોટી લોક સંખ્યા જોતાં હિંદના ઉદ્યોગી-કરણમાં મજૂરોની ખોટ પડે એમ નથી. શિક્ષણ મળતાં પ્રજા હાલ કરતાં વધારે કાર્યક્ષમ બનશે, પોતાનું વતન છોડી નિર્વાહ માટે વધારે પૈસા કમાવવા કારખાનાવાળા શહેરોમાં જશે અને પોતાની જૂની સ્થિતિચુસ્તતા તથા એકજ જગોએ વસ્યા કરવાની ટેવ વધારે ઝડપથી છોડી દેશે.

---

## પ્રકરણ ૪ થું

---

## મૂડી

**જરૂર જેટલી મૂડી નથી**

૧. જમીન, મજૂરી તથા મૂડીના સહકારથી ઉત્પાદન થઇ શકે છે. તેમાં જમીન અથવા કુદરતી સાધનો અને મનુષ્ય બળમાં આપણો દેશ બીજા દેશ કરતાં ઉતરતો નથી એમ આપણે જોઇ ગયા. પરંતુ આપણી ખેતી તથા ઉદ્યોગ ધંધાના વિકાસ માટે જેટલી મૂડીની જરૂર છે તેટલી મૂડી આપણા દેશમાંથી મળી શકતી નથી તેથી વિકાસ બરોબર થઇ શકતો નથી અને પરદેશી મૂડીથી વિકાસ કરવો કે નહિ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

**ખેતીની દુર્દશા**

૨. મોટા જમીનદારોને બાદ કરીએ તો થોડી જમીનના ખેડ હકના માલિક તથા થોડી જમીન ગણોતે ખેડનારા ખેડૂતો મૂડીના અભાવે જોઇએ તેવી સારી ખેતી કરી શકતા નથી. ખેતી માટે પાણીના સાધન કરવા, કિંમતી ખાતરો તથા ઓજારો વાપરવા, ખેડવાંમાં

લોઢાના હળ વગેરે સાધનોનો ઉપયોગ કરવા, નિંદવા લણવામાં સુધરેલાં ઓજારો વાપરવા, કુવા બાંધવા વગેરે માટે તેમની પાસે મૂડી નથી. કેટલીક વખતે હળલાકડું, ઓજારો, ગાડું, બળદ વગેરે ભાડેથી લાવીને ખેતી કરવી પડે છે, અથવા તે ખરીદવા કરજ કરવું પડે છે. જ્યાં કપાસ, શેરડી, તેલિબિયાં વગેરે વેપારી તૂલ પકવવામાં આવે છે ત્યાં સાધારણ વ્યાજથી નાણાં ખેડૂતને મળી શકે છે; પણ બીજા પ્રદેશોમાં મૂડી મળતી નથી. સારી ખેતીને અભાવે સારૂં ઉત્પન્ન આવતું નથી. અને ઉત્પન્ન સારૂં આવતું નથી તેથી મૂડી યોગ્ય વ્યાજે મળતી નથી. ખેડૂત-ખાતેદારો દેવાના બોજા નીચે કચડાયા છે, અને ડેક્કન એગ્રિકલ્ચરિસ્ટસ રિલીફ એકટ તથા સહકારી મંડળીઓથી હજુ સુધી ખેડૂતોની સ્થિતિ સુધરી નથી, તેમ સુધરેલી ઢબે ખેતી થતી નથી, ખાતર સંબંધે યોગ્ય કાળજી લેવાતી નથી, અને મોટાં મોટાં ખેતરોમાં મોટા પાયા ઉપર યાંત્રિક સાધનો, કિંમતી ખાતર તથા ઉત્તમ બીથી ખેતી કરવા તરફ જોઇએ તેટલું લક્ષ આપણા લોકો આપતા નથી. છાણુ એ ઉત્તમ ખાતર છે, પણ તેનો ઉપયોગ છાણાં થાપીને બાળવામાં થતો હોવાથી એ છાણનો ખાતર તરીકે ઉપયોગ ઓછો થાય છે. મનુષ્યની વિષ્ટા ખાતર તરીકે ઘણી ઉપયોગી છે, પરંતુ ઘણા લોકોને તેની સૂગ હોવાથી એનો ખાતર તરીકે ઉપયોગ ઘણો ઓછો થાય છે. તેલીબિયાંનો ખોળ પણ ખાતર તરીકે સારો ગણાય છે, પણ તેલીબિયાં પરદેશ મોટા પ્રમાણમાં ચડતા હોવાથી આપણી જમીનને તેનો લાભ મળતો નથી. જનાવરના હાડકાંમાં પણ ખાતરને ઉપયોગી દ્રવ્યો હોય છે, પણ ઘણાંખરાં હાડકાં પરદેશ ચડાવવામાં આવે છે, તેથી જમીન ફળદ્રુપ કરવામાં તેનો ઉપયોગ થઇ શકતો નથી. ખેતીનો ધંધો સુધારવા માટે જેમ બી, ખાતર તથા સારી ખેતીની જરૂર છે તેમ એ ધંધો ફાયદાકારક બનાવવા માટે કુવા, નહેરો તથા બીજાં પાણીનાં સાધનો, ખેડવાનાં સારાં લોખંડી ઓજારો, માલ માણુસ જાતના ઉપયોગ

માટે લાયક બનાવવા માટે દાણા છૂટા પાડવાનાં તથા સાફ કરવાના યાંત્રિક સાધનો, કપાસ લોઢવાના ચરખા, શિંગો છોલવાનાં યંત્રો વગેરે ખેતીનો ખર્ચ ઘટાડનારાં સાધનોની જરૂર છે. ખેડૂતોને મૂડીની ભારે ખોટ પડે છે તે ખોટ દૂર કરવી એ સરકારનું કર્તવ્ય છે.

૩. આપણા દેશમાં તળાવ, કૂવા તથા નહેરો મારફત પાણી ખેતીના કામ માટે પૂરૂં પાડવાનો રિવાજ ચાલતો આવ્યો છે અને અંગ્રેજોના વખતમાં નહેરો ઘણી બંધાઇ છે.

**કૃત્રિમ સાધનો**

ખેડાતી જમીન ૨૭ કરોડ એકર છે તેમાંથી ૪૮૮ લાખ એકર જમીનને કૂવા નહેરો વગેરે કૃત્રિમ સાધનોથી પાણી આપવામાં આવે છે. સને ૧૯૩૧–૩૨ ના આંકડા પ્રમાણે ઉપર જણાવેલી ૪૮૮ લાખ એકર જમીન પૈકી ૩૧૬ લાખ એકર જમીનને સરકારી નહેરોમાંથી, ૩૬ લાખ એકરને ખાનગી નહેરોમાંથી, ૬૨ લાખ એકરને તલાવોમાંથી, ૧૨૬ લાખ એકરને કૂવામાંથી, અને ૫૭ા લાખ એકરને બીજાં કૃત્રિમ સાધનોથી પાણી મળે છે.

૪. પશુધનમાં કુક્કર તથા મરઘાં, બતકો સિવાય હિંદમાં ૩૦ કરોડ ઉપરાંત પાળેલાં પશુ છે, તેમાં ગાય, બળદ, ભેંસ, પાડા, ઘોડા, ઉંટ, ખચ્ચર વગેરે સર્વનો સમાવેશ થાય છે.

**પશુધન**

એ પશુ શક્તિમાં તથા કામ આપવામાં કમકુવત માલમ પડયાં છે. સશકત તથા સારી ઓલાદના ઢોરની ખાસ જરૂર છે.

૫. ગામડાં તથા શહેરોમાં ધંધો કરનારા કારીગર વર્ગની પરિસ્થિતિ મૂડી વગર ઘણી બગડી ગઇ છે. હાલના યંત્રયુગના જમાનામાં હરીફાઇમાં ટકવા માટે જે શિક્ષણ

**કારીગર વર્ગની મૂડી વગર દુઃસ્થિતિ**

તથા યાંત્રિક સાધનો તથા બળની જરૂર છે. તે નાણાં વગર મળતાં નથી. ગામડાંઓમાં આ વર્ગ કરજમાં ડૂબેલો હોય છે, અને પોતાનો

ધંધો ચલાવવા માટે જે સાધનોની જરૂર છે તે સાધનો માટે શાહુકારને ભારે વ્યાજ ભરીને મૂડી મેળવે છે. આવા લોકોને ઓછા વ્યાજે મૂડી પૂરી પાડવાની ગોઠવણ થવાની જરૂર છે. તેમજ એમના ધંધાને ઉપયોગી કાચો માલ તથા યાંત્રિક સાધનો સોંઘા ભાવે પૂરાં પાડવાં જોઇએ. સહકારી મંડળીઓ તથા સસ્તો માલ પૂરી પાડનારી કેંદ્રસ્થ સંસ્થાઓ ઉપર જણાવેલા બન્ને માર્ગે કારીગરોને મદદ કરી શકે.

નાના ધંધા

૬. એલ્યુમિનિયમનાં વાસણ બનાવવાં, તાંબા પિત્તળનાં વાસણ, લોખંડની વસ્તુઓ, ચપ્પુ, કાતરો તથા ખીલા બનાવવા, દળવાની ઘંટીઓ તથા ખાંડવાની મિલો ચલાવવી, પાંઊ, બિસ્કિટ, ગોળ, ખાંડ, સાબુ, બીડીઓ વગેરે બનાવવાં, જાળીદાર કાપડ વણવું, છાપકામ કરવું, પુસ્તકો બાંધવાં, રેશમી કપડાં વણવાં, કપાસ પીલાવી રૂની ગાંસડીઓ બાંધવી, નળિયાં તથા ઇંટો વગેરે માટી–કામ બનાવવું, ચૂનાની ભઠ્ઠાઓ ચલાવવી, દોરડાં વણવાં, બનૂસ વણવાં, સોના ચાંદીનાં વાસણ તથા રમકડાં બનાવવાં, બંગડીઓ તથા કાચનો બીજો સામાન બનાવવો વગેરે અનેક નાના ધંધા આખા દેશમાં ઠેક ઠેકાણે મૂડીની મદદથી ચલાવી શકાય એમ છે. પગ ગાડી, (બાઇસિકલ) મોટરકાર, શિવવાના સાંચા, સ્ટવ વગેરે રોજની વસ્તુઓ બનાવવા અગર સુધારવાના નવા ધંધા શરૂ થયા છે. પણ ઔદ્યોગિક શિક્ષણ, યાંત્રિક જ્ઞાન તથા મૂડી વગેરે સાધનો પૂરતા પ્રમાણમાં મળ્યા શિવાય તથા તેનો ઉપયોગ પ્રમાણિકપણે કર્યા સિવાય આવા નાના ધંધાઓનો વિકાસ થવાનો નથી. મૂડીના અભાવે આપણા હાથકારીગરીના ઘણા ખરા ધંધા જેમતેમ ચાલે છે.

૭. મોટા પાયા ઉપર ચાલનારા ધંધામાં ઘણી મૂડી રોકાયલી છે. ખાણો, રેલ્વે, ટ્રામ્વે, ગૅસ, ચાકોફીના બગીચા, ખાંડનાં કારખાંનાં, દીવાસળીનાં કારખાનાં, વિજળીક બળ પૂરૂં પાડનારાં

**મોટા પાયા ઉપર ચાલનારા ધંધા** કારખાનાં, ચામડાંના કારખાનાં, શણની મિલો, ગરમ તથા સુતરાઉ કાપડની મિલો, શેરડીના બગીચા, સિમેંટ, કાગળ, પોલાદ વગેરે ધંધા મોટા પાયા ઉપર ચાલે છે. તેમાં કાપડની મિલો શિવાય બાકીના ધંધામાં ઘણે ભાગે પરદેશી મૂડી રોકાયલી છે.

૮. સુતરાઉ કાપડની મિલોમાં રોકાયલી ૪૦ કરોડ રૂપિયાની મૂડી ઘણા ભાગે હિન્દી માલિકીની છે. ચાના બગીચાઓમાં લગભગ એટલીજ મૂડી અંગ્રેજ ધનિકોએ રોકેલી છે.

**મુડીનું જુદા જુદા ધંધામાં રોકાણ** શણની મિલો, તથા કોલસાની ખાણોમાં યુરોપીયન લોકોએ અનુક્રમે ૨૫ કરોડ તથા ૧૫ કરોડ રૂપિયા રોકયા છે. સોનાની ખાણો, પેટ્રોલિયમના કુવા, રેલ્વે, વીમા કંપનીઓ, આયાત નિકાસ વેપારને પૂરી પાડતી એકસ્ચેંજ બેંકો, કેટલીક બીજી મોટી બેંકો, સ્ટીમર કંપનીઓ, તથા બીજાં મોટાં કારખાનાં પરદેશી મૂડી ઉપર નભે છે. ઊન, ચામડાં, રેશમ, ખાંડ, કાગળ, કાચ, નળિયાં, સિમેંટ, તેલની મિલો, સાબુ વગેરે પદાર્થોનાં કારખાનાંમાં હિંદી મૂડી ઘણી છે. તોપણ એકંદરે નવા ધંધામાં મૂડી રોકવાનું સાહસ કરવાને બદલે આપણા લોકો ચાલુ ફત્તેહમંદ થએલા સુતરાઉ કાપડ જેવા ધંધા, સરકારી લોનો, તથા વેપારમાં પોતાની મૂડી રોકવાનું વધારે પસંદ કરે છે. નવા ધંધા ચાલુ કરવા માટે જે સાહસ તથા આત્મવિશ્વાસ જોઈએ તેની આપણા મૂડીવાનોમાં ખોટ છે. જે ધંધા સંબંધે વ્યવહારૂ ખાસ જ્ઞાન જોઇએ તે જ્ઞાનનો મૂડીદારોમાં અભાવ છે; નવા શીખેલા નિષ્ણાતો અનુભવહીન હોવાને લીધે ઘણી વખતે એવા ધંધામાં નાસીપાસ થાય છે, અથવા અપ્રમાણિક નીકળવાથી મૂડી રોકનારા વર્ગનો વિશ્વાસ ઉડી જાય છે. આવા ધંધામાં કરકસરથી તથા સફળ વહિવટ કરવા માટે જે સંગઠનશક્તિની જરૂર છે તેની પણ ખોટ પડે છે, અને આવા સંજોગોમાં મૂડી મળવી મુશ્કેલ થવાથી મૂડીની ખોટ રહે છે.

૯. કેટલાક ગ્રંથકારો જણાવે છે કે હિંદી પ્રજાને ધન દાટી મૂકવાની તથા સંગ્રહી રાખવાની ટેવ છે, તેઓ મૂડી તરીકે એ ધનનો ઉપયોગ ન કરતાં દાગીના વગેરે અનુત્પાદક માર્ગે કરે છે, અને તેથી ગરીબાઈ ભોગવે છે. તેમના કહેવા પ્રમાણે

**ધન સંઘરી મૂકવાનો મિથ્યા આરોપ**

આવી રકમ ૫૦૦ કરોડથી ૮૦૦ કરોડ સુધીમાં છે, પણ તે રકમ જો ૩૫ કરોડ પ્રજામાં ફાળવવામાં આવે તો માણસ દીઠ વધારેમાં વધારે ૨૨–૨૩ રૂપિયા આવે છે. આ સરેરાશ ગણવામાં આપણે રાજારજવાડા, સરદાર, શાહુકાર વગેરેના દાગીના તથા જવાહીરનો સમાવેશ કરીએ છીએ, તે જો બાદ કરવામાં આવે તો સામાન્ય જનતા પાસે લગભગ નહિ જેવો જ ધનસંચય થએલો જણાશે, એટલે ધન દાટી મૂકવાનો જે આરોપ હિંદીઓ ઉપર મૂકવામાં આવે છે તેમાં અતિશયોક્તિ છે. વળી ધનની બચતના બે ઉપયોગ થઇ શકે: ભવિષ્યની જરૂરીયાત માટે ધન રાખી મૂકવું અગર તો તે વ્યાજે મૂકી મૂડી તરીકે તેનું વ્યાજ ઉપજાવવું. પરંતુ દરરોજની જરૂરિયાતોને પહોંચી વળવું પણ જ્યાં નેવું ટકા પ્રજાને કઠણ પડે છે ત્યાં આવી કોઇપણ પ્રકારની બચત થવાનો સંભવ ઓછો છે અને જે કંઇ થોડી ઘણી રકમ દાગીના વગેરે સ્વરૂપમાં રોકવામાં આવે છે તે આપત્તિકાળમાં ઉપયોગી થઈ પડે છે. સ્ત્રીઓને સ્ત્રી-ધન શિવાય બીજું નિર્વાહનું સાધન હોતું નથી, અને તેમની કુદરતી અલંકારપ્રિયતાની ભૂખ સંતોષવી તથા નિર્વાહનું આપત્તિકાળનું સાધન મેળવવું એ બન્ને હેતુ આવા જૂજ દાગીનાથી પાર પડે છે. યુરોપમાં જે કપડાં તથા દાગીના પાછળ સ્ત્રીઓ અમર્યાદ ખર્ચ કરે છે તેની તુલનામાં આપણી સ્ત્રીઓ અલ્પ સંતોષી તથા સમજુ ગણાવી જોઇએ. તેમ છતાં નાણાં સલામત રાખીને વ્યાજ ઉપજાવવા તરફ પ્રવૃત્તિ વધતી જાય છે, અને વળી સંચય થએલું બિન ઉપયોગે પડી રહેલું ધન ધીમે ધીમે ઉત્પન્ન મેળવવા માટે સરકારી લોનો તથા શેરો

વગેરેમાં વધારે પ્રમાણમાં રોકાવા લાગી દેશની મૂડીની ખોટ પૂરવામાં કામે લાગવા માંડયું છે.

૧૦. હિંદના મોટા પાયા ઉપર ચાલનારા ઘણાખરા ઉદ્યોગ-ધંધા પરદેશી મૂડીથી ચાલે છે અને આપણા દેશની રોકાયલી મૂડી કરતાં પરદેશી રોકાયલી મૂડીનું પ્રમાણ અનેક ગણું છે. આ સ્થિતિ જોખમ ભરેલી છે. કારણ પરદેશી મૂડીથી ચાલતા ધંધાનો વહીવટ રાષ્ટ્રિય હિતની દૃષ્ટિએ થતો નથી, અને તમામ નફો પરદેશ ઘસડાઈ જાય છે, એવા ધંધા ચલાવતી કંપનીઓ તથા પેઢીઓમાં બિન-હિંદી વહીવટ રહે છે, અને હિંદીઓને એમાં સ્થાન મળતું નથી. એના પરદેશી ડાયરેક્ટરો તથા વ્યવસ્થાપકો પોતપોતાના જાતભાઇઓને પસંદગી આપે છે, અને પોતપોતાના મૂળ વતન તરફ વફાદાર રહી તેનું હિત હિંદના ભોગે સાધે છે. પરદેશી બેંકો, પરદેશી વીમા કંપનીઓ તથા પરદેશી સ્ટીમર કંપનીઓ હિંદી કારખાનદારો, તથા વેપારીઓ સાથે જે રીતે વર્તે છે તે સામે પોકાર ઉઠ્યો છે. અને હવે તેમના વહેવાર ઉપર અંકુશ મૂકવા ભલામણો થઈ રહી છે. પરદેશી બનાવટના માલની આયાત તથા હિંદની કાચી પેદાશની નિકાસ કેમ વિકાસ પામે એ દૃષ્ટિએ રેલ્વે નૂરના દર રખાય છે, હિંદી બનાવટના માલને ઉત્તેજન મળે એવી રીતે એ દર સામાન્ય રીતે હોતા નથી, તેમ દેશની અંદરના વેપારની વૃદ્ધિ માટે પૂરતી સવલતો મળતી નથી એવો પોકાર વારંવાર ઉઠે છે, અને કોઇ કોઇ વખત તેમાં વજૂદ હોવાનું સ્વીકારી જવલ્લે ફેરફાર પણ કરવામાં આવ્યા છે, એટલે પરદેશી થાપણદારો દેશપરદેશ સાથેના વેપારને ખીલવવા હરેક મદદ કરે છે, અને હિંદમાં હુન્નર ઉદ્યોગોની વૃદ્ધિ થવામાં અનેક અંતરાયો નાંખે છે એ વાત સ્પષ્ટ છે. આ પરિણામ આવવાનું કારણ એ છે કે પરદેશી મૂડી હોવાને લીધે વહીવટ પરદેશી રહે છે અને તેથી તેમનું દૃષ્ટિબિંદુ ફક્ત હિંદને હરેક રીતે ચૂસવાનું રહેતું હોવાથી તમામ હુન્નર ઉદ્યોગોની માલકી હિંદી રહે એ આદર્શને પહોંચાતું નથી.

**પરદેશી મૂડીના ગેરલાભ**

૧૧. આવા સંજોગોને લીધે કેટલાક અર્થશાસ્ત્રીઓ પરદેશી મૂડીથી દેશના કુદરતી સાધનો તથા ઉદ્યોગોની ખીલવણી કરવાનો વિરોધ કરે છે.

**પરદેશી મૂડી કયા પ્રસંગે વપરાય**

પરંતુ ઉપર જણાવેલા દુષ્પરિણામો સામે સાવચેતી લઈ હિંદના કુદરતી સાધનો તથા ઉદ્યોગોની ખીલવણી કરવામાં ઓછા વ્યાજે પરદેશી મૂડી જરૂર પડે તો લેવામાં હરકત નથી; માત્ર પરદેશીઓના અંકુશ તથા વહીવટ નીચે આપણા વેપાર તથા હુન્નર ઉદ્યોગો જાય અને દેશનું શોષણ થાય એ નભાવી લેવા જેવું નથી; આપણા દેશની ખીલવણી માટે રોકાતી શેર (ભાગ)ના રૂપની મૂડીનો અધિકાંશ હિંદી રહેવો જોઈએ, ડાયરેકટરોમાં હિંદીઓની અસરકારક બહુમતિ રહેવી જોઈએ અને વહીવટ પણ ઘણે અંશે હિંદીઓને હસ્તક રહેવો જોઈએ. કોઈ પણ દેશની કુદરતી સંપત્તિની ખીલવણી પરદેશી મૂડીથી ફક્ત પરદેશીઓ જ કરે તો તેનો તમામ લાભ પરદેશીઓને મળે અને નફો, વ્યાજ તથા અનુભવ દેશ બહાર જાય. જો પરદેશી કંપનીઓ તથા પેઢીઓ પોતાના હિંદમાંના ધંધા તથા વેપારમાં હિંદીઓને વહીવટની ઉંચી કેન્દ્રસ્થ જગો માટે કેળવીને ગોઠવવાની તજવીજ રાખે, ડાયરેકટરોમાં હિંદીઓની બહુમતી રાખે, કંપનીના ભાગ અથવા પેઢીની મૂડીનું હિન્દીકરણ કરવાની ગોઠવણ કરે, તથા દેશના હિત માટે હિન્દીઓ સાથે સહકાર કરે તો તેમની સામે જે વિરોધ દર્શાવાય છે તે દૂર થશે અને પ્રજા તેમને આવકાર આપશે.

પરદેશી મૂડી દેશના આર્થિક વિકાસ માટે કોઈ પણ સંજોગોમાં ન લેવી એમ ઠરાવવું એ કોઈ પણ દેશને પાલવે તેમ નથી. તેથી અમુક મર્યાદા તથા બંધનોને પાત્ર રહીને પરદેશી મૂડીનો ઉપયોગ વ્યાજબી થશે.

# પ્રકરણ ૫ મું

## ખેતી તથા જૂનું કરજ

**ખેતીની દીન દશા**

ભારતવર્ષ એ ખેતીપ્રધાન દેશ છે. દર ચાર માણસમાંથી ત્રણ જણ ખેતીનો ધંધો કરે છે. ખેતીની જમીનનાં ખાતાં નાનાં છે. ખેતી કરવાનાં ઓજારો જરી પુરાણાં છે, ખાતર-પૂંજો યોગ્ય પ્રમાણમાં થતો નથી, વારાફરતી પાક લેવા સંબંધે પદ્ધતિ અશાસ્ત્રીય છે, અને વાવણીમાં વપરાતું બી સારૂં હોતું નથી. ચોમાસા સિવાયની ઋતુમાં પાકને પાણી પાવાનાં સાધનો અપૂરતાં છે, જમીન સુધારાનાં સાધનો જોઇએ તેટલાં મળતાં નથી, પાક વેચવા માટે યોગ્ય બજારોની વ્યવસ્થા નથી ને તેથી ખેડૂતોને પોતાના પાકની પૂરી કિંમત મળતી નથી, પશુપાલન તથા ખેતીના ઢોરોના સંગોપન શાસ્ત્રીય રીતે થતાં નથી, ખેતીવાડીથી ઉત્પન્નમાં ઉમેરો કરે એવા અનુકૂળ ગૌણ ગ્રામ ધંધા ગામડાની પ્રજામાંથી નાશ પામતા ગયા છે અને નવા ધંધા દાખલ થયા નથી, અને પરિણામે આપણો ખેતીનો ધંધો દીન દશામાં આવી પડ્યોછે. બીજા દેશોના પ્રમાણમાં દર એકરે ઉત્પન્ન ઘણું ઓછું આવે છે, ખેડૂત નિરાશામાં ડૂબેલો હોય છે અને કર્જનાં તથા કરના ભારણ નીચે કચડાઈ જવાથી તેનામાં ઉદ્યોગ કરવાનાં ઉત્સાહ ઘટી જતાં તે નશીબવાદી બની ગયો છે અને દુષ્કાળ તથા કમી પાકના વખતમાં અનેક દુઃખ ભોગવે છે. બીજા દેશોના પ્રમાણમાં પાક દર એકરે ત્રીજા કે ચોથા ભાગનો ઉતરે છે, અને પૂરતા પૌષ્ટિક ખોરાકના અભાવે આપણા ખેડૂતો રોગ તથા ભૂખમરાના ભોગ થઇ પડે છે.

૨. આવા સંયોગોમાં ખેતીમાં સુધારા કરવાની જરૂર છે. તેમ થતાં ખેડૂતોની રહેણીનું પરિમાણ સુધરશે, તથા પ્રજાને પૂરતો

**સુધરેલી ખેતીની જરૂર**

ખોરાક મળશે. ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધરતાં તેમની ખરીદ શક્તિ વધશે અને કારખાનાઓમાં બનતા સ્વદેશી માલનો ઉપાડ વધારે પ્રમાણમાં થશે. સુધરેલી ખેતી માટે આપણી પરિસ્થિતિને અનુકૂળ ખેતીવાડીના યાંત્રિક ઓજારોની જરૂર પડશે અને એવાં ઓજારો માટે માગ આવતાં તે બનાવવા કારખાનાં પણ નીકળશે.

**ખેતીનો વિસ્તાર**

૪. બ્રિટિશ હિન્દના ક્ષેત્રફળ પૈકી આશરે ત્રીજા ભાગની જમીનમાં ખેતીનો પાક પકવાય છે, વાસલ ( fallow ) રહેતી તથા ખેડવા લાયક પડતર જમીન આશરે ૩૦–૩૧ ટકા છે, અને ૩૫ ટકા ક્ષેત્રફળ ખેડવા લાયક નથી. તેમાં ખેડવા લાયક પડતર જમીનનો મોટો ભાગ બ્રહ્મદેશ, આસામ, સિંધ, પંજાબ અને મધ્ય પ્રાન્તોમાં છે. બંગાળ, સંયુક્ત પ્રાન્ત, મદ્રાસ તથા મુંબઇ ઇલાકામાં ફળદ્રુપ જમીન ખેડ નીચે આવી ગઇ છે. અને ઘણું ઓછું ઉત્પન્ન આપી શકે એવી જમીનો જ બાકી રહી છે. પાણી પાવાના સાધન વગર એ જમીનની ખેડ થવી મુશ્કેલ છે. પંજાબ, મધ્ય પ્રાન્તો, આસામ, બર્મા તથા સિંધમાં બધી ફળદ્રુપ જમીન ખેડાતી નથી એ વાત ખરી છે, પણ તેમાં કેટલીક અડચણો છે. પંજાબ તથા સિંધમાં સાદા વરસાદના અભાવે નહેરો મારફત પાણી પાવાની જરૂર હોઇ તે માટે ઘણો ખર્ચ કરવો પડે એમ છે. સક્કર બેરેજની યોજનાને લીધે સિંધમાં લાખો એકર જમીનમાં પાક લેવાય છે. અને યોજનાનો પૂરો લાભ લેવાતાં ૫૦ લાખ એકર જમીન ખેડ નીચે આવશે. જ્યારે બિકાનેર તથા ભાવલપુર રાજ્યમાં ગંગા નદીની નહેરોમાંથી પાણી મળતાં ખેડ વધશે. આસામમાં હવાપાણી અનારોગ્ય છે. મજૂરો મળતા નથી, અને પર પ્રાન્તના મજૂરો મેળવવાની મુશ્કેલી છે. બર્મામાં 'બ્રહ્મદેશીઓ માટે બ્રહ્મદેશ'ની હાકલ વાગતી હોવાથી હિંદના શ્રમજીવીઓની મદદથી

ખેતી વધારવી મુશ્કેલ છે. બ્રહ્મદેશ હિંદથી છૂટો પડતાં નવા હિન્દી શ્રમજીવીઓને દાખલ થવાને હરકત આવે છે. એકંદર રીતે ખેડવા લાયક પડતર જમીન જે પ્રાન્તમાં વધારે છે ત્યાં પણ ખેડ નીચેની જમીનનું ક્ષેત્રફળ ઘણું ધીમું વધે છે. તેથી ભવિષ્યમાં ખેડવા લાયક જમીનના ક્ષેત્રફળમાં અસરકારક વધારો થવાનો સંભવ ઓછો છે એમ લાગે છે.

**પાક**

૪. ખેતીની પેદાશમાં અન્નપાક મુખ્ય છે. ખેડાતી તથા વવાતી જમીન પૈકી ૪/૫ ઉપરાંત ક્ષેત્રફળમાં અન્ન પાકે છે, જ્યારે ચા, કોફી, કપાસ, શણ, તેલીબિયાં વિગેરે વેપારી પાક બાકી રહેલા ક્ષેત્રફળમાંથી લેવાય છે. વેપારી પાક નીચે જે જમીન છે તે પૈકી કપાસ ૭% ઉપરાંત જમીનમાં પાકે છે, અને તેલીબિયાં ૬% થી સહેજ વધારે જમીનમાં પાકે છે.

**ડાંગર**

૫. દુનિયામાં પાકતી ડાંગર પૈકી આશરે ૪૦ ટકા હિન્દમાં પાકે છે, અને ચોખાની સૌથી વધારે નિકાસ હિન્દજ કરે છે, તોપણ એકંદર પાક પૈકી ફક્ત ૭-૮ ટકા ચોખાજ પરદેશ ચડે છે, ને બાકીના દેશમાંને દેશમાં જ ખપે છે. ડાંગરનો પાક બંગાળા, બિહાર તથા ઓરિસ્સા, બર્મા, મદ્રાસ, સંયુક્ત પ્રાંત, મધ્યપ્રાન્તો, આસામ તથા મુંબઇમાં થાય છે. બ્રહ્મદેશ સૌથી વધારે ચોખાની નિકાસ કરે છે, અને આપણી ચોખાની નિકાસમાં ૮૭% ફાળો બ્રહ્મદેશનો છે. બ્રહ્મ-દેશ માટે જે ચોખા પાકે છે તે પૈકી ૫૦% ત્યાંજ વપરાય છે, ને બાકીના પરદેશ ચડે છે. ખેતીવાડી ખાતાની ડાંગરની જુદી જુદી જાતોમાં સુધારો કરવામાં થોડીજ પ્રગતિ થઇ છે.

૬. ખેડાતી જમીન પૈકી ૧૦% જમીનમાં ઘઉં પાકે છે. સંયુક્ત પ્રાન્ત તથા પંજાબમાં, દેશના ઘઉંના પાક પૈકી પોણા ભાગના

**ઘઉં** ઘઉં પાકે છે, અને ઘઉં નીચેના એકંદર ક્ષેત્રફળ પૈકી ૠ ક્ષેત્રફળ એ પ્રાંતોમાં જ આવેલું છે; બાકીનો ઘઉંનો પાક મધ્ય પ્રાન્ત તથા વરાડ, મધ્ય હિન્દના દેશી રાજ્યો, મુંબાઇ તથા બિહાર અને ઓરિસામાં થાય છે. ઘઉંનો ખોરાક તરીકે ઉપયોગ લોકપ્રિય થતો જાય છે, અને નિકાસના ટકા ઘટતા જાય છે. જગત મંદીને લીધે ઘઉંની નિકાસને ઉત્તેજન આપવા સારૂ સરકારે રેલ્વેના ઓછાનૂર વગેરે કેટલીક છૂટછાટ આપી છે, તોપણ ઘઉંની નિકાસનું ભવિષ્ય હાલમાં ઉજળું દેખાતું નથી, ઉલટું, આપણા દેશમાં ઓસ્ટ્રેલિયા વગેરે દેશથી ઘઉંની આયાત થવા માંડી છે. તેથી દેશના ઘઊંને રક્ષણ આપવા આયાત થતા ઘઊં ઉપર દર હંડ્રેડવેટે દોઢ રૂપિયો જકાત થોડા વખત માટે નાખવા ગોઠવણ થઇ છે.

૭. જવ સંયુક્ત પ્રાન્ત તથા બિહારમાં પાકે છે. તેની નિકાસ ઘણી ઓછી થાય છે. કારણ દેશમાં ને પરદેશમાં જવ માટે સારી માગ છે.

**જવ, જુવાર, બાજરી** જવ માણસના કામમાં આવે છે, ઢોરના ખોરાક તરીકે પણ વપરાય છે. જુવાર તથા બાજરી મદ્રાસ તથા મુંબઇ ઇલાકામાં તથા હૈદ્રાબાદ રાજ્યમાં જન સમુહ ખાય છે. પાક લેવાયા પછી જુવાર બાજરીના સાંઠા ઢોર માટે કડબ તરીકે વપરાય છે. જુવારનો પાક નિઝામના રાજ્યમાં, તથા મુંબાઇ અને મદ્રાસ ઇલાકામાં, મધ્ય પ્રાન્ત (વરાડ) અને સંયુક્ત પ્રાન્તમાં થાય છે. બાજરો (બાજરી) મુંબાઇ, મદ્રાસ, પંજાબ, સંયુક્ત પ્રાન્ત, તથા મધ્ય પ્રાન્તમાં થાય છે. આ ધાન્યોની નિકાસ જૂજ છે.

૮. દ્વિદલ ધાન્ય (કઠોળ) સંયુક્ત પ્રાન્ત, પંજાબ, મુંબાઇ,

**કઠોળ** મધ્ય પ્રાન્ત, બંગાળ, વગેરે ઠેકાણે મુખ્યત્વે પાકે છે. તેમાં ચણા એ મુખ્ય કઠોળ છે. કઠોળની નિકાસ જૂજ છે.

૯. ફળ તથા શાકભાજી ઠીક પ્રમાણમાં થાય છે. ફળોમાં કેરી, સફરજન, નારંગી, મોસંબી, આલુ, દ્રાક્ષ, જામફળ, સીતાફળ, પપૈયાં, કેળાં, અંજીર, બોર, ચીકુ, જાંબુ, રાયણ, દાડમ વગેરે મુખ્ય છે. ફળની પેદાશ વધતી જાય છે, અને ફળાઉ ઝાડના અનેક બગીચા દેશભરમાં થવા માંડયા છે. શાકભાજીમાં બટાકા, ડુંગળી, રિંગણાં, કોબી, કોલીફ્લોવર (ફુલેવર,) સલગમ, ટમેટા, ઘીલોડાં, કારેલાં, પગ્વર, ભીંડા, જુદી જુદી જાતની ભાજીઓ, વાલોર, પાપડી, તુવેરના દાગ, કોળું, વટાણાની શિંગ, ચોળાફળી, મૂળા, મોગરી, મોગરા, શક્કરિયાં, રતાળું, આલુના પાના, ગુવાર, દૂધી, સરગવાની શિંગ, ફણુસી વગેરે મુખ્ય છે. શાકભાજી તથા ફળફળાવળ માટે શહેરો તથા કસબામાં સારૂં બજાર છે. લઈ જવા લાવવાના સાધનોનો વિકાસ, સારાં ફળ પસંદ કરીને ઝાડ ઉપરથી તોડવાં, સારૂં પેકીંગ કરવાની સગવડ, તથા ફળ બગડી ન જાય એટલા માટે ઠંડકમાં (બરફમાં) સાચવણી વગેરે ઉપર ફળ તથા શાકભાજીના વિશાળ ખપનો આધાર રહે છે.

**ફળ શાક ભાજી વગેરે**

૧૦. મરી મસાલામાં પીપર (મરી) મલબાર, ત્રાવણકોર, દક્ષિણ કાનડા, કૂર્ગમાં, અને થોડે અંશે બંગાળામાં પાકે છે. મરચાં મદ્રાસ, પૂર્વ તથા ઉત્તર બંગાળા, બર્માના કેટલાક જીલ્લામાં અને મુંબાઈ ઇલાકામાં પાકે છે. આદુ મલબાર કિનારે, સુરત તથા થાણા જીલ્લામાં તથા બંગાળ અને સંયુક્ત પ્રાન્તના કેટલાક જીલ્લામાં પાકે છે. એલચી મદ્રાસ, ત્રાવણકોર, મ્હૈસુર, કૂર્ગ, તથા મુંબાઈ ઇલાકાના કાનડી જીલ્લામાં ભેજવાળાં જંગલોમાં પાકે છે. સોપારી દક્ષિણ હિન્દ તથા બર્મામાં, તજ દક્ષિણ હિન્દમાં પશ્ચિમ ઘાટમાં, અને લવિંગ મદ્રાસ ઇલાકામાં પશ્ચિમ ઘાટની તળેટીએ પાકે છે. મરી મસાલાની નિકાસ સાધારણ છે.

**મરી મસાલા**

૧૧. શેરડીનો પાક સંયુક્તપ્રાન્ત, પંજાબ, બિહાર, ઓરિસ્સા, મદ્રાસ, મુંબાઇ તથા આસામમાં થાય છે. હવે દેશમાં ખાંડનાં અનેક કારખાનાં નીકળ્યાં છે અને આપણી ખાંડની જરૂરિયાત ઘણે ભાગે દેશી ખાંડ પૂરી પાડે છે. ગોળ બનાવવાને બદલે હવે સફેદ ખાંડ બનાવવા તરફ લક્ષ વધારે અપાય છે, અને શેરડીની જાત સુધારી શેરડીનું વાવેતર વધારવા તરફ ખેડૂતોનું તેમ સરકારનું ધ્યાન ખેંચાયું છે. દેશનાં કારખાનામાં બનતી ખાંડ ઉપર ૧૯૩૭ થી બજેટમાં દર હંડ્રેડવેટે રૂ. ૨–૦–૦ આબકારી જકાત પડવાથી ઉદ્યોગને સરકારે આપેલું રક્ષણ ઘટી જવાથી આ નવા પગભર થતા ધંધાને થોડો ઘણો ફટકો પડે એમ હતું, પરંતુ આયાત થતી ખાંડ ઉપર હંડ્રેડવેટે બે રૂપિયા સરચાર્જ સરકારે નાખવાથી આ ઉદ્યોગનો વિકાસ ચાલુ રહ્યો છે. ખાંડના ઉદ્યોગના વિકાસ માટે દર એકરે શેરડીનું ઉત્પન્ન વધારવાની જરૂર છે. પુષ્કળ રસ મળે એવી શેરડીની જાતની વાવણી થવી જોઇએ, શેરડી પીલીને બધો રસ, કાઢી લેવાના અર્વાચીન સાધનોનો ઉપયોગ ફેલાવો જોઇએ, ગોળની રસી વધારે પ્રમાણમાં મળવી જોઇએ, પૂરતા જથ્થામાં શેરડી કારખાના નજીકના પ્રદેશમાંથી મળવી જોઈએ તથા પુષ્કળ મૂડી રોકાવી જોઇએ. હિન્દી સરકારે આપેલા રક્ષણને લીધે શેરડીમાંથી ખાંડ બનાવવાનાં કારખાનાં પૂરતાં પ્રમાણમાં નીકળ્યાં હોઇ ૧૯૩૬–૩૭ માં ૧૪૦ કારખાનાં ચાલુ હતાં, અને દેશની ખાંડ માટે ઘણીખરી પણ પૂરી પાડે છે. શેરડી પકવનાર ખેડૂતોની સ્થિતિ કટોકટી થઈ પડતાં તેમને યોગ્ય ભાવ મળે તે માટે સંયુક્ત પ્રાન્તો તથા બિહાર સરકારે ખાસ પગલાં લીધાં હતાં. હાલમાં બર્મા સિવાય બીજા કોઇ દેશને સમુદ્ર માર્ગે હિન્દમાંથી ખાંડ નિકાસ કરવાની પાંચ વરસ માટે બંધી થઇ છે. ખાંડ બનાવવાનાં ઉદ્યોગને જેમ ઉત્તેજન આપવા પ્રયત્ન થયો છે તેમ ગોળ બનાવવાના ઉદ્યોગ તરફ પણ લક્ષ અપાયું છે અને ગોળનું જ ઉત્પાદન પણ ઘણું વધ્યું છે.

**શેરડી**

૧૨. વેપારી પાકોમાં કોફી, ચા, તેલીબિયાં, કપાસ, શણ, ગળી, અફીણ તથા તમાકુ ગણાવી શકાય. તેમાં કોફી મ્હેસુર, કુર્ગ તથા નીલગિરી પ્રદેશમાં બગીચાઓમાં થતી. ૧૮૬૨માં ખુંદ દાણાની ખેતી પૂર્ણકળાએ પહોંચી હતી; ત્યાર પછી એ પાકનો નાશ કરનાર જંતુઓ પડવાથી ખુંદદાણાના ઉદ્યોગની ઉતરતી દશા શરૂ થઇ. બ્રાઝિલની સસ્તી કોફીની આયાત યુરોપમાં વધવાથી હિન્દના કોફીના ઉદ્યોગને ફટકો પડ્યો છે, અને હિન્દમાંથી ઓછા પ્રમાણમાં કોફી વિદેશ ચઢે છે.

**કોફી**

૧૩. ચાની પેદાશ હિન્દમાં મોટા પ્રમાણમાં થાય છે. ચાના પાકમાં ચીન પછી હિન્દ મુખ્ય છે. આસામ, બંગાળા, મદ્રાસ તથા ત્રાવણકોરમાં ચાના પુષ્કળ બગીચા છે; પંજાબમાં કાંગ્રાની ખીણમાં તથા સંયુક્ત પ્રાન્તમાં થોડો થોડો ચાનો પાક થાય છે. ચાના દરેક બગીચામાં સામાન્ય રીતે વેચવા લાયક સ્થિતિમાં ચાનાં પાંદડાંને લાવવા માટે કારખાનાં હોય છે; કારણ પાંદડાં તોડ્યા પછી તુર્ત વાપરવા લાયક સ્થિતિમાં આણવા માટે જુદી જુદી ક્રિયાઓ કરવાની આવશ્યકતા રહે છે. સુસંયોજીત કારખાનામાં ઉંચા પ્રકારના ખાસ યંત્રો રાખવામાં આવે છે, અને તે ઉપર નિષ્ણાત ચા બનાવનાર દેખરેખ રાખે છે. હિન્દી ચાની નિકાસ સારા પ્રમાણમાં થાય છે અને તેમાંથી ગ્રેટબ્રિટન ૮૫ ટકા લે છે. આપણા દેશમાં પણ ચાનું વ્યસન ઝપાટામાં ફેલાતું જાય છે, અને ગામડે ગામડે ચાની હોટલો ઉઘડવા માંડી છે.

**ચા**

૧૪. તેલીબિયાંમાં અળશી, તલ, સરસવ, રાઇ, કોપરાં, મગફળી, એરંડા, કપાસિયા, મહુડાં, ધાણા, જીરૂં, અજમો, કરડી મુખ્ય છે. તેલીબિયાંમાં મગફળીનો પાક વધારે પ્રમાણમાં લેવાય છે. હિન્દમાંથી નિકાસ થતી કાચી પેદાશમાં તેલીબિયાંનો અનુક્રમ પાંચમો આવે

**તેલીબિયાં**

છે. આપણા દેશમાં પાકતાં તેલીબીયાં પરદેશ ન મોકલતાં દેશમાંને દેશમાં અર્વાચીન પદ્ધતિથી પીલીને તેલ કાઢવાના ઉદ્યોગના વિકાસ માટે પૂરતું ક્ષેત્ર છે. તેલીબિયાંના નિકાસના વેપારમાં બળવાન હરીફો ઉભા થયા છે. અળશીની નિકાસને આર્જેન્ટાઇનની અળસી સાથે હરીફાઇ કરવી પડે છે, ચીનના તલે આપણા તલના વેપાર પર આક્રમણ કર્યું છે, પશ્ચિમ આફ્રિકાની મગફળી હિન્દની મગફળીની હરીફાઇમાં આવી છે અને ચીન, દક્ષિણ, અમેરિકા તથા પશ્ચિમ આફ્રિકાના દેશોમાં બીજા વનસ્પતિજન્ય પદાર્થોમાંથી તેલ કાઢવામાં આવે છે. સરસવની જગો હવે મગફળીએ લેવા માંડી છે.

**કપાસ**

૧૫. હિન્દમાં કપાસનો પાક મહત્વનું સ્થાન ભોગવે છે. અમેરિકાના સંયુક્ત રાજ્યો પછી, કપાસના વાવેતરના ક્ષેત્રફળ તથા પેદાશની દૃષ્ટિએ, હિન્દ આવે છે. મુંબાઈ, મધ્યપ્રાન્ત, વરાડ, નિઝામ હૈદ્રાબાદ, પંજાબ, મધ્ય હિન્દના દેશી રાજ્યો તથા મદ્રાસ ઇલાકામાં કપાસ પાકે છે. હિન્દી કપાસનો તાર ટૂંકો હોય છે તેથી ઉંચા નંબરનું ઝીણું કાપડ બનાવવામાં શુદ્ધ હિન્દી રૂ લેન્કેશાયરને વાપરવું ફાવતું નથી. તેથી એ રૂ લાંબા તારના બીજા રૂ સાથે મિશ્ર કરી વાપરવા પ્રયત્ન થાય છે. જાપાન ઇટાલી તથા યુરોપ ખંડના બીજા દેશો હિન્દી રૂના ઘરાક છે. મોદી–લીઝ કરારોને લીધે રૂનો ઉપાડ લેન્કેશાયરે વધુ પ્રમાણમાં કરવાની કબૂલત આપી વધારે રૂ લેવા માંડયું છે, અને હિન્દે તેના બદલામાં લેન્કેશાયરના કાપડને પસંદગીની જકાતનો લાભ આપી વધુ પ્રમાણમાં આવવા દેવા જણાવ્યું છે. જાપાને ખૂબ સસ્તુ કાપડ બહુજ મોટા પ્રમાણમાં હિન્દમાં ઠાલવવા માંડવાથી કાપડનો મિલ ઉદ્યોગ જોખમમાં આવી પડયો હતો, અને તેથી જાપાન સામે રક્ષણ મેળવવા જકાતી દીવાલો ઉભી કરવાની જરૂર પડી હતી. જાપાને હિન્દી રૂનો બહિષ્કાર કરવાની ધમકી આપવાથી વાટાઘાટ થતાં જાપાને અમુક વારથી વધારે નહિ એટલું

કાપડ હિન્દમાં મોકલવું ને તેના પ્રમાણમાં નિદાન અમુક લાખ ગાંસડી હિન્દી રૂની ખરીદવી એવા કરાર થયા છે, અને કપાસ પકવનાર ખેડૂતોનું હિત સાચવવા પ્રયત્ન થયો છે; પરંતુ જાપાન ચીન સાથે યુદ્ધમાં પડતાં ત્યાંથી પાણીના મૂલે રૂ તેને મળવાથી હિન્દી રૂના ભાવ તૂટ્યા છે.

**રૂ–કપાસ સુધારવાના પ્રયત્ન**

૧૬. કપાસ વાવવા માટે વપરાતું બી સુધારવા બ્રિટિશ હિન્દનાં ખેતીવાડી ખાતા બનતો; પ્રયાસ કરે છે. ઉચ્ચ પ્રદેશના અમેરિકન કપાસનું બી સિંધમાં સફળતાથી વવાય છે અને સક્કર બેરેજ નહેરના બાંધકામનો પૂરો લાભ મળતાં સિંધમાં એ જાતના કપાસ માટે ઉજળું ભવિષ્ય છે. મદ્રાસ ઇલાકામાં કૅમ્બોડિયા જાતના કપાસનું બી દાખલ કરવામાં આવ્યું છે. મુંબાઇ, પંજાબ, તથા સંયુક્ત પ્રાન્તમાં અમેરિકન કપાસની ખેતી દાખલ કરવામાં આવી છે. ટૂંકા તારને બદલે મધ્યમ તારના કપાસની ખેતી સફળ થતી જાય છે. પણ એ તારની કિંમત ઓછી ઉપજતી હોવાથી ટૂંકા તારનો કપાસ વાવવાનું વલણ ફરીથી દાખલ થવા સંભવ રહે છે. લેન્કેશાયરમાં કરેલા અખતરા ઉપરથી હિન્દી રૂની અમુક જાત અનુકૂળ આવે એમ છે, ને તેથી હિન્દી રૂ લેન્કેશાયર વધારે પ્રમાણમાં ખરીદશે એવી આશા બંધાઇ છે. ઇંડિયન સેન્ટ્રલ કોટન કમિટી ૧૯૨૧માં પ્રથમ એક મંડળ તરીકે સ્વીકારાઇ હતી. એ કમિટીમાં કેટલાક દેશી રાજ્યોની સરકારના પણ પ્રતિનિધિ હોય છે તે મધ્યસ્થ તેમ પ્રાંતીય સરકારોને સલાહ આપે છે, તેમ રૂ બજાર તથા ખેતીવાડી ખાતા સાથે નિકટ સંબંધમાં રહે છે. રૂ–કપાસ સંબંધે કાયદાના ખરડા બાબત આ કમિટીની સલાહ લેવાય છે. રૂમાં થતી ભેળસેળ અટકાવવા આ કમિટીએ કોટન ટ્રાન્સપોર્ટ એક્ટ પસાર કરાવી મુંબઇ ઇલાકાને લાગુ પડાવ્યો છે; ને તે ત્યાં સફળ થતાં મદ્રાસ ઇલાકાને પણ લાગુ પડાવ્યો છે. ૧૯૨૫–૨૬માં કોટન જીનિંગ

એન્ડ પ્રેસિંગ એકટ પણ એજ કમિટીએ પસાર કરાવ્યો છે. આ કમિટી દેશી રાજ્યો સાથે સહકાર કરી રૂ-કપાસની ખેતી સંબંધે વૈજ્ઞાનિક શોધખોળ ઈંદોર તથા જુદા જુદા પ્રાન્તોમાં કરાવે છે. રૂ બજારનો કાયદો ૧૯૨૭માં મુંબાઇ ઇલાકામાં તથા પાછળથી બીજા પ્રાન્તોમાં પસાર થયો છે. ઇસ્ટઇંડિયા કોટન ટ્રેઇડ એસોસિએશન પણ ૧૯૨૨માં સ્થાપન થઇ છે અને તેના બંધારણમાં કાયદાના સવિનય ભંગની છેલ્લી રાજકીય લડત દરમ્યાન સરકારે કાયદાથી ફેરફાર કર્યો છે.

ફક્ત લેંકેશાયરને લાંબા તારનું રૂ પૂરૂં પાડવાનો ઉદ્દેશ જ પાર પાડવાનું ધોરણ ન સ્વીકારતાં કમિટીએ હિન્દના કાપડ ઉદ્યોગનો વિકાસ કરી દેશને સ્વાશ્રયી બનાવવાની વાત ન ભૂલવી જોઇએ.

શણ

૧૭. બ્રિટિશ હિન્દમાં ખેડાતી જમીન પૈકી સવાથી દોઢ ટકા જમીનમાં શણની ખેતી થાય છે. પણ નિકાસ વેપારમાં ચોથા ભાગનો હિસ્સો શણનો છે. ગંગા-બ્રહ્મપુત્રાના રસાળ પ્રદેશમાં બંગાળા તથા આસામ, કુચ-બિહાર રાજ્ય અને ઓરિસ્સામાં શણની ખેતી થાય છે. દુનિયામાં જ્યુટ જાતનું શણ નિકાસ કરવાનો એક હથ્થુ હક્ક હિન્દ ભોગવે છે, સંયુક્ત પ્રાન્તના ગંજાર પ્રદેશમાં શણ ઉગાડવાનો અખતરો ફત્તેહમંદ થયો છે. શણના ગ્રાહકમાં જર્મની તથા ગ્રેટબ્રિટન મુખ્ય છે. સ્પેન, ફ્રાન્સ, જાપાન, ચીન, અમેરિકાના સંયુક્ત રાજ્યો, ઇટાલી બેલ્જીયમ વગેરે ઓછા પ્રમાણમાં હિન્દી શણ લે છે. કાચુ શણ નિકાસ થાય છે, તોપણ શણની બનાવટનો માલ બનાવવાનો ધંધો ઝડપથી ખીલતો જાય છે. શણની નિકાસ ઘટવાથી શણ પકવવાનો વિસ્તાર ઓછો કરી ભાવ ટકાવવા પ્રયત્ન થાય છે, ત્યારે શણની નિકાસ ઉપર ખાસ નિકાસ જકાત કેટલે અંશે વ્યાજબી ગણાય એ પ્રશ્ન છે.

૧૮. ગળીની ખેતીને જર્મનીની રાસાયણિક ગળીને લીધે ફટકો

પડયો છે. વિશ્વયુદ્ધ દરમ્યાન ગળીનો ધંધો ફરીથી વિકાસ પામવા લાગ્યો હતો. પણ યુદ્ધ બંધ થયા પછી એની ખેતી ઘટી ગઇ છે. એનું ભાવિ ઉજ્વળ નથી પણ અનિશ્ચિત છે. હિન્દી ગળીના મુખ્ય ઘરાક ચીન તથા જાપાન છે. બિહારમાં મુખ્યત્વે ગળી નિકાસ કરવા માટે પકવીને તૈયાર કરવામાં આવે છે. ગળી મદ્રાસ, સંયુક્તપ્રાન્ત, બિહાર, ઓરિસ્સા અને બંગાળામાં થાય છે.

**ગળી**

૧૯. અફીણની ખેતી ઘટતી જાય છે. ચીનની જનતાને અફીણના વ્યસનમાંથી છોડાવવા થએલા કરાર મુજબ હિન્દની મોટી મહેસુલનો ભોગ આપી બ્રિટિશ સરકાર શ્રેય લે છે. પણ હિન્દની પ્રજાને દારૂ તાડી વગેરે માદક પીણાના વ્યસનમાંથી મુક્ત કરવા માટે મહેસુલનો ભોગ આપી એ બદી દૂર કરવાનું હિન્દી સરકારને સૂઝતું નહોતું, પરંતુ હવે નવા બંધારણ નીચે કામ કરતી પ્રાંતીય સરકારોએ દારૂ બંધીની નીતિનો અમલ કરવા માંડયો છે.

**અફીણ**

૨૦. તમાકુ પૂર્વ અને ઉત્તર બંગાળા, દક્ષિણ હિન્દ અને લોઅરબર્મામાં મુખ્યત્વે પાકે છે. મદ્રાસ, બંગાળ, બિહાર અને ઓરિસ્સા, મુંબાઇ, બર્મા, સંયુક્ત પ્રાન્ત તથા પંજાબમાં તમાકુનો પાક થાય છે તેમાંથી મોટો ભાગ દેશમાં જ ખપી જાય છે, અને બાકીની તમાકુ રંગુન તથા મદ્રાસ બંદરેથી મુખ્યત્વે નિકાસ થાય છે. જો કે બહારથી આવતી સિગારેટો વગેરેની આયાત કરતાં નિકાસ ઓછી છે તોપણ બીડી તથા સિગારેટના કારખાનાનો વિકાસ ઝપાટાથી થઇ રહ્યા છે.

**તમાકુ**

૨૧. ઢોર માટે, ઢોરની મોટી સંખ્યા ધ્યાનમાં લેતાં, ઘાસચારો પકવતી જમીનનું પ્રમાણ ઘણું ઓછું છે, ને તેમાં વધારો થવાની

**ઘાસ ચારો** જરૂર છે. ગામે ગામ રાખવામાં આવતાં ગૌચર વધારી જે તે ગામના ઢોરને પૂરતું ચરણુ મળે એવી ગોઠવણુ થવી જોઇએ. ખેતીવાડી ખાતાએ ઢોર માટે ખોરાક ઉગાડવા તથા તે ભરી મૂકવા સંબંધે અખતરા કર્યા છે. સિંધ, બિહાર, મધ્ય પ્રાન્ત તથા સરહદ પ્રાન્તમાં જમીનનો કસ વધારનાર ઘાસ તથા ઈજિપ્તનું કલોવર નામનું ઘાસ દાખલ કરવા તેમ જ પૂસામાં બેરસીમની ખેતી કરાવવા માટે ખેતીવાડી ખાતાને શ્રેય ઘટે છે.

**રબર** ૨૨. રબર મદ્રાસ, કૂર્ગ, મ્હૈસૂર, ત્રાવણકોર, કોચીન, તથા બ્રહ્મદેશમાં ઊગે છે, ને રબરના ઝાડના રસમાંથી રબર મેળવવામાં આવે છે. થોડું રબર દેશમાં વપરાય છે અને બાકીનું પરદેશ ચઢાવવામાં આવે છે. દુનિયામાં પાકતા રબરમાં આપણા દેશનો હિસ્સો જૂજ છે.

**કાચી પેદાશ ઉપર નિકાસ જકાત** ૨૩. આપણા દેશમાં પૂરતા ઉદ્યોગીકરણના અભાવે કરોડો લોકોને પૂરતું ખાવાનું મળતું નથી, અને અનાજ અમુક પ્રમાણમાં પરદેશ ચઢતું હોવાથી નિકાસ વેપાર ઉપર જકાત વગેરે નાંખી અંકુશ મૂકવા કેટલાક જણાવે છે. આમ કરવામાં આવે તો માલના ભાવ તૂટે અને ખેડૂતોને જ નુકશાન થાય. અનાજનો નિકાસ વેપાર પાકના પ્રમાણમાં જૂજ છે એટલે એ વેપારની બંધી કરવાથી અથવા ભારે નિકાસ જકાત નાંખવાથી ભૂખે મરતા કરોડોને ફાયદો થવાનો નથી. આપણા દેશમાં જ્યારે દુકાળ પડે છે અથવા તંગી અનુભવવામાં આવે છે ત્યારે દેશમાં અનાજનો પૂરતો જથ્થો નથી હોતો એમ બનતું નથી; પણ અનાજ ખરીદવા માટે પૂરતી ખરીદશક્તિ હોતી નથી. જ્યાંસુધી જનસમૂહની

ખરીદશક્તિ વધે નહિ ત્યાંસુધી કરોડોને પૂરતું ખાવા મળવાનું નથી એ ચોક્કસ છે. એ ખરીદશક્તિ વધારવા માટે સંપત્તિની વિભાગણી હાલના કરતાં વધુ ન્યાયસર થવી જોઇએ અને દેશમાં વિવિધ ઉદ્યોગોનો વિકાસ થઇ ફક્ત ખેતી ઉપર જે મોટા ભાગની વસ્તીનો આધાર છે તે સ્થિતિ બદલાવી જોઇએ. નિકાસ જકાત લડાઇ, દુકાળના વખતમાં આપદ્ધર્મ તરીકે અપવાદરૂપે નાખવામાં આવે છે. વળી જે પદાર્થ દુનિયામાં બીજે ન પાકવાને લીધે તેનો એકહથ્થુ વેપાર એકલો આપણો દેશ કરી શકતો હોય તેવા જ પદાર્થ ઉપરની નિકાસ જકાતનો બોજો આપણે અન્ય દેશ ઉપર નાંખી શકીએ છીએ.

**ખેડૂતોનું દૃષ્ટિબિન્દુ**

૨૪. કેટલાક કહે છે કે આપણા દેશના ઉદ્યોગોના વિકાસ માટે જરૂરી કાચી પેદાશની નિકાસ ઉપર જકાત નાખી તે માલ કારખાનદારોને સસ્તો મળે એવો પ્રબંધ કરવો જોઇએ. પરંતુ ખેડૂતોના ભોગે મૂઠીભર ઉદ્યોગપતિઓને સગવડ કરી આપવી એ બહુજન-સમાજના હિતની વિરુદ્ધ છે. તેમના ઉદ્યોગોના વિકાસ માટે સરકાર વાર્ષિક બક્ષિસ આપે અથવા પરદેશથી આવતા માલ ઉપર સંરક્ષક જકાત નાંખે એ યોગ્ય છે, પણ કારખાનામાં બનતા માલ માટે ઉપયોગી દેશમાં પેદા થતી કાચી પેદાશની વસ્તુઓની નિકાસ ઉપર અંકુશ મૂકી કૃત્રિમ રીતે તે કારખાનાદારો માટે સોંઘી કરવાનો પ્રયત્ન બહુજનસમાજની દૃષ્ટિએ અન્યાયી ગણાય.

**તેલીબિયાંની નિકાસ ઉપર અંકુશ**

૨૫. તેલીબિયાંની નિકાસનો પ્રશ્ન વિચારવા જેવો છે. તેલીબિયાંમાંથી તેલ કાઢી લેતાં જે ખોળ વધે છે તે ઢોરોને ખવરાવવાના કામમાં આવે છે અથવા ખાતર તરીકે તેનો સદુપયોગ થઇ શકે છે. એ ખોળ અથવા બિયાં પરદેશ ચઢવાથી જમીનમાંથી ચૂસાયેલો કસ ખાતર તરીકે જમીનને પાછો મળવાનો માર્ગ બંધ થાય છે અને પરિણામે ખેડૂતને જ

નુકશાન થાય છે. એ તેલીબિયાંનું તેલ અર્વાચીન છેલ્લામાં છેલ્લી શોધ મુજબ આપણા દેશમાં કાઢી લેવામાં આવે અને ખોળ ઢોરના ખોરાક તરીકે તથા જમીનના ખાતર તરીકે વાપરવામાં આવે તો ફાયદો થાય. તેથી તેલીબિયાં તથા ખોળની નિકાસ ઉપર થોડી જકાત નાંખવામાં આવે અને તેના ઉત્પન્નનો ઉપયોગ ખેતીવાડીમાં આવા ખાતર વાપરી જમીનનો કસ વધારવાની સલાહનો પ્રચાર કરવામાં થાય તો તે ગેરવ્યાજબી થશે નહિ.

**પાકની અનિશ્ચિત સ્થિતિ**

૨૬. આપણા દેશમાં દર એકરે ઓછો પાક ઊતરે છે, તેમાં વરસાદ ઓછો વરસે, વધારે પડતો વરસે, રેલ આવે, હિમ પડે, કરા પડે, ઉંદર અથવા કોળ પાક ખાઇ જાય, તીડ પડે, જંગલી જાનવરો (હરણ, ડુક્કર, શિયાળ વગેરે) માલ ખાઇ જાય, પાક રોગ થાય વગેરે અનેક કારણો છે. ખેડૂત જમીનની પૂરતી સંભાળ લેતો નથી, તેમ સારી ખેતી માટે ખેડૂત પાસે પૂરતાં સાધન નથી એ વાત પણ વિચારવા જેવી છે. ખેડૂત દેવામાં ડૂબેલો હોવાથી વધારે સારી ખેતી કરે તો તેનો ફાયદો શાહુકાર જ લઇ જશે એમ તે માને છે ને તેથી તેને સુધારા કરવા માટે ઉમંગ પણ રહેતો નથી.

**જમીનનો કસ ઘટતો નથી**

૨૭. જમીનનો કસ ઘટતો જાય છે, તથા પાકનું પ્રમાણ ઊતરતું જાય છે એમ કેટલાક માને છે. પણ નિષ્ણાતો કહે છે કે કેટલાંય સૈકાંથી જમીનનો કસ વધ્યો નથી તેમ ઘટયો નથી. કુદરતી રીતે વધારેમાં વધારે જમીનનો કસ ઘટી શકે તેટલો ઘટી ગયાને સેંકડો વરસ થઈ ગયાં છે. અને હવે તે વધુ ઘટવો શક્ય પણ નથી. બિયાં, કપાસ વગેરેની નિકાસને લીધે જમીનના ખાતર તરીકે ઉપયોગી કેટલાક પદાર્થો જો કે જમીનને પરત મળતા નથી, તોપણ આપણા દેશની ઘણીખરી જમીનમાં ખાતરને ઉપયોગી

નાઇટ્રોજન દ્રવ્ય ધરાવનાર દ્વિદલ (કઠોળ) નો પાક લેવાતો હોવાથી તેમ જ જમીન ઉપર ઊગતાં ઝાડ તથા ઝાડવાં હવામાંથી નાઇટ્રોજન મેળવતાં હોવાથી જમીનનો કસ સ્થિર રહે છે. પાક ઓછો ઊતરે છે એ વાત સ્વીકારતાં પણ પાક કેમ વધે એ પ્રશ્નનો વિચાર કરવાનો રહે છે, અને તેમાં સુધરેલી ખેડ, આપણા ખેડૂતોના નાના નાના ખેતીની જમીનના ટૂકડા ખેડવા માટે અનુકૂળ આવે એવાં સુધરેલાં ઓજારો, જમીનને અનુકૂળ આવે એવું સારું ખાતર તથા પાણી પાવાનાં સાધન અને વ્યવસ્થિત ખેતી એ એના ઉકેલ છે. પરંતુ એ સુધારાનો લાભ ખેડૂતને મળી શકે એમ ન હોય અને શાહુકારજ કરજ પેટે તાણી જવાનો હોય તો ખેડૂતને સુધારા દાખલ કરવાની ઇચ્છા ન રહે તથા તે કામ ન કરે એ કુદરતી છે. તેથી ખેડૂતોના જૂના દેવાનો પ્રશ્ન સંતોષકારક રીતે છોડવી ભવિષ્યમાં તે ફરી શાહુકારોની નાગચૂડમાં ન ફસાઇ શકે એવા ઇલાજ લીધા સિવાય એ સુધારા પૂરતાં પ્રમાણમાં દાખલ થવા મુશ્કેલ છે.

૨૮. પંજાબના મિ. ડાર્લીંગ જણાવે છે કે બ્રિટિશ હિન્દના ખેડૂતોને માથે આશરે છ અબજ રૂપિયા દેવું છે અને તે ઘણુંખરું નિરુત્પાદક કામ માટે કરવામાં આવેલા કરજના સ્વરૂપનું હોવાથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે વધતું જ જાય છે. ઉત્પાદક કામ માટે લીધેલું કરજ ખેતીનું ઉત્પન્ન વધારે છે અને કરજ સહેલાઇથી ભરપાઇ થઇ શકે છે. સેન્ટ્રલ બેન્કિંગ એન્કવાયરી કમિટી (મધ્યસ્થ શરાફી ધંધાની તપાસ સમિતિ) મળેલી વિગતોનો વિચાર કરી ખેડૂતોને માથે નવ અબજ રૂપિયાનું કરજ હોવાનું માને છે. એ કમિટીના રિપોર્ટ પછી પણ તૂટેલા ભાવ ચાલુ રહેવાથી ખેડૂતોની સ્થિતિ બગડતી ગઇ છે અને સરકારને પણ જમીન મહેસૂલની છૂટ આપવાની ફરજ પડી છે. તે ઉપરથી ચઢેલા ભારે વ્યાજ તથા નવા કરજ સાથે એ કરજનો આંકડો દસથી પંદર અબજ અથવા એકથી દોઢ ખર્વ રૂપિયા સુધી પહોંચ્યો હોય તો નવાઈ નથી.

**જૂનું કરજ**

૨૯. ગરીબાઇને લીધે કરજ કરવું પડે છે અને કરજનું અસ્તિત્વ એ ગરીબાઇનું દ્યોતક છે. ખેડૂતોને માથે કરજનો બોજો વધવાનાં કારણોમાં નીચેનાં કારણો મુખ્ય મનાય છેઃ—

**કરજનાં કારણો**

(૧) વરસાદની અનિયમિતતાને લીધે દર પાંચ વરસમાં એક સારું, એક ખરાબ અને ત્રણ સાધારણ વર્ષ આવે છે. સારા વર્ષમાં ખેડૂત કરજ ન કરે પણ બીજા વર્ષોમાં કરવું પડે.

**ખરાબ વર્ષ**

(૨) ખેડૂત તાઢિયા તાવ વગેરે રોગથી દર વરસે પટકાતો હોવાથી જે વખતે તેની મજૂરીની ખાસ જરૂર હોય છે તે વખતે તે બિમાર હોવાથી સારી ખેતી પકવી શકતો નથી અને અશક્તિ તથા બિમારીને લીધે ખર્ચમાં ઊતરવું પડે છે.

**રોગ**

(૩) ખેડૂતોને નબળાં વરસમાં રોજી આપે તથા ફરજિયાત ફુરસદના વખતમાં કરી શકાય એવા જોડધંધાનો અભાવ હોવાને લીધે તે વધારાની આવક મેળવી શકતો નથી.

**જોડધંધાનો અભાવ**

(૪) હિન્દુ તથા મુસ્લિમ વારસા હિસ્સાના કાયદાને લીધે જમીનના નાના નાના ભાગલા તથા દરેક નંબરના નાના ટૂકડા પડે છે ને તેથી ખેતીનો ખર્ચ વધુ આવવાથી આવક ઓછી થાય છે.

**જમીનના ટુકડા**

(૫) યંત્રયુગને લીધે કારખાનામાં બનતા માલની હરીફાઈને લીધે ગૃહઉદ્યોગો તથા ગામડાંના નાના ઉદ્યોગો તુટતા જતા હોવાથી એ ધંધાઓમાંથી બેકાર બનેલા લોકો ખેતી અથવા ખેતીની મજૂરી તરફ વળે છે. અને તેથી ખેતીની જમીન ઉપર નિર્વાહ કરનાર

**ગૃહઉદ્યોગોનો નાશ**

પ્રજાનું પ્રમાણ વધવાથી ખેતીની જમીન ઉપર દબાણ વધે છે અને માણસદીઠ આવક ઘટવાથી કરજ કરવાનો પ્રસંગ ઊભો થાય છે.

(૬) ઢોરોમાં ચાલતા રોગ તથા દુકાળને લીધે ઢોર નિર્બળ થાય છે અથવા મરી જાય છે. તેથી બળદ ખરીદવા માટે કરજ કરવું પડે છે.

**બળદ માટે કરજ**

(૭) દીવાની ફોજદારી કચેરીઓમાં કજિયા માટે કરજ કરવું પડે છે.

**કજિયા લડવા**

(૮) લગ્ન, મરણ, સીમંત, જનોઇ વગેરે સામાજિક બનાવોને લીધે ખેડૂત તેની આવકના પ્રમાણમાં કરજ કરીને પણ વધુ પડતું ખર્ચ કરે છે.

**સામાજિક પ્રસંગો**

(૯) બાપદાદાના ચાલતા આવેલા કરજના બોજા નીચે ખેડૂત દબાયેલો જન્મે છે, જીવે છે ને મરે છે. ખેડૂતોને અનુકૂળ ખાસ નાદારીનો કાયદો પસાર કરવામાં આવે, તથા વડીલોપાર્જિત કરજનો બોજો છોકરાની પોતાની જાત તથા મિલ્કત ઉપર પડતો નથી તેમ જ અમુક પ્રસંગે શાહુકારનું લેણું મુદત બહાર હોવાથી આપવાની જરૂર નથી વગેરે કાયદેસર હકકોની સમજણ આપવામાં આવે, તો ખેડૂતોનો થોડો બચાવ થાય.

**ચાલતું આવેલું કરજ**

(૧૦) જમીનની કીમત વધવાને લીધે ખેડૂતોની શાખ વધી છે. ને તેથી જમીનના તારણ ઉપર ગીરોનું દેવું વધ્યાનું કેટલાક જણાવે છે. હાલમાં જમીનની કીમત ઘટી ગઇ છે અને તેટલે અંશે જમીનના તારણ ઉપર નવું કરજ ઓછું મળશે એ ખુલ્લું છે.

**ખેડૂતની શાખ**

(૧૧) સારા વખતમાં અને ખાસ કરીને વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પછી ખેતીના પાકની કીમત વધે છે અને સારી આવક મળતાં

**સુધરેલું રહેણીનું ધોરણ**

રહેણીનું ધોરણ સુધરે છે, પણ સાથે સાથે દારુ પીવો, જુગાર રમવો, ગમે તે કીમતે જમીન ખરીદવાનો શોખ કરવો, લાંચ રુશ્વત આપવી વગેરે ટેવો પડે છે, અને ફરી મંદીના વર્ષો આવતાં એ ટેવો મૂકી ન દેવાયાને લીધે કરજ થાય છે.

(૧૨) શાહુકાર ભારે દરથી ચક્રવૃદ્ધિ વ્યાજ લે છે. લોકોને ગરીબાઇને લીધે કરજ કરવાની જરૂર પડે છે અને કરજ માગનારાનો

**ભારે વ્યાજ તથા શાહુકારી પેચ**

ધસારો હોવાને લીધે તથા નાણાં પાછાં વસૂલ થવાની પૂરી ખાત્રી નહિ હોવાને લીધે વ્યાજનો દર ભારે રહે છે અને દેવું કરનાર અભણ તથા અજ્ઞાન હોવાથી તેનો લાભ લેવાય છે. કેટલેક પ્રસંગે પ્રત્યક્ષ જેટલા રૂપિયા કરજે આપ્યા હોય તે કરતાં વધારે રકમનું ખાતું પડાવી લેવામાં આવે છે, વ્યાજ અગાઉ કપાય છે, વટાવ અથવા સુખડી કાપી લેવામાં આવે છે, કોથળી છોડામણના નામથી ખાતામાં માંડેલી રકમ કરતાં ઓછી રકમ દેવાદારને મળે છે, અને વ્યાજનું વ્યાજ દર વરસે ચઢે જાય છે. વસૂલ આપવામાં આવે છે ત્યારે કેટલીક વખતે શાહુકારો પાવતી આપતા નથી, અથવા પૂરેપૂરી રકમ જમા માંડતા નથી. જો માલ વસૂલ આપ્યો હોય તો માલનો બજારભાવ વસૂલ ન આપતાં નીચો ભાવ ઘણી વખતે મજરે મળે છે. દેવા વખતે માલ અપાયો હોય તો તે સવાઇ લેવાનો કરાર કેટલીક વખતે થાય છે. કેટલીક વખતે દેણદારે પાક થતાં અમુક ભાવે માલ લેણદાર–શાહુકારને આપવાના કરાર થાય છે. આમ દેણદાર બજારભાવ કરતાં ઊંચા ભાવે માલ ખરીદી નીચા ભાવે માલ આપવા ઘણી વખતે બંધાય છે ને તેને બમણો માર પડે છે.

જૂના વખતમાં ગામડામાં પ્રજામતનો અંકુશ રહેતો, પણ હવે દીવાની અદાલતો ઠેકઠેકાણે સ્થાપન થવાથી તથા કાયદા શાહુકારોને

**શાહુકારોને સગવડ**

અનુકૂળ ઘડાયેલા હોવાથી દેણદારની સ્થિતિ કરુણાજનક થઈ પડી છે. પરિણામે ખેડુતોની જમીન બિનખેડૂત શાહુકારોની માલિકીની થઇ જાય છે, અને જે જમીનનો ખેડૂત એક વખત માલિક હતો તે જમીન શાહુકાર પાસેથી ગણોતે ખેડવાની તેને ફરજ પડે છે. ખેડૂતોની દરરોજની જરૂરિયાતોને પહોંચી વળવા માટે સહકારી મંડળીઓ તેના કામમાં આવતી નથી અને સરકારી તગાવી અમુક કારણસર જ મળે છે એવા સંજોગોમાં શાહુકારનો આશ્રય લીધા વગર ખેડૂતોનો છૂટકો થતો નથી. શાહુકાર હપ્તા આપી શકે છે, હપ્તા ભરવામાં વાર થાય તો તે ચલાવી લઇ શકે છે તથા શાહુકાર તથા દેણદાર વચ્ચે માનવ સંબંધ રહેવાથી અનેક આફતોના વખતમાં દેણદારને શાહુકાર સહકારી મંડળીઓ કરતાં વધારે અનુકૂળ આવે છે.

**જમીન મહેસૂલનું તારણ**

(૧૩) ખેડૂતોને માથે ભારે કરજ થવામાં જમીન મહેસૂલના ભારે દર તથા તે વસૂલ લેવાની સખ્તાઇ પણ કેટલેક અંશે કારણરૂપ ગણાય છે. સરકારની મહેસૂલ અમુક ઠરેલી મુદતે ભરવી જ જોઇએ અને હપ્તો વખતસર ન ભરાય તો સખ્તાઈના ઉપાય લેવાય, તેથી શાહુકારનો આશરો લેવો પડે. સને ૧૯૦૧ના દુકાળ કમિશને જણાવ્યું હતું કે ખેડૂતોને સારા વરસોમાં નિર્વાહ પૂરતું મળે છે અને નબળાં વરસોમાં લોકોનાં દયાદાન ઉપર જીવવું પડે છે. છેલ્લાં નવ દસ વરસથી ખેતીના પાકના ભાવમાં ભારે ઘટાડો થવાથી ઊંચા ભાવના વખતમાં ઠરાવેલા દર પ્રમાણે મહેસૂલ ભરવું ખેડૂતોને ઘણું ભારે પડે છે અને કરજ કરીને તથા માલમિલ્કત વેચીને નિભાવ કરવો પડે છે. એ જમીન મહેસૂલના ભારે દરમાં તૂટેલા ભાવના પ્રમાણમાં ઘટાડો કર્યાં સિવાય તથા વસૂલાતનાં ધોરણો છૂટછાટવાળાં બનાવ્યા સિવાય કરજદારીનું આ કારણ કાયમ રહેશે. જમીન મહેસૂલની તહકુબી તથા

આપીનાં ધોરણો સ્થિતિસ્થાપક બનાવવામાં આવે તથા કેટલેક પ્રસંગે વ્યક્તિઓને પણ રાહત મળી શકે એવો મહેસુલી ખાતાના વહીવટમાં ફેરફાર કરવાની જરૂર છે. બજારભાવના પ્રમાણમાં જમીન મહેસૂલમાં વધારો ઘટાડો સાલેસાલ કરવાનો અખતરો પંજાબના લાયલપુર જિલ્લામાં દાખલ થયો છે તે વિચારવા જેવો છે.

**બી-ખાતર**

(૧૪) બી તથા ખાતર માટે પણ ખેડુતને કેટલીક વખતે કરજ કરવું પડે છે. ખેતીની મોસમમાં ખેતીનું કામ કરવા માટે પૂરતી મૂડી ખેડૂતો પાસે હોતી નથી, તેથી કરજ કરવાના પ્રસંગ ઊભા થાય છે.

**નાની ખેતીનો ધંધો તોટાનો છે?**

(૧૫) ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક શ્રી. નરહરિ પરીખે બારડોલી રિવિઝન સેટલમેન્ટ સત્યાગ્રહ વખતે ખેતીના ખર્ચના તથા ઉત્પન્નના આંકડાઓ ભેગા કરી સપ્રમાણ સાબિત કરી આપ્યું છે કે ખેતીનો ધંધો ખેડૂતો માટે નફાકારક રહ્યો નથી, પણ ખોટમાં ચાલે છે, તેમાં તેમનો પૂરતો નિર્વાહ થતો નથી અને બીજા કોઇ ધંધાના અભાવે ખેડૂતો ખેતીને વળગી રહ્યા છે. બારડોલી તપાસ સમિતિએ આ વાત સ્વીકારી નથી, તોપણ શ્રી. નરહરિ પરીખની દલીલો વિચારણીય છે.

**દીવાની કાયદાનું રક્ષણ**

૩૦. ખેડૂતોના ઋણવિમોચન માટે તથા ખેડૂતો ફરીથી કરજદાર ન થાય તે માટે શા ઉપાયો લેવામાં આવ્યા છે તેની સમાલોચના હવે કરીએ. તેમાં બ્રિટિશ હિન્દના દીવાની કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ખેડૂતો ઉપરની બજાવણીમાં ખેતીનાં ઓજારો, ખેતીને ઉપયોગી ઢોરની જપ્તી થઇ શકે નહિ, તથા ખેડૂતોને અમુક મુદત સુધી નિર્વાહ માટે અનાજ રાખવું, રહેવા માટે ઘર રાખવું, નિર્વાહ માટે અમુક વીઘાં સુધી જમીન રાખવી, હમા

કરી આપવા, ખેતીની મોસમમાં તેને દીવાની કેદમાં ન રાખવો વગેરે ધોરણો ધ્યાન ખેંચે છે.

૩૧. સને ૧૮૭૫માં કરજગ્રસ્ત ખેડૂતોએ દક્ષિણમાં શાહુકારો સામે હુલ્લડ કર્યાં પછી સને ૧૮૭૯માં **"ધી ડેક્કન એગ્રિકલ્ચરલ રિલીફ એક્ટ"** મુંબઇ સરકારે પસાર કરી.

**ડેક્કન એગ્રિકલ્ચરલ રિલીફ એક્ટ**

કરજના કરારોની પાછળ જઈ વ્યાજના ભારે દર ઘટાડવા, ખાસ તારણમાં જમીન આપી હોય તે સિવાય ખેડૂતની જમીન ન વેચવાના અને લેણદાર–દેણદાર વચ્ચે વેચાણનો દસ્તાવેજ થયો હોય તોપણ જમીન ખેડૂતને પરત સોંપવાના અધિકાર અદાલતોને આપ્યા હતા. ખેડૂતોને વસૂલને પ્રસંગે પાવતીઓ આપવા તથા હિસાબ આપવાની ફરજ રાખી, ખેડૂતો સાથેના ગીરોના વ્યવહાર લેખી કરવાની એ કાયદાએ ફરજ પાડી. ખેડૂતો વિરુદ્ધના દાવાના પ્રસંગે નોંધાયેલો (રજિસ્ટર્ડ) લેખ હોય તો બાર વરસ અને ઇતર પ્રસંગે છ વરસની મુદત રાખવામાં આવી. આ કાયદા પ્રમાણે ખેડૂત ઉપરના દેવાનો ફરજિયાત તોડજોડ થઇ શકતો અને શાહુકારોને ભારે નુકશાન જતું. ખેડૂતની વ્યાખ્યા બહોળી હોવાને લીધે પ્રત્યક્ષ ખેતી ન કરનાર બીજા અનેક લોકોએ એ કાયદાનો લાભ લીધો, તેથી શાહુકારોએ વધારે કાળજી લેવા માંડી અને જમીનગીરો કે વેચાણના લેખ કરાવી લીધા સિવાય કરજ આપવાની આનાકાની કરવા માંડી, અને ખેડૂતો વધારે મુશ્કેલીમાં મુકાતાં જમીનના ગીરો તથા વેચાણના લેખ વધવા માંડયા. તેથી આ કાયદામાં ક્રાંતિકારક ફેરફાર કરી ખેડૂતોને ખરેખર ફાયદો થાય એવા સ્વરૂપનો કાયદો પસાર કરવા મુંબઇ સરકારે નીમેલી સમિતિએ ભલામણ કરી છે. કેટલાક આ કાયદો રદ કરવા પણ કહે છે.

૩૨. 'ગેરવ્યાજબી દબાણ'ની વ્યાખ્યામાં ફેરફાર કરી રાજ્યમાન્ય કરાર સંબંધે કાયદા (કોન્ટ્રાકટ એક્ટ)થી ખેડૂત સાથેના વ્યવ-

**બીજાં ખેડુતોપકારક ધોરણો**

હારમાં શાહુકારને માથે કેટલાક પ્રસંગે કરાર યોગ્ય પ્રકારનો છે એમ બતાવવાનો બોજો નાંખવામાં આવ્યો છે. સને ૧૯૧૮ના 'યુઝુરિયસ લોન્સ એકટ' પ્રમાણે ખેડૂત સામેના દાવામાં કોર્ટને પાછલા હિસાબ તપાસી ખેડૂતને દાદ આપવાની સત્તા આપવામાં આવી છે. સને ૧૯૨૬માં એ કાયદામાં થયેલા સુધારા પ્રમાણે ગીરોના પ્રસંગે પણ આવી રીતે હિસાબ તપાસી યોગ્ય હુકમ કરવાનું ઠરાવ્યું છે; જો કોઇ દેવું તારણ વગરનું હોય તો દેણદાર ખાતાં બાકી કાઢી આપવાની ના પાડીને લેણદારને કોર્ટમાં ધકેલી શકે છે અને હિસાબ તપાસાવવાનો લાભ મેળવી શકે છે. શાહી ખેતીવાડી કમિશન જણાવે છે કે કોઇ પણ પ્રાન્તમાં આ કાયદાનો ઉપયોગ થયો નથી અને તે વ્યર્થ નીવડયો છે; કમિશન 'પંજાબ મનીલેન્ડર્સ એકટ' તથા 'બ્રિટિશ મનીલેન્ડર્સ એકટ'નાં ધોરણો વિચારમાં લઇ કાયદા પસાર કરવા ભલામણ કરે છે. **પંજાબના કાયદા પ્રમાણે** શાહુકારોએ નિયમિત હિસાબના ચોપડા રાખી દર છ મહિને દેણદારને હિસાબના ઉતારા આપવા જોઇએ. ઈંગ્લાંડના કાયદા પ્રમાણે શાહુકારોએ પોતાનો ધંધો ચલાવવા માટે પરવાના લેવા જોઇએ. ચક્રવૃદ્ધિ વ્યાજ લેવાની મનાઇ કરવામાં આવી છે, અને દેણદાર માગણી કરે ત્યારે તેને દેવા સંબંધી લેખોની નકલો આપી તેના ખાતાની શી સ્થિતિ છે તે સંબંધે તમામ માહિતી લેણદારે આપવી જોઈએ. દેણદારના રક્ષણ માટે આ ધોરણો વિચારમાં લેવા જેવાં છે અને દરેક પ્રાન્તમાં ખેડૂતોની ઋણમુક્તિ માટે જુદા જુદા કાયદા પસાર કરવાની પ્રવૃત્તિ ચાલે છે.

**પંજાબ લેન્ડ એલિએનેશન એકટ**

૩૩. પંજાબમાં ખેતીની જમીનના સ્વત્વાર્પણ ઉપર અંકુશ મૂકી ખેડૂતોને ફાયદો કરવા પ્રયત્ન થયો છે. તે માટે સને ૧૯૦૧માં 'ધી પંજાબ લેન્ડ એલિએનેશન એકટ' પસાર કરી, જે જાતો ખેડૂત જાતોમાં ગણાય છે તે જાતના ખેડૂત પાસેથી જમીન ખરીદવાની બિનખેડૂત જાતોના શખ્સોને મનાઇ કરવામાં

આવી છે, તથા વીસ વરસથી વધારે વરસ માટે એવા લોકો ગીરો રાખી શકે નહિ એમ ઠરાવ્યું છે. આ કાયદાથી જમીન પ્રથમના શાહુકાર વર્ગના હાથમાં જતી અટકી છે, પણ ખેડૂત જાતોમાં જે પૈસાદાર માણસો હતા તેમણે ખેડૂતોને ધીરવાનો ધંધો હાથમાં લઇ પોતાના ખેડૂત બંધુઓની જમીન પડાવી લીધી છે અને ત્યાંના ખેડૂતોની દશામાં ખાસ સુધારો થયો નથી. વળી બિનખેડૂત વર્ગનો શાહુકાર જાતે ખેતી કરતો ન હોવાથી એને કબજે આવેલી જમીન ફરી ખેડૂતોને જ દાણે અથવા ભાગે આપવાની ફરજ પડતી અને જો તે ગામના ખેડૂતોમાં સંપ હોવાને લીધે બીજા ખેડૂતો એ જમીન રાખવા ન આવતાં તેના જૂના માલિક ખેડૂતને જ ઘણે ભાગે એ જમીન ખેડવા મળતી; પણ હવે પ્રત્યક્ષ ખેતી કરનાર વર્ગના શાહુકારોનો વગ અસ્તિત્વમાં આવવાથી એમના કબજામાં આવેલી જમીન એ શાહુકારો ઘેર ખેડાવી શકે છે અને જમીનના જૂના માલિક ખેડૂતની સ્થિતિ વધારે ખરાબ થઇ છે એમ કેટલાક કહે છે. જમીનના ગીરો–વેચાણ ઉપર અંકુશ મૂકવાને લીધે ખેડૂતોને ધીરાણ ઓછું થાય અને તેથી તેને અણીને વખતે મૂંઝાવું પડે એ કુદરતી છે. વળી સુધરેલી ઢબે ખેતી કરાવી ખેતીના ધંધામાં સુધારા કરાવવા હોય તો પ્રગતિશીલ તથા બુદ્ધિમાન મૂડી ધરાવનાર શહેરીઓના હાથમાં જમીન જાય તો તે ઇચ્છવા જોગ છે. અને ઈંગ્લાંડમાં પણ શિક્ષિત સાહસિકોને લીધે ખેતીમાં સુધારા થયા હતા એમ કહેવામાં આવે છે.

**તગાવી**

૩૪. સરકારે ખેડૂતોને **તકાવી** (તગાવી) આપી મદદ કરવા પ્રયત્ન કર્યો છે. જમીનમાં કાયમના સુધારા (કૂવા, બંધ વગેરે) માટે તેમજ બી, ખાતર તથા ઓજારો તથા ખેતીને ઉપયોગી ઢોર ખરીદવા માટે તગાવી અપાય છે. તેથી અણીના વખતે ખેડૂતોને મદદ થાય છે, તથા વ્યાજના દરમાં ઘટાડો થાય છે. આ કરજ અમુક પ્રસંગે જ મળતું હોવાથી ઘણા ખેડૂતો તગાવી લેવાનો લાભ

લેવાને બદલે પોતાના શાહુકારને વધારે પસંદ કરે છે; કારણ તે ગમે તે કામમાં વાપરવા માટે નાણાં ધીરે છે. તગાવીના હપ્તા વખતસર ભરવા પડે, તગાવી મેળવતાં કેટલાંયનાં મોં દાબવાં પડે, વિલંબ થાય અને અનેક હેરાનગતીઓ ભોગવી પડે વગેરે કારણોને લીધે તગાવી લોકપ્રિય નથી. તગાવીથી પૂરતી મદદ મળતી નથી, ને ખેડૂતોને શાહુકારનું મોં જોવાની જરૂર ચાલુ રહે છે. મુંબાઇ ઇલાકામાં લાંબી મુદતની તગાવી આપવા માટે સહકારી મંડળીઓનો ઉપયોગ થોડા વખતથી કરવામાં આવે છે, તે પસંદ કરવા જેવું છે.

**મોટા જમીનદારોને મદદ**

૩૫. મોટા જમીનદારો વગેરેની કરજગ્રસ્ત મિલ્કતોને કરજ-મુક્ત કરવા કેટલીક વખતે સરકાર મદદ આપે છે. અથવા જમીન પોતાના વહીવટમાં લઇ કરજ-મુકત કરવા પગલાં ભરે છે; અને 'કોર્ટ ઓફ વૉર્ડ્ઝ' તરીકે પણ જમીનદારોની મિલ્કતોનું રક્ષણ કરે છે.

**ખેડૂતને કરજમુક્ત કરવાની જરૂર**

૩૬. ખેડૂતોના જૂના કરજનો તોડજોડથી નિકાલ કરી ભવિષ્ય-માં ખેડૂતો શાહુકારના પંજામાં ફરીથી ન સપડાય તથા ખેડૂતો કરજમુક્ત થાય એવા ઉપાયો લીધા સિવાય ખેડુતોમાં સુધરેલી ખેતી કરવા માટે ઉત્સાહ આવવાનો નથી. તેથી જો હિંદુસ્તાનમાં સુધરેલી ખેતી કરાવવી હોય તો ગામડાંની કરજદારીના મૂળમાં ઘા કરવો જોઇએ. ખેડૂત કરજમુક્ત થતાં પોતાની સ્થિતિ સુધારવા આશાવાદી થશે અને દેશને ફાયદો થઇ રાજ્યની આવક વધશે.

૩૭. ખેડૂતો ઉપરના કરજના બોજાનો નિકાલ કરવા જુદા જુદા પ્રાન્તોમાં ખેડૂતોને કરજ ધીરવાના ધોરણો ઉપર અંકુશ મૂકવો તથા કરજસમાધાન મંડળ મારફત કરજનો નિકાલ કરવો વગેરે જુદા જુદા ઉપાય સૂચવાય છે તથા એવી યોજનાઓને

**સૂચવાતા ઉપાયો** કાયદાનું રૂપ અપાય છે, તેમ જ જુદા જુદા રાજકીય પક્ષ ખેડૂતોના ઋણવિમોચન માટે પોતે કઇ યોજના પસંદ કરે છે તે જાહેર કરે છે. કેટલાક તો એમ જ કહે છે કે કલમના એક ગોદાથી ખેડૂતો ઉપરના જૂના કરજનો ઉદ્ધાર થવાનો નથી. આવા અંતિમ વિચારના સમાજવાદીઓ સિવાય બીજા, શાહુકારોને ઓછું વધતું વળતર આપી તથા ભવિષ્યમાં ખેડૂતો ફરી કરજદાર ન થાય એવા ઉપાયોની વિચારણા કરવા જણાવે છે, અને કેટલાક લાંબી મુદતની સરકારી બોન્ડના રૂપમાં જાહેર લોન કઢાવી ફરજિયાત તોડજોડથી જે નિકાલ કરવામાં આવે તે નિકાલની ભરપાઇમાં શાહુકારોને એવાં વ્યાજુકાં બોન્ડ આપવા તથા જમીનો સરકારના તારણમાં લેવા જણાવે છે.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

---

## જમીન સંબંધે બીજા પ્રશ્ન

**ખાતાના ભાગલા તથા ખેતીની જમીનના ટૂકડાનો પ્રશ્ન** જૂના કરજને લીધે ખેડૂતોને ખેતીના સુધારાનો લાભ મળવાની આશા નહિ હોવાથી સુધારા કરવાનો ઉત્સાહ તેમનામાં રહેતો નથી એ આપણે જોઇ ગયા. હવે આપણે ખેતીની જમીનના ખાતાં (holding)ના ભાગલા તથા ખેડવા લાયક જમીનના નાના કડકા (fragmentation) ને લીધે ઉપસ્થિત થતી સ્થિતિ તરફ વળીશું.

૨. જો કે હિન્દુ ધર્મશાસ્ત્ર તથા મુસલમાની શરિયતના વારસા-હિસ્સા આપવાનાં ધોરણો દરેક ભાગીદારોને ન્યાય આપવાના હેતુથી

**મજિયારી ખેતી**

ઘડાયેલાં હોવાથી વહેંચણી થતાં ખાતાંના ભાગલા તથા ખેડવા લાયક જમીનના ટૂકડા પાડવાની સગવડ મળે છે, તોપણ બ્રિટિશ રાજઅમલ પહેલાં અવિભક્ત કુટુંબની સંસ્થા ચાલુ હોવાને લીધે વહેંચણના પ્રસંગ થોડા જ આવતા અને કેટલીય પેઢીઓ સુધી મજિયારાં કુટુંબો રહેવાને લીધે લાંબા વખત સુધી જે તે ખાતેદારના જમીનના ખાતાના વિભાગ પડતા ન હતા, તેમ સરસનરસ જમીન અપાવવા માટે જુદા જુદા વગામાં આવેલી જમીનના ટૂકડા પડતા નહિ અને તેથી ખેતી હાલ કરતાં મોટા પાયા ઉપર થતાં ઉત્પાદનનું ખર્ચ ઓછું આવતું.

**વ્યક્તિવાદનો વિકાસ**

૩. પરંતુ બ્રિટિશ રાજઅમલ થતાં વ્યક્તિવાદનો વિકાસ થયો, મજિયારા કુટુંબની સંસ્થા નાશ પામવા માંડી અને વહેંચણીના હક્કનો લાભ વધારે પ્રમાણમાં લેવાતો ગયો; અને પરિણામે હાલના નાના નાના ખેતીના જમીનના ટૂકડા તથા ખાતાંના ભાગલાનાં ખરાબ પરિણામ ભોગવવાનો પ્રસંગ ઊભો થયો છે.

**અદાલતોનો ફાળો**

૪. વ્યક્તિવાદના વિકાસ તથા પ્રચાર સાથે વ્યક્તિવાદમાં ઊછરેલા અંગ્રેજ ન્યાયાધીશો તથા તેમની અદાલતોએ વ્યક્તિના હક્ક તથા ખાનગી મિલ્કતની સંસ્થા ઉપર ભાર મૂકયો અને મજિયારા કુટુંબવાદને ફટકો માર્યો.

**ભાગલા થવા માંડયા**

૫. વ્યક્તિવાદના પ્રચાર તથા મજિયારા કુટુંબવાદની પડતીને લીધે જમીનની માલિકી અથવા ખેડહક્કની માલિકી ધરાવનાર વર્ગના હક્કના ભાગલા થયા અથવા ખાતાંના ભાગલા થયા અને પ્રત્યક્ષ ખેતી કરનાર ગણોતિયા કે માલિક ખેડૂતોની જમીનના દરેક વગામાં દરેક

ટૂકડાના દરેક વહેંચણીના વખતે નાના નાના ટૂકડા પડતા ગયા.

**વસ્તીના વધારાની અસર**

૬. વળી બ્રિટિશ રાજઅમલ દરમ્યાન વસ્તીનો વધારો થતાં જે જમીનો ખેડવા લાયક છતાં પડતર રહેતી હતી તે ખેડવા માટે લેવામાં આવી, અને પડતર જમીન મળવાની બંધ થતાં ખેડાતી જમીનની વહેંચણી કરી ખાતાંના ભાગલા તથા જમીનના ટૂકડા પાડવાની જરૂર ઊભી થઇ.

**હાથ કારીગરીના ધંધા તૂટવાનું પરિણામ**

૭. યાંત્રિક કારખાનાંમાં બનતા પરદેશી માલની હરીફાઇમાં ગામડાંના તથા શહેરના ગૃહઉદ્યોગો તૂટવા લાગ્યા ને એ ધંધામાંથી બેકાર થયેલા લોકોના નિર્વાહનો બોજો બીજા ધંધાના અભાવે ખેતીના ધંધા ઉપર પૂરેપૂરો પડયો. પ્રથમ તેઓ જૂજજાજ ખેતી કરતા તથા નિર્વાહ માટે બાકીની આવક પોતાના ગૃહઉદ્યોગોમાંથી મેળવી લેતા. હવે ફક્ત ખેતી ઉપર જ એવા બેકારોએ આધાર રાખવાનો હોવાથી જમીન ગણોતે કે ભાગે ખેડવા માટે માગનારની અગર જમીનના ભાગ પડાવનારની સંખ્યામાં વધારો થતો ગયો અને તેટલે અંશે ખેડવાલાયક જમીનના ભાગલા તથા ટૂકડા વધારે પડતા ગયા.

**આવકવેરાના કાયદાની અસર**

૮. સરકારના આવકવેરાના કાયદાને લીધે પણ સને ૧૮૮૬ થી મજિયારા કુટુંબની સંસ્થા વધારે તૂટવા માંડી એમ 'સ્મોલ હોલ્ડિંગ્ઝ બિલ' ની તકરાર વખતે સરકાર તરફથી મિ. એન્ડર્સને મુંબાઈ ઇલાકાની ધારાસભામાં થોડાં વરસ ઉપર જાહેર કર્યું હતું. ઇન્કમ-ટૅક્ષનાં ધોરણો વ્યક્તિવાદ ઉપર રચાયેલાં છે, એટલે મી. એન્ડર્સન કહે છે તેમ મજિયારાં કુટુંબની સંસ્થાને વધારે ફટકો પડે એ કુદરતી છે.

૯. આમ વ્યક્તિવાદનો વિકાસ, અદાલતો તથા કાયદાનાં

ઘોરણો, વસ્તીમાં વધારો, મજિયારા કુટુંબની પદ્ધતિની પડતી, ગૃહઉદ્યોગોનો નાશ, તથા રોજી આપે એવા બીજા નવો ઉદ્યોગોનો અભાવ વગેરેને લીધે ખેતીની જમીનના ટૂકડા તથા ખાતાંના ભાગલા પડતા ગયા છે.

**સારાંશ**

૧૦. આ ભાગલા તથા ટૂકડાને લીધે નફો આપે એવાં ખાતાં કે આર્થિક જમીનનાં ખાતાં ઘણાં ઓછાં રહ્યાં છે, અને ખેતીનો ધંધો ખોટનો થઇ પડયો છે. જુદા જુદા વગામાં આવેલા નાના નાના ટૂકડા ખેડવા માટે વખત વધારે જાય છે, હળને જોડેલા બળદ ફેરવવા પણ કેટલીક વખતે કઠણ પડે છે અને બળદ તથા ખેડૂતને નિભાવવાનો ખર્ચ ઘટતો નથી, અને ઉત્પન્ન ઓછું આવે છે, અને ખેતીનો ખર્ચ પ્રમાણમાં વધારે આવે છે.

**ખોટનો ધંધો**

૧૧. નાના નાના ટૂકડા માટે વાડનો ખર્ચ કરવો પણ ભારે પડે છે અને હરાયાં ઢોર પાક ખાઇ જાય છે. આવાં ખેતરોમાં સુધરેલી ઢબની ખેતી દાખલ કરવી અશકય બને છે, તેમ પાડોશીના કરતાં જુદી જાતનો પાક કે ફરતા પાક પકવવા કઠણ પડે છે. આવા જમીનના ટૂકડામાં જવા માટે પગથી તથા રસ્તા રાખવા માટે જેટલી જમીનની ખેડ કરવી છોડી દેવી પડે છે તેના પ્રમાણમાં પાક ઓછો ઊતરે છે. આવા નાના ટૂકડામાં પાણી પાવાના કૂવા જેવાં સાધનો કરવાં ખર્ચાળ થઇ પડે છે. વળી મજૂરીનો બચાવ કરે એવાં ખેતીનાં યાંત્રિક સાધનો (યાંત્રિક હળ, કણસલાંમાંથી દાણા છૂટા પાડનાર યંત્ર, દાણા ઝાટકનારાં યાંત્રિક સૂપડાં વગેરે) નો ઉપયોગ ખેડૂતો વચ્ચે સહકાર ન હોવાને લીધે થઇ શકતો નથી. વાડ કરવાની મુશ્કેલીઓ, હરાયાં ઢોર, ચોર, તથા જોડેના ખેતરમાં ઊગતાં નુકશાનકારક ઝાંખરાંનાં આક્રમણ સામે રક્ષણ મેળવવાની અડચણો તથા વાડો, પગથી તથા

**નાના ભાગલા તથા ટૂકડાના ગેર લાભ**

રસ્તા માટે રોકાતી જમીનને લીધે ખેડયા વગર છોડી દેવી પડતી જમીનનું વધતું પ્રમાણ વગેરે પરિણામ ભાગલા તથા ટૂકડા પાડવાને લીધે આવે છે. રસ્તાની તકરારો, વાડની તકરારો, હરાયાં ઢોર માલ ખાઈ જાય તેથી થતા ઝગડાઓ, વખત બચાવવા જતાં પાડોશીઓના ખેતરમાંથી રસ્તો વાપરવાના પ્રયત્નો વગેરેને લીધે ગામડાંનું વાતાવરણ દૂષિત થાય છે અને કુસંપ તથા પક્ષાપક્ષી વધે છે, અને કોર્ટોમાં કજિયા જતાં ખર્ચમાં ઊતરવું પડે છે. એક જથ્થે જમીન નહિ હોવાને લીધે બળદ ઘેર બાંધવા પડે છે, ને ઉકરડેથી ખાતર જુદા જુદા વગામાં દૂર લઇ જતાં રસ્તામાં વેરાતું જાય છે. વચ્ચે પારકાં ખેતરો આવતાં હોવાથી એક ભાગલામાંના કુવાનું પાણી થોડા છેટા ભાગલામાં પહોંચાડવું અશકય બને છે, ખેડૂતની સાહસિકતાનો નાશ થાય છે, વપરાતી મૂડીનો પૂરો બદલો મળતો નથી, ઘણી મજૂરી નકામી જાય છે અને પાણી તથા ખાતરની મદદથી થોડી જમીનમાંથી વધારે ઉત્પન્ન મેળવવાનું બનતું નથી.

**જમીન એકજથ્થે કરવાની જરૂર**

૧૨. આ પરિણામ ટાળવા માટે ખેતીની જમીન એકજથ્થે કરવા તથા નાના નાના ટૂકડા પડતા અટકાવવા માટે ઇલાજ લેવા જોઇએ. પંજાબમાં સહકારી મંડળીઓ મારફત જમીન એક જથ્થે કરવાનો પ્રયત્ન ઠીક પ્રમાણમાં ફત્તેહમંદ થતો જાય છે. જ્યાં ખેડૂતો પોતાની રાજી ખુશીથી જમીન એકજથ્થે કરવા જમીનના ટૂકડાની અદલાબદલી કરવા ખુશી હોય ત્યાં આવી મંડળીઓ સારું કામ કરી શકે છે. ખેડૂતોને ખેતીની જમીનના નાના નાના ભાગલા તથા ટૂકડાના ગેરલાભની પૂરી સમજણ આપી તેમની મનોદશા બદલવાનું કામ આ મંડળીઓ કરી શકે છે અને ખેડૂતોનો સહકાર મળતાં જમીનના ટૂકડાની અદલાબદલી કરી જમીન એકજથ્થે કરવાનું સરળ બને છે, પણ કેટલાક અર્થશાસ્ત્રીઓ કાયદાની મદદથી ખેતીની જમીન ફરજીયાત એક જથ્થે કરવા તથા નાના

નાના ટૂકડા પડતા અટકાવવા સૂચના કરે છે. મુંબઈ ઈલાકામાં સર ચુનીલાલ મહેતાએ ૧૯૨૭ માં 'ધી સ્મોલ હોલ્ડિંગ્જ બિલ' ધારાસભામાં રજૂ કરી કાયદાની મદદથી આ પ્રશ્નનો નિવેડો લાવવા પ્રયત્ન કર્યો હતો. પણ પ્રજાના પ્રચંડ વિરોધને લીધે એ બિલ હજુ સુધી કાયદા તરીકે પસાર થઈ શક્યું નથી.

૧૩. ઉપર જણાવેલા બિલમાં જે તે પ્રદેશ માટે નફાકારક ખેતી કરવા સારુ ખેતીની જમીનમાં ઓછામાં ઓછું કેટલું ક્ષેત્રફળ એક જથ્થે જોઇએ તે ઠરાવવાની પદ્ધતિ બાબત ઉલ્લેખ હતો. એ પ્રમાણે ઠરાવવામાં આવેલા ક્ષેત્રફળથી ઓછા ક્ષેત્રફળમાં ખેતરોને નાના નાના ટૂકડા ગણવાના હતા. જૂના ટૂકડાના વધુ નાના ટૂકડા ન પડવા દેવા તથા નવા ટૂકડા પાડવાની બંધી કરવા, તથા જમીનનાં ખાતાં એક જથ્થે કરવાનો ઉદ્દેશ આ બિલમાં રખાયો હતો; ચાલુ ટૂકડાની ખેડ માલિકો કરતા હોય તો પણ એ ટૂકડાના પેટા ટૂકડા પડે એવી રીતે મિલકતનું સ્વત્વાર્પણ કરવાની મનાઈ કરવામાં આવી હતી. જમીન એક જથ્થે થઈ શકે એમ હોય તો જ ટૂકડાનું સ્વત્વાર્પણ થઈ શકે અને એક જથ્થે જમીન ન થતી હોય તો ટૂકડાનું સ્વત્વાર્પણ કરવા સામે પ્રતિબંધ મૂકયો હતો. નફાકારક ખેતીની જમીનના એકમ નક્કી કર્યા પછી નવા ટૂકડા પડે તો જમીનના પાડોશી માલિકો તથા ગણોતિયાઓનેજ એ ટૂકડાનું સ્વત્વાર્પણ થઇ શકે, બીજાને ન થઈ શકે, નવા ટૂકડાનો કબજો લેવાની મનાઇ કરવામાં આવી નહતી, પણ જોડેની જમીન સાથે મેળવીને નફાકારક ખેતી માટે જે ઓછામાં ઓછું ક્ષેત્રફળ ઠરાવવામાં આવ્યું હોય તેટલી જમીન થઈ શકતી હોય તો જ ખેડવાની છૂટ હતી અને તેમ ન બનતું હોય તો એ જમીન વગર ખેડે રાખી મૂકવાની હતી. જમીન એક જથ્થે કરવા માટે કોઈ ગામ કે પ્રદેશના બે તૃતીયાંશ ખાતેદારો અને તીજે જમીનના માલિકની સંમતિ હોય તો

મુંબાઈના બિલનાં ધોરણો

કલેકટરની વિનંતી ઉપરથી યોજના મંજૂર કરી તેનો અમલ જે તે ગામડાના ત્રણ પંચની મદદથી ખાસ જમીન એક જથ્થે કરનાર અમલદારે કરવાનો હતો.

**ફરજિયાત વગેરે તત્ત્વો સામે પ્રજાનો વિરોધ**

૧૪. આ બિલના ફરજિયાત ધોરણ સામે વારસાહિસ્સાના કાયદા તથા હિંદુસ્તાનના કૌટુંબિક જીવનમાં થનારા ક્રાંતિકારક ફેરફારની આડકતરી અસર સામે, સંખ્યાબંધ લોકો જમીન વગરના થઇ જશે એવા ભયની દરકાર ન રાખવા સામે લોકોએ વાંધો ઉઠાવ્યો હતો અને તેથી સિલેકટ કમિટીમાં બિલ ૧૯૨૮માં ગયા પછી પણ સુધારેલા બિલ વિરુદ્ધ ધારાસભાની અંદર તેમજ બહાર ભારે વિરોધ ચાલુ રહ્યો હતો અને છેવટે બિલ પડતું મૂકવું પડયું હતું. મિ. બી. વી. જાધવે ભિન્નમત દર્શાવતી નોંધમાં નફાકારક ખેતી માટે જરૂરી ઓછામાં ઓછું કેટલું ક્ષેત્રફળ જોઈએ તે બિલમાં જ ઠરાવવા સૂચના કરી બાગાયત માટે ૧૦ ગૂંઠાં, ભાત માટે ૫ ગૂઠાં, ભાઠાની જમીન માટે ૫ ગૂંઠા, અને જરાયત (સૂકી) જમીન માટે ૪૦ ગૂંઠા ઠરાવવા જણાવ્યું હતું. પરંતુ આ સૂચનાને સિલેકટ કમિટીનો ટેકો નહોતો અને ક્ષેત્રફળ વધારે મોટું રાખવામાં આવશે અને લાખો લોકો જમીન વગરના બેકાર થઇ પડશે એવો જે ભય પ્રજાને લાગતો હતો તે ભય કાયમ રહેવાથી બિલ બાજુએ મૂકવાની ફરજ પડી હતી. તો પણ આ પ્રશ્નનો વાજબી વિચાર કરી પ્રજાને અનુકૂળ આવે એવો કાયદો પસાર કરવાની જરૂર છે, એમાં શક નથી.

**સહકારી ખેતી**

૧૫. અવિભક્ત કુટુંબની સંસ્થા હવે ફરી શુદ્ધ સ્વરૂપમાં સજીવન થાય એવો સંભવ નથી. અને વ્યક્તિવાદના પરિણામે ખેતીની જમીનના નાના નાના ટૂકડા પડવાનો પ્રસંગ આવ્યો છે. એવા સંજોગોમાં સહકારી પદ્ધતે ખેતી કરવાનો માર્ગ (co-operative far-

ming) અનુકૂળ પડશે એમ લાગે છે. ગામના તમામ ખેડૂતો આ માર્ગનું અવલંબન કરે તો ખેતી મોટા પાયા ઉપર સુધરેલી રીતે સુધરેલાં ખેતીનાં ઓજારોથી તથા યાંત્રિક મજૂરી બચાવતાં સાધનોની મદદથી થઈ શકે, થોડા ખર્ચમાં પાક ઘણો વધારે આવે અને જેની તેની સરસ નરસ જમીનના પ્રમાણમાં ઉત્પન્ન વહેંચી લેવામાં આવે તો દરેક જણને ફાયદો થશે અને સુલેહસંપનો લાભ મળશે. રશિયામાં મોટા પાયા ઉપર ખેતી કરાવવા માટે જે માર્ગ લેવાય છે તેમાં સહકાર્યની પદ્ધતે ખેતી કરવાનો પણ સમાવેશ થયો છે, અને જે તે ગામના લોકોની માલિકીની જમીનમાં એ પદ્ધતે ફત્તેહમંદ ખેડ થાય છે. "કો-ઓપરેટિવ એગ્રિકલ્ચર" નો અખતરો અમલમાં મૂકવામાં ઘણી અડચણો આવશે, પણ તે કેળવણીના ફેલાવાથી દૂર થશે, અને પોતાનું સાચું હિત શામાં છે તે સમજાતાં સહકાર્યથી ખેતી કરવા માટે લાયક વાતાવરણ તૈયાર થશે.

૧૬. ખેડૂતની આર્થિક શક્તિ હોય અગર તગાવી ઓછા વ્યાજે મળતી હોય તો ખેડૂત પાકા કૂવા બનાવી જમીન કૂવેતર બનાવે છે. જ્યાં ખેતીની જમીનને પાણી પાવા માટે તળાવ છે ત્યાં એવા તળાવના પાણીનો લાભ લેવાય છે. જ્યાં એ બે સાધનો નથી અને નહેરો બાંધવાની અનુકૂળતા છે ત્યાં નહેરો બાંધવા તજવીજ થાય છે. પીત નીચેની જમીન પૈકી ૨૫ ટકા જમીન કૂવેતર છે, અને કૂવા પાછળ એક અબજ ઉપરાંત રૂપિયાની મૂડી રોકાઇ છે. બોરિંગ કરીને પણ ઘણે ઠેકાણે પાણી પાવા માટે સાધન કરવામાં આવ્યું છે અને પાતાળકૂવા બનાવવામાં આવે છે; પાણી કાઢવા માટે પંપનો ઉપયોગ પણ ઘણા કરે છે. કૂવા માટે સરકાર તગાવી આપે છે, અને કૂવાનો લાભ મેળવનાર જમીન ઉપરના જમીનના દરમાં વધારો સરકાર કરતી નથી. શાહી ખેતીવાડી કમિશન ટ્યૂબ વેલ (બોરિંગ કૂવા) માટે ધંધાદારી નિષ્ણાતની સલાહ મફત પૂરી પાડવા,

**કૂવા**

તગાવી આપવા, તથા થોડું ખર્ચ લઈ બોરિંગનાં સાધનો તથા મિષ્ણાત કારીગરો તથા મજૂરોની મદદ ખેડુતોને આપવા ભલામણ કરે છે. સંયુક્ત પ્રાંતોમાં વીજળીની મદદથી પણ ખેતીની જમીનને પાણી પાવા માટે ગોઠવણ થઇ છે.

તળાવ

૧૭. પંજાબ તથા સિંધમાં ખેતીની જમીનને પાણી પાવા માટે તળાવો બનાવવામાં આવ્યાં નથી. મદ્રાસ ઇલાકામાં તળાવોનો પ્રચાર વધારે છે, પણ ઘણાં તળાવો પુરાઇ ગયાં છે, તેથી તે દુરસ્ત કરી ઉપયોગમાં લેવાં જોઇએ.

૧૮. નહેરોના બે પ્રકાર છે: (૧) નદીનાં પાણી મેળવનારી, (૨) કૃત્રિમ રીતે પાણી સંઘરી મૂકવાના સાધનથી પાણી મેળવનારી.

નહેરો

ઉત્તર હિંદુસ્તાનમાં હિમાલયમાંથી નીકળતી નદીઓમાં ઉનાળામાં પણ બરફ પીગળતાં પૂર આવવાથી નદીમાંથી લીધેલી નહેરોને પાણી મળે છે. મુંબાઈ ઇલાકા કરતાં મદ્રાસ ઇલાકામાં શિયાળામાં વધારે વરસાદ પડતો હોવાથી આવી નહેરો હોય છે. દક્ષિણમાં, મધ્ય પ્રાંતોમાં અને બુંદેલખંડમાં નદીઓમાં વરસાદની મોસમમાં રેલ આવે છે અને ઉનાળામાં નદીઓ સુકાઇ જાય છે તેથી એવી નદીઓમાંથી લીધેલી નહેરો માટે પાણી કૃત્રિમ રીતે સંઘરવાની યોજના અમલમાં મૂકવાની ફરજ પડે છે.

નદીમાંથી નહેરો

૧૯. નદીમાંથી કાઢેલી નહેરો બે પ્રકારની છેઃ (૧) નદીમાં રેલ આવી અમુક લેવલ ઉપરાંત પાણી આવે તો નહેરમાં દાખલ થાય ને રેલના વધતા ઓછા પ્રમાણમાં પાણી મળે. આવી નહેરોને "ઇનન્ડેશન કૅનાલ" કહે છે. (૨) સતત કાયમી નહેરો. આવી નહેરો આખું વર્ષ વહેતી નદીઓના પટમાં બંધ બાંધી પાણી રોકી એ પાણીને ઉપરના ભાગમાં આવેલી નહેરોમાં વાળવામાં આવે છે. સિંધમાં

ઘણી ખરી ઇનન્ડેશન નહેરો છે. તેથી નદીમાં પાણી ઓછાં હોય ત્યારે નહેરોમાં ઓછું પાણી રહે છે, અને જ્યારે જૂનથી સપ્ટેમ્બર વચ્ચે પૂર આવે છે ત્યારે એ નહેરોનાં પાણીથી પુષ્કળ વિસ્તારમાં ખેતી થાય છે. અને બાકીના મહિનાઓમાં કૂવા વગર ખેતી થઇ શકતી નથી. સિંધમાં વરસાદ બહુ જ થોડો પડે છે, અને કેટલાક ભાગમાં પડતો પણ નથી, તેથી સિંધુ નદીમાંથી કાઢેલી નહેરો ઉપર ખેડુતોને આધાર રાખવો પડે છે. સક્કર બૅરેજના બંધારાને લીધે હવે આખું વર્ષ નહેરનાં પાણી પૂરાં પાડી શકાશે અને લાખો એકરમાં સુંદર ખેતી થશે. પંજાબમાં સિંધુ તથા સતલજ નદીમાંથી કાઢેલી નહેરો છે. તેમાં પૂર ઉપર આધાર રાખનારી નહેરો પૈકીની ઘણી છે; પણ બાકીની નહેરો કાયમી સ્વરૂપની છે, અને ઇનન્ડેશન નહેરોને કાયમી સ્વરૂપની બનાવવા સિંધ તથા પંજાબમાં યોજનાઓ ચાલુ છે. સંયુક્ત પ્રાંતોમાં જે નહેરો છે તે ઘણે ભાગે કાયમી સ્વરૂપની છે ને તેથી બારે માસ પાણી ગંગા જમનામાંથી ખેતરોને મળે છે.

**સંઘરેલા પાણીની નહેરો**

૨૦. એકઠું કરેલું પાણી નહેરો મારફતે પૂરું પાડવાના પ્રસંગે તે વરસાદની ઋતુમાં સંઘરવું પડે છે. એવા પાણી સંઘરવાનાં બાંધકામ બુંદેલખંડ, મધ્યપ્રાંતો તથા દક્ષિણ (Deccan) માં જૂના વખતથી બંધાતાં આવ્યાં છે. બ્રિટિશ હિંદમાં નહેરોના સને ૧૯૨૧ પછી બે વર્ગ છેઃ–(૧) ઉત્પાદક અને (૨) અનુત્પાદક. ઉત્પાદક વર્ગની નહેરો રોકાયેલી મૂંડી ઉપરનું વ્યાજ આપી શકે છે. અનુત્પાદક નહેરોમાં દુષ્કાળ વગેરે સામે સંરક્ષણ આપનાર સંરક્ષક નહેરો તથા તળાવ વગેરે બીજાં પરચૂરણ પાણી પૂરું પાડનારાં બાંધકામોનો સમાવેશ થાય છે. અનુત્પાદક પાણી પૂરાં પાડનારાં સાધનોમાં રોકાયેલી મૂડીનું વ્યાજ આવે એટલું ઉત્પન્ન આવતું નથી, પણ દુષ્કાળ જેવા વખતમાં દુષ્કાળ સામે ખેડૂતોનું રક્ષણ થાય છે.

૨૧. ખેતીની જમીનને પાણી પાવાનાં નહેરો જેવાં કૃત્રિમ સાધનોનો લાભ મુંબાઇ તથા મધ્યપ્રાંતોને ઘણો ઓછો મળ્યો છે તેથી ત્યાં એ સાધનો ઝપાટામાં ખીલવવાની જરૂર છે.

**મુંબાઈ મદ્રાસમાં નહેરો ખીલવવાની જરૂર.**

૨૨. રેલ્વેને બદલે નહેરોની ખીલવણી વધારે કરવા આપણા દેશના આગેવાનો સરકારને આગ્રહ કરતા, પણ સરકારે તે ઉપર ખાસ ધ્યાન આપ્યું નહોતું. છેવટે છપનિયા દુકાળને લીધે સરકારને પોતાની ફરજનું ભાન થયું અને નહેરો બાંધવા તરફ વધારે લક્ષ અપાવા લાગ્યું. તેના પરિણામે લાખો એકર જમીનને પાણી મળે એવી નહેરો બંધાઈ. દક્ષિણ પ્રદેશમાં વરસાદ ઓછો પડતો હોવાથી દુષ્કાળ સામે રક્ષણ કરવા પાણી એકઠું કરવા માટે મોટાં બાંધકામ બંધાયાં છે. સને ૧૯૨૨ પછી 'નહેરો' એ પ્રાંતિક વિષય બન્યો છે અને જુદા જુદા પ્રાંતોમાં નહેરોના બાંધકામની નવી યોજનાઓ અમલમાં મુકાઇ છે અને એમ કહેવાય છે કે એ યોજનાઓ પૂર્ણ થતાં તથા હાલની નહેરોનો પૂરો વિકાસ થતાં પાંચ કરોડ એકર જમીન નહેરોના પીત નીચે આવશે. શાહી ખેતીવાડી કમિશને ખેતીવાડી ખાતું તથા નહેરખાતાનો નિકટ સંબંધ રાખવા, સલાહકાર સ્થાનિક સમિતિઓ સ્થાપી લોકોની નહેરોના વહીવટ સંબંધે ફરિયાદોનો નિકાલ કરવા, પાણીની મદદથી વીજળીક બળ ઉત્પન્ન કરવાના પ્રશ્નોનો વિચાર—વિનિમય કરવા માટે દિલ્લીમાં મધ્યસ્થ ખબર—કચેરી તથા ખેતીની જમીનને પાણી પાવા સંબંધે સાહિત્ય ધરાવનાર પુસ્તકાલય રાખવા ભલામણ કરી છે. પીત સંબંધે પ્રશ્નોનો અભ્યાસ કરી શોધખોળ કરવા તથા મુદતે મુદતે પીતનાં સાધનોની સમાલોચના લેવા પણ કમિશન ભલામણ કરે છે. વ્યાજ જેટલું ઉત્પન્ન ન મળે તો પણ દુષ્કાળ પડવાનો જે પ્રદેશમાં કમી વરસાદને લીધે વધારે સંભવ રહે છે, તે પ્રદેશમાં ખેતીની જમીનને

**સરકારી નહેર નીતિ**

પાણી પાવા માટે નહેરો કે બીજાં પાણી પાવાનાં સાધનો જરૂર બાંધવાં જોઇએ.

**નહેરોનાં કેટલાંક અનિષ્ટ પરિણામ**

૨૩. નહેરોથી પાણી પાવાના પ્રસંગે પાણીની સપાટી ઉપર આવવાથી જમીન ખેતી માટે નાલાયક બનવાના અથવા જમીનમાંના ખાર ઉપર ચઢવાથી જમીન ખારી થઇ ખેતી માટે નાલાયક બનવાના બનાવ કેટલીક વખતે બને છે. જમીનના પડમાંનું સબસૉઇલ (ભૂગર્ભ) પાણી સપાટી ઉપર ચઢવાથી પંજાબમાં સવા લાખ એકર જમીન ૧૯૨૬–૨૭ માં ખેતી માટે નકામી થઇ પડી હતી અને ખાર (કલ્લાર ને લીધે એથી પણ વધારે જમીન ખાર-ઓળ થઇ બીજી જોડની જમીન બગડવાનો ભય ઊભો થયો હતો. નીરા નદીની ખીણમાં નહેરોને લીધે લૂણો જમીનને લાગ્યો હતો અને દર વર્ષે લૂણો વધારે જમીનને લાગતો જાય છે. આવાં અનિષ્ટ પરિણામ અટકાવવા માટે નિષ્ણાતોની સલાહ લઇ સરકારે યોગ્ય પગલાં લેવાં જોઇએ. પાણીના નિકાલ માટે યોગ્ય વ્યવસ્થા નહિ હોવાને લીધે નહેરોવાળા પ્રદેશમાં ટાઢિયો તાવ નવો મેમાન થયો છે; તેથી નહેરોના વપરાતા પાણીના નિકાલ માટે પ્રથમથી જ તપાસ કરી લેવા બાદશાહી ખેતીવાડી કમિશન જણાવે છે.

**હાલની સ્થિતિ**

૨૪. બ્રિટિશ હિંદુસ્તાનમાં ૧૯૩૪–૩૫ સુધીમાં નહેરો ઉપર આશરે ૧૫ કરોડ રૂપિયા ખર્ચ થયો હતો. જુદા જુદા પ્રાન્તમાં નહેરના દર જુદા જુદા છે; એ સાલમાં આશરે ૨૯૮ લાખ એકર સરકારી નહેરના પાણીનાં પીત નીચે હતાં; એટલે એકંદર પાક નીચેની જમીનના ૧૨·૮ ટકાને નહેરના પાણીનો લાભ મળ્યો હતો. નવાં નહેરકામોમાં સક્કર બેરેજ, કાવેરી મેતુર યોજના, શારદા નહેર યોજના, અને સતલજ વેલી યોજનાનો સમાવેશ થાય છે. મ્હૈસૂરમાં 'કૃષ્ણરાજ સાગર'નું પાણી 'અર્વિન નહેર' મારફત ૧૯૨૭ થી અપાય છે. હૈદ્રાબાદ રાજ્ય

માં પણ મોટી નહેર યોજના પૂરી કરી ખેડૂતોને લાભ આપવામાં આવે છે.

**સેનિટેશન, વૈદકીય મદદ તથા રસ્તાની જરૂર**

૨૫. ખેડૂતની અનારોગ્ય રહેણી કરણી નષ્ટ કરી તેને મંદવાડ વખતે જરૂરી વૈદકીય મદદ સહેલાઈથી ઓછા ખર્ચે અપાવી શકાય તો ખેડૂતની તંદુરસ્તી સુધરે, મંદવાડને લીધે અફળ જતી શક્તિનો આર્થિક લાભ મળે, આળસ જાય, અને વધારે સારું કામ મોસમમાં થઈ શકે. આ સંબંધે પ્રાંતિક સરકારે પગલાં લેવા માંડયાં છે, અને નજીકના ભવિષ્યમાં ગ્રામપ્રજાને સારા પાયા પર આરોગ્યરક્ષણ તથા સોંઘી વૈદકીય મદદ મળી રહેશે. ગામડાંના રસ્તા બહુ જ ખરાબ હોય છે; તેથી આખા દેશમાં ગામડા ગામડાને જોડનારા ખૂબ રસ્તાઓ થવાની જરૂર છે. એવા રસ્તા મોટર વ્યવહાર તેમ જ ગાડાં–ગાડી વ્યવહાર માટે લાયક બનાવવા જોઈએ. સારા રસ્તા થતાં ગામડાંની ખેતીની પેદાશને નજીકનાં કસ્બા તથા શહેરોમાં લઈ જવાનું સરળ થશે અને બજાર મળતાં ગામડાંની ખેતી ખીલશે.

**ખેતીના કામના મજૂર**

૨૬. ખેતીની મજૂરી કરવા માટે કેટલેક ઠેકાણે સારું કામ કરનાર મજૂર મળતા નથી; જ્યારે બીજે ઠેકાણે બેકારી હોય છે અને મજૂરોને કામ મળતું નથી. મોટા પાયા ઉપર ચાલનારાં યાંત્રિક કારખાનાંના ઉદ્યોગો જ્યાં સ્થપાયા છે ત્યાં આસપાસના પ્રદેશમાં ખેતીની જમીનમાં મજૂરી કરવા માટે યોગ્ય મહેનતાણું આપ્યા છતાં આળસુ ન હોય પણ મહેનતુ હોય એવા પ્રામાણિક સારા મજૂરો મેળવવાની મુશ્કેલી જણાઈ આવે છે. પરંતુ જો જમીનના માલિકોમાં "અંગ મહેનતની ખાનદાની" નો સિદ્ધાંત આચારમાં મુકાય તો તેમના ઘરના માણસો એમના કબજાની જમીનની ખેતી માટે પૂરતાં થઈ પડશે અને ઘરના માણસ, ઘરની જ

ખેતી કરતા હોવાથી, આળસુ નહિ રહે, પણ પ્રામાણિકપણે તથા ખંતથી કામ કરશે. ગૂજરાતના પાટીદારો જો જાતે ખેતી કરવામાં નાનમ ન સમજે તો તેમની ખેતીના મજૂર સંબંધે મુશ્કેલી આપોઆપ દૂર થશે; અને જો સહકાર્યના ધોરણે ખેતીવાડી કરવામાં આવશે તો મજૂરી બચાવનારાં અર્વાચીન છેલ્લામાં છેલ્લી શોધ મુજબનાં તથા પરિણામે ઓછાં ખર્ચાળ ખેતીનાં ઓજારો તથા બીજાં સાધનોનો ઉપયોગ થઇ શકશે અને ખેતીની મજૂરી માટે મજૂરો મેળવવાની મુશ્કેલી ઊડી જશે. જે પ્રદેશમાં ખેતીની મજૂરી માટે પુષ્કળ મજૂર મળી શકતા હોય, તથા તેમની મજૂરી બચાવનારાં સાધનોના ઉપયોગ કરતાં વધારે મોંઘી ન પડતી હોય ત્યાં મનુષ્યની મજૂરીનો જ લાભ લેવો જોઇએ. માત્ર એવા મજૂર મહેનતુ રહે, પ્રામાણિક રહે, તથા આરોગ્યમય જીવન જીવવા માટે ઓછામાં ઓછાં અન્ન, વસ્ત્ર તથા રહેવાના ઘરની જરૂરિયાતો પૂરી પડે, એટલી મજૂરી તેમને આપવાની જરૂર છે.

**હિંદી જમીનદારો તથા ગણોતિયા**

૨૭. ઇંગ્લાંડમાં જમીનદારો ખેતીના સુધારા માટે મૂડી પૂરી પાડે છે, અર્વાચીન સુધારા દાખલ કરવાનું સાહસ ખેડે છે, અને પોતાના ગણોતિયાના આરોગ્ય તથા કેળવણી માટે દરકાર રાખે છે. આપણે ત્યાં ઘણા ખરા જમીનદારો ફક્ત ગણોત ઉઘરાવી બેઠી જિંદગી ગાળે છે. તેઓ જમીનના સુધારા માટે કે ખેડુતના સુખ માટે કાંઇ પગલાં ભરતા નથી. તેઓ શહેરમાં રહે છે તથા ગણોતિયાને ચૂસે છે. બીજો કોઇ ધંધો નહિ હોવાને લીધે જમીન ગણોતે રાખવા પડાપડી થાય છે, અને વધારેમાં વધારે ગણોત આપે તેને જમીન દાણે આપવાની વૃત્તિ રહેવાથી ખેડૂતો કાયમના સુધારા કરવા લલચાતા નથી, અને પટ્ટાની મુદત દરમ્યાન બને તેટલો લાભ મેળવવા પ્રયત્ન કરે છે. જમીનદારોની વધારેમાં વધારે દાણ લેવાની વૃત્તિને લીધે બંગાળા, બિહાર તથા સંયુક્ત

પ્રાંતોમાં ગણોતિયાને રક્ષણ આપનારા કાયદા અમલમાં મુકાયા છે. બીજે એવા કાયદા પસાર કરવાની તજવીજ ચાલે છે, અને ગણોતિયાને કાયમી ખેડ હક્ક, વધતા ઓછા પ્રમાણમાં આપી, દાણમાં વધારો કરવો હોય તો તે અદાલત મારફત અમુક ધોરણે કરાવી લેવા ઠર્યું છે; એવા ગણોતિયાને જમીનમાંથી કાઢી મૂકવાની જમીનદારની ટેવ સામે રક્ષણ અપાયું છે. ઠરેલું ગણોત આવ્યા કરે ત્યાં સુધી જમીનદારથી ખેડૂતને કાઢી મૂકી શકાતો નથી. જમીનદારો પોતાની જમીનદારીમાં રહેતા નહિ હોવાથી ગણોતિયાના સુખદુઃખમાં રસ લેતા નથી, જમીનદારોના મુનિમો તથા વ્યવસ્થાપકો તેમના ઉપર જે જુલમ ગુજારે છે તે ખેડૂતોને સહન કરવા પડે છે અને અસંતોષ પ્રસરતાં જમીનદારી પ્રથા સામે પ્રચંડ પોકાર ઊઠે છે.

**જમીનદારોની ફરજ**

૨૮. જમીનદારો પોતાની જમીનમાં રહે, સુધરેલી ખેતી દાખલ કરે, ઉત્તમ ઢોરઉછેર કરે, સારું બીજ પૂરું પાડે તથા જમીનમાં અનેકવિધ સુધારા કરે તો તે માટે તેમની પાસે બુદ્ધિ તથા મૂડી પૂરતાં છે. જમીનદારો ગામડાંમાં રહે તો શહેરી જીવનના અનેક સુધારાનો લાભ ગામડાંની પ્રજાને મળે અને ગ્રામસુધારણા તથા ગ્રામોન્નતિનું કામ ઝપાટામાં થાય.

**પ્રકૃષ્ટ (intensive ખેતી કરવી જોઇએ**

૨૯. એવી ગણત્રી કરવામાં આવી છે કે જાપાનમાં દર માણસે ૧/૩ એકર જમીન સરેરાશ આવે છે, જ્યારે આપણા દેશમાં ૧/૨ એકર આવે છે. પાશ્ચાત્ય અર્થશાસ્ત્રીઓ નફાકારક ખેતી માટે જેટલી જમીન આપણા દેશના સંજોગોમાં જરૂરની હોવાની માને છે તેના હિસાબે આપણી ખેતી બિનનફાકારક ( un-economic ) ગણાઈ શકાય. માથા દીઠ જે જમીન આવે છે તે જોતાં આપણા દેશમાં વ્યાપક extensive ) ખેતીની પદ્ધતને બદલે પ્રકૃષ્ટ ખેતી ( intensive agriculture ) ની પદ્ધત

વધારે લાભદાયક છે. ઈટાલી, ચીન તથા જાપાનમાં પ્રકૃષ્ટ ખેતી કરવામાં આવે છે અને લગભગ બાગબગીચાને મળતી પદ્ધતો સ્વીકારી કીમતી પાક લેવાય છે. આપણા ખેડૂતો ઈટાલી, ચીન તથા જાપાનના ખેડૂતોને અનુસરે તો જ તેમનો ઉદ્ધાર થશે. પ્રકૃષ્ટ ખેતી માટે ત્રણે ઋતુમાં પાણી પાવાનાં સાધનો, ખેતીની જમીનમાં કાયમના સુધારા, ખેતીની સુધરેલી પદ્ધત, સારાં બીની પસંદગી, ફરતા પાક લેવાની વધારે ફાયદાકારક યોજના તથા સારા ખાતરની જરૂર છે.

૩૦. જમીન ખેડવા માટે તૈયાર કરવી, વાવેતર કરવું, જમીનનાં ઢેફાં ભાગી તેને સરખી કરવી, નિંદામણ કાઢવું, વાવેતર વચ્ચે યોગ્ય અંતર રાખવું, પાક લણવો વગેરે બાબતોમાં સુધારા થઈ શકે એમ છે. વાવેતર માટે ચોકખું તથા સારું બી ખેડૂતોને મળતું નથી; બી પૂરું પાડવા માટે ખેતીવાડી ખાતાએ સારાં બી સંઘરી તે જે તે સ્થળે ખેડૂતોને પૂરાં પાડવા તજવીજ કરવી જોઈએ. એ બીની પરીક્ષા કરી ખાત્રીનાં બી પૂરાં પાડવાં જોઈએ, તથા બી વખાર તથા બી પૂરાં પાડનારી મંડળીઓ સ્થાપવી જોઈએ.

**બી**

૩૧. ફરતા પાક લેવા સંબંધે પ્રથમ કરતાં બગાડો થયો છે. તાત્કાલિક લાભ મેળવવા ખાતર ખેડૂતોએ કપાસ તથા ઘઉંના વાવેતર ઉપર વધારે ભાર મૂકયો છે. જમીનનો કસ કાયમ રહે અને જમીનમાંથી જે દ્રવ્યો પાક ખેંચી લે છે તે દ્રવ્યો પાછાં મળે એવા બીજા ફરતા પાકની જરૂર રહે છે. મગફળી (ભોંયશિંગ)ની ખેતી વધતી ગઈ છે, તેથી ખેડૂતને ફાયદો થાય છે. ઢોરના કામમાં આવે એવું ઘાસ તથા કડબને ફરતા પાકમાં સ્થાન મળે તો ઢોરને ખોરાક પૂરો પાડવાનું સરળ બનશે.

**ફરતા પાક**

૩૨. પાણી પાવાના સાધન વગર વધારે પડતું ખાતર નાખવું નુકશાનકારક છે. જરૂરી ખાતર મોંઘું હોય, મળવું મુશ્કેલ હોય,

**ખાતર** અથવા એવા ખાતરની અછત હોય તો મૂડી વગરનો ખેડૂત તે કેવી રીતે મેળવી શકે? જો પણ કેટલુંક ખાતર તો સહેલાઇથી મળે. બળદ તથા દૂધાળાં ઢોરના છાણ મૂતરનું ઉત્તમ ખાતર બની શકે. છાણું થાપીને બાળવાની પ્રથાને લીધે ઉપયોગી ખાતરનો નાશ થાય છે. તેથી ગામના લોકોને બળતણ પૂરું પાડવા પૂરતાં પ્રમાણમાં જલાઉ લાકડાંના ઝાડ 'અમુક રાખી મૂકેલી જમીન' માં ઉછેરવાં જોઇએ. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તથા જંગલખાતું દરેક ગામ નજીક જમાઉ ઝાડનાં નાનાં નાનાં વન ઉછેરી શકે. જલાઉ લાકડાં અથવા બીજું બળતણ સસ્તા ભાડે લઇ જવાની રેલ્વેઓએ ગોઠવણ કરવી જોઇએ. ખાતર તરીકે માણસના મેલાનો સારો ઉપયોગ થઇ શકે. એ સોનખત કહેવાય છે. જાપાનીઓ તથા ચીનાઓ એનું સુંદર ખાતર બનાવી સારો ઉપયોગ કરે છે અને પૈસા ખર્ચીને માણસનું મેલું લઇ જાય છે. ખાતર પૂંજાના ઉકરડાને બદલે જમીનમાં ખાડા કરી છાણ મૂતર તથા માણસ જાતનું મેલું નાખવામાં આવે તથા ગામનો કચરો પૂંજો વાળીને નાખવામાં આવે તો સ્વચ્છતા જળવાઈ ખાતરનું રક્ષણ થાય છે. માણસના મેલાનું સોનખત બનાવવાની નાશીક સુધરાઈની પદ્ધત બીજી સુધરાઇઓએ અનુસરવા જેવી છે. કઠોળના પાકથી જમીનને નાઇટ્રોજન મળે છે. ખેતરમાં ખાડા ખોદી તે ઉપર દિશાએ બેસાય તથા માટીથી ઢાંકી નખાય તો પણ સારું ખત થશે. શણ ઉગાડીને લીલું ખાતર કેટલેક ઠેકાણે મેળવાય છે. પણ બીજો પાક લેવો મુશ્કેલ હોવાથી ખેડૂતો શણના લીલા ખાતરની તરફેણ ઓછી કરે છે. કૃત્રિમ રાસાયણિક ખાતરો આપણા દેશને કેટલાં ઉપયોગી છે તેના પ્રદેશ પરત્વે પ્રયોગ થવા જોઇએ. નહેરોવાળા પ્રદેશમાં એમોનિયમ સલ્ફેડ, બોનમીલ (હાડકાંનો લોટ), માછલાંનાં ખાતર, અને ખોળ (તેલીબિયાંમાંથી તેલ કાઢી લીધા પછી રહેતો કૂચો) નો ઉપયોગ વધતો જાય છે ને તેથી ખેડૂતોને લાભ મળ્યો છે.

૩૩. ખેડુતની મૂડીમાં મિ. કીટીંગ જમીન, કૂવા, ખેતરમાંનાં મકાન, બાંધ (પાળા), બળદ, ઓજારો, ખાતર, પૈસા, હાથમાં રહેલો પાક, તથા વીમો, દુષ્કાળ ફંડ, કુદરતી વગેરે માટે અનામત રકમનો સમાવેશ કરે છે.

**ખેડૂતની મૂડી**

૩૪. આપણો ખેડૂત સોંઘાં, વજનમાં હલકાં, તથા લઈ જવા લાયક તથા સહેલાઇથી બનાવી દુરસ્ત કરી શકાય તેમ જ આપણા દેશના બળદ સહેલાઇથી ખેંચી શકે એવાં ખેતીનાં ઓજારો વાપરે છે. કેટલેક ઠેકાણે લોઢાનાં હળ, શેરડી પીલવાના સાંચા, તથા નાના પંપ વપરાય છે. મોટા પાયા ઉપર ખેતી કરવાનાં યાંત્રિક સાધનો આપણા દેશના ખેડૂતોના નાના નાના ટૂકડા ખેડવા માટે નકામાં છે; માત્ર સહકારી ખેતી તથા એકત્ર ખેતી કરવામાં આવે તો તે કામમાં આવે. ગુજરાતમાં ટ્રેકટર તથા પંપથી ખેડૂતોની સ્થિતિ સુધરવાની નથી, એમ સરદાર વલ્લભભાઈ જાહેર કરે છે. નાના નાના ટૂકડાની ખેતી કરવામાં સોંઘાં તથા અનુકૂળ આવે એવાં ઓજારો શોધી કઢાય તો આપણી ખેતીને ફાયદો થાય. બળદ ખેંચી શકે અથવા હાથથી ખેંચી શકાય એવાં સુધરેલી પદ્ધતનાં ખેતીના ઓજારો માટે દેશમાં ક્ષેત્ર છે. જે જમીનમાં ઊંડી ખેડની જરૂર ન હોય ત્યાં ટ્રેકટર નિષ્ફળ નીવડવાનો સંભવ છે, કારણ ઊંડું ખેડાણ થતાં કાંકરીનો થર ઊખડીને ખેતીને બગાડે. ગામડાંમાં દુરસ્ત થઈ શકે એવાં જ ઓજારો ખેડૂતના કામમાં આવી શકે, એ વાત ખેતીના સુધારા કરાવનારે ધ્યાનમાં રાખવી જોઇએ. એ ઓજારો આપણા દેશમાં બનવાં જોઇએ તથા તે માટે જોઇતા પોલાદ તથા લોખંડ ઉપરની જકાત કાઢી નાખવી જોઇએ. જે તે પ્રદેશની જમીનમાં કયા પ્રકારનાં ખેતીનાં ઓજારો કામમાં આવશે તેની જે તે પ્રાંતના ખેતીવાડી ખાતાએ તપાસ કરી તથા શાહી ખેતીવાડીનિષ્ણાતોની મદદ મેળવી નક્કી કરવું જોઇએ.

**ખેતીનાં ઓજારો**

૩૫. સારા બળદ વગેરે વગર સારી ખેતી થઇ શકે નહિ. પરંતુ બળદની ઓલાદ સુધાર્યા સિવાય સારા બળદ સોંઘા મળી શકે એમ નથી. ખેડૂતની ગરીબાઇને લીધે તેઓ મોંઘા ભાવે બળદ ખરીદી શકતા નથી. થોડાં વરસ ઉપર ખેડૂત ગાડાં જોડીને ભાડાનું ઉત્પન્ન લેતો ને તેથી બળદ પાળવાના ખર્ચમાં મદદ થતી. હાલમાં જ્યાં ત્યાં ભારદારી મોટર ગાડાં તથા ઉતારુઓને લઇ જનારી મોટર બસો દેશમાં ઘણે ઠેકાણે ગામડાંઓમાં જવા લાગી છે, તેથી ગાડાં જોડીને વધારાની આવક મેળવવાનો ખેડૂતનો ધંધો ઘણે અંશે ભાંગી પડ્યો છે અને તેથી સારા બળદ ખરીદીને ખેતી કરવી કઠણ પડે છે; અને નબળા બળદોથી ચલાવી લેવું પડે છે.

**બળદ**

૩૬. આપણાં ઢોર ઘણું કામ કરે છે પણ તેમને પૂરતો ખોરાક મળતો નથી. જ્યાં ગરીબાઇને લીધે માણસને પણ પૂરતો ખોરાક મળવાની મુશ્કેલી છે ત્યાં ઢોરને પૂરતો ખોરાક ન મળે એમાં નવાઇ નથી. દુષ્કાળ તથા ઘાસચારાની તંગીને લીધે ઢોર સારી સ્થિતિમાં હમેશ નભાવવાં મુશ્કેલ પડે છે. જંગલ ખાતાએ જંગલોમાં ઢોર ચારવા દેવા માટે પૂરતી સવલતો આપવી જોઇએ. દુકાળના વખત માટે જંગલનું ઘાસ કાપીને સંઘરવું ઠીક ગણાય. ગોચર જમીન ગામડે ગામડે ઘણી ઘટી ગઈ છે, અને ખેડવા લાયક જમીન ખેડૂતો પાસે જતાં ફક્ત સરકારી ખરાબા પડતર તથા કોતરોમાં ઘાસ ચારવાનાં અસંતોષકારક સાધનો રહ્યાં છે. તેથી ઇજિપ્તનું કલોવર તથા લ્યુસર્ન જેવા ઘાસચારા ખેડૂતોએ ઉગાડવા જોઇએ, દ્વિદલ ઘાસચારો મેળવવો જોઇએ અને ઢોર ચારવા માટે બીડ રાખવાં જોઇએ. સીલો અથવા ખાડામાં રાખી મૂકેલું લીલું ઘાસ તથા પૂળા બાંધેલું સૂકું ઘાસ ઢોર માટે ઉપયોગી ચારો છે. ઢોર છૂટાં ચારવાને બદલે તબેલામાં ખીલે બાંધેલાં રાખી ઘાસચારો પૂરતો ખવરાવવો વધારે સારું છે, એમ ઘણા

**ઘાસચારો**

માને છે. ઘાસ કાતરી છોડાં જેવું કરવાના સારા સાંચા (સૂડા) વાપરવા જોઈએ. કરકસરથી ઘાસચારાનો ઉપયોગ થતાં નકામાં ઢોરની સંખ્યામાં ઘટાડો થશે. યુરોપ અમેરિકામાં નકામાં ઢોરને માંસ માટે કતલ કરવામાં અથવા મારી નાખવામાં આવે છે; આપણે ત્યાં જીવદયાના સિદ્ધાંતને લીધે એવાં ઢોરને પાળવા પાંજરાપોળો છે ને ઘણો ઘાસચારો એવાં ઢોરના વાપરમાં આવતો હોવાથી તેટલે અંશે આપણા દેશને આર્થિક નુકશાન વેઠવું પડે છે એમ કેટલાક અર્થશાસ્ત્રીઓ કહે છે. જો ગાયોને વધારે દૂધ આપતી બનાવવામાં આવે તો ખેતી માટે બળદ મળે, અને લોકોને દૂધ પૂરું પડે તો ભેંસોની જરૂર ઓછી રહે.

**પશુરોગ**

૩૭. પશુમાં થતા રોગોની સારવાર માટે વેટરિનરી ખાતાં પ્રાંતિક સરકારો નભાવે છે. ઊડતા ચેપી રોગો સામે રસી મૂકીને ઢોરને રક્ષણ આપવા તજવીજ થાય છે. ખેતીવાડી કમિશન તમામ ઢોરને રસી મૂકી રક્ષણ આપવાનું કહે છે તથા તે માટે કાંઈ પણ લાગત ન લેવા જણાવે છે. પશુરોગચિકિત્સા માટે પૂરતી સવડ નથી; તેનો વિસ્તાર કરવાની જરૂર છે. દરેક જિલ્લામાં એક મધ્યસ્થ પશુરોગ ઈસ્પિતાલ હોય અને દરેક તાલુકામાં દવાખાનાં હોય એમ શાહી કમિશન કહે છે. દવાખાનાંમાં કામ કરતા દાક્તર તથા સાળોત્રી તાલુકામાં ફરે અને ગામડે ગામડે પશુની દવા કરે એ આવશ્યક છે. પશુરોગ સંબંધે શોધખોળનું કામ મુક્તેસર ઇન્સ્ટિટયૂટમાં કેંદ્રિત કરવા ખેતીવાડી કમિશન ભલામણ કરે છે.

**અનામત મૂડી**

૩૮. કરજ આપવા માટે ડૂબત ફંડ (Sinking fund) ગરીબાઈને લીધે ખેડૂત પાસે ક્વચિત જ હોઈ શકે. દુષ્કાળ સામે ટક્કર ઝીલવા માટે પૂરતી બચત ક્વચિત જ કરી શકે. ચાલુ આવકમાંથી દુરસ્તીઓ કરવી પડે છે. ઘાસની ગંજીઓ, ખેતર ઉપરનાં મકાનો, પાક કે ઢોરના વીમા ઉતરાવવાની પ્રથા ખેતરોમાં દાખલ થઈ નથી.

બ્રહ્મદેશમાં સરકારી રીતે ઢોરનો વીમો ઉતારવા તજવીજ શરૂ થઈ છે. ખેડૂતો ખેતર ઉપર રહે તો પાકનું રક્ષણ થાય, ઘાસ સચવાય, હરાયાં ઢોર સામે રક્ષણ આપવા વાડો કરાય, તથા રોગ ફાટી નીકળતાં ઢોરને અલગ રાખી શકાય, અને કૂવા થતાં પીત અપાય. પરંતુ નાના નાના ટુકડા જુદા જુદા વગામાં આવવાથી આ સૂચનાનો અમલ થવામાં મુશ્કેલીઓ નડે છે.

વારંવાર પડતાં હિમ, તીડ વગેરેને લીધે પાકનો નાશ થાય છે; તેથી તે સામે રક્ષણ મેળવવા વીમાની યોજના અમલમાં મુકાવી જોઈએ. વળી અનાવૃષ્ટિ તથા અતિવૃષ્ટિ અથવા વરસાદની અયોગ્ય વહેંચણીને લીધે પાકને થતા નુકશાન સામે રક્ષણ મેળવવા વીમાની યોજના અમલમાં મુકાય એ ઇચ્છવા લાયક છે.

# પ્રકરણ ૭ મું

## નાના મોટા ગૃહઉદ્યોગો

### ખેડૂતને સહાયકારક ગૃહઉદ્યોગો

**હાથકંતામણ**
**હાથવણાટ**

૧. વરસાદની અનિયમિતતાને લીધે ખેડૂતો ચિંતામાં રહે છે. એક વરસ સારું, બે વરસ મધ્યમ, તથા બે વરસ ખરાબ એવો અનુભવ ખેડૂતોને દર પાંચ વર્ષમાં આવે છે. તેથી ખેતી સાથે સહાયકારક ધંધા (Auxiliary occupations) ની જરૂર રહે છે. યંત્રયુગ પહેલાં વણવા કાંતવાના ધંધા ખેડૂતોને મદદરૂપ થતા, અને દુષ્કાળ અગર તંગીના વખતમાં આવક ન મળે અગર ઓછી મળે ત્યારે આ બે ધંધાની આવક ઉપર ખેડૂતો જીવતા. આ ધંધા ખેડૂત પોતાની ફરજિયાત ફુરસદના વખતમાં ચલાવતો.

જ્યાં કૂવેતર જમીન નથી કે પાણી પાવાનાં બીજાં સાધન નથી, ત્યાં દરેક મોસમમાં ફરતા પાક લેવાય નહિ અને ચોમાસામાં જે વરસાદનું પાણી મળે તે પાણીની મદદથી ખેતી કરવી પડે, તેથી ઘણાખરા ખેડૂત ફરજિયાત બેકાર રહે છે. બ્રિટિશ અમલ દરમ્યાન યંત્રયુગની સ્થાપના થતાં હિંદના હાથવણાટના કાપડ–ઉદ્યોગને લેંકેશાયરે ફટકો માર્યો અને ખેડૂતોનો વણવા કાંતવાનો મદદનીશ ધંધો ગયો. માત્ર વણવાનું કામ વણકરોએ કાંઈક અંશે ટકાવ્યું; પણ કાંતવાની વિદ્યા તો લગભગ નાશ જ પામી.

## ફુરસદના વખતમાં કાંતવું

૨. મહાત્મા ગાંધીજીએ જોયું કે દરેક ખેડૂત ફરજિયાત ફુરસદના વખતમાં કાંતી શકે; તેના ઘરનાં બૈરાં છોકરાં પણ કાંતવામાં મદદગાર થાય; અને જે ફુરસદની એક પાઈ પણ ઉપજ આવતી નથી તે ફુરસદનો સદુપયોગ થતાં કંતામણનો બદલો થોડો ઘણો પણ મળે તો તેમાં ખેડૂતને ચોકખો નફો જ છે. બીજી મજૂરી મળતી હોય અને તેમાં પેદાશ વધારે હોય તો ગાંધીજી તે ખોવા કોઈને કહેતા નથી. માત્ર જે ફુરસદ બીજા કામધંધાના અભાવે ફરજિયાત આળસમાં અથવા નિંદાકુથલીમાં જાય છે તે ફુરસદમાંથી આવક મેળવવા માટે રેંટિયો ચલાવવા તે સલાહ આપે છે. રેંટિયો વસાવવામાં જૂજ મૂડી જોઈએ. દરેક ખેડૂત થોડો કપાસ પકવે, હાથ ચરખામાં લોઢે અને કપાસિયા કાઢી નાખી રૂ મેળવે, રૂને પીંજી પૂણીઓ કરી લે અને કાંતે તથા વણે તો બધો જ લાભ ખેડૂતના ઘરમાં રહે. જો પોતે ન પીંજે તો પીંજારાઓને લાભ થાય અને એ ધંધાને ઉત્તેજન મળે. હાથચરખાથી કપાસ પીલવામાં ખેડૂતને વિશેષ ખર્ચમાં ઊતરવું પડતું નથી. હાથની પૂણીઓ હાથકંતામણ માટે વધારે અનુકૂળ આવે છે અને છેલ્લાં વીસ વરસનો અનુભવ જોતાં ઝીણું સૂતર કાંતવું પ્રથમ કરતાં સહેલું થયું છે.

**ફુરસદનો ધંધો**

૩. હાથકંતામણ પછી બહાર સૂતર વણવા મોકલવામાં તો મિલના કાપડ કરતાં હાથવણાટનું કાપડ મોઘું પડે છે એવી એક ફરિયાદ છે. ગ્રામોદ્ધારના કામના અનુભવી તથા તેમાં રસ લેનાર ડૉ. હૅચ "Up from poverty" નામના પુસ્તકમાં તેથી એવી ભલામણ કરે છે કે દરેક ખેડૂતકુટુંબ દીઠ વણવા માટે એક શાળ વસાવવી જોઈએ. ખેડૂતના ઘરમાં સાધારણ રીતે ૮–૧૦ માણસ હોય છે, એટલે વણવાની કળા કેટલાક શીખ્યા હોય તો વારાફરતી જેને ફુરસદ મળે તે ઘરમાં શાળ ચલાવીને કાપડ વણી શકે; તેથી ખેડૂતના કુટુંબને મફત કાપડ મળે અને વધે તે કસ્બાઓ તથા શહેરમાં વેચીને નફો મેળવે.

**કુટુંબ દીઠ હાથ-શાળ**

૪. રેંટિયામાંથી હાથકંતામણની આવક જૂજ આવે, તેથી ડૉ. હૅચ ઘેરેઘેર શાળ વસાવવા જણાવે છે. વણાટનું કામ કરતાં વધારાની ફુરસદ મળે તો રેંટિયો ચલાવવા તે કહે છે. ઘરના જે માણસો વણવાના કામમાં આવી ન શકે તે ભલે રેંટિયો ચલાવે, અને સૂતર મિલનું હોય કે હાથનું હોય તેની પરવા ન રખાય એમ તે જણાવે છે. જો વધારે સારું કામ તથા પેટપૂરતી મજૂરી આપે એવા સુધારા રેંટિયામાં થાય તો હાથ કંતામણનો ધંધો વધારે પગભર થાય. સોંઘો તથા વજનમાં હલકો, છતાં ગામડામાં બની શકે તથા દુરસ્ત થઈ શકે અથવા નજીકમાં જ તેને દુરસ્ત કરાવી શકાય એમ હોય તો જ લોકોને સુધરેલો રેંટિયો વાપરવો પરવડે. સૂતર પણ સારા તારવાળું તથા ઝીણું નીકળવું જોઈએ. એવા રેંટિયાના અભાવે હાથવણાટના કાપડમાં મિલસૂતર વાપરવાની છૂટ રાખવી સલાહકારક છે. હાથકંતામણ સુધીની બધી ક્રિયા ઘેર કર્યા છતાં કાપડ વણાવતાં વણામણ મોંઘુ પડવાથી ખેડતને કાપડ મિલના કાપડ કરતાં મોંઘું પડે છે. એવે

**હાથકંતામણ વિ. હાથવણાટ**

ફરિયાદ જોતાં દરેક કુટુંબ દીઠ શાળ વસાવીને ચલાવવી એ વધારે આવકારદાયક છે.

**ગોરસશાળા તથા ઢોર–ઉછેર**

૫. હાથકંતામણ તથા વણાટના ધંધા ઉપરાંત ખેડૂતો દૂધાળાં ઢોર ઉછેરવાનો તથા દૂધ, દહીં, ઘી, માખણ વગેરે દૂધમાંથી બનતા પદાર્થોનો ધંધો ખેતી સાથે અનુકૂળતાથી કરી શકે એમ છે. એ ધંધાના વિકાસથી આર્થિક આવક થશે તથા ખેડૂતનાં છોકરાંને પૌષ્ટિક ખોરાક મળશે,તેમ જ છાશનો લાભ પણ વધારામાં મળશે.

દૂધાળાં ઢોરની ઉછેરમાં આપણાં ઢોર સુધરેલા પ્રગતિમાન દેશોનાં ઢોર જેટલાં મજબૂત તથા નીરોગી થાય તથા વધારે દૂધ આપે એવી રીતે જાનવરોની ઓલાદ સુધારવાનો ઉદ્દેશ ખેડૂતોએ ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ. જે ઢોરની વાછરડીઓ ખૂબ દૂધ આપી શકે, તથા વાછરડા ખેતીના કામમાં સરસ કામ આપી શકે, તે ઢોરની ઉછેર ઉપર ખેડૂતો લક્ષ આપે તો તેમને બમણો ફાયદો થશે. યુરોપ–અમેરિકાની ગાયો ઘણું દૂધ આપે છે, તથા સારા વાછરડા થાય છે, તેથી સારી જાતની, નીરોગી, દૂધાળી તથા મજબૂત ગાય તથા નીરોગી ને મજબૂત આખલા મારફત ગાય બળદની મિશ્ર જાતો પેદા કરવામાં આવે તો ઘણો ફાયદો થાય. આ બાબતમાં દરેક પ્રાંતના ખેતીવાડી ખાતાએ તથા વેટરિનરી ખાતાએ ખેડૂતોના સાચા સલાહકાર તથા માર્ગદર્શક બનવું જોઈએ. એ ખાતાંઓએ તેમને વિના કારણ ખર્ચમાં ન ઉતારતાં સફળ પ્રયોગોના અનુભવનો જ લાભ આપવો જોઈએ. ઢોર ઉછેરવામાં પૌષ્ટિક ઘાસચારો જરૂરનો છે. આપણા ખેડૂતોમાં આખલાને ખસી કરવા સામે સૂગ છે, પણ હાલમાં પશુરોગ ખાતા તરફથી સુધરેલી રીતે ખસી કરવાની મદદ મળે છે તથા તેમાં આખલાને દુઃખ પડયા સિવાય સરળતાથી ખસી થઈ શકે છે; તેથી ખેડૂતોએ નવી પદ્ધતે આખલાને ખસી કરાવી બળદ તરીકે પુખ્ત ઉમરના વાછરડા વેચીને લાભ મેળવવો જોઈએ.

ખસી કરવાની નવી પદ્ધતનું જ્ઞાન ખેડૂતોમાં ફેલાવવા તથા તેનાં સાધનો ઓછી કીમતે પૂરાં પાડવા તજવીજ થાય તો ગામડે ગામડે સહકારી પદ્ધતે એ સાધનો રખાય અને નરઢોરને ખસી કરીને વેચાય. ઢોર–ઉછેરથી આમ ખેડૂતને આર્થિક ફાયદો થશે, તથા મજબૂત બળદ મળતાં ખેતીમાં સુધારો થશે.

**મરઘાં બતકાંની ઉછેર**

૬. આપણા દેશની બધી જ પ્રજા શાકાહારી નથી; ઈંડાનો ઉપયોગ ઘણી કોમો કરે છે; તેથી જેમને ધાર્મિક વાંધો ન હોય તે જાતના અગર કોમના ખેડૂતો મરઘાં બતકાં ઉછેરવાનો ધંધો કરી નજીકના કસ્બા તથા શહેરોમાં ઇંડાં વેચી નફો મેળવી શકે છે. મરઘાં બતકાં મોટાં ઈંડાં મૂકે, સારાં ઈંડાં મૂકે તે ઇચ્છવા લાયક છે; તેથી મરઘાં બતકાંની ઉછેરના ધંધામાં અર્વાચીન કાળમાં છેલ્લામાં છેલ્લી જે પદ્ધતો વપરાતી હોય તેનું પ્રત્યક્ષ જ્ઞાન આપવા માટે ખેતીવાડી ખાતાએ તજવીજ કરવી જોઈએ, તથા ઓલાદ સુધારવા માટે લેગહોર્ન વગેરે જાતનાં મરઘાં બતકાં મેળવી આપવાં જોઈએ; તેમ જ ઈંડાં વેચવા માટે બજારમાં પહોંચાડવાની યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ.

**શાકભાજી તથા ફળ**

૭. ફળાઉ ઝાડના બાગ ઉછેરી, શાકભાજી વગેરે લીલોતરી વાવીને ફળ તથા શાકભાજી નજીકના કસ્બા અગર શહેરમાં જઈ વેચવામાં આવે તો ખેડૂતોને સારી આવક થાય. ફળાઉ ઝાડના બાગ તો સધન ખેડૂતો રાખી શકે, પણ કલમી તથા દેશી આંબા જેવાં સામાન્ય ફળોનાં ઝાડો ઉછેરવા સાધારણ ખેડૂતો માટે શકય છે. જે ખેડૂત બજારમાં વેચવા ન માગતો હોય તે ખેડૂત પોતાના વાડામાં શાકભાજી વાવી કુટુંબના માણસોને લીલોતરીનો લાભ આપી શકે.

## ગામડાંના સ્વતંત્ર ગૃહઉદ્યોગો

**રેશમ**

૮. ગામડાંના બીજા ધંધા પરિસ્થિતિ અનુસાર થઈ શકે. એ ધંધા સાર્વત્રિક ન હોઈ શકે. જ્યાં સેતૂરનાં પાન મળતાં હોય ત્યાં રેશમના કીડા ઉછેરી શકાય. હલકું રેશમ એરંડિયાનાં પાનાં ખાઈને જીવનારા કીડાને ઉછેરી મેળવી શકાય. રેશમના કીડા ઉછેરી રેશમ મેળવવાનો ધંધો, એ ધંધાની માહિતી મેળવ્યા સિવાય ખેડૂત ન કરી શકે.

**મધ**

૯. મધમાખીઓ પાળી મધ મેળવવાનો ધંધો જ્યાં પુષ્કળ મધ પેદા કરે એવી મધમાખો મળી શકતી હોય અને પાળવાની તથા મધ મેળવવાની અર્વાચીન નિષ્ણાતો પાસેથી માહિતી મળી શકતી હોય ત્યાં એ ધંધો ખેડૂત ચલાવી શકે. એક સ્થળનો અનુભવ બીજે સ્થળે કામ ન લાગે; તેથી આ બાબત ગામડાંના ગૃહઉદ્યોગની પુનર્ઘટના માટે ગ્રામોદ્ધારનાં કેન્દ્રો સ્થાપી જે તે પ્રદેશમાં સેવાભાવી નિષ્ણાતોએ જે તે પ્રદેશની ઉદ્યોગસંબંધે પરિસ્થિતિનો અનુભવ લઈને ખેડૂતોને સલાહ આપવી જોઈએ.

**ચામડાં કેળવવાં**

૧૦. ચામડાં પકવવાના ધંધા-સંબંધે સ્પૃશ્ય હિંદુઓને સૂગ છે; તેથી એ ધંધો હરિજન ખેડૂતોને વધારે અનુકૂળ આવે. એ ધંધામાં જે સુધારા થયા હોય તે અમદાવાદના હરિજન આશ્રમ (સાબરમતી આશ્રમ) માં ચલાવવામાં આવતાં ચર્માલયો જેવી સંસ્થાઓનો અનુભવ મેળવીને દાખલ કરવા જોઈએ.

૧૧. જ્યાં નેતર તથા વાંસ કિફાયત ભાવે મળી શકે ત્યાં વાંસકામ તથા નેતરકામ થઈ શકે. વાંસકામમાં ટોપલીઓ,

સાદડીઓ મુખ્ય છે. નેતરકામમાં ખુરશીઓ વગેરે બનાવી શકાય. પણ એ કામ શીખવવું પડે. બધા ખેડૂતોને આ કામ ફાવતું નથી; પણ અમુક કોમો વંશપરંપરા વાંસકામ તથા નેતરકામ કરતી આવેલી હોવાથી તેમને એ અનુકૂળ પડે છે. ગામડાંમાં કેટલાક લોકો દોરડાં બનાવે છે.

**નેતરકામ, વાંસ-કામ, દોરડાં**

૧૨. છાપરાં ઉપર નાળયાં નખાતાં ત્યારે ગામડાંઓમાં કુંભારનો ધંધો ચાલતો. હવે ગામડાઓમાં પણ પરદેશી પતરાં પેસી ગયાં છે અને વરસાદમાં વધારે રક્ષણ મળતું હોવાથી છાપરાં ઉપર પતરાં જડાય છે અને નળિયાં બનાવવાનો કુંભારનો ધંધો પડી ભાંગ્યો છે. તાંબા, પિત્તળ, એલ્યુમિનિયમ તથા એનેમલનાં વાસણોએ તથા લોઢાની કોઠીઓએ માટીનાં વાસણ તથા કોઠીઓનું સ્થાન ગામડાં-ઓમાં વધારે પ્રમાણમાં લેવા માંડયું છે અને તેટલે અંશે કુંભારને ઓછું કામ મળે છે. કુંભારો નવા પ્રકારનાં રમકડાં બનાવતા નહિ હોવાથી વિદેશી રમકડાંએ તેમને પાછા પાડયા છે; તેથી કુંભારવર્ગને નવા જમાનાના સંસ્કાર આપી નવા જમાનાની જરૂરિયાતો સમજતા બનાવવા જોઈએ.

**કુંભારનો ધંધો**

૧૩. ગામડાંના સુથાર તથા લુહાર પોતાના ધંધામાં જરૂરી સુધારા નહિ કરે તો તે પણ પાછળ રહી જશે. ઘર ચણનારા કડિયા ગામડાંમાં ક્વચિત જ રહે છે. ગામડાંનાં ઘણાં ખરાં મકાન માટીનાં હોવાથી તે ગામડાંના રહીશો પોતાની તથા ગામના રહીશોની મજૂરી-થી ચણે છે, અથવા દુરસ્ત કરે છે. ઠીક સ્થિતિના લોકો ઇંટેરી મકાન બાંધે છે ત્યારે નાનાં ગામડાંમાં નજીક-ના મોટા ગામમાંથી મિસ્ત્રી, સુથાર તથા કડિયા લઈ આવે છે. સુથારને પાવરધા બનાવવામાં આવે તો તેઓ અનેક પ્રકારનો લાકડી સામાન બનાવી શકે.

**સુથાર, લુહાર, કડિયા**

૧૪. લેસ તથા ભરતગૂંથણનું કામ સ્ત્રીઓ ફુરસદના વખતમાં કરી શકે. કપાસનાં કાલાં ફોલવાં, બીડીઓ વાળવી વગેરે ધંધા કેટલેક ઠેકાણે ચાલે છે. લોટ દળવાની યાંત્રિક બળથી ચાલતી ઘંટીઓ તથા ડાંગેર ખાંડવાનાં કારખાનાં નીકળવાથી રાંડીરાંડોનું દળણાં દળી ગુજરાન કરવાનું સાધન જતું રહ્યું છે તથા ગોલા કોમનો ડાંગેર ખાંડવાનો ગૃહઉદ્યોગ જતો રહ્યો છે. મોચી તથા દરજીના ધંધા વધારે ખીલ્યા છે; કારણ લોકો પ્રથમ કરતાં વધારે બૂટ, જોડા તથા ચંપલ પહેરતા થયા છે અને દરજીનાં સીવેલાં ફેશનવાળાં કપડાં પહેરવા તરફ મજારિયા કોમોનું પણ વલણ છે. ગામડાંઓમાં ચાની હોટેલોનો ધંધો ઘૂસ્યો છે અને પ્રજાનું આરોગ્ય બગાડે છે. દારૂતાડીની દુકાનોએ ગામડાંની કેટલીક કોમોને દારૂતાડીનો ચસ્કો લગાડી પાયમાલ કરી છે. એ ધંધાથી સરકારને આવક મળતી હશે, કોન્ટ્રાક્ટરો શ્રીમંત થતા હશે, અને કલાલો પીઠાં ચલાવી હવેલીઓ બાંધતા હશે, પણ લોકો પાયમાલ થાય છે અને લાખો કુટુંબોનું ગૃહજીવન બગડે છે.

**બીજા ગૃહઉદ્યોગ**

૧૫. ગામડાંઓમાં સહકારી પદ્ધતે નાનાં નાનાં જીન કાઢી કપાસ પિલાય, શીંગદાણા (મગફળી) ફોલાય, ડાંગેર ખંડાય, ખાંડ બનાવાય, મગફળી, તલ વગેરે તેલીબિયાં પાલીને તેલ કઢાય, હાડકાંને દળીને ખાતર બનાવાય, એમ ઘણા જણાવે છે. આ ધંધાઓમાં સહકાર્યની પદ્ધતે મૂડી મેળવી ગામલોકો સફળ થઈ શકશે.

**સહકાર્યની શકયતા**

૧૬. અમેરિકામાં વીજળીક બળ પેદા કરી ૨૫૦–૩૦૦ માઈલ સુધી ગામડે ગામડે તે પૂરું પાડી નાનાં નાનાં કારખાનાંનો વિકાસ થઈ રહ્યો છે. વરાળે ઉદ્યોગોને શહેરમાં આણ્યા. વીજળી ઉદ્યોગોને ફરીથી ગામડાંમાં લઈ જશે, એમ મનાય છે. આપણા દેશમાં જો વીજળીક બળ એ જ ધોરણે પૂરું પાડવામાં આવે તો

**ગામડાંમાં વીજળીક બળ**

શહેરોમાં સંઘટિત ઉદ્યોગો કેન્દ્રિત ન થતાં, ગામડે ગામડે નાનાં નાનાં કારખાનાંના રૂપમાં ફેલાશે અને ગામડાંઓનો કાંઇક અંશે આર્થિક ઉદ્ધાર થશે.

**ખેતીના ઓજારો બનાવવાં**

૧૭. ખેતીનાં ઓજારો બનાવવાં તથા દુરસ્ત કરવાનો ધંધો પરાપૂર્વથી ગામડાંમાં ચાલ્યો આવ્યો છે. નાના નાના જમીનના ટુકડા ખેડવા માટે અનુકૂળ આવે, ગામડાંમાં બનાવી શકાય, ગામડાંમાં દુરસ્ત થઇ શકે તથા છેલ્લામાં છેલ્લી ઢબની પ્રકૃષ્ટ ખેતી (Intensive cultivation) કરવામાં કામ લાગે એવાં ઓજારોની શોધ ખેતીવાડીના નિષ્ણાતોએ તથા ખેતીવાડી ખાતાં તથા વડી સરકારને ખેતીવાડી માટે સલાહ આપનાર તથા શોધખોળ કરનાર મહાન હિન્દી ખેતીવાડી શોધખોળ સંસ્થા કરી આપે તો ખેડૂતોને ભારે લાભ થશે તથા ગામડે ગામડે એ ઓજારો બનાવવાનાં તથા દુરસ્ત કરવાનાં નાનાં નાનાં કારખાનાં સ્થપાઈ ખેતી આબાદ થશે. ઓજારો બનાવવામાં કિર્લોસ્કર બંધુઓએ કિર્લોસ્કરવાડીમાં સારી પ્રગતિ કરી છે, પણ તે ઓજારો નાના નાના જમીનના ટુકડા ઓછા ખર્ચે ખેડવામાં તથા પાક લેવામાં કેટલા ઉપયોગી છે તે ખેડૂતો જ કહી શકે.

**કાગળ**

૧૮. જ્યાં વાંસનાં વન છે ત્યાં વાંસમાંથી માવો બનાવી કાગળ બનાવવાનાં કારખાનાં નીકળે તો વાંસ લાવવાની તથા કાપવાની મજૂરી નજીકનાં ગામડાંના લોકોને મળે.

**પરચુરણ ગ્રામ-ઉદ્યોગો**

૧૯. લાખ બનાવવી, લીલાં ફળને સૂકવવાં તથા બગડી ન જાય તથા લાંબી મુદત સુધી ટકે એવી સ્થિતિમાં ડબ્બામાં ભરવાં, મુરબ્બા બનાવવા વગેરે ધંધાની ગણના ગામડાંના ધંધાઓમાં થાય છે. આવા ધંધા સંબંધે અનુભવ લઈ તૈયાર થયેલા ખેડૂતો જ તેમાં ફત્તેહ મેળવી શકે. બજારમાં કેવા પ્રકારની માંગ છે તે જાણ્યા સિવાય કોઈ પણ ધંધો કરવો નકામો છે.

૨૦. ગામડાંના ગૃહઉદ્યોગોની પેદાશ વેચવા સારુ બજાર મેળવવા યોગ્ય ગોઠવણુ કરવાની જરૂર છે. સહકાર્યની પદ્ધતે આવી પેદાશ વેચનારી મંડળીઓ સ્થાપી, અનુભવી, પ્રવીણુ, પ્રામાણિક, ખંતીલા તથા હોશિયાર માણસો મારફત સંગીન વહીવટ કરવામાં આવે તો ગામડાંની પ્રજાને સારા ભાવ મળે અને લાભ થાય. માલ નમૂના પ્રમાણે પૂરો પાડવાની કાળજી રાખવામાં આવે તો કાયમના ઘરાક મળે, જે તે વજન પ્રમાણે કીમત મળે, તથા ખેડૂતના અજ્ઞાનનો લાભ ન લેવાતાં ખેડૂતના ઘરમાં પૂરી કીમત આવે.

**બજાર કેમ મળે**

## શહેરી ગૃહઉદ્યોગો

૨૧. શહેરી તથા કસ્બાતી ગૃહઉદ્યોગોમાં હાથવણાટ મુખ્ય સ્થાન ભોગવે છે. વિલાયતી કે દેશી મિલસૂતર લાવી ખાદી તેમ જ તરેહતરેહનું રેશમી કાપડ વણાય છે. દક્ષિણી તથા મદ્રાસી સ્ત્રીઓની સાડીઓ તથા ખંડ, મદુરાની સાડીઓ, કાશીની બનારસી સાડીઓ વગેરે મશહૂર છે. આપણી જુદી જુદી ન્યાતો તથા કોમોમાં જુદી જુદી ડિઝાઈનના નમૂના વાપરવાની ટેવ હોવાને લીધે હાથવણાટના ધંધાને ઉત્તેજન મળે છે. મોટા પાયા ઉપર એવું કાપડ ઉત્પન્ન કરવું આર્થિક દૃષ્ટિએ પાલવે એમ નથી; અને નાના પાયા ઉપર હાથવણાટથી વણવામાં આવે તો અનુકૂળ આવે છે, તરેહતરેહની ડિઝાઈનો હાથવણાટથી વણાઈ શકે છે, અને આવા નાના પાયા ઉપર ચાલનારા હાથવણાટના કામ સાથે મિલો સફળતા પૂર્વક હરીફાઈ કરી શકતી નથી. શેતરંજીઓ, પાટીઓ, કાશ્મીરી શાલ વણવાનો ઉદ્યોગ ચાલુ છે. જાડા ખડબચડા ઊનના કામળા તથા ધાબળા હાથે વણાય છે. ઘરાકની રુચિ તથા ફરતી માગણીઓ તથા ઇચ્છાને અનુકૂળ માલ બનાવવા તરફ લક્ષ આપવામાં આવે તો હાથવણાટનો ધંધો આજે જે જેમ તેમ ચાલે છે તે વધારે પગભર

**હાથવણાટ**

થાય. આપણા દેશમાં આજે પણ લગભગ ૯૦ લાખથી એક કરોડ માણસો હાથવણાટનો ધંધો કરે છે. ફટકાશાળ, નકશીનો પીંજરો (ડોબી), નકશીની જાળી (જેકાર્ડ)નો ઉપયોગ કરવામાં આવે, તથા કાચા માલની ખરીદી તથા બનાવેલા માલના વેચાણ માટે તેમ જ ધંધા માટે મૂડી મેળવવા માટે સહકારી મંડળો સ્થાપવામાં આવે તથા રૂ, ઊન, રેશમ વગેરેનું સૂતર બનાવવાના તથા વણાટના ધંધાની પુનર્ઘટના કરવામાં આવે તો કંતામણ તથા વણાટના ધંધામાં લોકોને નફો મળે, મિલના કાપડ સાથે ટક્કર ઝીલી શકે અને આપણી કાપડ-ની જરૂરિયાત આપણે જ પૂરી પાડી સ્વાયત્ત થઈએ. હાથકંતામણ તથા હાથવણાટનું કાપડ હોય તે જ ખાદી કહી શકાય. મિલો એવું જાડું કાપડ કાઢીને તેને ખાદી તરીકે ઓળખાવી શકે નહિ, એવા સ્વરૂપનો એક કાયદો પસાર થયો છે, એટલે ખાદીને મિલખાદી સાથે જે હરીફાઈ કરવી પડતી હતી તે બંધ પડી છે. આવા સંજોગોમાં હાથવણાટના ધંધાને આબાદ કરવો કઠણ નથી. આ ધંધો જે તે વણકર પોતપોતાને ઘેર કરે છે, પણ મૂડી માટે શાહુકાર પર આધાર રાખવો પડે છે; તેથી વણકરોને ઓછા દરે મૂડી પૂરી પાડી સરકારે સહકારી મંડળીઓ મારફત તથા સીધી લોન આપીને શાહુ-કારોની નાગચૂડમાંથી છોડાવવા જોઈએ.

**હાથવણાટની વર્તમાન સ્થિતિ**

૨૨. હાથવણાટથી લગભગ એક કરોડ માણસો નિર્વાહ કરે છે. આશરે ૨૫ લાખ શાળ ચાલે છે. ઊંચા પ્રકારનું કાપડ તથા તદ્દન જાડું કાપડ વણનારા ટકી શકયા છે. મધ્યમ પ્રકારનું કાપડ મિલના કાપડ સાથે હરીફાઈમાં આવતું હોવાથી તેમાં હાથવણાટનો ઉદ્યોગ પાછો પડ્યો છે. ૨૦ થી ૪૦ નંબરના સૂતરના વણાટને મિલની હરિફાઈ નડે છે. સૂતરની આયાત ઉપર જકાત પડવાથી હાથવણાટનું કામ કરનારા વણકરોને કમાણીમાં ફટકો પડયો છે. હાથવણાટમાં ૮૫ ટકા હિંદ

મિલનું, ૬॥ ટકા હિંદી હાથકંતામણનું અને ૮ ટકા પરદેશી સૂતર વપરાય છે. હાલના મંદીના વખતમાં જાડું કાપડ વણનારા રોજના અડધા રૂપિયા સુધી કમાય છે, જ્યારે ઊંચા પ્રકારનું કાપડ કાઢનારા સવા રૂપિયા સુધી કમાય છે. કૃત્રિમ રેશમના સૂતર ઉપર જકાત પડવાથી, ઓછા ખર્ચમાં રેશમ જેવું હાથવણાટનું કાપડ વણી ઘરાકો-ને પૂરું પાડવામાં અડચણ આવે છે. પણ દેશના કાયમના હિતનો વિચાર કરતાં આપણા દેશમાં આપણે કૃત્રિમ રેશમ સોંઘા ભાવે બનાવી ન શકીએ ત્યાંસુધી કૃત્રિમ રેશમના વણાટને ઉત્તેજન ન આપીએ એ વધારે સારું છે. હાથવણાટ તથા ગૃહઉદ્યોગોને રાજ્ય તરફથી મદદ કરવા કેટલીક પ્રાન્તિક સરકારોએ કાયદા પસાર કર્યા છે. હાથકંતામણ તથા હાથવણાટની ખાદી એક કરોડ વાર હાલમાં વણાતી હશે. હાથવણાટના ઉદ્યોગને રાજ્ય તરફથી મૂડી તથા બજાર મેળવવામાં મદદ મળતાં એ ઉદ્યોગનો વિકાસ થશે.

**બીજા શહેરી હાથકારીગરીના ઉદ્યોગો**

૨૩. રંગાટી રંગાટ કામ કરે છે, ગવન વગેરે છાપે છે, તાંબા-પિત્તળનાં વાસણ કંસારા લોકો બનાવે છે, સોની લોકો સોના ચાંદીના દરદાગીના તથા વાસણો વગેરે તૈયાર કરે છે, લુહાર લોખંડની વસ્તુઓ બનાવે છે, અને સૂડી, છરી, ચપ્પુ, કાતર વગેરે પોલાદની ચીજો કારીગરો તૈયાર કરે છે. સુથાર લોકોએ અર્વાચીન માગણીને પહોંચી વળવા ઘરશણગારની વસ્તુઓ—ખુરશી, કબાટ, ટેબલ, પલંગ વગેરે ફરનિચર બનાવવાનાં નાનાં નાનાં કાર-ખાનાં કાઢ્યાં છે અને લુહારો આયર્ન વર્ક્સ તથા ભઠ્ઠીઓ કાઢે છે. હોશિયાર લુહારો સ્ટીલ તથા લોખંડની તીજોરીઓ, પલંગ, ખુરશીઓ વગેરે ઉપયોગી સામાન બનાવે છે. સાબુ બનાવવાનો ધંધો ઘરગથ્થુ થઈ ગયો છે, અને રાસાયણિક પદાર્થો બનાવવાનો ધંધો થોડી મૂડીની મદદથી નાના પાયા ઉપર રસાયણશાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર યુવાનો કરે છે. તેથી સેંટ, લવંડર, પાઉડર, પોમેડ

વગેરે શારીરિક સૌંદર્યવર્ધક પદાર્થો તેમ જ દવાઓ નાના પાયા ઉપર બનવા લાગી છે. હથિયારો બનાવવાનો ધંધો હથિયારબંધીના કાયદાને લીધે પડી ભાંગ્યો છે. રાજપૂતાનાના સલાટ પથ્થરકામ તથા કળાના નમૂના બનાવવા માટે પ્રખ્યાત છે. મીનાકારી દાગીના, બટન વગેરે આપણા કારીગરો સારાં બનાવે છે. પથ્થરમાં કોતરકામ તથા શિલ્પકળાનો અનુભવ હિંદી શિલ્પજ્ઞ કારીગરોનું કામ જોવાથી મળે છે. સોના ચાંદીના જરીકસબના તાર કાઢવા તથા વણવા, બંગડીઓ વગેરે બિલ્લોરી કાચની વસ્તુઓ બનાવવી, આરસપહાણનાં કોતરકામ તથા રમકડાં, અત્તરો તથા સુગંધીઓ, ચામડાં પકવવાં તથા ચામડાની ચીજો બનાવવી, સુખડના લાકડાની કળાપૂર્ણ ચીજો બનાવવી, વગેરે ઘરગથ્થુ, ભાગી પડેલી અવસ્થામાં હજુ પણ કોઈ કોઇ ઠેકાણે નજરે પડે છે. ફકત સો વર્ષ ઉપર આપણા દેશમાં વહાણો બનાવવાનો ધંધો ધીકતો હતો, તે પણ સ્ટીમરો આવવા લાગ્યા પછી પડી ભાગ્યો છે.

**ગૃહઉદ્યોગોની પડતી**

૨૪. આપણા ગૃહઉદ્યોગો પડી ભાંગવામાં બ્રિટિશ રાજ્યઅમલ તથા યંત્રયુગની લગભગ એક જ વખતે થયેલી અસર મુખ્ય છે. મરહૂમ રમેશચન્દ્ર દત્તે પોતાના પુસ્તકમાં સાબિત કર્યા પ્રમાણે ઈસ્ટ ઇંડિઆ કંપનીએ આપણા ધંધાઓનો નાશ કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો, અને બ્રિટનમાં ઔદ્યોગિક ક્રાન્તિ થતાં યાંત્રિક કારખાનામાં બનતા માલની હિન્દમાં થતી આયાતને ઉત્તેજન મળે એવી નીતિનો અમલ કર્યો હતો. પરિણામે આપણા હુન્નર–ઉદ્યોગોની પડતી થઈ અને યાંત્રિક કારખાનાંમાં બનેલા સોંઘા માલ સાથે હરીફાઈમાં આપણા ગૃહઉદ્યોગોની પેદાશ ન ટકી શકી. વળી શહેરી ગૃહઉદ્યોગોમાં મોજશોખની ચીજો બનતી ને તે રાજદરબારોમાં તથા સરદાર દરકદાર, શેઠશાહુકારો વગેરેમાં ખપતી. બ્રિટિશ રાજ્યમલમાં એ લોકોની પડતી થઈ અને ઘરાકી ઘટતાં આ ઉદ્યોગો પડી ભાંગ્યા. નવા ભણેલા

વર્ગને પરદેશી નમૂનાઓ પસંદ પડવા લાગ્યા, પરદેશી માલનો મોહ લાગ્યો, દેશી ચીજ અણગમતી થઈ પડી અને વિદેશી માલ વાપરવાની ફેશન દાખલ થઈ. તેમનું અનુકરણ બીજા લોકોએ કર્યું અને આપણા ગૃહઉદ્યોગોની અવનતિ થઈ. વળી આપણા ધંધાવાર મહાજનનું બંધારણ તૂટવા માંડતાં બદલાયેલા સંજોગોમાં જે રીતે ઘરાકોની રુચિ–અનુસાર માલ બનાવવો જોઈએ તે તરફ લક્ષ ન અપાવાથી ધંધાઓનો નાશ થતો ગયો. આમ આપણો દેશ અ.દ્યોગિક દેશ તરીકે મટવા માંડયો અને ફક્ત કાચો માલ ઉત્પન્ન કરનાર ખેતીવાડીપ્રધાન દેશ બની ગયો. ગ્રેટબ્રિટનમાં હિન્દના ઔદ્યોગિક માલ ઉપર ભારે જકાત નાખવામાં આવી, અને હિન્દમાં ઓછામાં ઓછી જકાતથી અથવા વગર જકાતે બ્રિટનનાં કારખાનાંનો માલ ઠાલવવાની સવડ રાજસત્તાનો દુરુપયોગ કરીને અંગ્રેજોએ કરી અને સરખા દરજ્જે હરીફાઈ કરવાની તક હિંદી કારીગરને ન આપતાં તેનો નાશ કરવામાં આવ્યો, એમ જાણકાર લેખકો જણાવે છે. સૌથી વધારે ફટકો યાંત્રિક કારખાનાંમાં મોટા પાયા ઉપર ઓછામાં ઓછા ખર્ચે બનતા માલની હરીફાઈને લીધે પડયો.

**પડતીમાં રેલ્વેનો ફાળો**

૨૫. રેલ્વેઓના વિસ્તારને લીધે તેમ જ હાલમાં મોટર ટ્રાન્સપોર્ટને લીધે યાંત્રિક કારખાનાંનો બ્રિટનનો માલ ગામડે ગામડે પહોંચાડવાનું સરળ થયું, અને ગૃહઉદ્યોગોને તેમની સાથે સખ્ત હરીફાઇમાં ઊતરવું પડતાં હાર મળી.

**ખુલ્લા વેપારની નીતિની અસર**

૨૬. ગ્રેટબ્રિટનની સરકારના કહેવા પ્રમાણે આપણી આર્થિક રાજનીતિ રાખવામાં આવતી અને ખુલ્લા વેપારના તત્ત્વને વરેલા અંગ્રેજ મુત્સદ્દીઓએ હિંદને પણ એ તત્ત્વ સ્વીકારવા ફરજ પાડી; તેથી આપણા ગૃહઉદ્યોગોને લાંબા વખત સુધી રક્ષણ ન મળ્યું, અને ભારત કાચી પેદાશ ઉત્પન્ન કરનાર ખેતી-

પ્રધાન દેશ રહે, એમાં જ એનું શ્રેય છે એમ માનવામાં આવ્યું. પરિણામે લાખો તથા કરોડો કારીગરોને ખેડૂત બનવું પડયું અને દુષ્કાળના વખતમાં પ્રજાનો ઘાણ નીકળવા માંડયો. દુષ્કાળશમન માટે સરકારને વધારે પૈસા ખર્ચ કરવાની ફરજ પડી અને તે પૈસા વધારે કર નાખી ઉઘરાવી લેવા પડયા. આમ પ્રજાનો બમણો મરો થયો, તેમના ગૃહઉદ્યોગોની અવનતિ થઈ, ખેતીની જમીન ઉપર બેકાર થયેલા કારીગરોના નિર્વાહનો બોજો વધ્યો અને કરવેરાનું ભારણ વધ્યું. લોકોની ખરીદશક્તિ ઘટતી ગઇ છે અને બેકારી વધી છે. છેલ્લાં સો વરસમાં માથાદીઠ આવક વધી નથી. રૂપિયાના રૂપમાં આવક ગમે તે હોય, પરંતુ ખરીદશક્તિના ધોરણે જોતાં ગરીબાઇ વધતી ગઇ છે; નિદાન સ્થિતિ ખાસ સુધરી નથી એમાં શક નથી.

**વિજળી**

૨૭. વીજળી તથા ગૅસ જેવી પ્રેરક શક્તિ ગામડે ગામડે પહોંચાડવામાં આવે તો ઉત્પાદનનો ખર્ચ કમી આવે અને ઘેર બેઠાં કારીગરો નાના પાયા ઉપર પોતાના ગૃહઉદ્યોગોનો વિકાસ કરી શહેરમાં મોટા પાયા ઉપર ચાલનારાં કારખાનામાં બનેલા માલ સાથે હરીફાઇ વધારે સારી રીતે કરી શકે, અને ગ્રામજીવન કાયમ રહેવાથી લોકોનો નૈતિક અધઃપાત ન થાય.

**ગૃહઉદ્યોગોનો ઉદ્ધાર**

ગામડે ગામડે ફેલાયેલા કારીગર વર્ગને સંઘટિત કરવામાં આવે, દરેક ધંધામાં થયેલા અર્વાચીન સુધારાનું જ્ઞાન તથા અનુભવ આપવામાં આવે, પ્રેરકશક્તિ (વીજળી, ગૅસ વગેરે) સોંઘાભાવે પૂરી પાડવામાં આવે અને જરૂરી મૂડી ઓછા દરે મળે તો આપણા ગૃહઉદ્યોગો ફરીથી ઉર્જિતાવસ્થામાં આવે, અને કારીગરોને ખેડૂત થવાનો પ્રસંગ ઓછો આવે. કારીગરોને જ્ઞાન તથા અનુભવ આપવા કલાભવન તથા હુન્નર ઉદ્યોગશાળાઓ તથા પાઠશાળાઓ સ્થાપી સરકારે કારીગરોને અર્વાચીન દૃષ્ટિવાળા તથા કળાયુક્ત બનાવવા જોઈએ. યંત્રયુગમાં નાના

નાના ગૃહઉદ્યોગોમાં વપરાતાં ઉપયોગી યંત્રોમાં પ્રગતિ થતી જ રહે છે; તેથી તે સંબંધે જ્ઞાન તથા અનુભવ આવી સંસ્થાઓ મારફત કારીગર વર્ગમાં ફેલાવવાની જરૂર છે. દરેક ધંધામાં વપરાતી ચીજોનો પૂર્ણ લાભ જો પેટાધંધાની માહિતી હોય તો જ મળે, નહિ તો મુખ્ય ધંધામાં વપરાયા પછી જે તે ચીજોના કૂચા વગેરે નકામા જશે, અને તેમાંથી લઇ શકાતી આવક ન લેવાયાથી ઉત્પાદન-ખર્ચ વધી પડશે.

**ગૃહઉદ્યોગો અને ભણેલાની બેકારી**

૨૮. ભણેલાઓની બેકારી ગૃહઉદ્યોગોના પુનરુજ્જીવનથી જ ટળી શકશે અને ભણેલા બેકારોને ક્રાંતિકારક હિલચાલમાં પડતાં અટકાવાશે એમ બંગાળાના સત્તાવાળાઓ માને છે, અને તેથી તેમણે યુવાન વર્ગને ધંધે લગાડવા ઉપાય લેવા માંડ્યા છે. દેશમાં જો ખેતી, હુન્નરઉદ્યોગ, વેપાર સંબંધે સુસ્થિતિ ન હોય તો બળવાખોર હિલચાલ ફેલાવનારા લોકોને ફાવતું આવે છે એ વાતનું ભાન સરકારને થવા લાગ્યું છે, એ સુચિહ્ન છે. જાપાનના આ યુગના ગૃહઉદ્યોગો પૈકી જે અનુકૂળ હોય તે દાખલ કરવા માટે તજવીજ થાય તો દેશની જનતાને ઘણો લાભ થશે, અને ભણેલાની બેકારીનો પણ કાંઇક ઉકેલ થશે.

**સ્વદેશીની નવી વ્યાખ્યા**

૨૯. મહાત્મા ગાંધીજીએ 'સ્વદેશી'ની નવી વ્યાખ્યા કરતાં ગૃહઉદ્યોગોમાં બનતા માલના વાપર તથા વિકાસ ઉપર ભાર મૂક્યો છે. તેઓ જણાવે છે કે સંઘટિત મોટા પાયા ઉપર ચાલનારાં યાંત્રિક કારખાનાંના ધંધા પોતાનું રક્ષણ સરકારની મદદથી સહેલાઇથી કરી શકશે. પણ તેવું રક્ષણ ગૃહઉદ્યોગોને મળતું નથી; તેથી એ રક્ષણ પ્રજાએ સ્વેચ્છાથી આપી ગૃહઉદ્યોગોની પેદાશો સહેજ મોંઘી પડે તોપણ તેને ઉત્તેજન આપવું જોઈએ.

૩૦. આપણા દેશને મૂડીવાદમાંથી સામ્યવાદ તરફ ઘસડાતો

અટકાવવો હોય તો ગૃહઉદ્યોગોનું પુનર્જીવન કરી, કરોડોને ગામડે ગામડે રોજી આપી રોટલો પહોંચાડવો આવશ્યક છે. ઉત્પાદનની આવકની વહેંચણી વધારે વિસ્તારમાં થતાં કરોડો લોકોને રોટી મળશે અને મધ્યમ વર્ગની સંખ્યામાં મોટો વધારો થતાં સમાજનું રક્ષણ થશે.

**કરોડોને રોટલો**

૩૦. મધ્યમવર્ગ એ કોઈ પણ સમાજમાં ગરીબ તથા તવંગર વચ્ચે ઢાલરૂપ રહે છે, અને તવંગરનું ધન જતાં તે મધ્યમ વર્ગમાં આવે છે, અને ગરીબની સ્થિતિ સુધરતાં તે મધ્યમ વર્ગનો એક અંગભૂત બને છે; અને બન્ને બાજુથી મધ્યમ વર્ગની સંખ્યામાં ભરતી થતાં મધ્યમ વર્ગ વર્ગવિગ્રહની ભાવનાને મોળી પાડે છે અને સમાજમાં ક્રાન્તિ થતી અટકે છે. તેમ થતાં સમાજમાં જરૂરી ફેરફાર ઉત્ક્રાન્તિના ધોરણે થાય છે અને સમયને અનુકૂળ ફેરફાર થવાને લીધે સમાજના સર્વ વર્ગનું કલ્યાણ થાય છે.

**મધ્યમ વર્ગ ઢાલરૂપ છે**

---

# પ્રકરણ ૮ મું

---

## સંઘટિત ઉદ્યોગો

૧. સંઘટિત ઉદ્યોગોમાં સૂતરાઉ, ઊનનું તથા રેશમી કાપડ કાઢનારી મિલો ( કાંતવા તથા વણવાની મિલો ), શણની મિલો, એન્જિનિયરિંગ ઉદ્યોગો–ગોદીઓ, વીજળીક કારખાનાં, રેલ્વે વર્કશોપ, સ્ટીમરો બાંધવી તથા વહાણ બાંધવાં, સામાન્ય એન્જિનિયરિંગ, ખનીજ પદાર્થો તથા ધાતુના ઉદ્યોગો, ફાઉન્ડ્રી ( ધાતુ–બીડનાં કારખાનાં ), લોખંડ તથા પોલાદનાં કારખાનાં, પેટ્રોલિયમને શુદ્ધ કરવાનાં કારખાનાં, લોટ દળવાની યાંત્રિક ઘંટીઓ, ડાંગેર

**સંઘટિત ઉદ્યોગોના પ્રકાર**

ખાંડી ચોખા બનાવવાની મિલો, ખાંડ-સાકરનાં કારખાનાં, ચાનાં કારખાનાં, તમાકુની બીડીઓનાં કારખાનાં, રંગવા ધોવાનાં કારખાનાં, રસાયણી પદાર્થો બનાવવાનાં કારખાનાં, દીવાસળીનાં કારખાનાં, તેલીબિયાં પીલી તેલ કાઢવાનાં કારખાનાં, કાગળ બનાવવાનાં કારખાનાં, કાગળ બનાવવા માટે માવો તૈયાર કરવાનાં કારખાનાં, છાપખાનાં, પુસ્તકો બાંધવાનાં કારખાનાં, સુધરેલી ઢબનાં નળિયાં ઈંટો તથા ટાઇલ્સ બનાવવાનાં કારખાનાં, ઇમારતી લાકડાં વહેરવાનાં કારખાનાં, કાચનાં કારખાનાં, પથ્થર કાઢવાનાં કારખાનાં, લક્કડકામનાં કારખાનાં, ચામડાં પકવવાનાં તથા જોડા બનાવવાનાં કારખાનાં, કપાસ પીલવાનાં તથા રૂની ગાંસડીઓ બાંધવાનાં કારખાનાં, શણના ગટ્ઠા બાંધવાનાં કારખાનાં તથા બીજા પરચૂરણ નાનામોટા ઉદ્યોગોનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગોમાં દેશની વસ્તીના ફક્ત એક ટકાને રોજી મળે છે.

**કારખાનાં તથા મજૂરની સંખ્યા**

૨. ઇન્ડિયન ફૅક્ટરીઝ એક્ટ મુજબ ૧૯૩૬માં બ્રિટિશ હિન્દમાં ૯૩૨૩ કારખાનાં હતાં, તે પૈકી ૧૬૧૧ મુંબઈ ઇલાકામાં, ૧૫૮૪ મદ્રાસ ઇલાકામાં, ૧૬૯૭ બંગાળામાં, ૯૮૫ બ્રહ્મદેશમાં અને બાકીનાં અન્ય પ્રાન્તોમાં હતાં. એ કારખાનાંઓમાં લગભગ પોણા ચૌદ લાખ પુરુષ, સવા બે લાખ ઉપરાંત સ્ત્રીઓ, સાડી-ઓગણત્રીસ હજાર લગભગ પુખ્ત વયના છોકરા છોકરીઓ તથા બાર હજાર બાળકો મળી ફક્ત સાડાસોળ લાખ ઉપરાંત માણસો કામે લાગ્યાં હતાં.

**ખેતી વગેરે ઉપર કેટલા નિર્વાહ કરે છે**

૩. સને ૧૯૩૧ના સેન્સસ પ્રમાણે જમીનનું ગણોત કે ભાગ ઉપર નિર્વાહ કરનારા (જમીનદારો) આશરે ૩૨॥ લાખ, ખેતી કરનારા માલિકો ૨૭૦ લાખ, ખેતી કરનારા ગણોતિયા ૩૪૧ લાખ, ખેતીની મજૂરી કરનારા ૩૧૪ લાખ, તથા બીજાં ૬૫ લાખ સ્ત્રીપુરુષો, ગોપાલન (ઢોર રાખવાં) તથા ખેતીના ધંધામા કામ કરતાં હતાં. માછલાં પકડવાં તથા શિકારના

ધંધામાં ૧૨ લાખ તથા ખાણો, પથ્થરની ખાણો, મીઠું બનાવવું વગેરે ધંધામાં આશરે ૩॥ લાખ સ્ત્રીપુરુષો કામ કરતાં હતાં.

**ઉદ્યોગો ઉપર નિર્વાહ**

૪. ઉદ્યોગોમાં (ગૃહઉદ્યોગો તથા કારખાનાંના ઉદ્યોગોમાં) એકંદર ૧૫૩॥ લાખ કામ કરતા હતા. તે પૈકી કાપડ–ઉદ્યોગોમાં ૪૧ લાખ, તૈયાર કપડાં તથા ટૉઈલેટ (શરીર શણગાર)-ના ઉદ્યોગોમાં ૩૩॥ લાખ, લાકડકામ ૧૬। લાખ, અન્ન બનાવવાના ઉદ્યોગોમાં ૧૪॥ લાખ, માટીકામ (કુંભારકામ) ૧૦। લાખ, બાંધકામના ધંધાઓમાં લગભગ ૬। લાખ, ધાતુ સંબંધે ધંધા (લુહાર, સોની, કંસારા) વગેરેઓમાં ૭ લાખ ઉપરાંત, રસાયણી પદાર્થોની બનાવટમાં ૬ લાખ, કાચાં તથા પાકાં ચામડાં વગેરેના ઉદ્યોગોમાં ૩ લાખ ઉપરાંત, તથા પરચૂરણ ઉદ્યોગોમાં લગભગ ૧૫ લાખ સ્ત્રીપુરુષો રોકાયેલાં હતાં.

**અવરજવરના ધંધા**

૫. રસ્તા, રેલ્વે, જળમાર્ગો, પોસ્ટ, તાર તથા ટેલીફોન–સર્વિસ સાથે અવરજવરના ધંધાઓમાં લગભગ ૨૩॥ લાખ સ્ત્રીપુરુષો રોજી મેળવતાં હતાં.

**વેપાર**

૬. વેપારમાં વીશીઓ, હોટેલો, ચાની દુકાનો તથા અન્નના પદાર્થોના વેપારમાં ૪૩। લાખ, કાપડવેપારમાં ૪॥ લાખ, બેન્કો, એકસ્ચેન્જ તથા વીમાનો ધંધો વગેરેમાં ૩। લાખ, અને બીજા વેપારમાં લગભગ ૨૮ લાખ માણસો હતા.

**લશ્કરી તથા મુલકી નોકરી**

૭. લશ્કર તથા નૌકાસૈન્યમાં ૩૧૮ હજાર, હવાઈ વિમાની લશ્કરમાં લગભગ ૨ હજાર, પોલિસમાં ૫૨૧ હજાર, બ્રિટિશ હિન્દની બીજી કારોબારી સરકારી નોકરીઓમાં ૯૯૫ હજાર, સરકારી નોકરી કરતા હતા.

૮. ધર્મ સંબંધે ધંધાઓમાં ૧૦। લાખ, કેળવણી આપવામાં

**વિદ્યા સંબંધે ધંધા** ૫ લાખ, વૈદ્ય હકીમ દાક્તરો વગેરે વૈદકીય ધંધો કરનારા ૩૧૮ હજાર, કાયદા સંબંધે ધંધા ( વકીલ, બૅરિસ્ટર, સૉલિસિટર, વગેરે ) માં ૧૩૩ હજાર, અને બીજા એવા જ ધંધાઓમાં ૩૨૯ હજાર રોજી મેળવતા હતા.

**ખાનગી નોકરી** ૯. ખાનગી નોકરીમાં ૧૦૮ લાખ સ્ત્રીપુરુષો કામે લાગ્યાં હતાં જ્યારે નિર્વાહના પરચૂરણ બીજા ધંધાઓમાં ૯૬ાા લાખ રોકાયાં હતાં.

**સંઘટિત ઉદ્યોગો ઘણા માણસોને રોજી આપે છે.** ૧૦. સને ૧૯૩૧ ના વસ્તી ગણત્રીના અહેવાલમાંથી લીધેલા આ આંકડાઓ સંઘટિત ધંધામાં કેટલા માણસોને રોજી મળે છે તે સ્પષ્ટ બતાવે છે. ઉદ્યોગોમાં રોજી મેળવનારા ૧૫૩ લાખ પૈકી ફક્ત ૧૪ લાખ ઉપરાંત જ કારખાનાંઓમાં કામ કરીને રોજી મેળવતા હતા. તે ઉપરથી આપણા સંઘટિત ઉદ્યોગોનું માપ કાઢી શકાશે.

## સૂતર-કાપડની મિલો

**સૂતરાઉ કાપડનાં કારખાનાં** ૧૧. સંઘટિત ઉદ્યોગોમાં સૂતર-કાપડનાં કારખાનાંનો ઉદ્યોગ સૌથી મહત્ત્વનો છે. એ ઉદ્યોગ મોટે ભાગે હિન્દી મૂડી તથા હિન્દી વ્યવસ્થાપકોથી ચાલે છે. સને ૧૯૩૭ ના આંકડાઓ પ્રમાણે સૂતરાઉ કાપડની ૩૭૦ મિલો હતી. એ મિલોમાં ૯૭ા લાખ ત્રાક અને ૧૯૮ હજાર શાળો હોઈ ૪૧૭ હજાર મજૂરો તેમાં કામ કરતા હતા. સૂતરાઉ કાપડના ઉદ્યોગમાં ૪૦ કરોડ રૂપિયા ઉપરાંત મૂડી રોકાઈ હતી તે પૈકી ફકત મુંબઈ શહેર તથા એટના ભાગે આશરે ૧૪ કરોડ રૂપિયા આવે. નિષ્ણાતો જણાવે છે કે વધતા ઓછા પ્રમાણમાં ૫ કરોડ રેંટિયા તથા હાથવણાટની

શાળો હિન્દને જોઈતા કાપડ પૈકી ૨૫ ટકા ઉપરાંત કાપડ પૂરું પાડે છે. કાપડની પેદાશના પ્રમાણમાં હાથકંતામણ તથા હાથવણાટના ઉદ્યોગ કારખાનાંઓ કરતાં અનેકગણા કામ કરનારાઓને રોજી આપી શકે છે, તેનો ખ્યાલ આ આંકડાઓ અચ્છી રીતે આપે છે.

૧૨. સૂતરાઉ કાપડની પહેલી મિલ કલકત્તા નજીકની હૂગલી નદી ઉપર સને ૧૮૧૭ માં અંગ્રેજોએ શરૂ કરી. સને ૧૮૫૧ માં અંગ્રેજ વેપારીઓએ બીજી એક મિલ શરૂ કરી. ૧૮૫૪ માં ૨૦ હજાર ત્રાક સાથે એક મિલ મુંબઈમાં નીકળી; પરંતુ પહેલી હિન્દી મિલ તો છેક ૧૮૬૫ માં એક પારસી ગૃહસ્થે શરૂ કરી. ત્યાર પછી આ ઉદ્યોગની પ્રગતિ ઝપાટામાં થવા લાગી, અને

**સૂતરાઉ કાપડમિલ-ઉદ્યોગનો વિકાસ**

૧૮૭૬ માં હિન્દમાં ૨૯ મિલો હતી અને તેમાં દશ લાખ ત્રાક તથા ૯૧૦૦ શાળ હતી; તે વધીને ૧૯૨૬ માં ૩૩૪ મિલો, ૮૭ લાખ ૧૪ હજાર ત્રાક અને ૧૫૯ હજાર શાળ થઈ. ૧૯૨૬ પછી મિલોની સંખ્યામાં નજીવી જ પ્રગતિ થઈ છે; જેમકે ૧૯૨૮ માં ૩૩૫, ૧૯૨૯ માં ૩૪૪ અને ૧૯૩૦ માં ૩૪૮. ત્યારપછી એ ઉદ્યોગની પડતી શરૂ થઈ અને પ્રગતિ થવાને બદલે મિલોની સંખ્યા ૧૯૩૧ માં ઘટીને ૩૨૯ થઇ, ૧૯૩૨ માં એક મિલ વધી અને ૧૯૩૩ માં ફરી એ આંકડો ૩૪૪ સુધી ગયો. ત્યારબાદ સુધારો થઇ ૧૯૩૭માં ૩૭૦ મિલો કામ કરતી માલૂમ પડી હતી. ચાલુ રહેલી મિલોમાં સાંચાકામ વધવાથી ત્રાક તથા શાળની સંખ્યામાં એકંદરે વધારો થયો છે.

૧૩. બ્રિટિશ હિન્દની મિલોમાં ૧૯૩૬–૩૭ માં આશરે ૮૯

**સૂતર**

કરોડ રતલ અને કેટલાંક દેશીરાજ્યો તથા પોંડિચેરીની મિલોમાં ૧૬ કરોડ રતલ સૂતર તૈયાર થયું હતું. બ્રિટિશ હિન્દના સૂતર પૈકી ૫૨ ટકા સૂતર ફક્ત મુંબઈ ઇલાકાની મિલોમાં જ કાઢવામાં આવ્યું

હતું, જ્યારે સંયુક્તપ્રાન્તો તથા મદ્રાસ ઇલાકામાં મળી ૨૧ ટકા, બંગાળા અને મધ્યપ્રાન્તોમાં અનુક્રમે ૪ અને ૪·૩ ટકા સૂતર બન્યું હતું. બાકીના પ્રાન્તોમાં ઘણું ઓછું સૂતર બને છે. એકંદર આખા દેશમાં ૧૦૫ાા કરોડ રતલ સૂતર આપણી મિલોમાં બન્યું હતું. તેમાં ઊંચા કાપડમાં વપરાતું ૪૦ કાઉન્ટ ઉપરાંતનું સૂતર ૬૧૮ લાખ રતલ હતું. આ ઉપરથી આપણી મિલોના સૂતર–ઉદ્યોગનો ખ્યાલ આવશે. પ્રથમ આ સૂતરની મોટા પ્રમાણમાં આયાત ચીન કરતું અને આપણા વણકરો લેતા, પણ પાછળથી જાપાનની હરીફાઇને લીધે એ બજાર લગભગ બંધ થયું છે અને આપણી મિલોમાં કાપડ બનાવવાનો ઉદ્યોગ વિકાસ પામતાં મિલોમાં બનતું સૂતર વધારે પ્રમાણમાં દેશમાં ને દેશમાં જ–મિલોમાં વપરાય છે. સૂતરાઉ કાપડની મિલોમાં ૧૯૩૬–૩૭ની સાલમાં ૭૮ાા કરોડ રતલ કાપડ બન્યું હતું. વારમાં ગણીએ તો લગભગ ૩૭૫ કરોડ વાર કાપડ આપણી મિલોમાં વણાયું હતું.

**કાપડ**

૧૪. શરૂઆતનાં વર્ષોમાં આપણી મિલોમાં થતું કાપડ ૨૪ કાઉન્ટ સુધીના સૂતરમાંથી વણાતું ને તે જાડું અને ખડબચડું આવતું; પણ વીસમા સૈકાની શરૂઆતમાં સૂતરનો ચીન સાથેનો વેપાર તૂટી પડતાં હિન્દમાં ખપાવવા માટે ચઢતા પ્રકારનું કાપડ બનાવવા તરફ વલણ વધ્યું અને આજે લગભગ બધી જ જાતનું મનપસંદ કાપડ મિલોમાં બને છે.

**પ્રતિકૂળ સંજોગોમાં સફળતા**

૧૫. ગ્રેટબ્રિટનની ખુલ્લા વેપારની નીતિનો અમલ હિન્દી સરકાર કરતી હોવાથી આપણા મિલઉદ્યોગને ઘણું ખમવું પડ્યું હતું. અને હિન્દી સાહસિક મિલ–એજન્ટોએ એકલે હાથે આ ઉદ્યોગનો વિકાસ કરવા પ્રયત્ન કરી લૅંકેશાયરની હરીફાઈ સામે સફળતા મેળવી હતી.

**હિન્દી સરકાર ફરજ ન બજાવી શકી**

૧૬. હિન્દી કાપડઉદ્યોગ બાલ્યાવસ્થામાં હોવાથી, તથા એ ઉદ્યોગની ખીલવણી માટે દેશમાં હરેક પ્રકારની અનુકૂળતા હોવાથી પરદેશથી આવતા કાપડ–સૂતર ઉપર આયાતજકાત નાખી એ ઉદ્યોગનું રક્ષણ કરવાની હિન્દી સરકારની ચોખ્ખી ફરજ હતી; પરંતુ હિન્દમાં પોતાનો માલ વધારે પ્રમાણમાં ખપાવવા, હિન્દનું બજાર પોતાને માટે કાયમ રાખવા તથા વિકસાવવા લૅંકેશાયર આતુર હોવાથી છૂટા વેપારની નીતિને લીધે સંરક્ષક જકાત નાખવા હિન્દી સરકારને છૂટ નહતી. હિન્દી સરકાર એ બ્રિટિશ સરકારના તાબાની સરકાર હોવાથી બ્રિટિશ પ્રધાનમંડળના હુકમને તાબે થવું પડતું હતું; પરંતુ ઉત્પન્ન વધારવા માટે ૧૮૯૪ માં હિન્દમાં આયાત થતા સૂતરાઉ કાપડ તથા સૂતર ઉપર ૫ ટકા જકાત હિન્દી સરકારે નાખી અને દેશની અંદર બનતા ૨૦ કાઉન્ટ ઉપરાંતના મિલમાં બનતા સૂતર ઉપર ૫ ટકાની આબકારી જકાત (એક્સાઈઝ) નાખી. પરંતુ લૅંકેશાયરે છૂટા વેપારના તત્ત્વના ભંગને નામે વાંધો લીધો અને ૧૮૯૬ માં સૂતરાઉ કાપડ ઉપરની જકાત ૫ ટકાને બદલે ૩॥ ટકા રાખવાની તથા સૂતર વગર જકાતે દાખલ કરવાની ફરજ પાડી. તે ઉપરાંત હિન્દી મિલોમાં બનતા કાપડ ઉપર અગાઉ બિલકુલ જકાત ન હતી; તેથી દેશી કાપડની હરીફાઈ લૅંકેશાયરની મિલોને ન નડે એટલા સારુ આયાતજકાત જેટલી જ ૩॥ ટકાની આબકારી જકાત હિન્દની મિલોમાં બનતા તમામ સૂતરાઉ કાપડ ઉપર નાખવામાં આવી. આ અન્યાય હિન્દી જનતાને ખૂબ સાલ્યો હતો. ખરેખર હિન્દમાં તે વખતે બનતું કાપડ લૅંકેશાયરના માલ સાથે હરીફાઈ કરી શકે એવી સ્થિતિમાં નહતું, કારણ તે જાડું અને ખડબચડું હતું, જ્યારે લૅંકેશાયરનું કાપડ તેના કરતાં ઊંચા પ્રકારનું હતું; પરંતુ લૅંકેશાયરના દબાણને લીધે બ્રિટિશ પ્રધાનમંડળે હિન્દી સરકાર પાસે આ અન્યાય કરાવ્યો. સને ૧૯૧૬ સુધી આ સ્થિતિ ચાલુ રહી હતી.

૧૭. પરંતુ વિશ્વયુદ્ધ ફાટી નીકળવાને લીધે ખર્ચને પહોંચી વળવા સારુ હિન્દી સરકારને બ્રિટિશ પ્રધાન-

**જકાતનીતિમાં ફેરફાર**

મંડળે કાપડ ઉપરની આયાતજકાત ૩॥ ટકાને બદલે ૭॥ ટકા નાખવા ૧૯૧૭ માં પરવાનગી આપી, જ્યારે આબકારી જકાત ૩॥ ટકા જ રહી અને તેથી હિન્દી મિલઉદ્યોગને અકસ્માત ૪ ટકાનું રક્ષણ મળ્યું. સને ૧૯૨૧ માં હિન્દી બજેટમાં ખોટ આવવાનો પ્રસંગ ઊભો થતાં સૂતરાઉ કાપડ ઉપરની આયાતજકાત ૧૧ ટકા રાખવી પડી. સને ૧૯૨૨ માં ૧૮૯૬ થી વગર જકાતે આયાત થતા સૂતર ઉપર રેવન્યુ (ઉત્પન્ન વધારવા માટે નાખેલી) જકાત ૫ ટકા નાખવામાં આવી. ત્યારપછી હિન્દી સૂતરાઉ કાપડઉદ્યોગમાં મંદી આવતાં મિલોને ઘણું નુકશાન થયું, અને હડતાલો પડી; તેથી આખા દેશની માગણીને માન આપી ૧૯૨૬ માં આપણી મિલોમાં બનતા કાપડ ઉપર ૧૮૯૬ થી પડેલી ૩॥ ટકાની આબકારી જકાત રદ કરવામાં આવી અને ૩૦ વરસ સુધી ચાલુ રહેલો અન્યાય દૂર કરવામાં આવ્યો.

૧૮. સને ૧૯૨૯ માં સૂતરાઉ કાપડની મિલો મુશ્કેલીમાં મુકાઈ અને ખાસ કરીને મુંબઈમાં લાંબી મુદતની મજૂરોની હડતાલો પડતાં ભારે નુકશાન ગયું; તેથી આયાત થતા સૂતરાઉ કાપડ ઉપર ફક્ત ઉત્પન્નની દૃષ્ટિએ અથવા સંરક્ષણ આપવાની દૃષ્ટિએ વધારે જકાત નાખવા મિલમાલિકોએ માગણી કરી. મુંબઈ સરકારે તેમને ટેકો આપ્યો અને હિન્દી સરકારે મી. હાર્ડી પાસે તપાસ કરાવી. તે

**સંરક્ષક જકાતની શરૂઆત**

ઉપરથી જણાયું કે જાપાનની કાતિલ હરીફાઈને લીધે હિન્દી મિલઉદ્યોગ જોખમમાં આવી પડ્યો છે; તેથી ૧૯૩૦ માં સૂતરાઉ કાપડ-ઉદ્યોગ સંરક્ષક કાયદો પસાર કરી ત્રણ વર્ષ માટે વધારાની સંરક્ષક જકાત આયાત કાપડ ઉપર નાખવામાં આવી. તેને લીધે સૂતરાઉ કાપડ ઉપર ૨૦ ટકા જકાત પડી, વગર ધોયેલા

સિવાયના બ્રિટિશ માલ ઉપર ૨૦ ટકાને બદલે ૧૫ ટકા જકાત રાખી ૫ ટકા પસંદગી પહેલી જ વાર આપી પસંદગીની જકાત-નીતિનો સરકારે ચંચુપ્રવેશ કરાવ્યો.

૧૯. સને ૧૯૩૨–૩૩ માં જાપાનથી સોંઘું કાપડ ભારે પ્રમાણમાં આયાત થવાથી આ ઉદ્યોગની સ્થિતિ કટોકટીની થઈ અને 'વિવેકપૂર્વક સંરક્ષણ' આપવાના ધોરણે ભલામણ કરવાનું કામ કરતી જકાતસમિતિ ( ટૅરિફ બોર્ડ ) ને હિન્દી સરકારે મિલઉદ્યોગના પ્રતિનિધિઓની હકીકત નોંધીને ભલામણ કરવાનું કામ સોંપ્યું, તેમાં બ્રિટિશ માલને પસંદગી આપવાના ધોરણનો પણ વિચાર કરવાનું સોંપાયું. આ તપાસ ચાલુ છતાં પરિ-

**જાપાન સામે તાત્કાલિક સંરક્ષણ**

સ્થિતિ બગડતી ગઈ. જાપાનમાં યેનનું ચલણ છે. યેનનો ભાવ ૫૦ ટકા પડી જતાં જાપાનનું કાપડ, સૂતર તથા ગંજીફરાક, મોજાં વગેરે માલ ખૂબ સોંઘાં થયાં, તે સામે ટક્કર ઝીલવા આપણો મિલઉદ્યોગ તદ્દન અસમર્થ હોવાથી તાબડતોબ રક્ષણ આપવા માટે વધારાની જકાત નાખવા હિન્દી સરકારને માગણી થઈ; તેથી ફરી તપાસ થઈ અને બીજી સમિતિની ભલામણો વિચારમાં લઈ હિન્દી સરકારે ૧૯૩૨ ના ઓગસ્ટમાં દર રતલે સવા પાંચ આનાની જકાત નાખી, અને તેનો તરત અમલ કર્યો. આ જકાતનો અમલ ૧૯૩૩ના માર્ચ આખર સુધી રહ્યો.

૨૦. દરમ્યાન ૧૯૩૨ આખરે ટૅરિફ બોર્ડનો રિપોર્ટ હિન્દી સરકારને મળ્યો, તે ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં સરકારે પ્રકટ કર્યો. તેમાં બતાવ્યું હતું કે ૨૫ થી ૪૦ કાઉન્ટના સૂતરમાંથી હિન્દી મિલોએ ૧૯૩૧–૩૨માં ૭૬૫૦ લાખ વાર કાપડ બનાવ્યું હતું અને તે આયાત થયેલા એકંદર કાપડ જેટલું હતું; જ્યારે ૪૦ કાઉન્ટ ઉપરાંતના સૂતરમાંથી ૨૫૬૦ લાખ વાર કાપડ

**ટૅરિફ બોર્ડનો રિપોર્ટ**

બન્યું હતું જે આયાત કરેલા એકંદર કાપડનું એક તૃતીયાંશ થાય. ઊંચા નંબરના સૂતરના કાપડને રક્ષણ આપવા તથા લાંબા તારના રૂમાંથી કાપડ બનાવવાના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે સંરક્ષક જકાતો નાખવાની જરૂર જણાવી અમુક પ્રકારની જકાતો નાખવા ટૅરિફ બોર્ડે ભલામણ કરી હતી. તેમાં ૩૦ થી ૪૦ નંબરના સૂતરનાં બનાવેલાં ગ્રેટબ્રિટનથી આયાત થતાં ધોતિયાં સામે પણ રક્ષણ આપવાની જરૂર દર્શાવી હતી. કીમત ઉપર જકાતને બદલે અમુક મુકરર આયાતસંરક્ષક જકાત દર પાઉંડ નાખી દસ વર્ષ સુધી સંરક્ષણ કરવાની જરૂર પણ જણાવાઈ હતી. તે સાથે હિન્દી વીમા-કંપનીઓ તથા હિન્દી ઉદ્યોગોને ઉત્તેજન આપવા હિન્દી મિલ-માલિકોને ટૅરિફ બોર્ડે ખાસ ભલામણ કરી હતી.

**સરકારની વક્રનીતિ**

૨૧. ટૅરિફ બોર્ડની ભલામણો બ્રિટિશ હિતસંબંધને હાનિકર્તા લાગવાથી સરકારે બોર્ડનો રિપોર્ટ સોળ મહિના સુધી ગુપ્ત રાખ્યો હતો. તે મુદત દરમ્યાન હિન્દ–જાપાન વેપારી કરાર થયા અને મોદી–લીઝ કરાર થયા. એ કરારોથી વિરુદ્ધ ન હોય એવી ભલામણો સ્વીકારી કાપડઉદ્યોગસંરક્ષક કાયદો પસાર કરવામાં આવ્યો છે. તે મુજબ એ કાયદાથી ઠરાવેલા જકાતના દરનો અમલ માર્ચ ૧૯૩૯ સુધી થવાનો હતો. હાલમાં હિન્દ–બ્રિટિશ વેપારી કરારની રૂએ ગ્રેટ બ્રિટનને જકાતના દરમાં વધુ સવલત મળી છે. તેના બદલામાં બ્રિટન હિન્દી રૂ વધુ પ્રમાણમાં ખરીદવાનું છે.

**હિન્દ–જાપાન કરાર**

૨૨. હિન્દ–જાપાન કરારમાં જાપાન અમુક પ્રમાણમાં રૂની ગાંસડીઓ ખરીદે તો જાપાન અમુક કરોડ વાર કાપડ હિન્દ મોકલી શકે એ ધોરણ સ્વીકારાઈ હિન્દી ખેડૂતોનું હિત રક્ષવા પ્રયત્ન થયો છે. તે સાથે ૧૯૩૩ પછી યેનના ભાવ રૂપિયાના પ્રમાણમાં અમુક પ્રમાણ ઉપરાંત તૂટે અથવા રૂપયાની કીમત અમુક

પ્રમાણ ઉપરાંત ઘટે તે વધારાની જકાત નાખવાનો હક્ક હિન્દી સરકારે તથા જાપાનની સરકારે કાયમ રાખ્યો છે. જાપાનને બીજા બિનકરારી દેશોના પ્રમાણમાં વિશેષ સવલતો આપવા તથા હિન્દને તે જ પ્રમાણે વધારે સવલતો આપવા જાપાન તથા હિન્દ એકબીજાને કબૂલત આપે છે. જુદાજુદા કાપડ ઉપર શું જકાત નાખવી તે સંબંધે ચોખવટ કરી સાદા વગર ધોયેલા કાપડની કીમત ઉપર ૫૦ ટકા અથવા દર રતલે સવા પાંચ આના અને બાકીના કાપડ ઉપર કીમતના ૫૦ ટકા જકાત હિન્દી સરકાર લે. બિન–ધોયેલા સાદા કાપડ સિવાયના કાપડ ઉપર દર રતલે સવા પાંચ આનાથી વધારે જકાત હિન્દી સરકાર ન નાખી શકે; માત્ર દરેક દેશ સામા દેશની ગમે તે વસ્તુને સૌથી વધારે પસંદગી પામેલા દેશ તરીકે જે સવલતો અરસપરસ આપી શકે તે કરારને પાત્ર રહીને આ કરારનો અમલ થવાનો છે. દસ લાખ ગાંસડી હિન્દી રૂ લે તો જાપાન ૩૨॥ કરોડ વાર કાપડ એક વરસમાં મોકલી શકે. જો જાપાન દસ લાખ ગાંસડી રૂ ન લઈ શકે ને ઓછું લે તો દર દસ હજાર ઓછી ગાંસડીએ ૨૦ લાખ વાર ઓછું કાપડ જાપાને હિન્દ મોકલવાનું છે, જો કોઈ વર્ષે જાપાન દસ લાખ ગાંસડી ઉપરાંત હિન્દી રૂ લે તો દસ હજાર વધારાની ગાંસડીએ ૧૫ લાખ વાર વધુ કાપડ જાપાન હિન્દમાં આયાત કરી શકે. કોઇ પણ પ્રસંગે જાપાન ૪૦ કરોડ વારથી વધારે કાપડ હિન્દમાં મોકલવાનો હકક ધરાવતું નથી. જે પ્રસંગે વધારાની ગાંસડીઓ તે પછીના વરસમાં જાપાનને મજરે મળે અને તે ગાંસડીઓ હિસાબમાં લઈ વધારે કાપડ જાપાન હિન્દ મોકલી શકે. સુતરાઉ કાપડ તથા હિન્દી રૂને અંગે નિકાસ કરેલો માલ આયાત માલમાંથી બાદ કરવો. દરેક પ્રકારના કાપડ પૈકી અમુક પ્રકારનું કાપડ કેટલા ટકા હિન્દમાં આયાત કરી શકાશે તથા શરૂઆતમાં કરારનો અમલ કેવી રીતે થશે વગેરે સંબંધે પરચૂરણ વિગતો ઠરાવવામાં આવી હતી, અને આ કરાર ૧૯૩૭ના માર્ચ

આખર સુધી બંધનકારક રહેવાનો હતો. હાલમાં જાપાન તથા બ્રિટનનો સંબંધ તંગ થવાથી હિન્દ—જાપાન વેપારી કરારની પુનરાવૃત્તિ જોખમમાં છે.

૨૩ હિન્દી રૂનું મોટું ઘરાક જાપાન હોવાથી તેનો બહિષ્કાર અટકાવી ખેડૂતોને બચાવવા આ કરાર કરવામાં આવ્યા હતા. પરંતુ તે માટે હિન્દે ભારે કીમત આપી હતી. જાપાને

**કરારનો અમલ**

કરારનો અમલ બરોબર કર્યો નથી, દેશી-રાજ્યોનાં બંદરો મારફત વધારે કાપડ આડકતરી રીતે હિન્દમાં ઘુસાડવા પ્રયત્ન કર્યો છે. હિન્દી રૂ હિન્દી વહાણોમાં ન લઇ જતાં જાપાની સ્ટીમરોમાં લઇ જવા તજવીજ થાય છે. હિન્દી રૂ નો વેપાર હિન્દીઓના હાથમાં ન રહેતાં જાપાનીઓના હાથમાં આવે એવી યુક્તિઓ વપરાય છે તથા 'ફેંટ'ના રૂપમાં કાપડ જાપાન દાલવે છે વગેરે તકરારો વેપારી આલમ તરફથી ઊઠી છે અને હિન્દી સરકાર કરારનો અમલ બરોબર થાય તે માટે ઇલાજ લેવા પ્રયત્ન કરે છે.

૨૪. ૧૯૩૩ના સપ્ટેંબરમાં મુંબઈના મિલમાલિકોની મંડળી તથા બ્રિટિશ ટેક્સ્ટાઇલ મિશન વચ્ચે થયેલી મસલતોને પરિણામે 'મોદી—લીઝ' નામથી જાણીતા થયેલા કરાર

**મોદી—લીઝ કરાર થવાનાં કારણો**

કરવામાં આવ્યા હતા. હિન્દનું બજાર ગ્રેટ-બ્રિટને મોટે ભાગે ગુમાવ્યું હતું, તેમાં વધારે હિસ્સો મેળવવા આ મિશન હિન્દ આવ્યું હતું. મુંબઈ મિલમાલિક મંડળના પ્રમુખ તે વખતે મિ. મોદી નામના પારસી ગૃહસ્થ હતા. તેમણે હિન્દી બજારમાં મેન્ચેસ્ટરનું સ્થાન રહેશે એવી હિન્દની શુભેચ્છાની ખાત્રી આપી હિન્દી રાજકીય સુધારા સામે તેનો વિરોધ દૂર કરવા પ્રયત્ન કરી હિન્દુસ્તાન સરકાર તથા હિન્દી વજીરને સહાય કરવા લેંકેશાયરના પ્રતિનિધિઓને હિન્દ બોલાવી મસલત કરી આ કરાર કર્યા હતા. જાપાન સામે લેવાનાં પગલાંમાં મુંબઇના મિલમાલિકો લેંકેશાયરના ઉદ્યોગપતિઓનો ટેકો માગતા હતા, તેથી એ બન્ને વચ્ચે સહકાર સાધવાનો પણ હેતુ રખાયો

હતો અમદાવાદના મિલમાલિકમંડળ તરફથી તથા દેશના બીજા ભાગોમાંથી આ કરારનો સખત વિરોધ થયો હતો. તેમણે આ કરારને મિલઉદ્યોગને વિઘાતક ગણાવ્યા હતા.

૨૫. મોદી–લીઝ કરારો મુજબ ગ્રેટબ્રિટનમાંથી આયાત થતા કાપડ સૂતર સામે હિન્દી કાપડ સૂતરના ઉદ્યોગને વ્યાજબી સંરક્ષણ આપવાની જરૂરિયાત સ્વીકારવામાં આવી છે.

**મોદી–લીઝ કરારની શરતો**

ઓછો ખર્ચ અને હૂંડિયામણના ફેરફાર વગેરે કારણોને લીધે પરદેશોમાં બનતા માલ સામે ગ્રેટબ્રિટન કરતાં વધારે સંરક્ષણ હિન્દી મિલઉદ્યોગને આપવાની જરૂર સ્વીકારાઈ ગ્રેટબ્રિટનને પસંદગીની જકાતનો લાભ આપવાનું ઠર્યું. હિન્દની સરકારી ઉત્પન્ન સંબંધે સ્થિતિ સુધરે અને આયાતમાલ ઉપર ૧૯૩૧ના ઓક્ટોબરથી જકાત ઉપરાંત જે સર્વસામાન્ય વધારો (sur-charge) લેવાતો તે સરકાર રદ કરી શકે એવી સ્થિતિમાં મુકાય તે વખતે હિન્દીઓ તરફથી બ્રિટનથી આવતા કાપડ સૂતર ઉપરનો સરચાર્જ ચાલુ રાખવા સંબંધે દરખાસ્તો લાવવી નહિ. સૂતરની બ્રિટનથી આયાત થાય તો તે ઉપર દર રતલે સવા ચૌદ આના ઓછામાં ઓછી નક્કી કરેલી જકાત સાથે કીમત ઉપર ૫ ટકા જકાત હિન્દ નાખી શકે. બનાવટી રેશમના કાપડ ઉપર કીમતના ૩૦ ટકા અથવા દર ચોરસ વારે ૨॥ આના અને સૂતરાઉ તથા કૃત્રિમ રેશમના મિશ્ર કાપડ ઉપર કીમત ઉપર ૩૦ ટકા અથવા દર ચોરસ વારે બે આના આયાતજકાત રાખવી. સામ્રાજ્યના તથા દરિયા પારનાં બજારોમાં બ્રિટિશ માલ માટે જે લાભ મેળવાય તે લાભ હિન્દથી નિકાસ થઈ એ બજારોમાં હિન્દથી આવતા માલને પણ મળે, અને જે બજારોમાં હિન્દને સ્વતંત્ર હિસ્સો આપવામાં આવ્યો નથી ત્યાં બ્રિટનના હિસ્સામાં હિન્દનો સમાવેશ કરી લાભ આપવો. દરિયા પારનાં જે બજારોમાં હિન્દી મિલોનો સંબંધ સ્થપાયો નથી ત્યાં મૅન્ચેસ્ટર ચેંબર ઑફ કૉમર્સ ત્યાંની બ્રિટિશ

પેઢીઓ તથા હિન્દી કારખાનાંદારો વચ્ચે સંબંધ બાંધી આપવા પોતાની લાગવગનો ઉપયોગ કરવો. મિશને હિન્દી રૂનો વપરાશ બ્રિટનમાં વધારવા માટે પગલાં ભરવા ભલામણ કરવાનું કબૂલ કર્યું અને હિન્દી રૂ ઉગાડનારના હિત માટે સહકારના બીજા ઉપાયો લેવામાં મિશને બનતું કરવાનું સ્વીકાર્યું. આ કરારોનો અમલ ૧૯૩૫ આખર સુધી થવાનો હોવાથી એ કરારનાં પરિણામ તપાસવાનું કામ ટૅરિફ બોર્ડને સોંપાયું હતું. અને મિલમાલિકોને પ્રશ્નાવલિ મોકલાઇ હતી. આ કરારને લીધે ઈંગ્લાંડના સૂતરાઉ કાપડ ઉપરની જકાત ઘટાડી કીમત ઉપર ૨૦ ટકા અથવા વગર ધોયેલા સાદા કાપડ ઉપર દર રતલે ૩॥ આના જકાત લેવાનું ઠર્યું હતું. તેમ જ વળ દીધેલું તથા બીજું બિનબ્રિટિશ ૫૦ નંબર સુધીના સૂતર ઉપર જકાત વધારવામાં આવી હતી.

**કૉટન ટેક્સ્ટાઇલ પ્રોટેકશન ઍમેન્ડમેન્ટ ઍકટ**

૨૬. ઉપરના બન્ને કરારોનો સમાવેશ ૧૯૩૪ ના 'કૉટન ટેક્સ્ટાઇલ (પ્રોટેકશન) ઍમેન્ડમેન્ટ ઍકટ'માં કરવામાં આવ્યો હતો. પસંદગીની જકાતના ધોરણને લીધે બ્રિટનની સ્થિતિ હિન્દના બજારમાં ઘણી સુધરી હતી અને હિંદી મિલઉદ્યોગને તે સામે હરીફાઈ કરવામાં જકાતના ઓછા દરને લીધે પ્રતિકૂળતા ઊભી થઈ હતી. ઇન્ડોબ્રિટિશ કરારનો અમલ થતાં બ્રિટિશ કાપડ પરની જકાત મોદીલીઝ કરાર કરતાં પણ ઘટી છે.

**મિલઉદ્યોગનો ફેલાવો**

૨૭. આ ઉદ્યોગ મુંબઈ, અમદાવાદ, લાહોર, દિલ્હી, વડોદરા, સોલાપુર, ભરૂચ, જલગાંવ, મદ્રાસ, મદુરા, કોઈમ્બતોર, નાગપુર, કાનપુર, કલકત્તા તથા બીજાં નાનાં શહેરો તથા કસ્બાઓમાં ફેલાયો છે. વીસ વર્ષ પહેલાં જેટલું કાપડ વણાતું હતું તે કરતાં આજે બમણું કાપડ આપણી મિલો વણે છે. તેમાં રંગીન કાપડમાં ખાસ વધારો થયો છે.

૨૮. હિન્દી મિલોમાં બનેલા સૂતર તથા કાપડની નિકાસ ઘટતી ગઈ છે, અને દેશનાં બજારોમાં જાપાન તથા ગ્રેટબ્રિટનની હરીફાઈ કાતિલ છે. ૧૯૩૬–૩૭ માં આપણે ૧૮ કરોડ રૂપિયાનું સૂતર તથા કાપડ આયાત કર્યું અને ૩૭૮ લાખનું નિકાસ કર્યું. આયાતવેપારમાં ગ્રેટબ્રિટનનો હિસ્સો ૧૯૧૩–૧૪ માં ૯૭ ટકા હતો તે ૧૯૩૨–૩૩ માં ૪૮॥ થયો, જ્યારે જાપાનનો હિસ્સો બિલકુલ ન હતો તે એ સાલમાં ૪૭ા થયો. ને ત્યારબાદ તો જાપાની કાપડે હિન્દી બજાર એવું ભરી દીધું કે લેંકેશાયર પણ કકળી ઊઠયું, ને જાપાન સાથે કરાર કરી તેની આયાતના ધોધ ઉપર અંકુશ મૂકતાં તેમાં ઘટાડો થયો છે, અને હિન્દી મિલોએ ખોટ પૂરી કરી છે.

**નિકાસ ઘટી છે: દેશમાં કાતિલ હરીફાઈ**

૨૯. હિન્દમાં પેદા થતા કાપડ પૈકી ૩૮ ટકા હાથવણાટનું છે; અને બાકીનું મિલકાપડ છે. તેમાંનો ઘણોખરો ભાગ દેશમાં જ વપરાય છે; અને ખૂટતું કાપડ આયાત થાય છે. લગભગ પાંચમા ભાગની જરૂરિયાત પરદેશી કાપડ પૂરી પાડે છે, જ્યારે બાકીની જરૂરિયાત દેશમાં બનતું હાથવણાટ તથા મિલનું કાપડ પૂરી પાડે છે. એકંદરે ૪૩૦॥ કરોડ વાર કાપડ ૧૯૩૨–૩૩ માં વપરાયેલું તેમાં ૩૧૭ કરોડ વાર હિન્દી મિલોનું તથા ૧૨૨॥ કરોડ પરદેશી કાપડ હતું. આ સિવાય હાથવણાટનું કાપડ લગભગ ૧૪૦ કરોડ તથા હાથકંતામણ તથા હાથવણાટનું એક કરોડ વાર ઉમેરીએ તો ૫૭૧॥ કરોડ વાર કાપડ ૩૫ કરોડની વસ્તીમાં વપરાયું હતું.

**વપરાતા કાપડનું પ્રમાણ**

## શણ ( જ્યૂટ ) ઉદ્યોગ

૩૦. જ્યૂટ–શણના છોડ બંગાળા તથા આસામમાં ઊગતા હતા. આંતરરાષ્ટ્રીય તથા દેશની અંદરના વેપારનો વિકાસ રેલ્વે તથા

**શણ ઉદ્યોગનો વિકાસ**

સ્ટીમરો વગેરેના અભાવે થયેલો નહિ હોવાથી બારદાનના કામમાં આવે એવા કાપડનો વધારે ખપ પડતો નહિ; તેથી શણનો પાક નાના પ્રમાણમાં જ થતો. પરંતુ રુશિયા તથા તુર્કી વચ્ચે જાગેલી લડાઇમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ તુર્કીની કુમકે આવ્યાં અને યુરોપીય રુશિયાના દક્ષિણે આવેલા ક્રિમિયામાં યુદ્ધ ચાલતાં અનાજ ભરીને મોકલવા માટે ગુણો તથા કોથળાની જરૂર પડી. એ જ અરસામાં એટલે સને ૧૮૫૫માં કલકત્તા પાસે રિશ્રામાં શણની પહેલી મિલ એક અંગ્રેજે શરૂ કરી, ને ૧૮૫૯માં વરાળ વગેરે શક્તિથી ચાલતી શાળ દાખલ થઇ, ને ત્યાર પછી શણના કાપડનો મિલઉદ્યોગ ખીલતો ગયો છે. એ ધંધો મુખ્યત્વે સ્કોચ લોકોના હાથમાં છે એટલે ઘણીખરી મૂડી તથા વ્યવસ્થા બ્રિટિશ રહી છે અને થોડી જ મિલો હિન્દી મૂડીથી તથા હિન્દી વ્યવસ્થા નીચે ચાલે છે.

**હાલની સ્થિતિ**

૩૧. એ ઉદ્યોગને અંગે ૧૯૩૪–૩૫ના આંકડા પ્રમાણે ૧૦૦ મિલો ચાલે છે. તેમાં ૮૪ મિલો કલકત્તા તથા તેની આજુબાજુના પ્રદેશમાં આવેલી છે. એ ઉદ્યોગોમાં ૧૮॥ કરોડ રૂપિયા, ૨૫ લાખ પાઉન્ડ તથા ૧૨૦ લાખ (અમેરિકન) ડોલર જેટલી મૂડી રોકાયેલી છે ને તે ઉપરાંત મોટું રિઝર્વફંડ છે. હિન્દી માલેકી તથા વ્યવસ્થા નીચે ચાલતી શણની મિલો જૂજ હોવાથી આ ઉદ્યોગ એકંદરે બ્રિટિશ વેપારી સાહસને આભારી છે એમ કહેવું જોઇએ. સૂતરાઉ કાપડની મિલો કરતાં આ મિલો ઘણી મોટી હોય છે ને તેથી એક શણની મિલમાં કામ કરતાં માણસોની સંખ્યા સૂતરાઉ કાપડની મિલ કરતાં સરેરાશ લગભગ ત્રણ ગણી રહે છે. આ ઉદ્યોગમાં આશરે ૩॥ લાખ માણસ ૧૯૨૮–૨૯માં કામે લાગ્યાં હતાં પણ મંદીના ઝપાટામાં સપડાતાં આજે તેમાં ઘટાડો થઇ લગભગ

પોણા ત્રણ લાખ સ્ત્રીપુરુષોને રોજી મળી શકે છે. ૧૯મા સૈકાને અંતે જેટલી મિલો હતી તેના કરતાં આજે ત્રણ ગણી મિલો થઈ ગઈ છે. જ્યૂટશણનો પાક દુનિયાના બીજા ભાગમાં નહિ પાકતો હોવાથી લાંબા વખત સુધી શણનો ઉદ્યોગ હિન્દના હાથમાં એકહથ્થુ રહ્યો અને તેથી શણના રેશાનો કાચો માલ તેમ જ શણની મિલોમાં બનતો માલ વેચવામાં વેપાર કરનારાને ભારે નફો મળતો. તેજીમંદીના તડકાછાંયડામાંથી આ ઉદ્યોગ પસાર થયો છે તોપણ બ્રિટિશ માલેકોના હાથમાં વેપાર હોવાથી હિન્દી સરકારની સહાનુભૂતિને લીધે એ ઉદ્યોગને લાંબા વખત સુધી સૂતરાઉ કાપડની મિલોના ઉદ્યોગ માફક કટોકટીના સમયમાંથી પસાર થવું પડયું નથી. વળી જ્યારે દુનિયાની માગ કરતાં માલની પેદાશ વધી પડતી ત્યારે તે અટકાવવા શણની મિલોના માલેકો સંગઠન કરી ઓછા કલાક મિલ ચાલુ રાખતા અને કેટલેક પ્રસંગે અઠવાડિયામાં અમુક દિવસ જ મિલ ચલાવતા. સ્કૉચલોકો વેપારી કુનેહ તથા વ્યવસ્થા માટે પ્રખ્યાત છે, એટલે સુંદર વ્યવસ્થાશક્તિ, વેપારી અનુભવ તથા સરકારી દિલસોજીને લીધે એ ઉદ્યોગ ટૂંક વખતની અડચણો વેઠી ફરી પાછો ઉર્જિતાવસ્થામાં આવતો. વિશ્વયુદ્ધ વખતે તંબૂ માટે કાપડ, ગાડાં ઉપર ઢાંકવા માટે ડામર લગાડેલું કેન્વાસ, ખાઈઓ માટે રેતીની ગુણો વગેરેનો ખપ વધવાથી આ ઉદ્યોગનો વિકાસ તથા આબાદી વધારે પ્રમાણમાં થયાં. રુશિયા ઉપર જર્મનીએ હુમલો કરવાથી ત્યાંના શણનો માલ આવતો બંધ થયો હતો. તેથી હિન્દી શણના માલની માગ વધી હતી. આ મિલોમાં લગભગ ૬૨૦૦૦ શાળો તથા ૧૨ા લાખ ત્રાક ચાલે છે.

**શણઉદ્યોગમાં હિન્દનો હિસ્સો**

૩૨. પ્રથમ શણમાંથી સ્કૉટલેન્ડમાં ડંડી એકલું ગુણપાટ, કેન્વાસ વગેરે કાપડ બનાવતું, અને માલ નિકાસ કરી યુરોપને પૂરું પાડતું. એ વેપારમાં હવે કલકત્તાએ મોટો હિસ્સો પડાવ્યો છે. ડંડી કરતાં પાંચ—૭ ગણું શણ હિન્દી શણની મિલોમાં બારદાન વગેરેનું કાપડ વણવામાં વપરાય છે. દુનિયામાં શણની

બનાવટની ચીજો બને છે તેમાં અરધો ફાળો હિન્દનો છે. ખેતી સારી હોય ત્યારે પાક ભરવા માટે જ્યૂટની બનાવટોનાં બારદાનની ખપત દેશમાં વધારે થાય છે, અને જ્યૂટના માલની પરદેશ તરફ નિકાસ ઓછી થાય છે, અને જ્યારે દેશમાં ખેતી નિષ્ફળ નીવડતાં ગુણો તથા કોથળાનો ઓછો ખપ પડે છે, ત્યારે જ્યૂટનો બનેલો માલ પરદેશ વધારે પ્રમાણમાં જાય છે.

૩૩. આ ઉદ્યોગમાં મિલમાલેકોનું સારું સંગઠન છે, અને ઉદ્યોગની સંઘટના સંગીન પાયા ઉપર છે. પણ જ્યૂટશણને બદલે કાગળનાં બારદન, સૂતરાઉ કાપડનાં બારદાન હરી

**ઉદ્યોગની મુશ્કેલીઓ**

ફાઇમાં ઊતર્યાં છે, અને ગુણોમાં ભરીને માલ મોકલવાને બદલે એલીવેટરની મદદથી ઢગલાબંધ માલ લઈ જવાની યાંત્રિક ગોઠવણો અમલમાં આવવાથી જ્યૂટની બનાવટોની માગ ઘટી છે અને જગતની મંદીને લીધે એ ઉદ્યોગ થોડે અંશે જોખમમાં આવી નિકાસનું પ્રમાણ ઘટયું છે તથા ભાવ તૂટી જવાથી નુકશાનમાં આવી પડયો છે. તેની પુનર્ઘટના કરી ફરીથી એ ઉદ્યોગને આબાદ કરવા પગલાં લેવાયાં છે. ૧૯૩૬ માં ૮૭ લાખ ગાંસડી શણ પાકયું હતું. તેમાંથી ૮૨૧ હજાર ટનની નિકાસ થઈ હતી અને પેદાશનો મોટો ભાગ દેશની શણની મિલોમાં વપરાયો હતો.

૩૪. બંગાળાની સરકારે ૧૯૩૩માં આ ઉદ્યોગની તપાસ કરવા કમિટિ નીમી હતી, તેમાં બહુમતીરિપોર્ટ, લઘુમતીરિપોર્ટ તથા ભિન્નમતની નોંધ થઈ એકવાક્યતા નહિ થઈ શકવાથી

**જ્યૂટ–ઉદ્યોગની તપાસ**

સરકારે એ રિપોર્ટ બાજુએ મૂકયો છે, અને આ ઉદ્યોગ સખત મંદીમાં આવી પડયો છે. ગ્રેટબ્રિટને ૧૯૩૩માં યુરોપમાં જ્યૂટના માલની નિકાસ ૩૩ાા ટકા વધારી દીધી; એટલે વધારે ઊંચા પ્રકારની કાર્યક્ષમતાને લીધે માલ પેદા કરવાના ખર્ચમાં ઘટાડો કરીને પોતાનો

માલ નિકાસ કરેલો જણાયો હતો. જાપાનમાં પણ શણના કારખાનાં ઊભાં થયાં, તેથી પૂર્વનાં બજારો જાળવી રાખવાની મુશ્કેલી સામે આ ઉદ્યોગને ટક્કર ઝીલવી પડે છે.

**જ્યૂટની બનાવટો** જ્યૂટની બનાવટોમાં વળ દીધેલું તથા સાદું સૂતર, કેન્વાસ, કોથળા, ગુણો, કંતાન, દોરડાં વગેરે મુખ્ય છે. નિકાસવેપારમાં ચોખ્ખો ઘટાડો થયો છે ને તેથી આ ઉદ્યોગની છેલ્લામાં છેલ્લી ઢબે પુનર્ઘટના કરવાની જરૂર રહે છે.

## કાપડ સંબંધી પરચૂરણ ઉદ્યોગો

**ગરમ કાપડની મિલો** ૩૬. ગરમ કાપડ કાઢનારી ૨૧ મિલો બ્રિટિશ હિન્દમાં હોઈ તેમાંથી ૪ સંયુક્ત પ્રાન્તોમાં છે. એમાં રોકાયેલી મૂડી ૬૬॥ લાખ હોઈ, તેમાં આસરે ૧૩૦૦ શાળ તથા ૫૪ હજાર ત્રાક છે અને આશરે ૭૦૦૦ મજૂરોને રોજી મળે છે. ઘણે ભાગે દેશમાં પાકતું ઊન વપરાય છે, અને જૂજ પ્રમાણમાં મરિનો તથા બીજું ચઢિયાતું ઊન આયાત કરી વાપરવામાં આવે છે. પણ ફ્રાંસ, ઈટાલી, જાપાન તથા ગ્રેટબ્રિટનથી ગરમ કાપડ મોટા પ્રમાણમાં આવતું હોવાથી તેની હરીફાઈમાં આ ઉદ્યોગને ખમવું પડે છે ને સંરક્ષણ માટે માગણી થાય છે; અને કેટલીક જાતો પૂરતું રક્ષણ અપાયું પણ છે. કાનપુરમાં ગરમ કાપડ બનાવવાની બ્રિટિશ વ્યવસ્થા તથા મૂડીથી મોટી મિલો છે. તે સિવાય ત્રણ સરકારી ગરમ કાપડનાં કારખાનાં છે. વળી દેશી રાજ્યોમાં પાંચ ગરમ કાપડની મિલો છે. ઊનના હાથવણાટની કામળીઓ, શાલ, ધાબળા વગેરે ઘણે ઠેકાણે બને છે. મિલના ગરમ કાપડમાં ફ્લેનલ, કોટિંગ, શર્ટિંગ, બનાત, ગંજીફરાક, મોજાં; શાલ, કામળા, રંગ, ધૂંસા, ગલપટ્ટા, મફલર વગેરે મુખ્ય છે.

૩૭. મોજાં, ગંજીફરાક વગેરે બનાવવાનાં ૪૬ કારખાનાં

૧૯૩૨માં હતાં અને ૬ લાખ ડઝન ગંજીફરાક તેમાં બન્યાં હતાં.

**હોઝિયરી** ૧૯૩૨–૩૩માં ૨૦ લાખ રતલ માલ આ કારખાનાંઓમાં તૈયાર થયો હતો. તે સિવાય નાનાંનાનાં કારખાનાં મોજાં વગેરે બનાવતાં હતાં. ૧૯૩૨–૩૩માં ૧૦ લાખ ડઝન મોજાં તથા ૨૫ લાખ ડઝન ગંજીફરાકની આયાત પરદેશથી થઈ હતી. તેમાં જાપાનનો હિસ્સો બીજા દેશો કરતાં દસગણો હતો. તેથી આ ઉદ્યોગે સંરક્ષણ માટે માગણી કરતાં સરકારે ૧૯૩૪–૩૫ના ફિનાન્સ એકટથી દસ ટકા જકાત આયાત થતાં હોઝિયરી ઉપર નાખી રક્ષણ આપ્યું હતું.

૩૮. રેશમી કાપડ બનાવવા માટે બ્રિટિશ હિન્દમાં ૧૭ મિલો છે. હાથવણાટના તરેહતરેહનાં જુદીજુદી ડીઝાઇનનું રેશમી કાપડ વણવાનાં નાનાં કારખાનાં ઘણાં શહેરોમાં ચાલે છે.

**રેશમી કાપડ**

૩૯. ઊન તથા રેશમના હાથવણાટના ધંધા પરદેશથી આવતા માલની હરીફાઈમાં ટકવા મુશ્કેલ છે. પરદેશી સોંઘી શાલ ઘેર ઘેર ઘૂસી ગઈ છે, અને સસ્તું જાપાની રેશમ તથા કૃત્રિમ રેશમનું કાપડ કુદરતી રેશમના હિન્દી કાપડને ધક્કો મારે છે. હિન્દમાં રેશમ ઉછેરવાનો ધંધો પણ નાશ પામતો જાય છે અને પરદેશથી આવતું રેશમ વણાટમાં વાપરવા વણકરો ઉત્સુક રહે છે.

**હાથવણાટના ઊન તથા રેશમના ધંધા**

દેશમાં બનતું રેશમ ગાંઠાગડિયાવાળું હોવાથી પસંદગી પામતું નથી. તેથી આપણા રેશમના ઉદ્યોગના ઉદ્ધાર માટે આસામ, કાશ્મીર, મ્હૈસૂર તથા બંગાળામાં પ્રયત્ન થઇ રહ્યા છે. રેશમી કાપડ બનાવવાના ધંધામાં અસરકારક સંયોજન થાય, પૂરતી મૂડી રોકાય, તથા વણાટમાં છેલ્લામાં છેલ્લી ઢબનાં સુધરેલાં સાધનો વપરાય તો રેશમી કાપડના હાથવણાટનું ભવિષ્ય ઊજળું થાય. ટૅરિફ બોર્ડે કરેલી તપાસને પરિણામે રેશમ તથા રેશમી કાપડના ઉદ્યોગને થોડુંઘણું સંરક્ષણ

પરદેશથી આવતા રેશમ, કૃત્રિમ રેશમ તથા રેશમી તથા કૃત્રિમ રેશમના કાપડ ઉપર અમુક પ્રમાણમાં જકાત નાખવાથી મળ્યું છે. આ ધંધા માટે કુશળતા સંબંધે જ્ઞાન આપવા તજવીજ થાય છે, અને બજારો મેળવવામાં સુધારો કરવા ભલામણ થઇ છે.

## ખાંડનાં કારખાનાં

**ખાંડ–ઉદ્યોગનો ઇતિહાસ**

૪૦. પચાસ વરસ ઉપર આપણા દેશમાં પરદેશથી ખાંડ આવતી નહિ. તે વખતે ગોળનો ઉપયોગ વધારે થતો. જમણવારમાં પણ ગોળને સ્થાન હતું. ત્યાર બાદ ૧૯ મા સૈકાના છેલ્લા દસકામાં ઑસ્ટ્રિયા તરફથી બીટરૂટની બનેલી સોંઘી ખાંડ આવવા માંડી. મોરિસ્યસમાં હિન્દી મજૂરોએ તૈયાર કરેલી ખાંડના ઉદ્યોગને બીટરૂટની ખાંડની આયાતથી ફટકો પડતાં કારખાનાંના ગોરા માલેકોનું હિત સાચવવા લૉર્ડ કર્ઝને બીટરૂટની ખાંડની નિકાસને ઉત્તેજન આપવા જેટલી રકમ બક્ષિસ તરીકે ઑસ્ટ્રિયાના રાજ્ય તરફથી મળતી તેટલી રકમ જેટલી આયાત–જકાત નાખી ગેરવ્યાજબી લાભ લેતા ઑસ્ટ્રિયાની બીટરૂટ ખાંડના કારખાનદારોને અટકાવવા પ્રયત્ન કર્યો; પણ હિન્દમાં ઉત્તમ પ્રકારની શેરડીની જાતો વાવી મોટા માયા ઉપર ખાંડનાં કારખાનાં કાઢવા ઉત્તેજન આપી પરદેશથી થતી ખાંડની આયાત અટકાવવા પ્રયત્ન ન થયો. ત્યાર બાદ ડચ લોકોના સંસ્થાન જાવાબેટમાં ખાંડ સોંઘી તથા વધારે પ્રમાણમાં બનાવવાની અનુકૂળતાને લીધે ખાંડનો ઉદ્યોગ ખીલ્યો અને જાવાની હરીફાઇમાં મોરિસ્યસની ખાંડ પછાત પડી, અને લોકોમાં ખાંડનો શોખ વધતો ગયો.

**વિશ્વયુદ્ધ પછી**

૪૧. વિશ્વયુદ્ધ પછી ઉત્પન્ન વધારવા માટે સરકારને ભારે જકાતો નાખવી પડી અને દેશના ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિનો કાંઇક અંશે સ્વીકાર થયો. હિન્દમાં ખાંડનો ઉદ્યોગ ખીલે તો તેથી

દેશને અને છેવટે સરકારને લાભ છે, અને ડચ લોકોના તાબાના જાવાની હરીફાઈ સામે રક્ષણ આપવાનું હોવાથી કોઈ બ્રિટિશ હિત સંબંધને નુકશાન થાય એમ નહતું, એવા અનુકૂળ સંજોગોને લીધે ખાંડના ઉદ્યોગની પુનઃસ્થાપના તરફ સરકારની અમીદૃષ્ટિ થઈ.

**શેરડીના વાવેતરમાં સુધારો**

૪૨. આ ઉદ્યોગને લીધે શેરડીનું વાવેતર ઘણું વધે એમ હતું. શેરડીની આપણા દેશની જૂની જાતોમાંથી જગતની હરીફાઇમાં ખાંડ બનાવી સોંઘી વેચવી પરવડે એમ નહોતું. શેરડીની જાત સુધારવાની જરૂર હતી, તે માટે અખતરા કરી કોઇમ્તુર ફાર્મમાં મેળવેલી સુધરેલી જાતની શેરડીના પ્રકાર વધારે અનુકૂળ જણાતાં તેનો પ્રચાર થયો. શેરડી વાવવા માટે ગંગાનદીની ઉત્તરનો પ્રદેશ વધારે અનુકૂળ છે. ગુરુદાસપુરથી દરભંગા સુધીનો ફળદ્રુપ પ્રદેશ શેરડીના વાવેતર માટે વધારે લાયક હોવાથી સંયુક્ત પ્રાન્ત તથા બિહારમાં શેરડીની ખેતી મોટા પ્રમાણમાં થાય છે. દક્ષિણમાં અનુકૂળતા ઓછી છે; તેથી ૭૧ ટકા શેરડી સંયુક્ત પ્રાન્ત તથા બિહારમાં પાકે છે. ૧૯૩૬–૩૭ માં શેરડીના પાક નીચે ૪૨ લાખ ઉપરાંત એકરમાં શેરડીનું વાવેતર થયું હતું.

**ગોળમાં વધારો**

૪૩. સને ૧૯૩૨–૩૩ પહેલાંનાં પાંચ વર્ષની સરાસરી જોતાં ૩૧ લાખ ટન ગોળ બનતો, તેને બદલે ૧૯૩૬–૩૭ માં ૭૧ લાખ ટન ગોળ બન્યો હતો; એટલે ગોળની પેદાશમાં સારો વધારો થયો છે એમ કહી શકાય.

**ખાંડનાં કારખાનાં**

૪૪. ૧૯૩૬–૩૭ માં શેરડીમાંથી ખાંડ બનાવવાનાં ૧૪૦ કારખાનાં હતાં. એ કારખાનાંઓમાં ૧૯૩૬–૩૭ માં આશરે ૧૨ લાખ ટન ખાંડ બનાવવામાં આવી હતી.

૪૫. આ ઉદ્યોગને સંરક્ષણ આપવા માટે ટેરિફ બોર્ડે કરેલી ભલામણ પ્રમાણે ૧૯૩૩ના એપ્રલમાં 'હિન્દી ખાંડના ઉદ્યોગના

**ખાંડઉદ્યોગને રક્ષણ**

સંરક્ષણ'નો કાયદો પસાર કરી ૧૯૩૮ ના માર્ચ આખર સુધી સંરક્ષણ આપવાનું અને તે પછી સંરક્ષણની જરૂર હશે તો મુદત પહેલાં તપાસ કરી બીજાં આઠ વર્ષ સંરક્ષણ ચાલુ રાખવાનું ઠર્યું હતું. આ કાયદા પ્રમાણે આયાત થતી ખાંડ ઉપર દર હંડરવેટે રૂા. ૭ાા જકાત તથા જકાતના ૨૫ ટકા સરચાર્જ (વધારાની જકાત) લેવાય છે. શેરડીના પાક માટે હિન્દનો જણાવેલો પ્રદેશ ખાસ અનુકૂળ હોવાથી શેરડીનું વાવેતર વધતું જાય છે તથા દેશની માગ પૂરી પડે એટલી ખાંડ બનાવી શકાય છે તથા ભવિષ્યમાં ખાંડ પરદેશ ચઢાવી શકાશે. પરદેશથી લગભગ દસ લાખ ટન ખાંડ આવતી હતી તેની આયાતમાં એકંદર રીતે ભારે ઘટાડો થયો છે. હિન્દની લગભગ બધી માગ દેશમાં પાકતી ખાંડ પૂરી કરે છે, અને વધારાની ખાંડ પરદેશ ચઢાવવા જેવી સ્થિતિ છે, પરંતુ વિશ્વમાં ખાંડની પેદાશ વધી પડવાથી બ્રહ્મદેશ સિવાય દરિયા માર્ગે હિન્દી ખાંડ નિકાસ કરવાની પાંચ વર્ષ માટે મનાઈ ૧૯૩૭–૩૮ માં સરકારે કરી છે.

૪૬. આ ઉદ્યોગના વિકાસમાં બિહારના ધરતીકંપને લીધે વિક્ષેપ પડવાથી કેટલાંક ખાંડનાં કારખાનાંને નુકશાન જતાં બંધ થઇ જતાં

**બિહારના ધરતીકંપથી પ્રગતિમાં વિક્ષેપ**

શેરડીનો પાક કરનારા ખેડૂતોને રાહત આપવાની જરૂર પડી હતી. તેમ છતાં હિન્દી સરકારે હિન્દમાં બનતી ખાંડ ઉપર દર હંડરવેટે રૂ. ૧–૫–૦ ની આબકારી જકાત નાખી એ ઉદ્યોગની ખીલવણીમાં વધુ અડચણ નાખી હતી. હાલમાં 'ખાંડ સારી' ખાંડની પેદાશ પર દર હંડ્રવેટે રૂ. ૧–૫–૦ ને બદલે ૦–૮–૦ આબકારી જકાત લેવાય છે.

૪૭. આ ઉદ્યોગ સંબંધે ગાંધીજીનું કહેલું ધ્યાનમાં લેવા જેવું છે. તેઓ કહે છે કે ખાંડનાં કારખાનાં ભલે ખીલે, પણ ગોળ તથા ખાંડ

**ખાંડના ગૃહઉદ્યોગની જરૂર**

બનાવવાના ખેડૂતોના ગૃહઉદ્યોગને ઉત્તેજન આપવાનો ધર્મ પ્રજા ન ચૂકે. મોટા પાયા ઉપર ચાલનારા ઉદ્યોગોથી થોડા લોકોનું ભલું થાય છે તથા કેટલાક ધનાઢ્ય થાય છે, પણ ગૃહઉદ્યોગોને લીધે દેશનું ઉત્પન્ન વિશાળ પ્રમાણમાં કરોડો લોકોમાં વહેંચાય છે અને જનસમૂહની ખરીદશક્તિ વધે છે. માટે ગૃહઉદ્યોગ તરીકે ગોળ તથા ખાંડ બનાવવાનો ધંધો ખીલે અને ખેડુતોને સહાયકારક ધંધો મળે તે માટે જે તે પ્રાંતિક સરકારે તથા હિન્દી સરકારે પ્રબંધ કરવો જોઇએ.

**ખેડૂતોને યોગ્ય ભાવ મળવા જોઇએ**

૪૮. શેરડીના વ્યાજબી ભાવ ખેડૂતોને કારખાનદારો આપે તે માટે સરકારે ખાસ કાળજી લેવી જોઈએ. ખેડૂતોના ભોગે કારખાનદારો સ્વાર્થ સાધતા હોય તો કારખાનાંના ખાંડના ઉદ્યોગને આપેલું સંરક્ષણ લોકોપકારક નથી. પણ થોડી વ્યક્તિઓનો સ્વાર્થ સાધવા માટે છે એમ કહેવા વખત આવે. ખાંડના ઉદ્યોગને અપાયકારક આબકારી જકાત રદ કરવી જોઇએ તથા ઉત્તર હિન્દુસ્તાનની ખાંડ મુંબઈ મદ્રાસના બારામાં ઊતરતી જાવાની ખાંડ સાથે હરીફાઈ કરી શકે એટલા માટે રેલ્વેનૂરમાં ઘટાડો થવો જોઇએ.

## લોખંડ તથા પોલાદનો ઉદ્યોગ

**બ્રિટિશ ઉદ્યોગોનો સંગીન પાયો**

૪૯. ગ્રેટબ્રિટનનો યાંત્રિક કારખાનાંથી મોટા પાયા ઉપર ચાલતો ઉદ્યોગ સદ્ધર પાયા ઉપર રચાયો છે. ગ્રેટબ્રિટનમાં કોલસાની ખાણો તથા લોખંડ તથા પોલાદના ઉદ્યોગો પગભર થઈ વિકાસ પામતા હતા તે વખતે યંત્રયુગની શરૂઆત થઈ કારખાનાંના ઉદ્યોગો ફાલ્યાફૂલ્યા છે. કારખાનાંના ઉદ્યોગો માટે યંત્રોની જરૂર પડે છે અને યંત્રો લોખંડ તથા પોલાદનો ઉદ્યોગ ખીલ્યા સિવાય બનાવી શકાય નહિ. બ્રિટન શરૂઆતથી યંત્રો

બનાવવાની બાબતમાં સ્વાશ્રયી હતું, ને તેથી તેના ઉદ્યોગો મજબૂત પાયા ઉપર વિકાસ પામ્યા. યાંત્રિક કારખાનાં તે વખતે વરાળથી ચલાવવામાં આવતાં અને બોઈલરમાં સારા કોલસાની જરૂર પડતી. બ્રિટનમાં કોલસાની ખાણોનો ધંધો વિકાસ પામવાથી કોલસાની જરૂરિયાત દેશમાંથીજ પૂરી પડી. લોખંડ તથા પોલાદનાં કારખાનાંઓ માટે કોલસાની ખાસ જરૂર રહે છે. તે કોલસા નજીકમાં હોવાથી લોખંડ તથા પોલાદનાં કારખાનાં વિકાસ પામ્યાં અને યંત્રો બનાવવામાં બ્રિટન સ્વાશ્રયી થઈ શક્યું.

૫૦. હિન્દમાં પાશ્ચાત્ય પદ્ધતનાં કારખાનાંના ઉદ્યોગો શરૂ થયા તથા યંત્રો પરદેશથી આયાત કરવાં પડયાં. નવી પદ્ધતનાં લોખંડ

**હિન્દમાં ભિન્ન પરિસ્થિતિ**

તથા પોલાદ બનાવવાનાં કારખાનાંના અભાવે યંત્રો આપણા દેશમાં બની શકે એમ નહતું, તેમ જ લોખંડ તથા પોલાદના ધંધા માટે કયાં ક્ષેત્ર અનુકૂળ છે, તેની બરોબર માહિતી પણ ન હતી. કોલસાની ખાણો પાછળથી નીકળી અને હિન્દી કોલસાની ખાણોનો વિકાસ થતાં લોખંડ તથા પોલાદનાં કારખાનાંનો ધંધો શક્ય થયો.

૫૧. જૂની પદ્ધતે લોખંડ તથા પોલાદ બનાવવાનો ધંધો પ્રથમ

**જૂનો ધંધો પડી ભાંગ્યો**

ચાલતો હતો, પરંતુ યુરોપમાં નવી પદ્ધતનો વિકાસ થતાં સોંઘું લોઢું તથા પોલાદ હિન્દ આવવા લાગ્યું, ને જૂનો ધંધો પડી ભાંગ્યો.

૫૨. નવી પદ્ધતે લોખંડનો ધંધો ચલાવવા માટે ૧૮૩૦ માં પ્રયત્ન થયો હતો. પણ તે નિષ્ફળ નીવડયો. ૧૮૭૪માં ઝેરિયા કોલ-

**નવી પદ્ધતે લોખંડના ધંધાની સ્થાપના**

સાની ભૂમિ પાસે 'બારાકર આયર્ન વર્ક્સ' શરૂ થયાં. તે 'બંગાળ સ્ટીલ એન્ડ આયર્ન કંપની' એ ૧૮૮૯માં ખરીદી લીધાં. ૧૮૮૯ સુધી નફો ન મળી શકયો અને પોલાદ બનાવવા જતાં તે પરદેશથી આવતા સોંઘા પોલાદની

હરીફાઇમાં ન ટકી શકતાં કંપનીને ભારે નુકશાનમાં ઊતરવું પડ્યું. વળી પોલાદ બનાવવા માટે જે સાધનો જોઈએ તે આયાત કરવાં પડતાં હોવાથી પોલાદ બનાવવાની પડતર કીમત વધી ગઈ. ૧૯૧૦ માં સિંહભૂમ તથા માનભૂમ જિલ્લામાં લોખંડની કાચી ધાતુ મળી આવતાં એ કંપની આબાદીને રસ્તે ચઢી.

**જમશેદજી તાતાએ કરાવેલી શોધખોળ**

૫૩. આ ધંધા સંબંધે મરહુમ જમશેદજી તાતાએ રસ લઈ લોખંડની કાચી ધાતુ ક્યાં મળી શકે એમ છે, નજીકમાં કોલસાની ખાણો પાસે છે કે કેમ, લોઢું શુદ્ધ કરવા માટે જે ચીજોની જરૂર છે તે ચીજો નજીકમાં મળી શકે એમ છે કે કેમ, તથા લોખંડ તથા પોલાદ માટે નજીકમાં બજાર મળે એમ છે કે કેમ વગેરે બાબત વર્ષો સુધી નિષ્ણાતોની મદદથી તપાસ કરી અને સિંહભૂમ જિલ્લામાં સાકચી ( હાલના જમશેદપુર ) માં સ્ટીલ તથા આયર્ન વર્ક્સ કાઢવાનું નક્કી કરી કંપની કાઢવાનું યોજ્યું.

**ટાટા આયર્ન વર્ક્સ**

૫૪. એ યોજના એમને હાથે અમલમાં મૂકી શકાઈ નહિ. પણ તેઓ ગુજર્યા પછી ૧૯૦૭ માં તેમના પુત્રોએ ‘ ટાટા સન્સ લિમિટેડ’ની એજન્સીથી કંપની કાઢીને યોજના અમલમાં મૂકી. ૧૯૦૮માં વર્ક્સ બંધાવવા લાગ્યાં અને ૧૯૧૧ આખરે ‘ પિગ આયર્ન ’ ( લોખંડનાં ઢાળકાં ) અને ૧૯૧૩ માં પોલાદના ગઠ્ઠા એ કારખાનામાં બનાવવામાં આવ્યાં. આ સાહસ ખેડવામાં ટાટાઓને હિન્દી સરકારની સક્રિય મદદ હતી, અને વિશ્વયુદ્ધ દરમ્યાન રેલના પાટા સોંઘા ભાવે પૂરા પાડી સેલોનિકા, મેસોપોટેમિયા, પેલેસ્ટાઇન વગેરે ક્ષેત્રોમાં વિજય મેળવવામાં કીમતી ફાળો આપ્યો. લડાઈના વખતમાં લોખંડ તથા પોલાદની બાબતમાં દેશ સ્વાશ્રયી હોય તો લડાઈ જીતવામા કેવો સુંદર ફાળો આપી શકે છે તેનો અનુભવ સરકારને આ વખતે થયો. હથિયાર તથા દારૂગોળો બનાવવાનાં કારખાનાં તથા

લશ્કરી સામાન તૈયાર કરી પૂરો પાડવાનાં કારખાનાંઓમાં લોખંડ તથા પોલાદ મુખ્ય ભાગ ભજવે છે. તેથી લોખંડ તથા પોલાદનો ધંધો ઉદ્યોગોના પાયારૂપ કેન્દ્રધંધો ગણાય છે. દેશના રક્ષણમાં આ ધંધો સારો ફાળો આપી શકે છે, તેમ જ મોટા પાયા ઉપર ચાલનારાં કારખાનાંના ઉદ્યોગોને સ્વાશ્રયી બનાવવા માટે આવશ્યક છે.

**ટાટા આયર્ન વર્ક્સ-નો વિકાસ**

૫૫. લડાઈ દરમ્યાન લોખંડ તથા પોલાદનો ઉદ્યોગ સારી રીતે ચાલ્યો, અને ૧૯૧૭માં કારખાનાનો વિસ્તાર કરવાની યોજના અમલમાં મૂકી તે ૧૯૨૪ માં સંપૂર્ણ કરવામાં આવી. જૂના યંત્રો, પોલાદના રેલના પાટા, બાંધકામમાં વપરાતાં બીમ, એન્ગલ, ચેનલ બાર (પોલાદના લાંબા કકડા), બાંધકામનો ઓછા વજનનો સામાન, હલકા વજનના રેલના પાટા, ફિશપ્લેટ બનાવાતાં નવાં યંત્રો તથા સાધનોથી પોલાદનાં પતરાં (પ્લેટ), કાળાં તથા ગેલ્વેનાઈઝ્ડ પતરાં, પતરાં (શીટ)ના બાર તથા પતરાં (શીટ)ના સ્લીપરો બનાવી શકાય છે.

**બીજાં લોખંડનાં કારખાનાં**

૫૬. ટાટા કંપનીએ માલ બનાવવામાં મેળવેલી ફત્તેહને લીધે મ્હૈસૂર સરકારે ભદ્રાવતી આયર્ન વર્ક્સ કાઢયાં છે, પણ તે ખોટમાં ચાલે છે. મેસર્સ બર્ન એન્ડ કું. એ ૧૯૦૮ માં ઇંડિયન આયર્ન એન્ડ સ્ટીલ કું. એસેનસોલ પાસે હીરાપુરમાં કાઢી છે અને મેસર્સ બર્ડ એન્ડ કું.એ મનોહરપુરમાં યુનાઇટેડ સ્ટીલ કોર્પોરેશન ઓફ એશિયા ૧૯૨૧ માં શરૂ કરી છે. તે સિવાય ઇસ્ટર્ન આયર્ન કું. પણ આ ધંધામાં પડી છે. ભદ્રાવતી વર્ક્સ તથા ઇસ્ટર્ન આયર્ન કું. ની ભઠ્ઠીઓ લાકડાના કોલસાથી ચલાવવામાં આવે છે.

૫૭. તારની ચૂંકો તથા ખીલા, ખેતીનાં ઓજારો પણ ટાટા વર્ક્સમાં બને છે. બંગાળ આયર્ન કુ. સ્ટીલના સ્લીપર સિવાય સ્ટીલ-

**આયર્ન વર્ક્સમાં બનતો માલ**

ની ખુરસીઓ, પાઇપ (નળ) તથા બીજી રસ ઢાળીને બનાવેલી વસ્તુઓ બનાવે છે. બ્રિટિશ સામ્રાજ્યમાં આ ધંધામાં હિન્દ હવે બ્રિટનથી બીજે નંબરે આવે છે અને ટાટાનું કારખાનું દુનિયાનાં મોટામાં મોટાં પોલાદનાં કારખાનાં પૈકીનું એક છે. આ સિવાય મધ્યપ્રાંતોમાં લોખંડ બનાવનાર સો ભઠ્ઠીઓ જૂની પદ્ધતે ચાલે છે.

**ઉદ્યોગની પ્રગતિ**

૫૮. ૧૯૩૨ માં હિન્દમાં લોઢાની કાચી ધાતુ આશરે ૧૮ લાખ ટન નીકળી હતી; તેમાંથી નવ લાખ ટન પિગ આયર્ન (લોઢાનાં ઢાળકાં) તથા પિગસ્ટીલ (ટાટાનું પોલાદ) સવા ચાર લાખ ટન ઉપરાંત બનાવવામાં આવ્યાં હતાં. ૧૯૨૭–૨૮માં ૧૧ાા લાખ ઉપ-રાંત ટન પિગ આયર્નની પેદાશ દેશમાં થઈ હતી. એ લોઢું યુરોપથી આવતા લોઢાની બરોબરી કરી શકે છે. ટાટા વર્ક્સમાં ૧૦ાા કરોડ રૂપિયાની થાપણ રોકાઇ છે, અને ૩૦ થી ૩૫ હજાર માણસો રોજી મેળવે છે. એમ મનાય છે કે આ બધી કંપનીઓ પોતાનાં કારખાનાં-ઓ પૂરેપૂરાં ચલાવી શકે તો ૧૫ લાખ ટન પિગ આયર્ન તથા ૧૦ લાખ ટન પોલાદ બનાવી શકાશે અને દેશની લોખંડ તથા પોલાદ સંબંધે જરૂરિયાત મોટે ભાગે પૂરી પડાશે. ટાટા વર્ક્સની વિસ્તારેલી યોજના પ્રમાણે સ્ટીલટ્યૂબ, ટિનપ્લેટ, એનેમલ સામાન, તાર, ખીલા, રેલ્વેના ડબા, ચા અને શણનાં કારખાનાંનું સાંચાકામ, ખેતીનાં ઓજારો, ગેલ્વેનાઈઝ્ડ વસ્તુઓ, લોખંડ તથા પોલાદની ઢાળેલી વસ્તુઓ, Heavy Chemicals (ભારે રસાયનો), સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકનો તેજાબ), નાઇટ્રિક ઍસિડ (સુરાખારનો તેજાબ), ખાતરો, ચૂનો, એમોનિયમ સલ્ફેટ વગેરે પેટાપદાર્થોના ઉદ્યોગ નજીકમાં વિકાસ પામી શકશે, અને આ પેટાધંધાઓ માટે કેટલીક કંપનીઓ પણ નીકળી છે.

**લોખંડ તથા પોલાદના ધંધાને સંરક્ષણ**

૫૯. ૧૯૨૪માં ટાટાનું કારખાનું બાલ્યાવસ્થામાં હોવાથી સંરક્ષક જકાતની માગણી થઇ. ટેરિફ બોર્ડે તપાસ કરીને જણાવ્યું કે નવા વિસ્તારેલા કામને લીધે તથા પરદેશી હરીફાઇ-ને લીધે ટાટાના લોખંડ તથા પોલાદના ધંધાનો વિકાસ થતો નથી. આર્થિક ઉન્નતિ માટે ઉપાયો યોજવા નીમાયેલા ફિસ્કલ કમિશને 'વિવેકપૂર્વક સંરક્ષણ' ની નીતિની ભલામણ કરી હતી. તે પ્રમાણે દેશમાં ચાલતા અથવા શરૂ થતા દરેક ઉદ્યોગને સંરક્ષણ અપાય નહિ, પણ જે ધંધો બાલ્યાવસ્થામાં સંરક્ષણ મેળવી પાછળથી પોતાના પગ ઉપર ઊભો રહી શકે એવો હોય તેને સંરક્ષણ આપવાનું છે. સંરક્ષણને પાત્ર અમુક ધંધો છે કે નહિ તેનાં ધોરણો કમિશને નક્કી કર્યાં હતાં. હિન્દમાં પોલાદ બનાવવા માટે લોઢાની કાચી ધાતુ હિન્દમાં છે અને સિંહભૂમ તથા ઓરિસ્સાના લોખંડના પટ્ટા પાસે કોલસાની ખાણો પણ નજીક જ છે; ખાણના કોલસાને બાળી તેમાંથી ઊડી જતું દ્રવ્ય કાઢી નાખી કોયલા બનાવવાનું સાધન પૂરતું છે. ચૂનાપથ્થર ( લાઇમ–સ્ટોન ) તથા ડોલોમાઇટનો જથ્થો ઘણો છે. મેંગેનીઝ તથા બીજી જરૂરી વસ્તુઓ ભઠ્ઠીઓના કામમાં આવતી ઇંટો બનાવવા માટે પૂરતા પ્રમાણમાં છે. વળી પોલાદ તથા લોખંડ-ની બનાવટો માટે હિન્દમાં જ વિકસતી મોટી માગણી હોવાથી દેશનું બજાર મળે એમ છે. ફક્ત મજૂરોને કેળવવા માટે યુરોપ અમેરિકાના કુશળ દેખરેખ રાખનારા લાવવા પડે. શરૂઆતમાં એવા માણસો વધારે રાખવા પડે, પણ શિક્ષિત હિન્દી યુવાનો કારખાનાંની ટેક્નિકલ સ્કૂલમાં તૈયાર થતાં પરદેશીઓની સંખ્યા ઘણી ઘટી જાય એવી પરિસ્થિતિ હોવાથી ટેરિફ બોર્ડે આ ઉદ્યોગને સંરક્ષણ આપવા ભલામણ કરી.

૬૦. ટેરિફ બોર્ડની ભલામણ મુજબ લોખંડ તથા પોલાદના ઉદ્યોગને સંરક્ષણ આપવામાં આવ્યું, તથા કેટલીક વસ્તુઓ સંબંધે

**સંરક્ષણની મુદત વધતી ગઈ**

બાઉન્ટી આપવામાં આવી. આ રક્ષણ ત્રણ વર્ષ માટે મળ્યું હતું; પરંતુ યુરોપથી આયાત થતા પોલાદના ભાવ તૂટવાથી તથા ૧૮ પેનીનો રૂપિયો ઠરવાથી વધારે સંરક્ષણની જરૂર પડી અને ૧૯૨૫માં બાઉન્ટી આપવામાં આવી. ૧૯૨૬માં ફરી તપાસ કરી સાત વરસ માટે પરદેશી લોઢા તથા પોલાદ ઉપર સંરક્ષક જકાત નાખી ઉદ્યોગને સંરક્ષણ આપવા ટેરિફ બોર્ડે ભલામણ કરતાં જકાત વધારી રક્ષણ આપવામાં આવ્યું. પરંતુ થોડા જ વખતમાં જગદ્મંદી વ્યાપતાં જગતનાં ચલણો ટકી ન શકયાં, ભાવ તૂટયા, સરકારની નાણાં સંબંધી સ્થિતિ બગડતાં કાપકૂપ તથા કરકસરની નીતિ અખત્યાર કરવી પડી અને માલની ખપત માટેનું ક્ષેત્ર સંકુચિત થયું. તેને લીધે આ ઉદ્યોગે ફરીથી મુદત પૂરી થવા આવતાં સંરક્ષણ ચાલુ રાખવા માગણી કરી. આ વખતે ઓટાવા કરારના ધોરણે ગ્રેટબ્રિટનને પસંદગી આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો; તેથી ૧૯૩૪માં પોલાદના ધંધાનો ૧૯૪૧ સુધી રક્ષણ આપવાનો જે કાયદો પસાર થયો તેમાં પોલાદની ખપત વધારવા માટે ખરીદનારના રક્ષણને નામે કેટલીક વસ્તુઓ ઉપરની આયાતજકાત ઘટાડી તથા બીજી વસ્તુઓ સંબંધે કાયમ રાખી સંરક્ષણનું ધોરણ લંબાવાયું છે. આમાં ખાસ કરીને બ્રિટનના માલને પસંદગી મળે એટલા સારુ યુરોપના બીજા દેશોમાંથી આયાત થતા પોલાદ કરતાં બ્રિટિશ પોલાદ ઉપર જકાત ઓછી રાખવામાં આવી અને બ્રિટિશ પોલાદને વધારે સગવડ આપવા દેશમાં બનતા પોલાદ ઉપર આબકારી જકાત નાખી. ખરેખર જે ઉદ્યોગને રક્ષણ આપવામાં આવે તે ઉદ્યોગની બનાવટ ઉપર આંતરિક જકાત ન જ હોઈ શકે. પરંતુ જેમ લેંકેશાયરને જવાનું કાપડબજાર મેળવી આપવા માટે હિન્દી ખાંડઉદ્યોગ ઉપર આબકારી જકાત નાખી જવાને ખુશ રાખવામાં આવ્યાનું કહેવાય છે તેમ પોલાદના ઉદ્યોગને સંરક્ષણ આપવાના પ્રસંગનો લાભ લઈ બ્રિટિશ પોલાદના ઉદ્યોગપતિઓનું

હિત જાળવવા પસંદગીની જકાતનું ધોરણ પાછલે બારણે ઘુસાડવામાં આવ્યાનું જણાય છે. તેના પરિણામે બેલ્જિયમે હિન્દમાંથી આવતી કાચી પેદાશની આયાત ઉપર અંકુશ મૂક્યા છે, અને હિન્દના નિકાસ-વેપારને ફટકો લગાવ્યો છે. બ્રિટિશ ઉદ્યોગપતિઓ તથા વેપારીઓનું હિત સર્વોપરિ ગણાતું હોવાથી હિન્દી સરકારને વ્હાઈટહોલને માથું નમાવવું પડે છે અને હિન્દના હિતનો ભોગ આપવો પડે છે, તેના દાખલા ખાંડ–ઉદ્યોગ તથા પોલાદના ઉદ્યોગ રક્ષિત છતાં નાખવામાં આવેલી આબકારી જકાતો પૂરા પાડે છે.

---

# પ્રકરણ ૯ મું

## સંઘટિત ઉદ્યોગો (ચાલુ)

### ખનિજ ઉદ્યોગો

**ખનિજ પદાર્થો**

૧. આપણા દેશમાં ખનિજ પદાર્થો મોટા પ્રમાણમાં દેશના જુદા જુદા ભાગમાં મળી આવે છે. તેમાં ખનિજ કોલસા, પેટ્રોલિયમ, સોનું, લોઢું, સીસું, મેંગેનીઝ, મીઠું, ચાંદી, અબરખ, તાંબુ, મેંગ્નેસાઈટ, કલાઈ (ટિન) તથા ટુંગ્સ્ટન, તથા જસત મુખ્ય છે.

**ખનિજ માટે માગણી વધશે**

૨. દવાઓ તથા રસાયણી દ્રવ્યો, કાગળ, દીવાસળી, લોખંડ અને પોલાદના તથા કાપડ વગેરેના ઉદ્યોગોનો વિકાસ વધતાં રસાયણ પદાર્થો તથા ખનિજ દ્રવ્યો માટે માગણી વધતી જશે.

૩. પરંતુ ૧૯૨૭ સાથે સરખાવતાં ૧૯૩૬ માં આપણી ખનિજ પેદાશની કીમત ઓછી જણાય છે. ૧૯૨૭ માં આપણે આશરે

**ખનિજ પેદાશમાં ઘટાડો**

૨૩૦ લાખ પાઉન્ડના ખનિજ પદાર્થો શુદ્ધ કરીને મેળવ્યા હતા, જ્યારે ૧૯૩૬ માં ખનિજ પેદાશની કીમત ૧૯૪ લાખ પાઉંડ ગણાઇ હતી. આ આંકડા આપણા ખનિજ ઉદ્યોગોની પ્રગતિ બતાવતા નથી. પેદાશની કીમત ધ્યાનમાં લઇએ તો ૧૯૩૬માં કોલસા લગભગ ૪૭ લાખ, પેટ્રોલિયમ ૪૬ાા લાખ, સોનું ૨૩ લાખ, સીસું અને સીસાની કાચી ધાતુ લગભગ ૧૩ા લાખ, મેંગેનીઝ ૧૧ા લાખ, ખનિજ બાંધકામ સામાન ૮૧૫ હજાર, કલાઇની કાચી ધાતુ ૭૮૦ાા હજાર, મીઠું ૭૪૭ હજાર, અબરખ ૬૯૦ હજાર, ચાંદી ૫૧૯ હજાર, ત્રાંબાની ધાતુ તથા 'મેટે' ૪૫૨ હજાર, ટુંગ્સ્ટન ઓર (કાચી ધાતુ) ૩૦૭ હજાર, ઝિન્ક (જસત) કોન્સેન્ટ્રેટ્સ ૩૦૩ હજાર, લોઢાની કાચી ધાતુ ૩૦૨ હજાર, અને નિકલ-સ્પેઇસ ૧૧૧ હજાર પાઉન્ડ કીમતની પેદાશ ખાણોમાંથી થઇ હતી.

૪. ઓછા મહત્ત્વના ખનિજોમાં સુરોખાર, ઇલ્મેનાઇટ, ક્રોમાઇટ, મોનેઝાઇટ, જલદીથી ઓગળી કે ટિપાઈ ન શકે એવાં દ્રવ્યો,

**પરચુરણ ખનિજ પદાર્થો**

મેગ્નેસાઇટ હીરા તથા જેડીઇટ જીપ્સમ, ટુંગ્સ્ટનની કાચી ધાતુ, એન્ટિમની ( સુરમા ) વાળું સીસું, ઝીરકોન, માણેક, નીલમ વગેરે ગણાવી શકાય. ૧૯૩૬ની સાલમાં ખનિજ દ્રવ્યોની પેદાશ લગભગ ૧૯૩૫ જેટલી જ રહી હતી.

૫. ખનિજ પદાર્થો તથા ધાતુઓ સંબંધે ૧૯૩૨માં ૧૨૮ કારખાનાં કામ કરતાં હતાં. ધાતુ શુદ્ધ કરી ધાતુ બનાવવાના તથા

**પ્રગતિ કયા ખનિજોમાં થઈ**

રસાયણ પદાર્થો બનાવવાના ધંધાને ઉપયોગી ખનિજ દ્રવ્યો કાઢવાના ઉદ્યોગો તરફ ઓછું લક્ષ અપાઈ, જે ખનિજો તથા ધાતુઓની નિકાસ થઈ શકે એવાં ખનિજ દ્રવ્યો તથા ધાતુઓના ઉદ્યોગોમાં પ્રગતિ સારી થઈ શકી છે. હિન્દમાં પ્રથમ

આથી ઊલટ સ્થિતિ હતી. પણ યુરોપથી સોંઘા રાસાયણિક દ્રવ્યો તથા ગંધકના તેજાબ તથા આલ્કલી ક્ષાર આવવાથી હિન્દના જૂના ફટકડી, ક્ષારના તરેહ તરેહનાં મિશ્ર દ્રવ્યો, મોરથુથુ, હીરાકશી, તાંબુ, સીસું, પોલાદ અને લોખંડ બનાવવાના ધંધા પડી ભાગ્યા અને સુરોખાર તથા ટંકણખારની નિકાસ ઘટી ગઈ. હાલમાં થોડા વખતથી આ ધંધા ફરીથી સ્થાપવા સંગીન પ્રયત્ન થાય છે, અને ઉદ્યોગોનો વિકાસ થતાં આ રસાયણો માટે માંગ વધતાં સારું બજાર મળશે.

## ખનિજ કોલસાની ખાણો

**કોલસા ક્ષેત્રો**

૬. ખનિજ કોલસાની મુખ્ય ખાણો ઝારયા, રાણીગંજ બોકારો અને કરણપુરા કોલસા ક્ષેત્રોમાં આવી છે. આ ખાણો બિહાર તથા ઓરિસ્સા તથા બંગાળામાં છે. તે સિવાય હૈદ્રાબાદ રાજ્યમાં આવેલા સીંગરેણી કોલસાક્ષેત્રમાં તથા મધ્ય પ્રાન્તોના કોલસાક્ષેત્રમાં બીજી ખાણો છે. હિન્દી કોલસાનું મોટું ગ્રાહક હિન્દની રેલ્વેઓ છે, પણ મંદીને લીધે રેલ્વેનો ટ્રાફિક ઘટયો છે, તેથી ઓછા કોલસાની જરૂર રહે છે અને રેલ્વેઓએ પોતે પોતાની માલેકીની ખાણો ચલાવી કોલસો મેળવવા માંડયો છે; તેથી ખાનગી માલેકીની ખાણોમાંથી ઘણો ઓછો કોલસો ખરિદાય છે. રેલ્વેઓ સિત્તેર લાખ ટન દર વર્ષે કોલસા વાપરે છે તે પૈકી નીમે ભાગ તો પોતાની કોલસાની ખાણોમાંથી જ મેળવી શકે. પરંતુ કોલસાના ઉદ્યોગની પરિસ્થિતિને લીધે રેલ્વે બોર્ડે એ ખાણોમાંથી કોલસા ૫૦ ટકા ઓછા કાઢવાનું ઠરાવ્યું છે.

**આવશ્યક ધંધો**

૭. કોલસા એ દેશના ઉદ્યોગો માટે ખાસ આવશ્યક છે, પણ પાણીના ધોધમાંથી વીજળીક બળ મેળવીને ઉદ્યોગોમાં તેનો ઉપયોગ કરવાની પ્રવૃત્તિ તથા પેટ્રોલનો ઉપયોગ કરી યંત્રો ચલાવવા માટે જરૂરી બળ મેળવવાની સગવડને લીધે કોલસાનું અગ્રસ્થાન જોખમાયું છે.

૮. આ ઉદ્યોગ મોટે ભાગે યુરોપિયન મૂડી તથા વ્યવસ્થાથી ચાલે છે. હિન્દી લોકોની માલેકીની કોલસાની ખાણો થોડી છે.

**કોલસાના ખાણ ઉદ્યોગની સ્થિતિ**

લડાઈ પછી યુરોપિયન માલેકીની ખાણોમાં છેલ્લામાં છેલ્લી ઢબના સુધારા દાખલ કરી ખર્ચ ઘટાડવા ગોઠવણ થઈ છે, અને માલની ઓછી ખપતના પ્રમાણમાં માલ કાઢવામાં આવે છે. રેલ્વેના નૂરના ફેરફારને લીધે મધ્ય પ્રાન્તના કોલસાને ઉત્તેજન મળે છે, અને બંગાળા તથા બિહારની ખાણોના ઉદ્યોગના વિકાસમાં અંતરાય ઊભો થયો છે. રેલ્વેના ૧૫ ટકા વધારાના ચાર્જને લીધે પણ કોલસાના ઉદ્યોગને ફટકો પડે છે અને સરકારની માલેકીની અથવા રેલ્વેઓની માલેકીની ખાણો ચાલવાથી ખપત ઘટી છે. તેથી એ ખાણોમાંથી કોલસા કાઢવાનું બંધ કરવામાં આવે તથા રેલ્વેનૂર ઉપરનો સરચાર્જ રદ કરવામાં આવે તથા રેલ્વે નૂરની બાબતમાં બંગાળા તથા બિહારનો કોલસો મધ્યપ્રાન્તના કોલસા સાથે હરીફાઈ કરી શકે એવો ફેરફાર કરવામાં આવે તો આ ઉદ્યોગ ફરીથી આબાદ થાય. રસોઈ વગેરે માટે હલકા પ્રકારના કોલસામાંથી સોફ્ટ કોક બનાવી વેચવા પ્રચારકામ થાય છે ને તેમાં એ ઉદ્યોગને ઠીક ફતેહ મળી છે. પરદેશથી આવતા કોલસા ઉપર અંકુશ મૂકવામાં આવે તથા વીજળીક બળ તથા પેટ્રોલથી ઉત્પન્ન કરવામાં આવતી શક્તિ સામે ટક્કર ઝીલી શકે એવા આંતરિક સુધારા ઉદ્યોગમાં કરી ખર્ચ ઘટાડી માલ સોંઘો વેચવામાં આવે તો આ ઉદ્યોગની આબાદી વધે. કોલસાની નિકાસને ઉત્તેજન આપવા કોલસાની ઊંચીનીચી જાત પ્રમાણે ગ્રેડના દાખલા આપવા તજવીજ થઈ છે.

**મૂડી**

૯. આ ઉદ્યોગ સંબંધે આશરે ૧૧ કરોડ રૂપિયાની મૂડી સાથે ૧૯૩૧ માં ૨૧૭ સાહિયારા ભંડોળની કંપનીઓ હતી.

૧૦. કોલસાનો ધંધો જગત મંદીમાં સપડાયો છે અને બીજા

**કોલસાની ખાણોનો ધંધો જોખમાયેલો છે**

ધંધાઓ પ્રમાણે ગંભીર પરિસ્થિતિમાંથી પસાર થાય છે. ઝારિયા કોલફીલ્ડમાંથી હાલમાં ઓછા કોલસા લઈ શકાય છે અને રેલ્વેનૂર વધારે હોવાને લીધે મધ્યપ્રાન્તના કોલસાની હરીફાઈમાં બંગાળના કોલસા પાછા પડયા છે.

**ઉપાયો**

૧૧. કોલસાની પેદાશ ઉપર અંકુશ મૂકી પેદાશ ઘટાડી, સરકારી તથા કંપનીની રેલ્વેની ખાણોમાંથી કોલસા મર્યાદિત પ્રમાણમાં કાઢી, સરચાર્જ તથા રેલ્વેનૂર સંબંધે ખાસ છૂટછાટો મેળવવા માટે કોલસાની ખાણોના માલેકો પ્રયત્ન કરે છે. વળી ગ્રેડ[૧] તથા ગ્રેડ[૨] ના કોલસા રેલ્વેબોર્ડ ખાનગી કંપનીઓ પાસે ખરીદે તો ખાણોને સારુ ઘરાક મળે. ગ્રેડ[૨] ના કોલસા રેલ્વે એન્જીનોમાં વાપરવાથી રેલ્વેઓને ફાયદો છે.

## પેટ્રોલિયમ

**પેટ્રોલિયમ**

૧૨. બર્મા સાથે હિન્દમાં પેટ્રોલિયમ લગભગ ૩૧ કરોડ ગેલન ૧૯૩૨ માં નીકળ્યું હતું. પણ મંદીને લીધે પ્રથમ નીકળતા પ્રમાણમાં ૧૨ાા ટકા ઘટાડો થયો હતો. એ પેટ્રોલિયમમાંથી ગેસોલીન ઉર્ફે પેટ્રોલની પેદાશ ૭૬ા લાખ ઉપરાંત ગેલન કરવામાં આવી હતી. તે પૈકી લગભગ ૭૦ાાા લાખ ગેલન બર્માનો જ ફાળો હતો, જ્યારે પંજાબનો વગભગ પાા લાખ હતો. આસામમાં પણ પેટ્રોલિયમ જૂજ પ્રમાણમાં કઢાય છે. દુનિયાની પેટ્રોલિયમની પેદાશ એ જ સાલમાં ૧૮૦૦ લાખ ટન હતી, તેના પ્રમાણમાં હિન્દનો ફાળો ઘણો જૂજ છે (·૬૪%).

૧૩. ઘણી ખરી ખનિજ પદાર્થોની ખાણોમાં યુરોપિયન મૂડી અને વ્યવસ્થા છે. પેટ્રોલિયમ તથા કોલસાનો ઉદ્યોગ ઘણો ખરો

**પરદેશી મૂડીથી ખનિજ ધંધા ચાલે છે.**

પરદેશી મૂડીથી ચાલે છે. સોનાની કોલારની ખાણુમાં પણ પરદેશી વ્યવસ્થા તથા મૂડી છે, અને બાકીના ખનિજ પદાર્થોના ઉદ્યોગમાં પણ હિન્દી મૂડી તથા વ્યવસ્થા જૂજ છે.

## એન્જીનિયરિંગ ઉદ્યોગો

**એન્જીનિયરિંગ ઉદ્યોગો**

૧૪. હિન્દમાં એન્જીનિયરિંગ ધંધાની છસો ઉપરાંત પેઢીઓ છે. તેમાં મોટરકાર દુરસ્ત કરવી, ગાડીઓ બનાવવી, વીજળીક એન્જીનિયરિંગ, વીજળી ઉત્પન્ન કરનાર તથા પાણીના ધોધમાંથી વીજળી પેદા કરનાર સ્ટેશનો, સામાન્ય એન્જીનિયરિંગ, કેરોસીન ( ગ્યાસલેટ ) શુદ્ધ કરવું ને ડબામાં ભરવું, ધાતુ ઉપર સ્ટેમ્પ મારવા, રેલ્વે વર્કશોપ, સ્ટીમરો બાંધવી; સ્ટીલ ટ્રંક તાળાં તથા કટલરીનાં કારખાનાં, ટ્રામ્વેનાં કારખાનાં વગેરેનો સમાવેશ થાય છે. ગૃહઉદ્યોગો માટે જરૂરી યાંત્રિક સાધનો બનાવવામાં આવે છે. હાલમાં હિન્દમાં મોટરકાર વગેરે બનાવવાનો ધંધો મોટા પાયા પર શરૂ કરવાની વાતો ચાલે છે.

## ચામડાં સંબંધી ઉદ્યોગો

**ચામડાં સંબંધી ઉદ્યોગો**

૧૫. ચામડાં પકવવાં રંગવાં તથા ચામડી સામાન તૈયાર કરવાના ધંધા માટે હિન્દમાં બહોળું ક્ષેત્ર છે. પરંતુ એ ઉદ્યોગનો જોઇએ તેટલો વિકાસ થયો નથી. ગામડાંના ચામડિયા ચામડાં પકવવાનો ધંધો કરે છે, ને તેમાંથી કોસ, પાણીની પખાલો, ધમણો, જીન, ઢાલ, બુટ, જોડા, ચંપલ વગેરે બને છે. આ સિવાય ચામડાં પકવવાનાં કારખાનાં પણ છે. પરંતુ માલ જોઈએ તેવો સારો બનાવવામાં આવતો નથી. મોટા પાયા ઉપર કાનપુરમાં ચામડાના ઉદ્યોગના કારખાનાં છે. મુંબાઈ, મદ્રાસ તથા કલકત્તામાં પણ તેવાં કારખાનાં ઉભા થઈ બૂટ તથા જોડા. તથા ચામડાની બેગો

બનાવે છે. ૧૯૩૨ માં ૧૯ ચર્માલયો હતાં, તે પૈકી ૬ મદ્રાસમાં, ચાર ચાર મુંબઈ–બંગાળામાં તથા સંયુક્તપ્રાન્ત અને પંજાબમાં મળી ચાર કારખાનાં હતાં.

૧૬. મદ્રાસ તથા મુંબઈ ઈલાકામાં અધૂરાં પકવેલાં ચામડાં તૈયાર કરી નિકાસ કરવામાં આવે છે. મહાયુદ્ધ વખતે આ ધંધામાં તેજી આવી હતી. ૧૯૨૯ ના આંકડા સાથે સરખાવતાં ૧૯૩૨ માં આ ઉદ્યોગ મંદીની અસર નીચે હોવા જણાયું હતું.

**ચામડાંની નિકાસ**

૧૭. વિશ્વયુદ્ધના અંતે ચામડાં તથા ઢોરની ખાલની નિકાસ ઉપર અંકુશ મૂકવા ૧૫ ટકા જકાત નાખી ચામડાં પકવવા તથા ચામડાનો સામાન બનાવવાના ઉદ્યોગને રક્ષણ આપવા પ્રયત્ન ૧૯૧૯ માં થયો હતો. પરંતુ સામ્રાજ્ય પૂરતી સંરક્ષક નિકાસ જકાત ફક્ત ૫ ટકા જ રહી હતી. માત્ર પરરાજ્યોમાં થતી નિકાસ ઉપર અંકુશ મુકાયો હતો. લડાઈ દરમ્યાન એ ચામડાં પકવવાં તથા તેનો માલ બનાવવાનો ઉદ્યોગ સારો ખીલ્યો હતો; પરંતુ માલની કૃત્રિમ માંગ બંધ પડતાં આ ઉદ્યોગને સંરક્ષણ આપવાનો પ્રયત્ન સફળ થયો નહિ. હાલમાં ૧૫ ટકાની નિકાસ જકાતને બદલે ઢોરની ખાલ ( કાચાં ચામડાં ) તથા અર્ધ પકવેલાં ચામડાં ઉપર પાંચ ટકા નિકાસ જકાત રાખવામાં આવી છે. આ ઉદ્યોગ રાષ્ટ્ર માટે અત્યંત આવશ્યક ગણાય છે, ને તેથી તેનું સંરક્ષણ કરવું યોગ્ય છે. સંયોજનનો અભાવ તથા નિષ્ણાતની મદદ મેળવવામાં પ્રતિકુળતા દૂર થાય તો આ ઉદ્યોગનું ભાવિ ઊજળું છે. લોકોમાં જોડા પહેરવાની ટેવ વધી છે, તેથી દેશમાં ને દેશમાં ચામડાના માલ માટે માગ વધતી જાય છે. યુરોપમાં માંસ વધારે પ્રમાણમાં વપરાતું હોવાથી ઢોરની ખાલ સસ્તી થઈ છે ને તેથી હિન્દી ચામડાં તથા ખાલ માટે ભાવ એટલા નીચા મળે છે કે ચામડાં તથા ખાલ

**ચામડાંની નિકાસ ઉપર જકાત**

પરદેશ ચઢાવવામાં ફાયદો રહ્યો નથી, અને તેથી એ ચામડાં દેશમાં જ પકવવા તરફ વલણ રહેવાથી કુદરતી રક્ષણ મળે છે.

**ક્રોમ ચામડું**

૧૮. ક્રોમ લેધર બનાવવા માટે મદ્રાસ ઇલાકામાં તથા મ્હૈસૂર રાજ્યમાં સારા પ્રયાસ થયા છે અને નિષ્ણાતોની મદદ તથા જરૂરી સાધનો મળતાં વધુ વિકાસ થશે.

## રસાયણી ઉદ્યોગો

**રસાયણી ઉદ્યોગોની જરૂરિયાતો**

૧૯. રસાયણ દ્રવ્યોના ઉદ્યોગોના વિકાસ માટે ગંધકનો તેજાબ હાઈડ્રોકલોરિક ઍસિડ, ચૂનો, કૉસ્ટિક સોડા, સોડિયમ કારબોનેટ (પાપડીઓ ખારો), નાઈટ્રિક ઍસિડ (સુરાખારનો તેજાબ) વગેરે વસ્તુઓ સોંઘા ભાવે મળે તો બીજા રસાયણી પદાર્થો બનાવવામાં તથા એ પદાર્થોને શુદ્ધ કરી બીજાં ઉપયોગી રસાયણ દ્રવ્યો મેળવવામાં સરળતા થઈ શકે. એ સિવાય રસાયણી ઉદ્યોગો માટે જરૂરી સાંચાકામ તથા યાંત્રિકશક્તિ ઉત્પન્ન કરવા માટે, ગરમી આપવા માટે અને ધાતુ સંબંધી ભઠ્ઠીઓ મારફત થતી ક્રિયાઓ માટે જરૂરી બળતણ જરૂરનાં છે.

**રસાયણી ઉદ્યોગો માટે અનુકૂળતા**

૨૦. આ ઉદ્યોગો માટે ઉપયોગી કાચી ધાતુઓ તથા દ્રવ્યો દેશમાં પુષ્કળ પ્રમાણમાં છે. ગંધકનો તેજાબ બનાવવામાં સારી સફળતા મળી છે. રસાયણી પદાર્થોના ઉદ્યોગો સફળ કરવામાં ગંધકનો તેજાબ મહત્ત્વનો ફાળો આપે છે. આ ધંધાને પરદેશી હરીફાઈ સામે રક્ષણ મળવું જોઇએ.

**રસાયણી ઉદ્યોગોનો વિસ્તાર**

૨૧. રસાયણી ઉદ્યોગોમાં ૧૯૩૨ માં હિન્દમાં (૧) ગંધકનો તેજાબ ૨૫૦૦૦ ટન, સલ્ફેટ ઓફ એમોનિયા ૮૪૧૧ ટન, હાઈડ્રોક્લોરિક ઍસિડ ૫૦૦–૬૦૦ ટન, નાઇટ્રિક ઍસિડ ૫૦૦–૬૦૦ ટન, ફૉસ્ફેરિક ઍસિડ ૧૩.૫ ટન, ઝિંક ક્લોરાઈડ

૫·૫ ટન, એપ્સમ સોલ્ટ ૨૫૦૦–૩૦૦૦ ટન, એલમ ઓફ પોટેશ ૮૦૦–૧૦૦૦ ટન, કોપેરાઝ ૮૦૦–૧૦૦૦ ટન, કોપર સલ્ફેટ ૧૦૦ ટન, ગ્લોબર્સ સોલ્ટ ૧૦૦૦ ટન, એલ્યુમિના ફેરિક ૧૦૦૦ ટન, બોન સુપર ફોસ્ફેટ ૩૦૦ ટન, બોન મીલ (હાડકાંનો લોટ) ૧૦૦,૦૦૦ મિશ્ર ખાતરો ૩૦૦૦ ટન, એલમ ૬૦૦ ટન, એલ્યુમિના સલ્ફેટ (ચોકખું) ૬૦ ટન, બિટ્યુમિનસ પેઈન્ટ ૧૬૦ ટન, રેડ લેડ ૭૫૦ ટન, અને પ્યુર પ્રોડક્ટ્સ ૩૫૦૦ પાઉંડ પેદાશ થઈ હતી.

૨૨. હાલમાં આટલી પેદાશ છતાં ૨ થી ૩ કરોડ રૂપિયાના રસાયણી પદાર્થો આયાત થાય છે. તેમાં સવા કરોડના તો સોડા કોપાઉંડ પદાર્થો ૧૯૩૨–૩૩માં આવેલા; પોટેશિયમ કોંપાઉન્ડ ૧૬ લાખના, એસિડો ૮ લાખના, કારબાઈડ ૭ લાખ, ડિસઈન્ફેક્ટન્ટ્સ ૯ લાખના અને એમોનિયા તથા તેના ક્ષાર ૧૦ લાખના આયાત થયા હતા.

**રસાયણી આયાત**

૨૩. રસાયણી પદાર્થો બનાવવાનાં કારખાનાંઓમાં દવાઓ બનાવવાનાં તથા દાક્તરોને ઉપયોગી સાહિત્ય બનાવવાનાં કારખાનાં આવી જાય છે. તે જ પ્રમાણે રંગ તથા સાબુ, ટરપેન્ટાઈન વગેરેનાં કારખાનાંનો પણ સમાવેશ થઈ શકે. નાહવાધોવાના સાબુનો ઉદ્યોગ સારો ખીલ્યો છે.

**ફાર્મસી વગેરે**

૨૪. રસાયણી ઉદ્યોગો માટે કોલસા બંગાળા, બિહાર, મધ્યપ્રાંતો, ઓરિસ્સામાં મળી શકે; દક્ષિણ હિન્દને એ સવડ મળી શકે નહિ. જળના ધોધમાંથી વીજળીક બળ મેળવવાની યોજનાઓ પૂર્ણતાએ પહોંચી નથી. એ બળનો પૂર્ણ વિકાસ થઈ શકિત સોંઘા ભાવે મળતાં આ ઉદ્યોગોનો દક્ષિણ હિન્દમાં પણ વિકાસ થઈ શકશે. આ ઉદ્યોગો માટે જરૂરી સાંચાકામ નાના પ્રમાણમાં બનાવવાની શરૂઆત થઈ છે.

**રસાયણી ઉદ્યોગો માટે શક્તિ**

૨૫. જે ઉદ્યોગો સંબંધે કાચાં દ્રવ્યો આપણા દેશમાં સારા

પ્રમાણમાં મળી શકે છે તે ઉદ્યોગોનું ભાવિ ઊજળું છે. આ કાચા પદાર્થોમાં તેલીબિયાં, મસાલા, સેન્ટ, ચંદન, મેંગેનીઝ તથા જસતની કાચી ધાતુ વગેરેનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગોની બાલ્યાવસ્થામાં પૂર્ણ વિકાસ પામેલા પરદેશી ઉદ્યોગોની હરીફાઈ સામે રાજ્યે યોગ્ય રક્ષણ આપવું જોઈએ. રસાયણી ઉદ્યોગોના વિકાસ માટે જે કાચાં દ્રવ્યો જરૂરનાં છતાં દેશમાં મળતાં ન હોય તે વગર જકાતે દેશમાં આયાત થવા દેવાં જોઈએ. દેશમાં ને દેશમાં મોટા પ્રમાણમાં મળી આવતા કાચા પદાર્થો જે તે ઉદ્યોગને સોંઘા તથા સરળતાથી મળે એવો પ્રબંધ કરી, કાચા પદાર્થો સામે પરદેશથી આવતા દ્રવ્યોની ગેર-વ્યાજબી હરીફાઈ અટકાવવી જોઈએ, હિન્દમાં બનતા રસાયણી પદાર્થોના ઉદ્યોગોના રક્ષણ માટે પરદેશથી આયાત થતા તેવા પદાર્થો ઉપર જરૂરી સંરક્ષક જકાત નાખવી જોઈએ, તથા બીજી એ ઉદ્યોગોને જરૂરી સગવડો આપી રસાયણી પદાર્થોનો વિકાસ કરવો જોઈએ. આ ઉદ્યોગોના વિકાસના ચિહ્ન તરીકે હાલમાં મોટી થાપણ સાથે 'નાના કેમિકલ્સ લી૦' કંપની સ્થપાઈ છે.

**ઊજળું ભાવિ**

૨૬. સુગંધી તેલો, અત્તરો, સેન્ટ, કોસ્મેટિક તથા શરીરશણગારના બીજા પદાર્થોનો ઉદ્યોગ નાના પ્રમાણમાં ખીલતો જાય છે. રંગવાનાં તથા ધોવાનાં કારખાનાં ઘણે ભાગે મુંબઈ ઇલાકામાં છે. ઘર રંગવાના પેઇન્ટ બનાવવાના ઉદ્યોગની શરૂઆત થઈ છે. લાખનાં કારખાનાં પણ ઠીક પ્રમાણમાં છે. જૂજ કારખાનાં બિહાર અને ઓરસામાં છે. રાળ તથા ટરપેન્ટાઇનના ઉદ્યોગો માટે બહોળું ક્ષેત્ર છે.

**સુગંધી તેલો વગેરે**

## ઑઇલ મિલ્સ

૨૭. ઘાંચીની ઘાણીની જગ્યા તેલની મિલોએ લેવા માંડી છે. તેલીબિયાં પરદેશ ચઢાવવાને બદલે શુદ્ધ કરેલાં તેલ કાઢવામાં તથા ખોળ મેળવવામાં દેશને લાભ છે. પરંતુ બિયાં ઉપર જે નર લેવાય

**તેલનાં કારખાનાં**

છે તેના કરતાં તેના તલ તથા ખોળ ઉપર વધારે નૂર લેવાય છે, તેથી તેલીબિયાંની નિકાસને ઉત્તેજન મળે છે. મિલનો ખોળ ઢોરને અનુકૂળ નથી, તેમ જ ખાતર તરીકે ઓછો ઉપયોગી છે, એવી ખેડૂતોમાં માન્યતા હોવાને લીધે તેલ કાઢવાનાં કારખાનાંના ઉદ્યોગ-નો વિકાસ ઓછો થાય છે. તેલીબિયાં પરદેશ ચઢાવવાથી તેલ તથા ખોળ બનાવવાના ધંધાનો નફો પરદેશને મળે છે; અને ખોળ પર-દેશ રહેવાથી ઢોરને પૌષ્ટિક ખોરાક તથા ખેતરોને ઉપયોગી ખાતર ઓછાં મળે છે.

**તેલનો ઉપયોગ**

૨૮. વનસ્પતિનાં તેલો તથા ચરબીનો ઉપયોગ સાબુ તથા ગ્લિસરીન બનાવવાના ઉદ્યોગોમાં તેમ રસોઇમાં થાય છે. વળી તેલો યંત્રો વગેરે તેમ જ ગાડી તથા ગાડાંનાં પૈડાં લીસાં થઇને ઓછા ઘસારાથી ચાલે તે માટે પણ કામમાં આવે છે.

**તેલના ઉદ્યોગોની પ્રગતિ**

૨૯. તલનું તેલ, દીવેલ, સરસિયું, મગફળીનું તેલ વગેરે કાઢ-વામાં તેલની મિલોએ ઠીક પ્રગતિ કરી છે, ને એ આખા દેશમાં પ્રસરેલી છે. વનસ્પતિના તેલને થિજાવીને બનાવેલા વેજીટેબલ ઘીની આયાત ધ્યાનમાં લઇ જો નીરોગી તથા પૌષ્ટિક વનસ્પતિનું ઘી બનાવવાના અખતરા કરવામાં આવે તો એ ઉદ્યોગ માટે બહોળું ક્ષેત્ર છે. એ ઘી અનારોગ્ય ન બને અને નુકશાન ન કરે એવી રીતે બનાવવાની ખબરદારી રાખી, પરદેશથી આવતા વેજીટેબલ ઘી ઉપર ભારે જકાત નાખવી જોઈએ.

**ઘાણીનો ગૃહઉદ્યોગ**

૩૦. તેલનાં કારખાનાં કાઢવાને લીધે ઘાંચી લોકોનો ઘાણીનો ગૃહઉદ્યોગ નાશ ન પામે તે માટે સુધરેલી ઢબની ઘાણીઓ શોધી કાઢી તેલીબિયાંમાંથી હાલની ઘાણી કરતાં વધારે તેલ કાઢવાના અખતરા થવાની જરૂર છે; ને સુધરેલી ઢબે તેલ કાઢતાં તે શુદ્ધ

થયેલું મળે એવી શોધખોળ કરી ઘાણીના ગૃહઉદ્યોગને ટકાવી હજારો ઘાંચીઓને રોજી આપવી જોઈએ.

## કાગળનો ઉદ્યોગ

**કાગળ બનાવવાનાં કારખાનાં**

૩૧. હિન્દમાં દર વર્ષે એક લાખ ટન કાગળ ખપે છે, તે પૈકી ફક્ત ૪૦ હજાર ટન કાગળ હિન્દની મિલો પૂરો પાડે છે. કાગળની આઠ મિલો છે તે પૈકી ત્રણ બંગાળામાં, ત્રણ મુંબઈ ઇલાકામાં અને બે સંયુક્ત પ્રાંતોમાં છે. તે સિવાય કાગળનો માવો (પેપરપલ્પ) બનાવવાની એક મિલ બંગાળામાં છે. ત્રાવણકોરમાં પણ એક મિલ છે, પણ તે બરોબર કામ કરતી નથી. આ ઉદ્યોગમાં દોઢ કરોડ રૂપિયાની થાપણ રોકાઇ છે, અને ૭૦૦૦ માણસોને રોજી મળે છે. આ ઉદ્યોગ મોટે ભાગે પરદેશી મૂડીથી ચલાવવામાં આવે છે. કાગળ બનાવવા માટે ઉપયોગી સબાઈઘાસ ઉત્તર હિન્દુસ્તાનમાં પુષ્કળ ઊગે છે. લાકડાંનો માવો મોટે ભાગે યુરોપથી લાવવામાં આવે છે. હલકા કાગળો ચીંથરાં, શણ, જ્યૂટવેસ્ટ અને રદ્દી કાગળમાંથી બનાવવામાં આવે છે. ધી ઇંડિયન પેપર પલ્પ કંપની વાંસના માવામાંથી કાગળ બનાવે છે. સબાઇઘાસ કરતાં વાંસ દર એકરે વધારે પેદા થઈ શકે છે અને બર્મા, બંગાળ તથા દક્ષિણ–પશ્ચિમ હિન્દમાં પુષ્કળ પ્રમાણમાં મળે છે. સબાઈઘાસના કાગળ ટકાઉ તથા મજબૂત હોય છે, જ્યારે વાંસના માવાના કાગળ તેથી ઊતરતા હોય છે. તો પણ નિષ્ણાતો કહે છે કે વાંસના માવામાંથી બનાવવામાં આવતા કાગળોનું ભાવિ ઊજળું છે અને હિન્દી વાંસ ( બાંબુ ) તથા ઘાસોનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો દુનિયામાં પડતી કાગળની તૂટ હિન્દ પૂરી પાડી શકશે. આ ધંધામાં વપરાતાં રસાયણી દ્રવ્યો પરદેશથી આવતાં હોવાથી મોઘાં પડે છે, કોલસા લઈ જવા ખર્ચ વધારે આવે છે અને સ્વિડન–નોર્વે તથા બ્રિટનની સખત હરીફાઈને લીધે ઉદ્યોગનો વિકાસ થવામાં અડચણ આવે છે.

૩૨. આવા સંજોગોમાં કાગળના ઉદ્યોગને રક્ષણ આપવા માટે ટેરિફ બોર્ડને વિનંતી કરવામાં આવતાં આયાત થતા કાગળ ઉપર અમુક પ્રમાણમાં સંરક્ષકજકાત નાખવા ભલામણ થઈ હતી.

**સંરક્ષણ**

પણ સબાઈ ઘાસમાંથી કાગળ બનાવવાના ઉદ્યોગ માટે તે ઘાસ તેમ જ બળતણ નજીકમાં મેળવવાની મુશ્કેલીને લીધે નફાથી કાગળ બનાવવા શક્ય નહિ હોવાથી તેને સંરક્ષણ આપવાની ટેરિફ બોર્ડે ના પાડી હતી. સરકારે ટેરિફ બોર્ડની ભલામણ મુજબ ૧૯૨૫માં ૭ વરસ માટે સંરક્ષક જકાત નાખી હતી; અને ત્યારપછી પણ થોડા ફેરફાર સાથે સંરક્ષક આયાતજકાત ચાલુ રહી છે.

**વર્તમાનપત્રોના ધંધાની મુશ્કેલી**

૩૩. તેમ છતાં ઉદ્યોગ સ્થિર રહ્યો છે, ને જોઈએ તેવો વિકાસ થયો નથી. સંરક્ષક જકાતને લીધે મળતા રક્ષણનો ઉપયોગ નફો વધારવામાં થયો છે, પણ ઉદ્યોગના વિકાસ તરફ મિલોએ પૂરતું લક્ષ આપ્યું નથી. વળી આયાત થતા કાગળ પૈકી કેટલીક જાતો વર્તમાનપત્રોને ઉપયોગી હોઈ તેવા કાગળ હિન્દની મિલો બનાવતી નહિ હોવા છતાં સંરક્ષક જકાત નખાઈ છે તે સામે વર્તમાન પત્રોના ઉદ્યોગે વાંધો ઉઠાવ્યો હતો, પણ તે ઉપર ધ્યાન અપાયું નથી, અને એ ઉદ્યોગને નાહક કાગળ મોંઘો પડે છે, તો જે કાગળ હિન્દમાં ન બનતો હોવાને લીધે પરદેશથી આયાત કરવો પડતો હોય તે કાગળ વગર જકાતે આવવા દઈ વર્તમાનપત્રોના ઉદ્યોગનો વિકાસ થવા દેવા સારુ એ કાગળ ઉપરની જકાત પહેલી તકે રદ કરવી જોઈએ. પરદેશથી આવતા કાગળની આયાત, સંરક્ષક જકાત છતાં, વધતી જાય છે તે ઉપરથી હિન્દી પેપરમિલોની, ઉદ્યોગના વિકાસ તરફ બેદરકારી જણાઈ આવે છે.

**કાગળની આયાત ઉપર જકાત**

૩૪. પરદેશથી આશરે ૩ કરોડનો કાગળ તથા પોસ્ટબોર્ડ આયાત થાય છે. બ્રિટિશ માલને ઓટાવા કરાર પ્રમાણે દસ ટકા પસંદગી મળી હતી; જ્યારે તે સિવાયના કાગળો માટે જકાતના દર વધારે રખાયા હતા. કાગળોની જુદીજુદી જાતો ઉપર ૩૦ ટકા, ૨૫ ટકા, રતલે સવા આનો વગેરે જુદાજુદા દર રાખવામાં આવ્યા છે.

**જકાતનું રક્ષણ ખેંચી લેવાશે એવી ચેતવણીની જરૂર**

૩૫. મિલો જો પોતાના ઉદ્યોગનો વિકાસ કરવામાં કાળજી ન લે તો સરકારે આયાત સંરક્ષક જકાતનું રક્ષણ ખેંચી લેવામાં આવશે એવી એ ઉદ્યોગોના માલેકોને ચેતવણી આપવી જોઈએ તથા જે જાતના કાગળો એ મિલો બનાવતી નથી તે કાગળોને વગર જકાતે આવવા દઈ વર્તમાનપત્રોના તથા પ્રકાશનના ઉદ્યોગોનો વિકાસ કરવામાં સરકારે મદદ કરવી જોઈએ.

**કાગળનો હાથઉદ્યોગ**

૩૬. આ સિવાય ચોપડાના કાગળ બનાવવાનો હાથઉદ્યોગ ઓછાવત્તા પ્રમાણમાં ચાલે છે, ને તેમાં ઘાસના માવાનો ઉપયોગ થાય છે. એ ઉદ્યોગના રક્ષણ માટે કાંઈ ઉપાય લેવાયા નથી, તો તે માટે વિચાર થવો જોઈએ.

## કાચનો ઉદ્યોગ

**દેશી બંગડીઓ**

૩૭. બંગડીઓ તથા શીશીઓ બનાવવાનો ગૃહઉદ્યોગ પ્રાચીન કાળથી હિન્દમાં ચાલતો આવ્યો છે. સંયુકત પ્રાંતમાં ફિરોઝાબાદ જિલ્લામાં તથા દક્ષિણમાં બેલગાંવ જીલ્લામાં કાચનાં કારખાનાંમાં બનેલી કાચની પાટોમાંથી બંગડીઓ બનાવવામાં આવે છે અને બંગડીઓ માટે રહેતી ત્રીજા ભાગની માંગ દેશી બંગડીઓ પૂરી પાડે છે.

કાચને ઓપ આપવાની નવી પદ્ધતના સ્વીકારને લીધે બંગડીઓની જાત સુધરી છે અને આશરે વીસ લાખની વાર્ષિક ઉથલપાથલ થાય છે. પરંતુ જાપાનની 'રેશમી' બંગડીઓની સખત હરીફાઇને લીધે હિન્દી બનાવટની કાચની બંગડીઓની ખપતમાં ઘટાડો થવા માંડયો છે.

**કાચ–ઉદ્યોગનો ઇતિહાસ**

૩૮. પાશ્ચાત્ય પદ્ધતથી કાચ બનાવવાનાં કારખાનાંના પ્રયોગો ૧૮૯૨–૯૩ માં થયા હતા પણ તે નિષ્ફળ નીવડયા; પરંતુ બંગાળાના ભાગલાને લીધે ચાલેલી સ્વદેશી હિલચાલના જુવાળમાં નાના પાયા ઉપર સોળ કાચનાં કારખાનાં ૧૯૦૬–૧૩ માં થયાં, ને એ કારખાનાં હિન્દીઓએ કાઢયાં હતાં. કાચનાં કારખાનાંઓમાં કામ કરી નિષ્ણાત થએલા યુરોપિયન તેમ જ જાપાની કામ કરનારાની મદદ શરૂઆતમાં લેવામાં આવી હતી. વિશ્વયુદ્ધ શરૂ થવાના સુમારમાં આ કારખાનાં પૈકી ફક્ત ત્રણ કામ કરતાં હતાં, પણ નફો થતો નહતો. માત્ર પૂના જિલ્લામાં આવેલા તળેગાંવનું 'પૈસાફંડ કાચનું કારખાનું' ઠીક ચાલતું હતું અને ખર્ચ કાઢતું હતું. એમાં કાચનું કામ કરનારા થોડા નિષ્ણાતો તૈયાર કરી દેશમાં કાચનો ઉદ્યોગ વિકસાવવાનો મુખ્ય હેતુ રાખવામાં આવ્યો હતો.

**નિષ્ફળતાનાં કારણો**

૩૯. બિન–અનુભવી દેખરેખ, તાલિમ પામેલા માણસોનો અભાવ, કોલસા, સોડા, રેતી અને ચૂના જેવી કાચી પેદાશો પૂરતા પ્રમાણમાં ન મળી શકવી તથા પૂરતી મૂડીનો અભાવ વગેરે મુખ્ય કારણો-ને લીધે કાચના ઉદ્યોગમાં સફળતા મળી નથી અને કાચ તથા બિલ્લોરી સામાનની પુષ્કળ આયાત બ્રિટન, જર્મની, જાપાન, બેલ્જિયમ તથા (જૂના) ઝેકોસ્લોવેકિયામાંથી સારા પ્રમા-ણમાં ચાલુ રહી છે. કાચના ઉદ્યોગ માટે જરૂરી દ્રવ્યો તથા બજા-રોની નજીક કારખાનાં કાઢવાને બદલે અંગત સગવડ પ્રમાણે ઓછી

અનુકૂળતાવાળાં સ્થળે કારખાનાં નીકળવાથી સફળતા ઓછી મળી છે. બળતણ તથા કાચા પદાર્થો નજીક હોવાને લીધે અલ્લાહાબાદ તથા નૈની કારખાનાં કાઢવાની બાબતમાં મુંબઈ વગેરે બીજાં કેન્દ્રો ઉપર સરસાઈ ભોગવે છે.

**સફળતાની શરતો**

૪૦. વીજળીક બળ સોઘું વાપરવા મળે તો વીજળીથી ચાલતી કાચની ભઠ્ઠીઓ ચાલુ કરાય, પરંતુ સોંઘી વીજળીક શક્તિ પૂરી પાડવા જેવી સ્થિતિ ઊભી થઇ નથી. કાચનો ઉદ્યોગ એ ધંધાની હુન્નરકળાની ખાસ કાબેલિયત માગે છે અને વૈજ્ઞાનિક રીતે તાલિમ પામેલા વ્યવસ્થાપકો તથા નિષ્ણાત કામદારોની જરૂર રહે છે. તળેગાંવમાં તૈયાર થએલા માણસો ઉપયોગી થયા હતા પણ તેઓ પૂરતી રીતે વાકેફગાર નહતા. આ ઉદ્યોગની કૂંચીઓ ગુપ્ત રખાતી હોવાથી યુરોપ જઈ આવેલા હિન્દીઓ ત્યાંથી પૂરતો અનુભવ તથા જ્ઞાન લઈ આવી શકતા નથી. સરકાર એક કાચના હુન્નરની પ્રયોગ-શાળા સાથે કાચનું કારખાનું કાઢે તથા હોશિયાર નોકરો તથા નિષ્ણાત કાચ કામ કરનારાને રોકે તો આ ઉદ્યોગનો વિકાસ થશે એમ મિ. ચેટરટન કહે છે.

**કાચ ઉદ્યોગની વર્તમાન સ્થિતિ**

૪૧. રેલ્વેઓએ પણ આ ઉદ્યોગને વિશેષ સવલતો આપવી જોઈએ. આપણાં કાચનાં કારખાનાંઓમાં ફાનસો તથા બાટલીઓ બને છે. સંયુકત પ્રાંતમાં એક કારખાનામાં તકતાના કાચ (શીટ ગ્લાસ) બને છે. પરદેશથી ૧૪૨ લાખનો સામાન ૧૯૩૨-૩૩ માં આયાત થયો હતો; તેમાં જાપાનનો હિસ્સો ૬૫ લાખ હતો. આ ઉદ્યોગ બાલ્યાવસ્થામાં છે, ને તેથી રક્ષણને પાત્ર છે. દિવસે દિવસે કાચની બનાવટ તથા ક્વૉલિટીમાં સુધારો થતો જાય છે. ૧૯૩૩ માં કાચનાં ૪૦ કારખાનાં પૈકી, ૩ મુંબઈ, ૧૨ બંગાળ, ૨૨ સંયુકતપ્રાંત, ૧ પંજાબ તથા ૨ મધ્યપ્રાંતમાં હતાં.

## સિમેન્ટ

**પરદેશી સિમેન્ટની આયાતમાં ઘટાડો**

૪૨. હિન્દમાં સિમેન્ટના ઉદ્યોગનો વિકાસ થવાને લીધે પરદેશથી થતી સિમેન્ટની આયાતમાં ઘટાડો થતો રહ્યો છે. ૧૯૩૨–૩૩ ના આંકડા પ્રમાણે માત્ર ૮૩૦૦૦ ટન પરદેશી સિમેન્ટ આયાત થયો હતો અને તેની કીમત ૨૯ લાખ હતી. તેમાં જાપાનનો હિસ્સો ૩૯૦૦૦ ટન હતો.

**ઉદ્યોગનો વિકાસ**

૪૩. ૧૯૦૪ માં મદ્રાસમાં પોર્ટલેન્ડ સિમેન્ટ બનાવવાની શરૂઆત થઇ. ૧૯૧૨–૧૩ માં મોટા પાયા ઉપર સિમેન્ટ બનાવવાની ત્રણ કંપનીઓ નીકળી. પોરબંદરની ઇંડિયન સિમેન્ટ કંપનીએ કામ શરૂ કર્યાં પછી કટની સિમેન્ટ અને ઈન્ડસ્ટ્રિયલ કંપની તથા બુન્દી પોર્ટલેન્ડ સિમેન્ટ કંપની નીકળી. વિશ્વયુદ્ધ દરમ્યાન સિમેન્ટના ઉદ્યોગનો વિકાસ થયો ને સરકારે હિન્દી કારખાનાંમાં બનતો સિમેન્ટ મોટા પ્રમાણમાં ખરીદી લેવા માંડયો. આ ઉદ્યોગમાં સારો નફો મળતો હોવાથી વિશ્વયુદ્ધ પછીના તેજીના વખતમાં નવી સાત સિમેન્ટ કંપનીઓ નીકળી અને જૂની કંપનીઓએ બમણો માલ પેદા કરવા માંડયો. નવી કંપનીઓ પૈકી છએ તો ૧૯૨૩ માં કામ શરૂ કરી દીધું. ૧૯૧૪ માં હિન્દી સિમેન્ટ ફક્ત ૯૪૫ ટન બનતો તે ૧૯૨૪ માં ૨૩૬·૭૪૬ ટન બનાવવામાં આવ્યો. આવા એકદમ થયેલા વિકાસને લીધે પરદેશી સિમેન્ટની આયાત ઘણી ઘટી ગઈ. હિન્દી સિમેન્ટ બ્રિટિશ માલ કરતાં ઊતરતો નથી અને જર્મની, ઇટાલી, બેલ્જિયમના ઊતરતી જાતના સિમેન્ટ કરતાં ચઢિયાતો છે. સિમેન્ટનાં કારખાનાંઓથી દૂર હોવાથી મદ્રાસ પરદેશી સિમેન્ટ વધારે પ્રમાણમાં આયાત કરે છે.

૪૪. આ ઉદ્યોગ માટે રક્ષણ માગવામાં આવ્યું હતું, પરંતુ

**રક્ષણનો પ્રશ્ન**

હિન્દી કારખાનાંમાં બનતો સિમેન્ટ દેશની જરૂરિયાત કરતાં વધારે બને છે ને આયાત સિમેન્ટના ભાવ કરતાં હિન્દી કારખાનાંઓની અંદરઅંદરની હરીફાઇને લીધે સિમેન્ટના ભાવ વધારે રહેતા નહિ હોવાથી સંરક્ષક આયાતજકાત નાખવાની ટૅરિફ બોર્ડે ભલામણ કરવાની ના પાડી. ત્યારપછી સિમેન્ટની માંગ વધતાં ૧૯૨૭ થી સ્થિતિ સુધરી છે, અને પૉર્ટલૅન્ડ સિમેન્ટ સિવાય બાકીના સિમેન્ટ તથા સફેદ પૉર્ટલૅન્ડ સિમેન્ટ ઉપર ૩૦ ટકા જકાત નાખી બ્રિટનને દસ ટકાની પસંદગી આપી તેને માટે ૨૦ ટકા જકાત સરકારે નાખી છે. વિશ્વયુદ્ધ પહેલાં સિમેન્ટની જેટલી માંગ હતી તે કરતાં હાલમાં આપણી માંગ ત્રણ ગણી થઈ છે. પૂલ તથા ભારે મજબૂત બાંધકામ માટે હવે પોલાદને બદલે લોહ કૉન્ક્રીટનો ઉપયોગ વધારે થાય છે.

## દીવાસળીનાં કારખાનાં

**નિરાશાજનક શરૂઆત**

૪૫. દીવાસળીઓ ઘેરઘેર વપરાય છે, પરંતુ ૧૯૨૨ સુધી આપણા દેશમાં આ ઉદ્યોગનો વિકાસ થયો ન હતો. ફક્ત અમદાવાદમાં ગુજરાત ઇસ્લામ મૅચ ફૅકટરી ૧૮૯૫ માં સ્થપાઈ હતી, અને ત્યાર પછી નાના પાયા ઉપર દીવાસળીનાં કારખાનાં નીકળી તે નબળા વહીવટ, અપૂરતી મૂડી તથા અયોગ્ય સ્થાનને લીધે નિષ્ફળ નીવડયાં હતાં.

**દીવાસળીના ઉદ્યોગનો વિકાસ**

૪૬. પરંતુ ૧૯૨૧ માં પરદેશથી આયાત થતી દીવાસળી ઉપર ભારે જકાત પડવાથી હિન્દમાં દીવાસળીનાં કારખાનાં કાઢનારને રક્ષણ મળે એમ હતું. વળી દીવાસળીની પેટીની ખપત ૧૭૦ લાખ ગ્રૂસ (Gross) ઉપરાંત હોવાથી સ્વીડનની દીવાસળી બનાવનારાની સિંડિકેટે આયાત થતી દીવાસળીની પેટીઓ ઉપર પડેલી સો ટકા ઉપરાંતની જકાતને લીધે હિન્દમાં દીવાસળીનાં કારખાનાં ઊભાં કર્યાં. અને આજે પણ આ ઉદ્યોગનો મોટો હિસ્સો એ

સ્વીડિશ મહાજનોના હસ્તક છે. દુનિયામાં બનાવવામાં આવતી દીવાસળીઓ પૈકી ૭૦ ટકા આ સિંડિકેટના હસ્તક છે. આ ઉદ્યોગને સંરક્ષણ આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં ટૅરિફ બોર્ડે ઉત્પન્ન માટે લેવાની રેવેન્યુ જકાતને સંરક્ષક જકાતમાં ફેરવી નાખવા ભલામણ કરી, પણ સ્વીડિશ કંપની સામે હિન્દી કારખાનદારોને રક્ષણ આપવાં કાંઈ પણ કરવા ના પાડી. સરકારે ૧૯૨૮ માં એ ભલામણ પ્રમાણે દીવાસળીના ઉદ્યોગને સંરક્ષણ આપનાર બિલ રજૂ કરતાં વડી ધારાસભાએ પસાર કર્યું. આ સંરક્ષણનો લાભ સ્વીડિશ કંપનીને મળવા દેવા માટે સરકાર સામે વિરોધ ઊઠયો, પણ હિન્દી હિત જાળવવા માટે ખાસ ઇલાજ લઈ સ્વીડિશ સંઘટન ભયરૂપ ન બને અને ધંધો એકહથ્થુ ન કરે તે માટે કાળજી લેવાનું સરકારે જાહેર કર્યું હતું. ૧૯૩૧ ના સપ્ટેંબરથી જકાત ઉપરાંત આયાત માલ ઉપર ૨૫ ટકા સરચાર્જ (વધારાનો કર) લેવામાં આવે છે.

**ઉદ્યોગની વર્તમાન સ્થિતિ**

૪૭. ૧૯૩૨ માં મુંબઈ ઇલાકામાં ૧૨, બંગાળામાં ૧૪, બર્મામાં ૪, તથા સંયુક્તપ્રાંત અને આસામમાં ૧–૧ દીવાસળીનાં કારખાનાં હતાં; આ ઉદ્યોગના વિકાસને લીધે ૧૯૩૨–૩૩ માં ફક્ત ૫૬ હજાર રૂપિયાની દીવાસળીની પેટીઓ આયાત થઈ હતી, પરંતુ છેલ્લા બજેટ પ્રમાણે દર ૧૪૪૦ દીવાસળીએ નાખેલી ચાર આનાની આબકારી જકાતને લીધે દેશનાં દીવાસળીનાં કારખાનાંને ધક્કો લાગ્યો છે, અને કેટલાંક કારખાનાં બંધ થયાં છે.

## પરચૂરણ ધંધાઓ

**કેટલાક પરચૂરણ ધંધા**

૪૮. છાપખાનાંની શાહીના ધંધાને ઉત્તેજન આપવા સારુ ટૅરિફ બોર્ડે આયાત જકાતમાં વધારો કરાવ્યો છે. બહારની મદદ વગર ભવિષ્યમાં ધંધો ઊભો રહી શકશે એવી ખાત્રી ન થવાથી મેગ્નેશિયમ ક્લોરાઈડનાં કારખાનાંના ઉદ્યોગને સંરક્ષણ આપવાની ના પાડવામાં આવી. કોલસાના ઉદ્યોગને

સંરક્ષક આયાત જકાતનું રક્ષણ આપવાની સરકારે ના પાડી હતી. તે જ પ્રમાણે ભાવ કાપીને હરીફાઈ કરનાર પરદેશી કંપનીઓ સામે હિન્દી પેટ્રોલિયમ ઉદ્યોગને પણ રક્ષણ આપવા ટૅરિફ બોર્ડે ના પાડી અને એ હરીફાઇ બંધ પડી. કંપનીઓ વચ્ચે સુલેહ થતાં રક્ષણની જરૂર પણ રહી નહિ.

**બીજા પરચૂરણ ધંધા**

૪૯. આ સિવાય પરચૂરણ ઉદ્યોગોમાં બીડી ( સિગારેટ ) નાં કારખાનાં, બેકરી ( ભઠિયારખાનાં ) બિસ્કિટ અને વિલાયતી મીઠાઈનાં કારખાનાં, દારૂ બનાવવાનાં કારખાનાં, ચા તથા કૉફીનાં કારખાનાં, ડેઈરી ( દુગ્ધાલયો ) આટાની મિલો, ચોખાની મિલો, બરફ અને સોડા લેમન વગેરેનાં કારખાનાં, જવ ( બાર્લી ) નાં કારખાનાં, હોટેલો, વીશીઓ વગેરે ખાદ્યપેય વસ્તુઓના ઉદ્યોગોનો સમાવેશ થઇ શકે. હાડકાંનો લોટ બનાવી ખાતર બનાવવું, ગૅસ વર્ક્સ, ઈંટો તથા ટાઇલ્સનાં કારખાનાં, પૉટરી વર્ક્સ, ચૂનાની ભઠ્ઠીઓ, પ્યાલા રકાબી વગેરે ક્રોકરી સામાન ઇસ્પીતાલને ,ઉપયોગી બરણીઓ વગેરે; ફાયરબ્રિક ( અગ્નિઈંટ ), સપાટી ઉપરના પથ્થરની કૂંડીઓ, પથ્થરની ટાઇલ્સ વગેરે ઉદ્યોગો નાનામોટા પાયા ઉપર ચાલે છે.

**જીન તથા પ્રેસ**

૫૦. કપાસ પીલવા તથા રૂની ગાંસડીઓ બાંધવા માટે, તેમ જ શણની ગાંસડીઓ બાંધવાનાં જીન તથા પ્રેસની સંખ્યા ઘણી મોટી છે. આ કારખાનાં મોસમમાં ચાલે છે અને મજૂરોની મોટી સંખ્યાને રોજી આપે છે.

**છાપખાનાં વગેરે**

૫૧. વહાણો બાંધવાનો ધંધો સવાસો વરસ ઉપર સારો ચાલતો હતો, પણ સ્ટીમરો નીકળ્યા પછી એ ધંધો ભાગી પડયો છે. છાપખાનાંનો ધંધો વિકાસ પામતો જાય છે, તેમ પુસ્તક પ્રકાશનનો

ધંધો પણ ઠીક ચાલે છે. દોરડાં બનાવવાનાં કારખાનાં નીકળ્યાં છે, તેમ રબરની વસ્તુઓ બનાવનાર કારખાનાં પણ શરૂ થયાં છે. લાકડાં વહેરવાની તો ઘણી મિલો છે.

**ઍલ્યુમિનિયમ વગેરે ઉદ્યોગો**

૫૨. ઍલ્યુમિનિયમનાં વાસણો તથા બીજો સામાન, એનેમલનો સામાન પરદેશી માલ સાથે ટક્કર ઝીલે એવો બને છે. પેન્સિલો, હોલ્ડરો, નિબો, લખવા-કરવાનું સાહિત્ય, બાંધકામનો લોખંડી સામાન, તથા આપોઆપ બંધ થઇ જતા સ્પ્રિંગના દરવાજા, દોરડાં, એન્જીનિયરિંગ સ્ટોર્સ, દાક્તરી વાઢકાપનાં હથિયારો તથા સાધનો, શરબતો તથા મસાલા બ્રશ, ગ્રામોફોન રેકોર્ડ વગેરે નવા ઉદ્યોગોનો વિકાસ થતો જાય છે.

**મોટરકાર વગેરે**

૫૩. હાલમાં શેવરોલેટ કંપની બહારથી મોટર ગાડીના વિભાગ મગાવી પોતાના કારખાનામાં ભેગા કરી મોટરકાર બનાવે છે; તેમ જ સર વિશ્વેશ્વરૈયા મોટી થાપણ સાથે હિંદી મોટર–કાર કારખાનું ઊભું કરવા તૈયારી કરે છે. દેશી સાઇકિલો તથા ટ્રાઇસિકલો બનવા માંડી છે. ઈલેકટ્રિક ક્લૉકનો નવો ધંધો શરૂ થયો છે. છાપખાનાંને ઉપયોગી ટાઇપ તથા બ્લૉક બનાવનારી ફાઉન્ડ્રીઓ વિકાસ પામતી જાય છે, તેમ એ ઉદ્યોગને લગતાં યંત્રો બનાવવા પ્રયત્ન થાય છે. ટૂંકામાં કહીએ તો સુધરેલી દુનિયામાં ચાલતા ઉદ્યોગો પૈકી લગભગ ઘણાખરા ધંધા નાનામોટા પ્રમાણમાં શરૂ થયા છે.

**સફળતા કયારે મળે**

૫૪. હિન્દી ઉદ્યોગોના વિકાસમાં મેનેજીંગ એજન્સી પદ્ધતે શરૂઆતમાં સારો ફાળો આપ્યો હશે, પરંતુ આજે તો તેના અનેક દોષોને લીધે તે શાપ સમાન નીવડી છે, અને ઉદ્યોગોના વિકાસ માટે તે પદ્ધતનો જેમ બને તેમ જલદી અંત લાવવાની અથવા તેમાં આવદારદાયક ફેરફાર કરવાની જરૂર છે.

ઇંડિયન કંપનીઝ એક્ટમાં થયેલ નવા સુધારાથી આ જરૂરિયાત કેટલેક અંશે પાર પડી છે. જે તે ઉદ્યોગ સંબંધે છેલ્લામાં છેલ્લા કયા સુધારા હરીફાઈ કરનારા દેશોમાં દાખલ થયા કરે છે તે ઉપર લક્ષ રાખી તે હિન્દના જે તે ઉદ્યોગમાં જરૂર પ્રમાણે દાખલ કરવાની કાળજી રાખવામાં આવે તો સંરક્ષક આયાતજકાતની મદદ માગવાની જરૂર પગભર થતા ઉદ્યોગો પૂરતી ઘટતી જાય. આપણા મજૂરોને છેલ્લામાં છેલ્લી ઢબની જે તે ઉદ્યોગના કામની તાલિમ મળે અને મજૂરોની કાર્ય-ક્ષમતા વધતાં ઉદ્યોગો પરદેશી આયાત થતી ચીજોની હરીફાઈમાં ટકી શકશે.

ઉદ્યોગોમાં મિલએજન્ટોને પેદાશ ઉપર અથવા વેચાણ ઉપર કમિશન આપવાનો રિવાજ છે તેને બદલે ફક્ત નફા ઉપર કમિશન આપવામાં આવે તો નફો વધારવા તરફ તેઓ લક્ષ વધારે આપે. ઉદ્યોગો માટે જરૂરી નાણાં બેંકો મારફત મેળવવાની પ્રથા દાખલ કરી કારખાનાંઓને ત્રાહિત માણસો પાસેથી લોનડિપોઝિટ લેવાની મનાઇ કરવામાં આવે તો લાંબી મુદ્દત માટે જરૂરી મૂડી ઔદ્યોગિક બેંકો મારફત ઉદ્યોગોને મળે અને એજન્ટોની પ્રતિષ્ઠા ઉપર નાણાં લેવાનો વખત ન આવે. મેનેજીંગ એજન્સીને બદલે યુરોપ અમેરિકામાં ઉદ્યોગો ચલાવવા માટે પગારદાર જનરલ મેનેજર રાખી ડાયરેકટરોની બોર્ડ વહીવટ કરે છે. ડાયરેકટરોની બોર્ડમાં જે તે ઉદ્યોગના નિષ્ણાત તથા માહિતગાર પ્રતિષ્ઠિત હોશિયાર તથા પ્રામાણિક માણસો હોય તેમ જ નાણાં ધીરનાર બેંક તરફે ડાયરેકટર હોય તો કારખાનાના વહીવટમાં સારો સુધારો થાય. ફક્ત મિલએજન્ટના લાગતા વળગતાના હાથમાં ધંધાની લગામ આવી જાય, કાચો માલ પૂરો પાડવામાં અથવા બનતા માલની ખરિદમાં હિત સંબંધ ધરાવવાને લીધે અગર બીજા કોઈ કારણે કંપનીના એજન્ટના દબાણમાં રહેતા માણસોને ડાયરેકટર તરીકે ચૂંટી કાઢવાને લીધે ઉદ્યોગની પાયમાલી થાય છે. સ્વતંત્ર મગજના વેપાર ઉદ્યોગની અનુભવની શાળામાં

કાબેલ થયેલા પ્રતિષ્ઠિત તથા પ્રામાણિક માણસો ડાયરેક્ટરોની સભામાં હાજર રહી શકે એમ હોય તો ઉદ્યોગની સફળતા માટે સારી આશા બંધાય. બાકી શોભાના ગાંઠિયા જેવા ડાયરેક્ટરોથી શુક્રવાર નહિ વળે.

## જકાત સમિતિની ભલામણો

**વિવેકનિષ્ઠ સંરક્ષણ**

૫૫. હિન્દી ઉદ્યોગોને સંરક્ષણ આપવા માટે વિવેકનિષ્ઠ સંરક્ષણનાં ધોરણો ફિસ્કલ કમિશન ( જકાત સમિતિ ) ની બહુમતીએ ઠરાવ્યાં છે. તે મુજબ (૧) જે ઉદ્યોગને રક્ષણ આપવા માગણી હોય તે ઉદ્યોગ માટે જરૂરી કાચી પેદાશ વગેરે જરૂરી ચીજો સહેલાઇથી મેળવવાની દેશમાં કુદરતી અનુકૂળતા હોવી જોઈએ; (૨) તે ઉદ્યોગની બનાવટો માટે દેશભરમાં માંગ હોવી જોઈએ; (૩) કાર્યક્ષમ મજૂરો પૂરતા પ્રમાણમાં મળવાની સવડ હોવી જોઈએ; (૪) સાંચાકામ ચલાવવા માટે સોંઘી ‘શક્તિ’ (energy, power) મળવાના સંજોગો હોવા જોઈએ; (૫) સંરક્ષણ વગર એ ઉદ્યોગોનો વિકાસ થઈ શકે એમ નથી અથવા દેશના હિત ખાતર જેટલો જલદી વિકાસ થવો જોઇએ તેટલો જલદી વિકાસ થાય એમ નથી એવી ખાત્રી થવી જોઈએ; (૬) અમુક મુદત પછી સંરક્ષણ વગર એ ઉદ્યોગ પોતાના પગ ઉપર ઊભો રહી શકશે એમ લાગવું જોઇએ; (૭) ઉદ્યોગના વિકાસ સાથે ચઢતી પેદાશનું ધોરણ લાગુ પડે તથા દેશની એ ઉદ્યોગ પૂરતી તમામ જરૂરિયાત નજીકના ભવિષ્યમાં પૂરી પાડવા સફળતા મળશે એમ લાગવું જોઈએ. જો કોઈ ઉદ્યોગની બનાવટો દેશની પૂરી માંગને પહોંચી વળે એમ ન હોય તો તે ઉદ્યોગને સંરક્ષણ આપી માલ વાપરનાર વર્ગને માથે જકાતનો કાયમનો બોજો નાખવો વ્યાજબી નથી.

**ડંપિંગની બદી**

૫૬. આ સિવાય કેટલીક વખતે આયાત કરનાર દેશના ઉદ્યોગોનો નાશ કરી અથવા નિર્બળ બનાવી તેની હરીફાઈ તોડી પાડવા માટે નિકાસ કરનાર દેશ ખોટ ખાઇને પડતર કિંમતથી ઓછા

ભાવે માલ ખરીદનારને પૂરો પાડવા ગ્રાહક દેશમાં મોટા પ્રમાણમાં માલ ઠાલવે છે તેને 'ડંપિંગ' કહે છે. આવા પ્રસંગે થોડા વખત માટે કારખાનાંની બનાવટો નિકાસ કરનાર દેશના ઉદ્યોગો ખોટ ખમે છે, પણ આયાત કરનાર દેશના સંઘટિત ઉદ્યોગનો નાશ થતાં અથવા તે નબળા પડતા એ દેશની હરીફાઇ બંધ પડે છે, અને હરીફાઈના અભાવે પોતાના માલના ભાવે વધારીને ખોટનો બદલો લઈ લે છે અથવા પોતાના દેશમાં દેશબાંધવોને મોંઘો માલ વેચી પરદેશ કરેલી આયાતમાં ગયેલી ખોટ પૂરી કરી લે છે. આવા પ્રસંગે નિકાસ કરનાર દેશના માલ ઉપર ભારે જકાત નાખી તે માલની કીમત બજારમાં દેશની બનાવટોની કીમત કરતાં ઓછી ન રહે તે માટે ઉપાય લેવા પડે છે, ને તેનો તાજો દાખલો જાપનના સૂતરાઉ કાપડ ઉપર ૧૯૩૩ માં નખાયેલી ખાસ જકાત પૂરો પાડે છે.

**નિકાસ કરનાર દેશના ચલણના ભાવ ઘટવા**

૫૭. વળી નિકાસ કરનાર દેશના ચલણની કીમત ઘટી જતાં માલ સોંઘો થઇ જાય છે; તે વખતે પણ એ ઘટાડાને પહોંચી વળે એટલી આયાત–જકાત નાખી દેશના ઉદ્યોગોનું રક્ષણ કરવું પડે છે. જાપાનના યેનના ભાવ તૂટવાને લીધે પણ જાપાની કાપડ સસ્તું મળતું હતું તેનો દેશના ઉદ્યોગના રક્ષણ ખાતર પ્રતિકાર કરવાની જરૂર હોવાથી આયાત જકાતમાં વધારો કરવાની જરૂરી પડી હતી.

**રાજ્ય મદદ સામે રક્ષણ**

૫૮. વળી જે બનાવટોની નિકાસને ઉત્તેજન આપવા માટે નિકાસ થતા માલ ઉપર રાજ્ય તરફથી અમુક ધોરણે નાણાંની મદદ અથવા બક્ષિસ મળતી હોય તેવા આયાત થતા માલની હરીફાઇ સામે દેશના ઉદ્યોગોને રક્ષણ આપવા માટે એ મદદ અગર બક્ષિસ-ની અસર નાબૂદ કરવા માટે આયાત. જકાતમાં વધારો કરવા કાયદાથી કર્યું છે.

**વિકસેલા ઉદ્યોગોને સંરક્ષણ**

૫૯. જો કે સંરક્ષણની જરૂર ખાસ કરીને ઉદ્યોગોની બાલ્યાવસ્થામાં રહે છે, તોપણ કેટલાક પ્રસંગે પરરાજ્યના ચલણના ભાવ તૂટવાને લીધે અગર બીજા કોઈ એવા જ અસાધારણ કારણને લીધે સારી રીતે વિકાસ પામેલા ઉદ્યોગો જોખમમાં આવી પડે ત્યારે તેમને સંરક્ષણ આપવાની જરૂર પડે છે; ને એવા બનાવ હિન્દના સુતરાઉ કાપડ-ઉદ્યોગને અંગે ગેરવ્યાજબી હરીફાઈને લીધે બન્યા છે.

**નવા ઉદ્યોગને સંરક્ષણ ન મળે**

૬૦. જકાત કમિશન તદ્દન નવીન ઉદ્યોગને રક્ષણ આપવાની જરૂર જોતું નથી, પરંતુ કેટલાક પ્રસંગે તે શરૂ કરતાં પહેલાં સરકાર મદદની ખાત્રીની જરૂર રહે છે. એ કમિશન સંરક્ષક જકાતોને બદલે જે તે ઉદ્યોગને bounty (બક્ષિસ) આપી માલ ખરીદનાર વર્ગ ઉપર વધારે બોજો ન પડે એવી રીતે ઉત્તેજન આપી શકાતું હોય તેમ તો કરવા ભલામણ કરે છે; પણ સંરક્ષક જકાત નાખવા કમિશન ભલામણ કરતું નથી.

**જકાત એટલી ભારે ન હોવી જોઇએ કે જેથી વિકાસ કરવા ઇચ્છા ન રહે**

૬૧. કોઇ પણ ઉદ્યોગને આપવામાં આવતું સંરક્ષણ એવા પ્રકારનું હોવુ જોઇએ કે તેથી તેને વિકાસ કરવાનો ઉત્સાહ રહે. જો બહુ ભારે આયાત જકાત નાખવામાં આવે તો બહારની હરીફાઈ નષ્ટ થતાં ઉદ્યોગ ચલાવનારા આળસુ થઇ વિકાસ કરવા તરફ બેદરકાર રહે એવો ભય રહે છે. તેથી સંરક્ષક જકાત કેટલી નાખવી તે નક્કી કરવાનો પ્રશ્ન ગૂંચવણ ભર્યો હોવાથી જે તે ઉદ્યોગ સંબંધે ટૅરિફ બોર્ડે તપાસ કરવાની હોય છે. વખતોવખત જે તે ઉદ્યોગની તપાસ લેવામાં આવવાથી સંરક્ષક જકાત વધતી ઓછી કરવાનું સરળ થાય છે.

## લઘુમતી અભિપ્રાય

૬૨. જકાત કમિશનની લઘુમતીએ પોતાનો ભિન્નમત નોંધ્યો છે. એ ભિન્ન મત ઉપર કમિશનના પ્રમુખ તથા ચાર હિન્દી સભ્યોએ સહી કરી છે. તેઓ કહે છે કે બહુમતી રિપોર્ટમાં સંરક્ષણ સંબંધે અનેક શરતો મૂકી સંરક્ષણ આપવું કેટલેક અંશે મુશ્કેલ બનાવ્યું છે. સરકારે જાહેર કરવું જોઇએ કે અમે હિન્દના ઉદ્યોગોને મદદ કરીશું અને સંરક્ષક જકાત નાખીશું, અને તમામ લાયક ઉદ્યોગોને સંરક્ષણ આપી હિન્દુસ્તાન શું પરંતુ પરદેશનાં બજારો પણ કબજે કરવા મદદ કરીશું. આર્થિક બાબતોમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જેટલું પૂર્ણ સ્વાતંત્ર્ય મળ્યા પછી વડી ધારાસભાના બિનસરકારી સભ્યોના મતાનુસાર પસંદગીની જકાતનો દિલસોજીથી વિચાર કરી શકાય, તે પહેલાં પસંદગીની જકાતનું ધોરણ ન સ્વીકારાય. જે સંસ્થાનોમાં હિન્દીઓ તરફ અસમાન વર્તન રાખવામાં આવતું હોય તે સંસ્થાનોને કોઇ પણ જાતની છૂટછાટ, હિન્દને આર્થિક લાભ થાય એમ હોય તો પણ, આપવી નહિ. સંરક્ષણનો લાભ પરદેશી મૂડીથી તથા પરદેશી વ્યવસ્થા નીચે ચાલતાં કારખાનાંને નહિ મળવો જોઇએ. હિન્દી મૂડીથી ચાલતાં હોય તથા હિન્દી વ્યવસ્થા, તથા હિન્દી અંકુશ નીચે જે કારખાનાં હોય તેમને સંરક્ષણ આપવું જોઇએ તથા જે કંપનીઓ આ શરતો કબૂલ કરીને પાળે તેમ હોય તેમને જ સંરક્ષણનો લાભ મળવો જોઇએ. ટેરિફ બોર્ડમાં બધા સભાસદને સરકારે ન નીમતાં બે સભાસદો ધારાસભાએ ચૂંટેલા હોવા જોઇએ તથા અધ્યક્ષ અનુભવી ધારાશાસ્ત્રી હોવો જોઇએ.

૬૩. બહુમતી તથા લઘુમતી વચ્ચે ઉપર પ્રમાણે મતભેદ હતો.

**તુલના**

બહુમતી પ્રમાણે સંરક્ષક જકાતનો લાભ આપવાને પ્રસંગે પરદેશી મૂડી તથા વ્યવસ્થા તથા અંકુશનો પ્રશ્ન ઊભો ન કરવો જોઇએ, માત્ર રાજ્ય તરફથી આર્થિક મદદ આપતી વખતે હિન્દી મૂડી, હિન્દી

વ્યવસ્થા તથા હિન્દીઓને વિશિષ્ટ જ્ઞાન તથા અનુભવ મેળવવાની સગવડ કરી આપવાની શરતો રાખી શકાય. લઘુમતીનું કહેવું એવું હતું કે આર્થિક મદદ પ્રજાના પૈસામાંથી કરવી અથવા સંરક્ષક જકાત નાખી વધારે કીમતે માલ વેચવા હિન્દનાં કારખાનાંને તક આપવી એ બન્ને પ્રસંગમાં તાત્ત્વિક ભેદ નથી. તેથી પરદેશી મૂડી-દારોને સીધી યા આડકરી મદદ રાજ્ય તરફથી આપવામાં આવે તો તેમને મૂડીના હિન્દીકરણ માટે, વ્યવસ્થાના હિન્દીકરણ માટે, તથા હિન્દીઓનો ઉદ્યોગ ઉપર અંકુશ રહે એવી ગોઠવણ કરવા માટે તેમ જ હિન્દીઓને ઉદ્યોગ સંબંધે વિશિષ્ટ જ્ઞાન તથા અનુભવ મળે એવી સવલતો આપવા માટે ફરજ પાડવી જોઇએ. લઘુમતીના આ મતને દેશના હિન્દી પ્રજામતનો ટેકો મળે છે અને દેશના હિતની દૃષ્ટિએ આ શરતો આવશ્યક છે. પરંતુ લઘુમતીની ભલામણો પ્રમાણે અમલ થતો નથી અને કમિશનની બહુમતીના મત પ્રમાણે અમલ થાય છે તેથી આ ચર્ચા ફક્ત તાત્ત્વિક જ બની ગઈ છે.

**બીજા ધંધાને ધોકો ન લાગે એવી રીતે સંરક્ષણ આપવું જોઇએ**

૧૪. સંરક્ષણ આપતી વખતે, કોઈ ચીજ બીજા કોઈ ધંધામાં કાચી પેદાશ તરીકે વપરાતી હોય તો એ ધંધાને ધોકો ન પહોંચે અને એ ઉદ્યોગ માટે તે ચીજ સોંઘી મળવામાં બાધ ન આવે એવા અપવાદ સંરક્ષક જકાતમાં દાખલ કરવા જોઇએ; નહિ તો, એક ધંધાને રક્ષણ આપવા જતાં બીજો ધંધો પડી ભાગશે.

**ઉદ્યોગો માટે અનુકૂળતા**

૧૫. આપણા દેશમાં અર્વાચીન દુનિયાના લગભગ બધા જ ઉદ્યોગો માટે પૂરતી કાચી પેદાશ થાય છે ને તેથી લગભગ બધી બાબતોમાં આપણો દેશ સ્વાશ્રયી થઈ શકે એમ છે. એવા સંજોગોમાં વિવેકનિષ્ઠ સંરક્ષણનું ધોરણ સ્વીકારી ટેરિફ બોર્ડ મારફત લાંબી તપાસ કરાવવાનો વિધિ દ્રાવિડી પ્રાણાયામ

જેવો ઘણે અંશે લાગે છે. દેશના જુદા જુદા ભાગ જુદા જુદા ઉદ્યોગોના વિકાસ માટે લાયક છે, અને હવાપાણીની વિવિધતા, કાચી પેદાશની વિવિધતા તથા સગવડોની વિવિધતાને લીધે એવા થોડા જ ઉદ્યોગો નીકળશે કે જે ઉદ્યોગો માટે આપણા દેશમાં અનુકૂળ પરિસ્થિતિ ન હોય. તેમ છતાં ટૅરિફ બોર્ડની ગળણીમાંથી ગળાઈને આવતા ઉદ્યોગોને રક્ષણ આપવાની સગવડ માટે પણ આપણે રાજ્યનો આભાર માનવો પડે. નવા રાજ્યબંધારણમાં દાખલ થયેલી વેપાર ઉદ્યોગ સંબંધી સલામતીઓને લીધે આપણા ઉદ્યોગોના વિકાસમાં તથા વેપારની વૃદ્ધિમાં ઝડપી પ્રગતિ કરવી મુશ્કેલ છે.

**મોટું ગ્રાહક સરકાર**

૬૬. બ્રિટિશ હિન્દની વડી સરકાર તથા પ્રાંતિક સરકારો માટે માલની ખરીદી કરવી પડે છે. સરકાર એ એક સૌથી મોટું ઘરાક છે. સરકાર જો પોતાને જોઇતો સામાન હિન્દી બનાવટનો લે તો હિન્દી ઉદ્યોગોને સારું ઉત્તેજન મળે. તેથી હિન્દી સરકારે જે સામાન હિન્દી બનાવટનો મળી શકે તે લેવા તેમ જ હિન્દી પેઢીઓ મારફત પરદેશથી આયાત થતો સામાન લેવાનું ધોરણ સ્વીકાર્યું છે.

**ઔદ્યોગિક શિક્ષણ**

૬૭. ઉદ્યોગોના વિકાસ માટે ઔદ્યોગિક હુન્નરકળાની કેળવણીની જરૂર છે. તે માટે હિન્દમાં પૂરતાં સાધનો નથી, તે રાજ્યે પૂરાં પાડવાં જોઈએ તથા મજૂરવર્ગ કાર્યક્ષમ બને તથા નિષ્ણાત હિન્દી દેખરેખ નીચે સારું કામ કરે એવી સગવડો આપવી જોઇએ.

**વેપારી કેળવણી**

૬૮. બજારોની માહિતી વગર ઉદ્યોગોની બનાવટોનો નફાકારક વેપાર થઈ શકતો નથી. તેથી વેપારી કેળવણી લીધેલા માણસોની જરૂર રહે છે. પરંતુ વેપારી કેળવણી માટે પણ રાજ્યે યોગ્ય પ્રબંધ કર્યો નથી તેથી એ ખામી દૂર કરવા પગલાં ભરાવાં જોઈએ.

**વેપાર ઉદ્યોગ તથા કામદાર ખાતાં**

૬૯. પ્રાંતિક સરકારો વેપારઉદ્યોગ તથા કામદારખાતાં નભાવે છે. તેમાં બંગાળાનું ખાતું સારું કામ કરે છે. આ ખાતાં ગામડાંના તથા શહેરના ગૃહઉદ્યોગોના વિકાસ તરફ વધારે લક્ષ આપે છે, તથા એમાં સુધારા કરવા શોધખોળ પણ કરે છે અને સફળતા મળતાં જે તે ઉદ્યોગમાં દાખલ કરાવવા પ્રચારકામ કરે છે. તે સિવાય એ ખાતાં ઉદ્યોગો સંબંધે માહિતી પૂરી પાડે છે, આર્થિક મદદ કરે છે, પ્રદર્શનો ભરે છે અને સંગ્રહસ્થાન રાખે છે. જુદા જુદા પ્રાંતોમાં થયેલા કાયદાઓની રૂએ ખાનગી ઔદ્યોગિક સાહસોને નવા ધંધા શરૂ કરવા લોન અપાય છે; મોટા ઉદ્યોગોને લોન આપતી વખતે તે સલામત રહે એવી તપાસ કરવી જોઇએ.

**ઓટાવા કરારની અસર**

૭૦. હિન્દ-બ્રિટન ઓટાવા કરારથી અરસપરસ ૧૦ ટકાની પસંદગી આપી જે તે દેશના માલ ઉપર ૧૦ ટકા ઓછી જકાત લેવાનું ઠર્યું હતું. પહેલા તથા બીજા વર્ષના રિપોર્ટ મુજબ આ કરારથી ગ્રેટબ્રિટનને સારો ફાયદો થયો છે, પણ હિન્દને જોઇએ તેવો ફાયદો જણાતો નથી. ઊલટ હિન્દી કારખાનાંની બનાવટોની વધારે સખત હરીફાઈ સહન કરવી પડી છે ને તેટલે અંશે સંઘટિત ઉદ્યોગોને ખમતું પડયું છે. ખેતીની પેદાશ લેનાર પરરાજ્યોના માલ ઉપર જકાત વધારે રહેવાથી એ રાજ્યોનો માલ આપણે ત્યાં ઓછો ખપે છે; તેથી એ રાજ્યોએ હિન્દમાંથી નિકાસ થતી કાચી પેદાશોની પોતાના દેશમાં થતી આયાત ઉપર અંકુશો મૂકયા છે, અને હિન્દ પાસેથી ખરીદી પરરાજ્યોમાં થતી ઓછી નિકાસને લીધે જતું નુકશાન ભરપાઈ કરવા માટે ગ્રેટબ્રિટને જેટલો માલ લેવો જોઇએ તેના પ્રમાણમાં ઓછો લીધેલો હોવાથી આપણા નિકાસ વેપારને ધોકો પહોંચ્યો છે. માત્ર આર્જેન્ટાઇનમાં ૧૯૩૨-૩૩ માં અળસીનો પાક નિષ્ફળ જવાને લીધે હિન્દી અળસીની ખપત

સારી થઈ હતી. હિન્દને પસંદગીની નીતિ અનુકૂળ આવતી નથી એમ જે લોર્ડ કર્ઝને હિન્દના ગવર્નર જનરલ તથા વાઈસરોય તરીકે જાહેર કર્યું હતું તે આજે પણ સાચું છે એમ ઓટાવા કરારના અમલના રિપોર્ટ ઉપરથી જણાય છે. નિકાસ વેપારને નુકસાન ન જાય એટલા સારુ જુદા જુદા દેશો સાથે જુદા વેપારી કરાર કરી અરસપરસ સગવડો આપવાની જરૂર છે ને તે માટે રાજ્યે યોગ્ય પગલાં લેવાં જોઈએ. જાપાને ખરીદવાના હિન્દી રૂના પ્રમાણ તથા જાપાની કાપડની આયાતનું પ્રમાણ ઠરાવનાર કરારોનો પ્રામાણિકપણે અમલ થાય તો આવા કરારોની ઉપયોગિતા ઉપર ખરું અજવાળું પડે.

ઓટાવા કરાર રદ કરવા વડી ધારાસભાએ ઠરાવ પસાર કરવાથી ગ્રેટબ્રિટનને ઓટાવા કરારનો અંત લાવવા માટે હિન્દી સરકારે નોટિસ (ખબર) આપી હતી, છતાં હિન્દના માથે ઓટાવા કરારને મળતા નવા હિન્દબ્રિટન વેપારી કરારના ગવર્નર જનરલની ખાસ સત્તા વાપરીને વડી ધારાસભાના મત વિરુદ્ધ હાલમાં ઠોકી બેસાડવામાં આવ્યા છે.

# પ્રકરણ ૧૦ મું

## અવરજવરનાં સાધનો તથા વેપાર

**અવરજવરનાં સાધનોની આવશ્યકતા**

૧. ખેતી તથા હુન્નરઉદ્યોગોની પેદાશો તથા બનાવટો માટે બજાર ન હોય તો કીમત ન ઉપજે. અમુક સ્થળે સ્થાનક માંગ કરતાં વધારે પેદાશ થાય તો વધારાનો માલ જ્યાં તેને માટે માંગ હોય ત્યાં લઈ જવો જોઈએ ને તે માટે અવરજવરનાં સાધનો જોઈએ.

## ૧. અવરજવરનાં સાધનો

૨. અવરજવરનાં સાધનોમાં રસ્તા, રેલ્વે, જળમાર્ગો તથા હવાઈમાર્ગો મુખ્ય છે. તેમાં હવાઈમાર્ગોનો હાલમાં જ વિકાસ શરૂ થયો છે, એટલે માલ લઈ જવા તથા લાવવામાં તેનું મહત્ત્વ નહિ જેવું જ છે. જળમાર્ગે માલ લઈ જવા લાવવા માટે સ્ટીમરયુગ પહેલાં

**દરિયા માર્ગ**

આપણા દેશમાં વહાણો બાંધવામાં આવતાં; તેમજ પરદેશની પૂર્વ સાથે વેપાર કરતી મંડળીઓ પણ પોતપોતાના દેશનાં વહાણો મારફત દરિયા પારનો વેપાર કરતી. આ વેપાર બંદરો મારફત થતો સવાસો વરસ ઉપર વહાણો બાંધવાનો ધંધો હયાત હતો અને હિંદીઓ વહાણવટું કરવાનું સાહસ ખેડતા. માલ લાવવા લઈ જવામાં ઘણા દિવસ જતા તથા વહાણો સ્ટીમરો જેટલાં વિશાળ બની શકતાં નહિ, તેથી કદમાં નાના પણ ભારે કીમતના માલનો દેશ પરદેશ વચ્ચે વિનિમય થઈ શકતો. તેમાં ઊંચા પ્રકારના સૂતરાઉ તથા રેશમી કાપડ, મરીમસાલા, કાશ્મીરી શાલો, ઊંચી જાતના ગાલીચા તથા બિછાયતી સામાન તથા ભારે કીમતના લાંબી સફરમાં ન બગડે એવાં ખાદ્યપેય તથા શરીર શણગારની અત્તરો, સુગંધીઓ વગેરે મોજશોખની ચીજોનો વેપાર થતો. હિંદમાં બ્રિટનનો પગદંડો જામ્યા પછી ઔદ્યોગિક ક્રાન્તિ તથા યંત્રયુગની શરૂઆત થઇ અને વરાળ–શક્તિથી ચાલતી સ્ટીમરોની અવરજવર શરૂ થતાં હિન્દી વહાણવટાનો ધંધો પડી ભાગ્યો, અને બ્રિટનનાં કારખાનાંઓમાં બનેલો માલ હિન્દના બજારમાં મોટા પ્રમાણમાં ઠલવાવા લાગ્યો. બ્રિટનની સ્ટીમરોનો માલ લઈ જવા લાવવાનો તેમજ ઉતારુઓ લઈ જવા લાવવાનો ધંધો યંત્રયુગની મોટા પ્રમાણમાં બનતી બનાવટોને લીધે ખૂબ ખીલ્યો ને ધંધાની બધી કમાણી બ્રિટનને મળવા લાગી, ને હિન્દી વહાણવટીઓને લાભ મળતો બંધ પડયો. તેથી હિન્દી ખલાસીઓને ભારે નુકશાન થયું. ધીમે ધીમે દરિયા પારનો વેપાર બ્રિટિશ માલેકો-

ના હાથમાં ગયો અને હિન્દના કિનારાનો જે વેપાર હિન્દી વહાણો મારફત ચાલતો હતો તે ઉપર બ્રિટનની સ્ટીમર કંપનીઓએ આક્રમણ કરી એ વેપાર પણ પોતાને હસ્તક ઘણે ભાગે લીધો. વિશ્વ યુદ્ધ પછી હિન્દમાં પહેલી હિન્દી સ્ટીમર કંપની સ્થપાઇ, તે સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની નામથી ઓળખાય છે. તેને હરીફાઈમાં તોડી પાડવા માટે પરદેશી સ્ટીમર કંપનીઓએ અનેક પ્રયત્ન કર્યા અને નૂરના દર ઘટાડી હિન્દી વેપારી નૌકાનું અસ્તિત્વ જોખમમાં મૂકવા પ્રયત્ન કર્યો હતો. હિન્દના બચાવ માટે નૌકાસૈન્યની જરૂર પડે તેમાં બીજા દેશો માફક હિન્દની વેપારી સ્ટીમરો તથા બીજાં નૌકાગમનનાં સાધનો હિન્દી માલેકીનાં હોય તો દરિયામાર્ગે હુમલો આવતાં દેશના રક્ષણમાં ખૂબ સહાયકારક થઈ પડે, એટલે રાજ્ય તરફથી હિન્દી વેપારી વહાણવટાના ધંધાની ખીલવણીને ઉત્તેજન મળવું જોઇએ. પરંતુ તેમ કરતાં ૫૦ કરોડ રૂપિયા ઉપરાંત કમાણી હિન્દમાંથી કરી જતી બ્રિટિશ સ્ટીમર કંપનીઓને નુકશાન પહોંચે, તેથી સરકાર તરફથી હિન્દી સાહસને ઉત્તેજન મળતું નથી, અને સ્થાપિત હિતોના રક્ષણના બહાના હેઠળ ફકત દેશનો કિનારાને લગતો વેપાર પણ હિન્દી કંપનીઓ માટે અનામત રાખવા સંબંધે રજૂ થયેલા 'હાજીબિલ'ને ઉડાડી મૂકવામાં આવ્યું. જ્યાં હિન્દના કિનારાનો વેપાર ફકત હિન્દીઓ માટે રાખી મૂકવા સરકાર ના પાડે છે, ત્યાં દરિયાપારના દેશો સાથે કરવાના વેપારમાં હિન્દી વહાણવટાને સરકાર ઉત્તેજન આપે એ આશા આકાશાકુસુમવત્ છે. ઊલટ ભાવિ સમૂહતંત્રની યોજનામાં હીન્દી સરકાર ભેદભાવ રાખી બ્રિટિશ વહાણવટાના સ્થાપિત લાભોને નુકશાન કરા વહાણવટાનો વિકાસ કરવા કિનારાનો વેપાર હિન્દીઓ માટે રાખી મૂકવા માટે તજવીજ ન કરી શકે એવી સલામતી દાખલ કરવામાં આવી છે.

૩. આ સિવાય ગંગા, બ્રહ્મપુત્રા વગેરે નદીઓમાં નદીઓનાં

**નદીમાર્ગ**

મુખથી ઊગમ તરફ સેંકડો માઇલ સુધી વહાણો તથા સ્ટીમ લોંચો તથા નાની સ્ટીમરો મારફત નદી માર્ગે વેપાર ચાલે છે, અને માલ લઈ જવા લાવવા સરળતા રહે છે, પણ એ માર્ગો ઉપર પણ બ્રિટિશ વહાણવટાનું ઓછાવત્તા પ્રમાણમાં આક્રમણ થયું છે. જળમાર્ગે ચાલતા કિનારાના તથા દરિયા પારના દેશો સાથે ચાલતા વેપારમાં હિન્દી વહાણવટાનો મોટો હિસ્સો રહેવો જોઈએ, અને એ ધંધો ખીલતાં લાખો લોકોને રોજી મળશે અને હિન્દીઓને ભાડાનું કરોડો રૂપિયા ઉત્પન્ન મળશે.

**રેલ્વેની નૂરનીતિ**

૪. જળમાર્ગે આવનારા આયાત માલનું નૂર ઘણું ઓછું પડે છે. હિન્દી ઉદ્યોગોની બનાવટો દેશના અંદરના ભાગમાંથી હિન્દી બંદરોમાં લઈ જવા માટે તે કરતાં અનેકગણું નૂર રેલ્વેઓને આપવું પડે છે ને તેથી હરીફાઈમાં હિન્દી ઉદ્યોગોની બનાવટો માટે નફાકારક બજાર બંદરો તથા તે નજીકના પ્રદેશમાં મેળવવું મુશ્કેલ પડે છે. હિન્દી રેલ્વેઓએ નૂરના દર એવી રીતે રાખ્યા છે કે આયાત થતી પરદેશી કારખાનાંની બનાવટો સ્વદેશી માલના પ્રમાણમાં લોકોને સોંઘી પડે અને ગામડે ગામડે પહોંચે, જ્યારે હિન્દમાંથી નિકાસ થતી કાચી પેદાશો બંદરોમાં સોંઘા ભાવે પહોંચાડી બ્રિટન તથા બીજા પરદેશી ઉદ્યોગપ્રધાન દેશોને કારખાનાંના ઉદ્યોગો માટે જરૂરની કાચી પેદાશો તેમ જ ખાવા પીવાની ખોરાકની જે ચીજો પૂરતા પ્રમાણમાં તે દેશમાં ન પાકવાને લીધે આયાત કરવાની ફરજ પડતી હોય તે વસ્તુઓ સોંઘાભાવે મેળવવામાં સરળતા થાય. આવી પક્ષપાતવાળી નીતિમાં ફેરફાર કરાવવા હિન્દીઓએ ઘણો પ્રયત્ન કર્યો છે, અને રેલ્વેના નૂરના દરમાં હિન્દી ઉદ્યોગોને અનુકૂળ કેટલાક ફેરફાર થઇ શકયા છે; તોપણ હાલમાં ખાંડના ઉદ્યોગે જે રેલ્વેનૂરના ઘટાડા માટે સવડ માગી છે, તથા કોલસાના ઉદ્યોગે તેવી સવડ મેળવવા પોકાર

કર્યો છે તે જોતાં થયેલા ફેરફાર અપૂરતા છે. રાષ્ટ્રનું હિત સધાય એવી રેલ્વેનીતિ રહેવી જોઇએ, અને હિન્દી હુન્નર ઉદ્યોગો તથા સંઘટિત મોટા પાયા ઉપર ચાલતા ધંધાઓનો સુંદર વિકાસ થાય, દેશનાં તમામ બજાર હિન્દી બનાવટોને મળે, આયાત માલ ઓછામાં ઓછો દેશમાં પેસે તથા દેશના ઉદ્યોગોની બનાવટોની નિકાસને ઉત્તેજન મળી દરિયા પારનાં બજારો હિન્દી હુન્નર ઉદ્યોગો કબજે કરી શકે એવા માલ લઇ જવા લાવવાના રેલ્વેનૂરના દર રાખવા જોઇએ.

**રેલ્વેનો વહીવટ સરકારે કરવા માગણી**

૫. પરંતુ ઘણી ખરી રેલ્વેઓનો વહીવટ કંપનીઓ હસ્તક હોવાથી બ્રિટિશ હિતોને જેમ બને તેમ લાભ આપવાનું વલણ બદલાવી હિન્દી હિતો જાળવવાની નીતિ અખત્યાર કરાવવા માટે ભગીરથ પ્રયત્ન કરવા પડે છે, તેથી હિન્દની રેલ્વેઓની માલેકી તેમ જ વહીવટ રાજ્ય મારફત કરવા હિન્દી વેપારી આલમ તથા ઉદ્યોગો માગણી કરે છે. રેલ્વે કંપનીઓ જ્યારે સ્થાપન થઇ ત્યારે લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વના મથકે લશ્કર લઇ જવા લાવવાની સવડ મેળવવા તથા બ્રિટનનાં કારખાનાંના માલ માટે હિન્દના બજારો મેળવવા તથા એ કારખાનાં માટે જરૂરી કાચી પેદાશો તથા લોકો માટે ખૂટતો સોંઘો ખોરાક મેળવવાના ઉદ્દેશો મુખ્ય હતા. વળી રેલ્વે કંપનીઓ બ્રિટિશ વ્યવસ્થા, બ્રિટિશ દેખરેખ તથા બ્રિટિશ મૂડીથી લંડનની હેડ ઓફિસોથી ચલાવવામાં આવતી હોવાથી બ્રિટિશ હિતને સર્વોપરિ ગણે એમાં નવાઈ નથી. તેથી રેલ્વે કંપનીઓના કરારોની મુદત પૂરી થતાં કરાર પ્રમાણે રેલ્વેઓ ખરીદી લેવા તેમ જ રેલ્વેઓનો વહીવટ હિન્દી પ્રજાના કલ્યાણની દૃષ્ટિએ હિન્દી પ્રજામતના ધોરણે કરવા વડી સરકાર ઉપર હિન્દીઓ દબાણ કરતા રહ્યા છે. સરકારે કેટલીક કંપનીઓની મુદત પૂરી થતાં તે ખરીદી લઈ ફરી નવી શરતોએ ઘણી રેલ્વેનો વહીવટ કંપનીઓને રેલ્વે બોર્ડની દેખરેખ નીચે

સોંપ્યો છે. માત્ર ઇસ્ટ ઇંડિયન રેલ્વે તથા જી. આઈ. પી. રેલ્વેનો સીધો વહીવટ સરકાર પોતે કરે છે. રેલ્વેઓની નોકરીઓમાં લાખો હિન્દીઓને રોજી મળે છે, પણ ઉપલા દરજ્જાની નોકરીઓમાં હિન્દીઓ ઘણા જ ઓછા હોવાથી રેલ્વે નોકરીઓનું હિન્દીકરણ વિના વિલંબે કરવા ધારાસભા મારફત દબાણ થવાથી લગભગ પોણાભાગની નોકરીઓમાં હિન્દીઓ (હિન્દના વતની થયેલા ઍંગ્લો-ઇંડિયનો સુદ્ધાંત)ને ભરવા કબૂલત અપાઈ છે; પરંતુ તેનો અમલ જોઇએ તેવો મનપૂર્વક થતો નથી.

**રેલ્વે સંબંધી આંકડા તથા રસપ્રદ માહિતી**

૬. હિંદી રેલ્વેઓનો વિસ્તાર ૧૯૩૩ માં લગભગ ૪૩ હજાર માઇલ હતો, તથા ૯૬ કરોડ રૂપિયા એકંદર ઉત્પન્ન આવ્યું હતું. તેમાં ૫૭ કરોડ માલ લઇ જવા લાવવાના, ઉતારુઓના ૩૧ કરોડ ઉપરાંત, અને લગભગ ૮ કરોડ પાર્સલ, લગેજ વગેરેના હતા. ખર્ચનું પાસું જોતાં રેલ્વેઓને ૪૯ા કરોડ ઉપરાંત ખર્ચ થયો હતો અને લગભગ ૪૫ કરોડ ચોખ્ખો નફો થયો હતો. ઉતારુઓની સંખ્યા ૪૯ કરોડ ઉપરાંત હતી. અને તે ૧૯૨૯–૩૦ ના પ્રમાણથી ૨૦ ટકા ઉપરાંત ઓછી હતી. ગૂડ્ઝટ્રાફિકમાં એટલા જ ટકા ઘટાડો ૧૯૨૯–૩૦ સાથે સરખાવતાં જણાય છે. માલનું વજન લગભગ ૯ કરોડ ટન હતું. હિન્દી રેલ્વેના પાટાનાં માપ ત્રણ પ્રકારના છે: (૧) સ્ટૅન્ડર્ડ ગેજ (૫ા ફુટ); (૨) મીટર ગેજ (૩ ફુટ ૩$\frac{3}{8}$ ઈંચ); (૩) નૅરો ગેજ (૨ા ફુટ અને ૨ ફુટ). રાજ્યની માલેકીની રેલ્વેઓમાં રોકાયેલી મૂડી ૧૯૩૦–૩૧ માં ૭૮૩ા કરોડ ઉપરાંત હતી. તેમાં લગભગ ૪૯૮ કરોડ રૂપિયાની રેલ્વેઓનો વહીવટ રાજ્ય કરે છે અને ૨૯૨ કરોડ-ની રેલ્વેનો વહીવટ સરકાર કંપનીઓ મારફત કરાવે છે. તે સિવાય કંપનીની માલેકી તથા વહીવટ નીચે ચાલતી રેલ્વેઓ તેમ જ દેશી રાજ્યોની માલેકીની રેલ્વેઓની મૂડી જુદી છે, જે લગભગ ૪૦

કરોડ થવા જાય છે. રેલ્વેની નોકરીઓમાં ૭–૮ લાખ સ્ત્રીપુરુષો છે. રેલ્વેના નૂર ઠરાવવા માટે સલાહકાર કમિટી હોય છે. એ કમિટી નૂર સંબંધે ગેરવ્યાજબી પસંદગી, ગેરવ્યાજબી દર વગેરે સંબંધે ફરિયાદો સાંભળે છે. તેમ જ સ્થાનિક સલાહકાર કમિટીઓ પણ સ્થાપવામાં આવી છે.

**રેલ્વે બોર્ડ**

૭. રેલ્વે બોર્ડ વડી સરકારની દેખરેખ નીચે તમામ રેલ્વેઓ ઉપર અંકુશ રાખે છે. રેલ્વેનું બજેટ (જમાખર્ચનું અંદાજપત્ર) વડી સરકારના બજેટથી જુદું પાડવામાં આવ્યું છે, અને રેલ્વેઓએ રાજ્યકારોબારના ખર્ચમાં અમુક પ્રમાણમાં ફાળો આપવાનો હોય છે.

**રેલ્વેના લાભ**

૮. રેલ્વેને લીધે એક જગ્યાથી બીજી જગ્યાએ અનાજ લઇ જવાની સારી સગવડ થવાથી દુષ્કાળનાં દુષ્પરિણામ કાંઇક અંશે ઘટાડી શકાય છે. જુદાજુદા પ્રાંતોમાં જુદાજુદા પાક તથા બનાવટોની કીમત લગભગ સરખી કરવામાં રેલ્વે વ્યવહાર સારો ફાળો આપે છે, અને દુનિયા ભરમાં ચાલતી કીમતો તથા હિન્દમાં ચાલતી કિંમતો લગભગ નજીક આણે છે. દેશના અંતર્ગત તથા બાહ્ય વેપારનો વિકાસ કરવામાં રેલ્વેઓ સારો ફાળો આપે છે. ખેડૂતોના પાક માટે યોગ્ય બજાર તથા યોગ્ય કીમત રેલ્વેને લીધે મળે છે.

**રેલ્વેના ગેરલાભ**

૯. રેલ્વેને લીધે પરદેશી યાંત્રિક કારખાનાંનો સોંઘો માલ ગામડે ગામડે પહોંચી જવાથી ગૃહઉદ્યોગોની પડતી થઇ છે, અને કાચી પેદાશની નિકાસને તથા પરદેશી બનાવટોની આયાતને ઉત્તેજન મળ્યું છે. રેલ્વેઓને લીધે ગૃહઉદ્યોગો ભાંગી પડતાં ગામડાંમાં ખેતી અને તેને મળતા ઉદ્યોગો ઉપર નિર્વાહ કરનારાની સંખ્યા તથા ટકા વધ્યા

છે, અને વણકરો પ્રથમ કરતાં વધારે પ્રમાણમાં દુષ્કાળના ભોગ થઈ પડે છે. રેલ્વેના વિકાસને લીધે પરદેશી મૂડીની નાગચૂડમાં દેશ વધારે ફસાતો ગયો છે. વળી બંગાળા તરફ રેલ્વેના ઊંચા બંધોને લીધે પાણીના નિકાસના માર્ગમાં અંતરાય આવતાં રેલ તથા મૅલેરિયાનાં સંકટ વધ્યાં છે.

૧૦. આ બધા ફાયદા–ગેરફાયદા છતાં રેલ્વેના વિસ્તારથી એકંદરે વધારે લાભ થયો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર નીચે ગામડાંઓને આણવામાં રેલ્વેથી મદદ થઈ છે,

**પાશ્ચાત્ય સંસ્કૃતિ તથા સુધારાનો પ્રચાર**

અને પ્રજાના સામાજિક તથા ધાર્મિક વિચારોમાં ફેરફાર કરી વહેમ તથા અજ્ઞાનને થોડે ઘણે અંશે દૂર કરવામાં તથા નવા વિચારોનો પ્રચાર કરવામાં સહાય થઇ છે. સમાજસુધારાના વાયરા રેલ્વેને લીધે ગામડાં સુધી પહોંચ્યા છે. અને દેશમાં ચાલી રહેલી સામાજિક ક્રાન્તિમાં રેલ્વેએ ઠીક ફાળો આપ્યો છે. તેથી એકંદર રીતે જોતાં રેલ્વેઓનો વિકાસ ઇચ્છનીય છે અને શાખા લાઇનો તથા ઉપરેલ્વે (feeder) લાઇનો વધારવાની જરૂર છે. બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં રેલ્વેનો વિકાસ આપણે ત્યાં ઘણો ઓછો છે. એ ખામી ઘણે અંશે મોટરકાર તથા મોટરબસ વગેરે યાંત્રિક વાહનોને લાયક રસ્તાઓ બનાવી પૂરી શકાશે. તેમ છતાં રેલ્વેઓના વિકાસ માટે પૂરતું ક્ષેત્ર રહેશે. નવા રેલ્વે પ્રોગ્રામ અમલમાં મૂકતી વખતે રેલ્વેઓને ઉપયોગી સરસામાન તથા સાંચાકામને લગતા ઉદ્યોગોનો વિકાસ હિન્દમાં થાય, હિન્દી મૂડી તેમાં રોકાય તથા હિન્દી અનુભવ મળે એવી દરકાર રાખવી જોઇએ.

## રસ્તા

૧૧. હિન્દમાં ગામડાંઓને અરસપરસ, તથા તેમને કસબાઓ તથા શહેરો સાથે જોડનારા રસ્તાઓનું પ્રમાણ બીજા સુધરેલા દેશોના

**રસ્તાઓ** પ્રમાણમાં ઘણું ઓછું છે, અને હિન્દની ૯૦ ટકા વસ્તી ૭ાા લાખ ગામડાંઓમાં રહેતી હોવાથી પૂરતા તથા ટકાઉ રસ્તાના અભાવે દેશની આર્થિક ઉન્નતિમાં ઘણી અડચણ આવે છે.

**રસ્તા પૂરતા નથી** ૧૨. હિન્દના વિશાળ ક્ષેત્રફળના પ્રમાણમાં ૨૮૩ાા હજાર માઇલ રસ્તા ઘણા જ ઓછા છે. રસ્તાની બાબતમાં જાપાનની સ્થિતિ ઘણી સમાધાનકારક છે. શાહી ખેતીવાડી કમિશને જણાવ્યું છે કે ખેડૂતોની આબાદીનો આધાર અવરજવરનાં અસરકારક સાધનો (રેલ્વે, રસ્તા વગેરે)ના વિસ્તાર ઉપર રહે છે.

**પાકા રસ્તા** ૧૩. બ્રિટિશ હિન્દના લગભગ ૨૬૯ હજાર માઇલિ રસ્તાઓ પૈકી લગભગ ૬૯ હજાર માઇલિ રસ્તા મેટલવાળા હોઈ પાકા છે. બાકીના કાચા રસ્તા છે.

**રસ્તાનો વિકાસ** ૧૪. હિન્દના જુદા જુદા ભાગને જોડનારા મોટા રસ્તા ૧૬મા સૈકામાં શેરશાહના વખતમાં બંધાવા માંડ્યા. ૧૮૪૦ થી ૧૮૮૫ વચ્ચે રસ્તા બાંધવાનું કામ ખૂબ જોરથી ચાલ્યું અને ૧૮૮૦ માં હિન્દમાં ૨૦૦૦૦ માઇલિ મેટલની પાકી સડકો હતી એમ કહેવાય છે. એ અરસામાં રેલ્વેઓ આખા હિન્દમાં વિસ્તરી હતી, અને રેલ્વેનું ઉત્પન્ન વધારી રેલ્વે ટ્રાફિકનો વિકાસ કરવા માટે રેલ્વેપોષક ફીડર રસ્તાઓ તથા સ્થાનિક બજારનાં કેન્દ્રોને જોડનારા રસ્તાઓ બાંધવાનો યુગ શરૂ થયો અને મોટા ધોરી રસ્તાઓ તરફ બેદરકારી રખાઇ અને કેટલાક રસ્તા નાદુરસ્ત રહ્યા. ૧૯૧૩ માં સરહદ પ્રાંત સિવાયના નવ ગવર્નરના પ્રાંતોમાં ૪૯૦૦૦ માઇલ મેટલની પાકી સડક અને ૧૯૪૦૦૦ માઇલિ કાચી સડકો હતી. ત્યાર પછી ઘણી ધીમી પ્રગતિ થઈ છે, અને મુસાફરીની જરૂરિયાત વધી મુસાફરી કરવાનાં મોટરબસ, મોટરકાર, મોટરસાઈકલ વગેરે સાધનો વધેલાં

હોવાથી હાલનો રસ્તાનો વિસ્તાર ઓછો પડે છે અને ઘણા વધુ વિસ્તારની જરૂર ઊભી થઈ છે.

**રસ્તાવિસ્તારની જરૂર**

૧૫. સારા રસ્તાના અભાવે ખેતીનો માલ ગાડાંમાં અથવા શિરબોજાથી લઈ જવો પડે છે, તેથી ખર્ચ વધારે આવે છે; એ ખર્ચમાં ઘટાડો કરી બજાર મેળવી વધારે નફો મેળવવા માટે સારા રસ્તાઓના વિસ્તારની જરૂર છે.

**પંજાબનો અખતરો**

૧૬. પંજાબમાં રસ્તાઓને ઢાળ આપનાર સાંચાકામનો ઉપયોગ કરી ૩૦૦૦ માઇલ માટીના રસ્તા બારમાસી ઉપયોગના બનાવવામાં આવ્યા છે. બીજે ઠેકાણે માટીના રસ્તા દર વરસે ચોમાસામાં બગડે છે અને નવેસર જાતમજૂરીથી અથવા ભારે ખર્ચે લોકો દુરસ્ત કરે છે.

**રસ્તાઓનું મહત્ત્વ વધ્યું છે**

૧૭. બે દશકાથી હિન્દમાં યાંત્રિક વાહનોની અવરજવર વધી પડી છે, અને તેથી રસ્તાઓનું મહત્ત્વ વધ્યું છે. મોટરકાર તથા મોટરબસ તથા મોટરગાડાંને લીધે રેલ્વેઓનો ટ્રાફિક વધારવામાં જેમ મદદ થઇ છે તેમ જ્યાં રેલ્વેઓ નથી ત્યાં સ્વતંત્ર રીતે મોટર-સર્વિસથી ગામડાંઓને એક બીજાના તથા નજીકનાં વેપારી કેન્દ્રો સાથે સંબંધમાં આણવાનું સરળ બન્યું છે. બ્રિટિશ હિન્દના ૮૦ ટકા રસ્તા જિલ્લાબોર્ડોના હસ્તક છે જ્યારે ફક્ત ૨૦ ટકા રસ્તા પ્રાંતિક સરકારોના હસ્તક છે.

**રસ્તાનીતિનો મેળ નથી**

૧૮. રસ્તાનો વિષય પ્રાન્તિક બનવાથી તથા ઘણાખરા રસ્તા જિલ્લાબોર્ડોના હસ્તક હોવાથી રસ્તાઓ સંબંધે જુદા જુદા પ્રદેશમાં જુદી જુદી નીતિ અખત્યાર કરવામાં આવે છે ને રસ્તા બાંધવામાં તેમ નાણાંની સવડ કરવાની બાબતમાં એક બીજાનો મેળ રહેતો નથી.

૧૯. ૧૯૨૩–૨૪ માં આખા હિન્દમાં આશરે ૬૦૦૦ મોટર-લોરી તથા બસ ફરતી હતી. ૧૯૩૭ માં તે સંખ્યા ૪૭ હજાર થઇ. ૧૩૩ હજાર મોટરકાર તથા ટેકસીઓ તથા ૧૩ હજાર મોટર સાયકલો ફરતી હતી. આ વધતા મોટર વ્યવહારને લીધે રસ્તા બાંધવા તરફ વધારે લક્ષ ખેંચાયું છે અને રસ્તાઓ ઉપર મોટર ટ્રાફિકને લીધે ખર્ચમાં મોટો વધારો થયો છે.

**મોટરલોરી તથા બસવ્યવહાર**

૨૦. રસ્તાઓની અગત્ય વધવાથી ૧૯૨૭ માં સરકારે રોડ-ડેવેલપમેન્ટ કમિટી મિ. એમ. આર. જય-કરના પ્રમુખપણા નીચે નીમી હતી. તેણે પ્રજાના કલ્યાણ માટે રસ્તાઓનો વિકાસ કરવા ભલામણ કરી હતી. રેલ્વેના ટ્રાફિકને મદદ કરવા, ખેતીની પેદાશ માટે વધારે સારાં બજાર મેળવવા તથા ગ્રામપ્રજાની સામાજિક તથા રાજકીય પ્રગતિ માટે વધારે રસ્તા બાંધવાની નીતિ અમલમાં મૂકવા ભલામણો થઈ હતી. સરકારે એ ભલા-મણ મુજબ પેટ્રોલ ઉપર બે આનાનો વધારાનો કર નાખી રોડ–ડેવેલપ-મેન્ટ એકાઉન્ટ (રસ્તા વિકાસ ખાતું) માં ઉત્પન્ન જમા કરી ૯૯ ટકા પ્રાંતિક સરકારો તથા દેશી રાજ્યોને રસ્તા બાંધવા માટે ફાળે પડતા સરકાર આપે છે. તેમાંથી નિદાન ૨૫ ટકા ફીડર રોડ બાંધવામાં વાપરવા અને રેલ્વે સાથે હરીફાઇ કરતા રસ્તા પર ૨૫ ટકા કરતાં વધારે નહિ ખર્ચવા હાલમાં ઠર્યું છે.

**રોડ–ડેવેલપમેન્ટ કમિટી**

૨૧. પરંતુ છેલ્લા ૭–૮ વરસની મંદીને લીધે રસ્તાના વિકાસના કામ માટે પ્રાંતિક સરકારો ખર્ચ કરી શકતી નથી, અને હિન્દની વિશાળતાના પ્રમાણમાં ફક્ત એક કરોડથી દોઢ કરોડની જૂજ રકમના ઉત્પન્ન-માંથી મળતા ફાળાના પ્રમાણમાં થોડું કામ કરવામાં આવે છે.

**મંદાને લીધે રસ્તાનો વિકાસ અટકયો છે.**

૨૨. ખેતી, ઉદ્યોગો, વેપાર તથા રેલ્વે માટે ફીડર રોડ (ઉપ-માર્ગ) ની જરૂરિયાત ધ્યાનમાં લઇ રસ્તાવિકાસની અખિલ હિન્દ યોજનાઓ તૈયાર કરી તે અમલમાં મૂકવા માટે જાહેર લોનો ભરાવવી જોઇએ. રસ્તાઓના વિકાસને લીધે દેશની આબાદી વધશે, મોટર-વ્યવહારના વિકાસને લીધે પેટ્રોલ ઉપરના કરનું ઉત્પન્ન વધારે આવશે, તથા યાંત્રિક વાહનો ઉપરની આયાત જકાતના ઉત્પન્નમાં વધારો થશે.

**રસ્તાવિકાસ માટે સરકારી લોન કાઢવી જોઇએ**

૨૩. રેલ્વે, જળમાર્ગ, હવાઇ માર્ગ તથા રસ્તાઓના વિકાસનો સુમેળ સાધવાની પણ જરૂર છે કે જેથી નકામો ખર્ચ ન થાય. આ બાબતમાં હિન્દી સરકારે કરાવેલી તપાસના રિપોર્ટ પ્રમાણે ઓછામાં ઓછા ૪૦ કરોડ રૂપિયાના ખર્ચે હિન્દમાં પૂરતા પ્રમાણમાં જરૂરી રસ્તા બાંધી શકાશે અથવા દુરસ્ત કરાવી શકાશે. આ યોજનામાં ૪૫૦૦ માઇલ રેલ્વેપોષક રસ્તાઓનો પણ સમાવેશ થાય છે.

**જળ, સ્થળ, રેલ્વે તથા હવા સંબંધે માર્ગોનો સુમેળ જોઈએ**

૨૩. મોટરસર્વિસ તથા રેલ્વેની હરીફાઇને લીધે રેલ્વેઓને ઉત્પન્નમાં નુકશાન જવા લાગવાથી ૧૯૩૩માં રેલ–રોડ કોન્ફરન્સ ભરવામાં આવી હતી. તેણે ચોક્કસ નિર્ણયો ન કરતાં કેટલીક ભલામણો કરી. તેમાં, મુખ્ય તથા સહાયકારક રસ્તાઓ, હાલના રસ્તામાં નિભાવ માટે જે નાણાં મળે છે તેની મર્યાદામાં રહીને, લોનો કાઢીને, કરવા બાબત સર્વ વ્યાપી યોજના કરવા તથા પ્રાંત–પ્રાંત વચ્ચે મેળ તથા સહકાર સાધવા માટે મધ્યસ્થ સંસ્થા સ્થાપવાની ખાસ ભલામણ હતી.

**રેલ–રોડ કોન્ફરન્સ**

૨૫. ટૂંકી મુસાફરી તથા ટૂંકા અંતર સુધી માલ લઈ જવા

લાવવા માટે મોટરો વધારે સોંઘી તથા ઉપયોગી છે. લાંબી મુસાફરી અને લાંબા અંતરે માલ લઇ જવા લાવવા માટે રેલ્વેસર્વિસ વધારે અનુકૂળ આવે છે. મોટરોની હરીફાઇને પહોંચી વળવા કેટલીક રેલ્વેઓએ પોતે જ ટૂંકા અંતર માટે બસ-સર્વિસ શરૂ કરી છે. સોંઘી ડિઝેલકાર સર્વિસ દાખલ કરવા રેલ્વે વિચારે છે તથા બીજાં યાંત્રિક વાહનો ફેરવવા માંડ્યાં છે.

**લાંબી મુસાફરી માટે રેલ્વે, ટૂંકી મુસાફરી માટે મોટરસર્વિસ**

૨૬. કેટલાક પ્રાંતમાં સલાહ આપવા માટે રોડબોર્ડ સ્થાપન થયાં છે, અને વખતોવખત રોડ કોન્ફરન્સ હિન્દી સરકાર ભરે છે. અવરજવરનાં સાધનો સંબંધે કેન્દ્રિત નીતિ કરાવવા માટે મધ્યસ્થ ખાતું કાઢવા એકવર્થ રેલવે કમિટીએ ભલામણ કરી હતી તે પ્રમાણે ૧૯૩૭ના નોવેમ્બરથી અમલ થતાં રેલ્વે, રસ્તા, જળમાર્ગ તથા હવાઈ માર્ગ સંબંધે અરસપરસ સુમેળ રહી તે સવડ ન બેવડાતાં ઓછા ખર્ચે અવરજવરનાં સાધનો પૂરાં પડે એવી નીતિનો અમલ કરવામાં સરળતા થઇ છે.

**મધ્યયસ્થ કોમ્યુનિકેશન્સ ખાતું સ્થાપવા એક્વર્થ કમિટીની સલાહ**

૨૭. હિન્દી વહાણવટાનો વિકાસ, હિન્દી મૂડી તથા હિન્દી ઊંચા દરજ્જાના નોકરોની મદદથી રેલ્વેઓનો વિકાસ, તથા રસ્તાઓના બહોળા વિકાસ સાથે બારમાસી ટકાઉ સડકો બનાવવા તરફ પ્રવૃત્તિ—એટલી વસ્તુઓ હિન્દનાં શહેર તથા ગામડાંના વેપારના વિકાસ માટે આવશ્યક છે.

**નિષ્કર્ષ**

## ૨. બાહ્ય તેમજ અંતર્ગત વેપાર

૨૮. ઇ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપર હિન્દનો બેબિલોન સાથે વેપાર ચાલતો. ઊંચી જાતની હિન્દી મલમલ, ઇજિપ્તનાં રાજારાણી-

**મુસ્લિમ આક્રમણ પહેલાં નિકાસ-આયાત**

ઓના ખુશબોદાર પદાર્થ ભરીને મૂકેલાં ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ ઉપરના પ્રેત (Mummies) ઉપર વીંટાળેલી અવસ્થામાં મળી આવી છે. હિન્દ સાથેના વેપારને લીધે રોમન ધન ઘસડાઈ જતું હોવાની પ્લિની ફરિયાદ કરતો. ઢાક્કાની મલમલ ગૅંગેટિકા નામથી ગ્રીક લોકોમાં ઓળખાતી. ચીન, ઇરાન, અરબસ્તાન તથા વિશાળ ભારત (Greater India) સાથે હિન્દનો વેપાર ઠીક વિકાસ પામ્યો હતો. એ વેપાર ઘણે ભાગે કદમાં નાની પણ કીમતમાં મોંઘી ચીજોનો હોઇ વહાણો મારફત થતો. તેમાં ઊંચા પ્રકારનું કાપડ, સોના ચાંદી, તાંબાપિત્તળ, પોલાદ વગેરે ધાતુઓની વસ્તુઓ તથા દાગીના, હાથીદાંત, સુગંધી તેલ, અત્તરો, રંગો, મસાલા વગેરે હિન્દમાંથી નિકાસ થતા અને પિત્તળ, કલાઈ, સીસું વગેરે ધાતુઓ તેમજ ઊંચા પ્રકારનાં મદ્ય તથા ઘોડા વગેરેની આયાત થતી, તથા આ વેપારને લીધે હિન્દમાં સોનું ઘણું આવતું. પરદેશથી આયાત કરેલા માલ પૈકી કેટલોક માલ બીજા પરદેશોને પૂરા પાડવાનો વેપાર પણ હિન્દીઓ કરતા. તેમાં રેશમ, ચીનાઈ માટીકામ ચીનથી, મોતી લંકાથી, અને હીરામાણેક વગેરે ઝવેરાત હિન્દી મહાસાગરમાં આવેલા વિશાળ ભારતના દ્વીપોમાંથી આયાત કરી બીજા દરિયાકિનારાના દેશો તરફ નિકાસ કરવામાં આવતા. આ વેપારને લીધે હિન્દમાં વેપારી વહાણો પુષ્કળ રહેતાં.

**મુસ્લિમ આક્રમણો પછી**

૨૯. મુસલમાનોની વાયવ્ય સરહદ ઉપરથી હિન્દ ઉપર સ્વારીઓ થતાં તથા દેશનો ઉત્તર તરફનો ભાગ તેમને કબજે આવતાં હિન્દનો જમીન માર્ગે સરહદની પેલી પારના દેશો સાથે વેપાર વધ્યો. મોગલ અમલ દરમ્યાન સારા ધોરી રસ્તા થવાથી તે માર્ગે, મોટી નદીઓના જળમાર્ગે તેમ જ હિન્દના કિનારાના માર્ગે વેપાર ખીલ્યો હતો. મોગલ દરબારના વૈભવને લીધે મોજ-

શોખની ચીજો બનાવવાના ઉદ્યોગોને સારું ઉત્તેજન મળ્યું હતું. હિન્દનું વહાણવટું મોટે ભાગે મુસલમાનોના હાથમાં હતું અને પાછળથી તેમાં વાણિયા તથા મદ્રાસ તરફના ચેટ્ટાઓએ ભાગ પડાવ્યો હતો. આયાત માલમાં સિક્કા પાડવા તથા ભપકો બતાવવા સોનું, ઝવેરાત તથા તાંબું, મુખ્ય હતાં. બદલામાં હિન્દ તરેહતરેહનાં ઊંચી જાતનાં કાપડ, ગળી વગેરે વનસ્પતિજન્ય રંગો, અફીણ વગેરે કેફી પદાર્થો, મરી મસાલા વગેરે નિકાસ કરતું.

**પશ્ચિમની પ્રજાઓ સાથે વેપારની ફરી શરૂઆત**

૩૦. ૧૫ મા સૈકામાં દરિયામાર્ગે હિન્દમાં આવવાના માર્ગની શોધ થતાં હિન્દનો વેપાર રાતા સમુદ્ર મારફત તુર્કોના રાજ્યમાંથી જીનોઆ અને વેનિસ મારફત કરવાને બદલે કેપ ઑફ ગૂડ હોપ થઇને લાંબા માર્ગે પશ્ચિમ યુરોપના દેશોએ કરવા માંડયો. તે વખતે પશ્ચિમના લોકોને હિન્દની કાચી પેદાશનું આકર્ષણ નહતું, પણ હિન્દી ઊંચા પ્રકારનું કાપડ તથા છીંટ, ઝવેરાત, જરીકામ, ઊન અને રેશમની બનાવટો તથા મસાલાનું મહત્ત્વ હતું. આ વેપારમાં ઇસ્ટ ઈંડિયા કંપનીને સારો નફો થતો; પણ એ માલના બદલામાં હિન્દને આપવા લાયક કોઇ પણ પેદાશ કે બનાવટ ઈંગ્લાંડમાં નહિ હોવાથી સોના ચાંદીની નિકાસ કરવી પડતી; તેથી આ વેપારનો ઘણા લોકો ઈંગ્લાંડમાં વિરોધ કરતા. એ વિરોધ એટલો પ્રબળ થયો કે ૧૭ મા સૈકાના અંતમાં હિન્દથી આયાત થતા માલ પૈકી હિન્દી કાપડની કેટલીક જાતોની આયાત કરવાની મનાઈ થઇ અથવા ભારે આયાત જકાત નાખવામાં આવી. ઇસ્ટ ઇંડિયા કંપનીની નીતિ હિન્દી ઉદ્યોગોને ઉત્તેજન આપી ઈંગ્લાન્ડના બજારમાં માલ ઠાલવી ધનાઢ્ય થવાની હતી; પણ ઇંગ્લાંડનાં સ્થાપિત હિતોના દબાણને લીધે કંપનીને એ નીતિ ૧૮ મા સૈકામાં બદલવી પડી અને ઔદ્યોગિક ક્રાંતિને લીધે ઈંગ્લાંડમાં ફરી વળેલા યાંત્રિક યુગને લીધે ત્યાંનાં કારખાનાંના વિકાસ માટે

જરૂરી કાચી પેદાશો મેળવવા બજાર તરીકે હિન્દ ગણાવા લાગ્યું, અને હિન્દી ગૃહઉદ્યોગો બ્રિટિશ બનાવટોની હરીફાઇમાં તૂટવા લાગ્યા. ૧૯ મા સૈકામાં લૅંકેશાયરનો કાપડ–ઉદ્યોગ એટલો વિકાસ પામ્યો કે અર્ધ સૈકું જતાં હિન્દમાં થતી આયાત પૈકી ૫૦ ટકા કાપડ જ આવતું.

**સુએઝની નહેર ખુલ્લી મુકાયા પછી**

૩૧. ૧૮૬૦ માં સુએઝની નહેર ખુલ્લી મુકાતાં કેપ ઑફ ગૂડ હોપ થઈ સ્ટીમરો લઇ જવાની જરૂર ન રહી અને હજારો માઇલનું અંતર ઘટતાં હિન્દ તેટલે અંશે યુરોપની નજદીકમાં આવ્યું અને હિન્દના આયાત નિકાસ વેપારમાં ૧૯૨૯–૩૦ સુધી લગભગ એકસરખો વધારો થતો ગયો.

**સુએઝની નહેર મારફતે વેપાર વધતો ગયો**

૩૨. ૧૮૬૪ થી ૧૮૬૯ નાં પાંચ વર્ષની સરાસરી આયાત આશરે ૩૧॥ કરોડ રૂપિયા તથા નિકાસ ૫૫॥ કરોડ મળી ૮૭॥ કરોડનો વેપાર હતો. ૧૯૨૮–૨૯ માં આયાત લગભગ ૨૬૩॥ કરોડ તથા નિકાસ ૩૩૯ કરોડ મળી એકંદર દેશપરદેશ સાથે વેપાર ૬૦૨॥ કરોડ રૂપયાનો થયો હતો. આયાતમાંથી પરત નિકાસ બાદ કરતાં ૧૯૨૮–૨૯ માં ૪૫૦ કરોડ આયાત નિકાસ વેપાર થયેલો, અને ૧૯૨૯–૩૦માં ૪૫૨ કરોડ હતો.

**વેપાર ઉપર મંદીની અસર**

૩૩. ત્યારબાદ સખત જગતમંદી તથા ગાંધીજીની કાયદાના સવિનયભંગને અંગે થયેલી બહિષ્કારની હિલચાલને પરિણામે દરિયા પારના દેશો સાથેના આયાતનિકાસ વેપારમાં ઘટાડો થતો ગયો. બ્રિટિશ હિન્દમાં આયાત વેપારમાં ૧૯૩૨–૩૩, ૧૯૩૩–૩૪ તથા ૧૯૩૪–૩૫ માં સોના ચાંદી સાથે આયાત અનુક્રમે ૧૩૫ કરોડ, ૧૧૭ કરોડ તથા ૧૩૬ કરોડની થઈ હતી. નિકાસ તે જ સાલોમાં અનુક્રમે ૨૦૩ કરોડ, ૨૦૮ કરોડ તથા ૨૧૨

કરોડની હતી. ૧૯૩૩–૩૪ કરતાં ૩૪–૩૫ માં આયાતમાં ૧૫ ટકા અને નિકાસમાં ફક્ત ૩ ટકાનો સુધારો થયો હતો. તે ઉપરથી સ્ટર્લિંગ–રૂપિયાના લગ્નથી ખાસ કરીને આયાત વેપારને ફાયદો વધારે થતો હોવાનું સાબિત થાય છે.

**સોનાની નિકાસ શું દર્શાવે છે**

૩૪. ૧૯૩૧–૩૨, ૧૯૩૨–૩૩, ૧૯૩૩–૩૪ તથા ૧૯૩૪–૩૫ માં અનુક્રમે ૬૦।।। કરોડ, ૬૭ કરોડ, ૫૮ કરોડ, ૫૭ કરોડ રૂપિયાનું સોનું નિકાસ થયું હતું; તે ઉપરથી ભાવો તૂટવાને લીધે લોકોને સોનું વેચીને પણ નભાવવું પડયું હતું એમ સાબિત થાય છે. વળી હિન્દ હમેશ સોનું વધારે પ્રમાણમાં આયાત કરે છે, નિકાસ ઓછું કરે છે, એ વાત ધ્યાનમાં લઈ નિકાસ વેપારમાંથી આ નિકાસ થયેલા સોનાની કીંમત જો બાદ કરીએ તો નિકાસ થયેલા માલની કીંમતનો આંકડો ઘણો ઘટી જાય છે. ખેતીની પેદાશોની કીંમત કારખાનાંની બનાવટોના ભાવના પ્રમાણમાં ઘણી વધારે તૂટવાથી આપણા નિકાસ વેપારને સખત ફટકો પડયા છે. સોનું વેચવા હિન્દીઓ સદા નારાજ હોય છે. તેઓ સોનાનો સંગ્રહ કરવો પસંદ કરે છે એમ કહેવામાં આવે છે, છતાં આટલા મોટા પ્રમાણમાં સોનું વેચાયું એ જ હિન્દના લોકોની આર્થિક દુર્દશાનું દ્યોતક છે. સોનાનું વેચાણ એ આબાદીનું ચિહ્ન નહતું, પણ વધારે બગડેલી આર્થિક સ્થિતિનું ચિહ્ન હતું.

**પરિસ્થિતિ**

૩૫. ૧૯૨૮–૨૯ તથા ૧૯૨૯–૩૦ કરતાં તે પછીનાં ત્રણ વર્ષમાં આયાત નિકાસ ઘટતાં છેક લગભગ નીમોનીમ થઇ ગઇ હતી. ત્યારબાદ નિકાસ વેપારમાં સુધારો થઇ લગભગ ૩૪૩ કરોડની નિકાસ ૧૯૩૬–૩૭માં થઇ હતી, જ્યારે આયાત ૧૯૯।। કરોડની થઇ હતી.

૩૬. દેશના હુન્નરઉદ્યોગો વિકાસ પામે તો હિન્દનાં જે કારખાનાં હિન્દની કાચી પેદાશોના ગ્રાહક થાય અને તેટલે અંશે પરદેશ

**નિકાસ વેપારમાં ઘટાડો ક્યારે આવકારદાયક છે**

ઓછી નિકાસ થાય તો તે આવકારદાયક ગણાય. આપણી કાચી પેદાશો પરદેશ જઈ કારખાનાંના માલ તરીકે આપણે પાછી ખરીદીએ તો આપણે અવળો વેપાર કર્યો કહેવાય. કાચી પેદાશની કીંમત જે આપણને મળે તેના કરતાં અનેકગણી કીંમત એ જ કાચી પેદાશમાંથી બનેલી કારખાનાંની બનાવટો આયાત થતાં આપણે આપવી પડે ને તેથી દેશને ભારે ખોટ આવે; તેથી દરેક દેશ પોતપોતાના દેશની કાચી પેદાશો દેશના જ ઉદ્યોગો માટે વપરાય ને કાચી પેદાશ તથા તેની બનાવટોનો નફો દેશના જ ખેડૂતો તથા ઉદ્યોગોને મળે અને પરદેશ ન ઘસડાઇ જાય એમ ઇચ્છે છે. તેથી આપણા આયાત નિકાસ વેપારમાં જેટલે અંશે હિન્દના ઓછાવત્તા પ્રમાણમાં થયેલા ઉદ્યોગીકરણને લીધે ફેરફાર થયો હશે તે આવકારદાયક હોઈ કાયમ રહેશે, પણ તે ઉપરાંત જગદ્‌મંદીને લીધે તૂટેલા ભાવના પરિણામે હિન્દના નિકાસ વેપારને જેટલો ફટકો પડે તે શોચનીય ગણાય.

**આયાત અને ખરીદશક્તિનો સંબંધ**

૩૭. ઓછી આયાત દેશની ખરીદશક્તિ કમી થવાનું ચિહ્ન ગણાય છે; અને એ ખરીદશક્તિ ઘટવાનું કારણ યાંત્રિક સાધનોમાં થયેલા અપ્રતિમ વિકાસને લીધે વધેલી ભયંકર બેકારી છે. યાંત્રિક વિકાસને લીધે ઓછા મજૂરની જરૂર પડે, અને છૂટા થયેલા મજૂરોને બીજો ધંધો ન મળવાથી તે બેકાર બને એ સ્વાભાવિક છે. બેકારી વધતાં ખરીદશક્તિ ઘટે, અને ખરીદશક્તિ ઘટતાં માગ ઘટવાથી કીમતો પડે અને માલ નહિ વેચાવાથી અતિપેદાશ (Over production) નો પ્રસંગ ઊભો થાય. અતિપેદાશની સ્થિતિ ગણાતાં વધુ પેદાશ ઉપર અંકુશ મૂકવો પડે અને ઓછી પેદાશ તથા બનાવટો તૈયાર કરવાનો પ્રસંગ આવતાં વધુ મજૂરોને રજા આપતાં બેકારી ફરી વધે, એવું દુષ્ટ વર્તુલ (Vicious circle) ચાલે છે.

૩૮. દુનિયાનાં ઘટતાં બજારો માટે સખત હરીફાઈ થતાં કીમતો કાપવી પડે, કીમતો ઘટાડવા માટે ઓછી મજૂરીથી વધારે કામ લેવાય એવા યાંત્રિક તથા બીજા સુધારા દાખલ કરવા પડે અને બેકારોને ધંધે લગાડવા બીજા રસ્તા ન હોય ત્યારે પણ બેકારીમાં વધારો થાય; આવા 'દુષ્ટ વર્તુલ' માં જગત સપડાયું છે, અને જગતના ભાગ તરીકે હિન્દને પણ ઘણું ખમવું પડયું છે, જો કે ઇટાલી–એબિસિનિયાની લડાઇ પછી હાલમાં ભાવમાં સુધારો થતો રહ્યો છે.

**બેકારીનાં બીજાં કારણો**

૩૯. આયાતનિકાસમાં એક વાત લક્ષમાં રાખવા જેવી છે કે જે માલ ઉદ્યોગોના વિકાસ માટ ઉપયોગી હોય તેવા માલની આયાત આવકારદાયક છે. એવો આયાત માલ Production-Goods ' ઉદ્યોગોપયોગી માલ ' અથવા 'ઉત્પાદનોપયોગી માલ ' કહેવાય છે. પણ જે માલ ઉદ્યોગોના વિકાસ માટે ઉપયોગી નહિ છતાં ખરીદનાર દેશની પ્રજાના ઉપભોગ માટે હોય છે તે માલ ખરીદનાર દેશના ઉદ્યોગોની ઉપભોગ માટે તૈયાર કરેલી બનાવટો સાથે સખત હરીફાઇમાં આવી તે ઉદ્યોગોને નુકશાન કરે છે. તે માલ Consumption-Goods (ઉપભોગોપયોગી માલ ) હોવાથી તેની આયાત આવકારદાયક નથી. વળી જે ઉદ્યોગોપયોગી માલ દેશમાં પૂરતા પ્રમાણમાં બનતો હોય તે માલની આયાત ઓછી થવી જોઇએ. માત્ર જે ઉત્પાદનોપયોગી માલ દેશમાંથી પૂરતા પ્રમાણમાં અથવા સમૂળગા મળી શકે એમ ન હોય તે ઉત્પાદનોપયોગી માલની આયાત જકાતની માફીથી થવા દઇ ઉદ્યોગોનો વિકાસ કરવામાં સહાય થવી જોઈએ.

**ઉદ્યોગોપયોગી આયાત તથા ઉપભોગ માટે આયાત**

૪૦. વિશ્વયુદ્ધે દરેક દેશને મુદ્દાની ચીજોની બાબતમાં સ્વાયત્ત થવા ખાસ શીખવ્યું છે; એટલે જે ઉદ્યોગો Key–Industries

**દેશકલ્યાણસાધક આયાતનિકાસ વેપારનાં ધોરણો**

(કેન્દ્ર ઉદ્યોગો ) ગણાતા હોય, રાષ્ટ્રના કાયમના હિત માટે જેની સ્થાપના તથા વિકાસ આવશ્યક હોય તથા જે ઉદ્યોગોનો દેશના જીવનમરણ સાથે ધાડો સંબંધ હોય તેવા ઉદ્યોગોની સ્થાપના તથા વિકાસને સહાયરૂપ આયાતનિકાસનો વેપાર થાય એવા ઉપાય લેવા જોઇએ. એવી સ્થાપના તથા વિકાસને અંતરાયરૂપ થાય એવો આયાતનિકાસ વેપાર ન થાય તે માટે આવશ્યક આયાત તથા નિકાસ સંબંધે જકાતની નીતિ સ્વીકારવી જોઇએ. સાથે સાથે ઉપભોકતા ઉપર વધારે પડતો બોજો ન પડે તેની કાળજી રાખવી જોઈએ. ઉપરનાં ધોરણો ધ્યાનમાં રાખી આપણે હવે હિન્દના આયાતનિકાસ વેપારનું નિરીક્ષણ કરીએ.

## આયાત વેપાર

**આયાતની ટકાવારી**

૪૧. આપણા આયાત વેપારમાં ૧૯૩૬–૩૭ ના આંકડા પ્રમાણે રૂ તથા સુતરાઉ કાપડની આયાતનો હિસ્સો ૧૮·૬૩ ટકા, મશીનરી (સાંચાકામ ) અને મિલ–વર્ક ૧૧·૨૯ ટકા, ધાતુઓ તથા કાચી ધાતુ ૭·૭૩ ટકા, તેલ ૫·૭૯ ટકા, રેશમ (કાચું) તથા રેશમની બનાવટો ૧·૯૩ ટકા, ખાંડ ·૧૯ ટકા, ઇન્સ્ટ્રુમેન્ટ્સ–અૅપેરેટસ તથા એપ્લાયન્સીસ ( દાકતરી શસ્ત્રસરંજામ ) ૪·૧૫ ટકા, વાહનો (મોટરગાડી, મોટરબસ, સાયકલો વગેરે) ૫·૨૫ ટકા, લોખંડી તથા બીજો ધાતુનો સામાન ૨·૩૧ ટકા, લાકડું ( કાચું ) અને તેની બનાવટો ·૫૭ ટકા, પ્રોવિઝન્સ અને ઓઇલમૅન્સ સ્ટોર્સ ૨·૫૬ ટકા, કાગળો અને પેસ્ટબોર્ડ ૨·૨૫ ટકા, રસાયણી દ્રવ્યો ૨·૧૭ ટકા, રબરની બનાવટો ૧·૬૯ ટકા, દવાઓ ૧·૬૫ ટકા, મસાલા ૧·૫૦ ટકા, કાચ અને કાચનો સામાન ૧·૧૩ ટકા, કૃત્રિમ રેશમ ૩·૦૮ ટકા, ઊન તથા ઊનની બનાવટો ૨·૩૯ ટકા,

દારૂ ૧·૯૧ ટકા, ફળ તથા શાકભાજી ૧·૧૩ ટકા હતો. બાકીની ચીજોનો હિસ્સો ૧ ટકા અંદર હોઇ પરચૂરણ ચીજોની આયાત ૬·૫૩ ટકા થઇ હતી.

**સૂતરાઉ કાપડ**

૪૨. રૂ તથા સૂતરાઉ કાપડની આયાતમાં ૧૯૩૧–૩૨ સુધી ઘટાડો થતો રહ્યો હતો. ૧૯૩૬–૩૭ માં સૂતરાઉ માલ ૧૮ કરોડ ઉપરાંતની કીમતનો આયાત થયો હતો. જાપાને સોંઘો માલ હિન્દના બજારમાં ભરી દેવાથી કીમતના પ્રમાણમાં માલની આયાત પાછલી સાલ કરતાં ઘણી વધારે થઇ હતી. કાપડના વેપારમાં ઈંગ્લાંડનો હિસ્સો ૨૭ ટકા હતો, જ્યારે જાપાનનો હિસ્સો ૫૫ ટકા હતો. ૧૯૧૩–૧૪ માં ઇંગ્લાંડ ૯૭·૧ ટકા સૂતરાઉ કાપડ મોકલતું અને જાપાન ફક્ત ·૩ (ત્રણ દશાંશ) મોકલતું, તે જોતાં જાપાને બ્રિટનને છેલ્લાં વીસ વર્ષમાં આ વેપારમાં ખૂબ પાછું હઠાવ્યું છે, અને તેથી લૅંકેશાયરે મુંબઇના મિલમાલિકો સાથે મળી જઇ બ્રિટનને પસંદગી આપવાની શરતે હિન્દી કાપડ મિલના ઉદ્યોગને રક્ષણ આપવા ટેકો આપી જાપાનને હંફાવવા તથા છેવટે અમુક પ્રમાણ કરતાં વધારે માલ હિન્દમાં નહિ ઠાલવવા સંબંધે કોલકરાર કરવા ફરજ પાડી છે. તેને લીધે લૅંકેશાયરનું હિન્દી બજાર જે તદ્દન સરી જવાની અણી ઉપર હતું તેમાં હવે સંગીન સુધારો થયો છે, અને બ્રિટનને સારો લાભ મળ્યો છે. સૂતરાઉ કાપડની એકંદરે આયાત ઘટતી ગઇ છે તે ઉપરથી હિન્દી કાપડમિલના ઉદ્યોગનો વિકાસ થઈ તે હિન્દની મોટા ભાગની સૂતરાઉ કાપડની જરૂરિયાત પૂરી પાડે છે એમ જણાય છે. માત્ર જાપાનની આર્થિક ચઢાઇને લીધે હિન્દી મિલઉદ્યોગ જોખમમાં આવતાં રક્ષણની જરૂર પડી હતી. જાપાનના યેનના ભાવ તૂટ્યા, સોંઘી મજૂરી હતી, તથા બજાર કબજે કરવા પડતર કરતાં ઓછી કીમતે માલ વેચવાની પદ્ધતને લીધે આ પરિસ્થિતિ ઊભી થઇ અને સોંઘુ જાપાની કાપડ ગામડે ગામડે પેઠું.

૪૩. કૃત્રિમ રેશમનું સૂતર મોટે ભાગે જાપાનથી આવે છે. ઈટાલી તથા બ્રિટનનો ફાળો ઘટતો ગયો છે. બીજા દેશોનો ફાળો ઘટતો ગયો છે. કૃત્રિમ રેશમની આયાત વધતી જાય છે. કૃત્રિમ રેશમ તથા રૂના સૂતરના મિશ્રણના બનાવેલા મિશ્ર કાપડની આયાતમાં જાપાનનો હિસ્સો ૯૨ ટકા છે, અને ભપકાદાર તરેહતરેહનું આવું કાપડ ઊંચા પ્રકારના સૂતરાઉ કાપડ તથા રંગીન કાપડને બદલે વપરાવા લાગ્યું છે. રેશમની આયાતમાં હોંગકોંગ સાથે ચીનનો ૯૨ ટકા ફાળો છે. જાપાનનો હિસ્સો વધતો જાય છે અને ઈટાલી પણ રેશમ મોકલે છે. બ્રિટન પણ વધારે રેશમ મોકલે છે.

**કૃત્રિમ રેશમ**

૪૪. રેશમી કાપડની આયાત ચાન તથા જાપાનથી થાય છે. બીજા દેશોનો હિસ્સો નહિ જેવો છે. આ વેપાર પણ રેશમી કાપડની વપારાશ વધતી જતી હોવાનું બતાવે છે.

**રેશમી કાપડ**

૪૫. ઊન તથા ઊનના કાપડની આયાતમાં પણ વધારો થયો છે. ઘણુંખરું ઊન ઑસ્ટ્રેલિયાથી આવે છે. ઊનના કાપડની આયાતમાં ફ્રાંસ, ઈટાલી, જાપાન તથા બ્રિટન મુખ્ય ફાળો આપે છે. ઊનની શાલની આયાતમાં પણ વધારો થયો છે અને તે મોટે ભાગે જર્મનીથી આવે છે. બ્રિટનથી આવતી શાલોમાં પણ વધારો થયો છે.

**ઊન તથા ગરમ કાપડ**

૪૬. મશીનરી તથા મિલવર્કની આયાતમાં ઘટાડો થતો રહ્યો છે, પણ ખાંડ, બનાવવાના તથા તેલ કાઢવા તથા સાફ કરવાનાં કારખાનાં માટે મશીનરીની આયાત વેપારમાં વિકાસ થયો છે. મશીનરી ( સાંચાકામ ) તથા મિલને ઉપયોગી ધાતુનો સરસામાન ઉત્પાદનોપયોગી માલ હોવાથી તેની આયાતમાં થયેલો ઘટાડો હિન્દી ઉદ્યોગોનો વિકાસ લગભગ બંધ પડયાનું ચિહ્ન ગણી

**મશીનરી તથા મિલવર્ક**

શકાય. હિન્દમાં એ માલ પૂરો પાડવા સાધન નથી; તેથી આ માલની આયાત હિન્દના ઉદ્યોગીકરણનું એક મુખ્ય ચિહ્ન ગણાત.

**ધાતુ તથા ધાતુકામ**

૪૭. ધાતુઓ તથા ધાતુકામની આયાતમાં ૧૯૨૮–૨૯ પછી ઘટાડો થતો જ રહ્યો છે. બાંધકામને ઉપયોગી માલ સિવાય બીજી લોખંડ તથા પોલાદની ચીજોની આયાતમાં પણ ઘણો ઘટાડો થતો રહ્યો છે. આ વેપારમાં બ્રિટન સાથે બેલ્જિયમ તથા જર્મનીની સખત હરીફાઈ રહે છે. પણ ઓટાવા કરારને લીધે બ્રિટનને આપવામાં આવેલી પસંદગી સાથે હિન્દી લોખંડ તથા પોલાદના ધંધાને મળેલા રક્ષણને લીધે બેલ્જિયમ ખળભળી ઊઠયું હતું અને હિન્દમાંથી આવતા માલને દાખલ થતો અટકાવવા બેલ્જિયમે યોજના અમલમાં મૂકી છે. ઓટાવા કરારને લીધે જર્મનીએ પણ હિન્દથી માલ આયાત કરવામાં અંતરાય મૂકયા છે.

**મોટર વાહન**

૪૮. મોટર વાહનોની આયાત મંદીની અસર ઘટતાં વધતી જાય છે. બ્રિટનના હિસ્સામાં પસંદગીની જકાતને લીધે સુધારો થયો છે. આ વેપારમાં યુનાઈટેડ સ્ટેટ્સ તથા કૅનેડાનો હિસ્સો ઘટતો જાય છે.

**ઘટતી આયાત**

૪૯. લોખંડ તથા પોલાદ સિવાયની ધાતુઓની આયાતમાં સુધારો થયો છે. લોખંડી સરસામાનની આયાત એકંદરે ઘટતી ગઈ છે. ખનિજ તેલોની આયાત ઘટી છે. ગ્યાસલેટની આયાત પણ ઘટી છે; પેટ્રોલની આયાતમાં પણ ઘટાડો જણાય છે. બળતણ તરીકે વપરાતા તેલની આયાત વધી છે તે ઉપરથી યાંત્રિક વાહનો તથા એવા તેલથી ચાલતાં એન્જીનોનો પ્રચાર લોકપ્રિય થતો હોવાનું જણાય છે.

**ખાંડ**

૫૦. ખાંડની બાબતમાં આયાત વેપારમાં ઘટાડો ચાલુ રહ્યો અને થોડા સમયમાં ખાંડની બાબતમાં હિન્દ સ્વાશ્રયી થઈ જશે અને દેશપરદેશ ખાંડ નિકાસ કરનાર દેશ બનશે એવાં ચિહ્ન જણાય છે. ૧૯૩૯માં

ખાંડની આયાતમાં વધારો થવાથી દેશના ખાંડ ઉદ્યોગને ઉત્તેજન આપવા વિચારણા ચાલે છે. ખાદ્ય વસ્તુઓની આયાત પણ ઘટતી ગઈ છે.

૫૧. રસાયણી દ્રવ્યોની આયાતમાં વધઘટ ચાલે છે, જ્યારે દવાઓની આયાતમાં થોડો ઘટાડો છે. કાગળ તથા પેસ્ટબોર્ડની આયાત ઉપરથી વર્તમાન પત્રો તથા પ્રકાશનના ધંધાની ખીલવણી સંબંધે અનુમાન થઈ શકે છે. ૧૯૨૮–૨૯ ના પ્રમાણમાં પરદેશી દારૂની આયાત ઘટતી ગઈ છે. મીઠાની આયાતની કીમતમાં વધારો થયો છે. રંગવાનાં તથા ચામડાં પકવવાના ધંધા માટે ઉપયોગી રંગ તથા ચામડાં પકવવાનાં દ્રવ્યોની આયાત ઘટી છે. તેમાં ડામરમાંથી બનતા રંગોની આયાત મુખ્ય હોઈ તેમાં ભારે ઘટાડો થયો છે. કાચ તથા કાચના સામાનની આયાત ઘટી છે. તેમાં જાપાનનો હિસ્સો મુખ્ય છે. મરીમસાલાની આયાતમાં જૂજ વધારો છે. તમાકુની આયાતમાં યુનાઇટેડ સ્ટેટ્સનો હિસ્સો ૯૧ ટકા છે. હીરામાણેક વગેરે ઝવેરાત તથા મોતીની આયાતમાં સુધારો છે, જ્યારે સિમેન્ટની આયાત ઘટી છે. પરદેશી કોલસાની આયાતમાં વધારો થયો છે. કોલસા બ્રિટન, નાતાલ અને ઑસ્ટ્રેલિયા મોકલે છે.

**ઈતર આયાતો**

૫૨. આયાત વેપારમાં ઘટાડો દેશની ખરીદશક્તિમાં થયેલો ઘટાડો બતાવે છે, તેમ જ કેટલીક બાબતોમાં દેશ સ્વાશ્રયી થયાનું જણાવે છે. સાંચાકામ તથા મિલસ્ટોર્સની આયાતનો ઘટાડો દેશનું ઉદ્યોગીકરણ મંદીને લીધે અટકી પડયાનું બતાવે છે. આયાતમાં ઘણીખરી વસ્તુઓ કારખાનાંની બનાવટો છે, કાચી પેદાશ જૂજ છે એ તેનું મુખ્ય લક્ષણ છે. આયાતમાં ઘટાડો સરકારની શાહી જકાતી મહેસૂલમાં ઘટાડો આણે છે અને દેશનો જનસમૂહ આયાત થતી ઉપભોગની ચીજો ખરીદવા વધારે અસમર્થ બન્યો છે એમ પણ બતાવે છે.

**સમાલોચના**

## નિકાસ વેપાર

**શણ તથા શણની બનાવટોની નિકાસ**

૫૩. નિકાસ વેપારમાં બંગાળાનું શણ તથા શણની બનાવટો મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ૧૯૨૮–૨૯ માં ૩૨ા કરોડ ઉપરાંત કીમતનું શણ તથા લગભગ ૫૭ કરોડની શણની બનાવટોની નિકાસ થઈ હતી. એમાં ભારે ઘટાડો ચાલુ રહેતાં મંદીની અસર નીચે એ વેપાર આવી ગયો અને ૧૯૩૬–૩૭ માં ૧૪ાાા કરોડનું શણ તથા લગભગ ૨૮ કરોડ રૂપિયાની શણની બનાવટો નિકાસ થયાં હતાં. ૧૯૩૬–૩૭ ના આંકડા પ્રમાણે નિકાસ વેપારમાં શણનો હિસ્સો ૭·૫૩ ટકા તથા શણની બનાવટોનો હિસ્સો ૧૪·૨૫ ટકા મળી ૨૧ાાા ટકા આવે છે. શણના વેપારની આ સ્થિતિને લીધે બંગાળાના ખેડૂતો સંકટ ભોગવે છે, અને શણની ખેતી ઘટાડી ભાવ ટકાવવા સરકાર પ્રયત્ન કરે છે.

**રૂ તથા સૂતરાઉ કાપડ**

૫૪. રૂ (વેસ્ટ સાથે) ની નિકાસ ૧૯૨૮–૨૯ માં ૬૬ાાા કરોડની હતી તે ૧૯૩૬–૩૭ માં ૪૫ કરોડ ઉપર આવીને ઊભી રહી. સૂતરાઉ માલ ૭ાાા કરોડ થોડાં વરસ ઉપર નિકાસ થતો તે ઘટતો ઘટતો ૩ાાા કરોડ ઉપર આવ્યો. એટલે કપાસ પકવનારને મંદીને લીધે ભાવ તૂટતાં ભારે નુકશાન ગયું છે તથા જાપાનની હરીફાઈને લીધે પરદેશનાં બજારોમાં પણ હિન્દી સૂતરાઉ કાપડ વગેરે માલનો ખપ ઘટવાથી અત્રેના સૂતરાઉ કાપડના મિલ-ઉદ્યોગને ફટકો પડયો છે.

**ચાની નિકાસ**

૫૫. હિન્દી ચાની નિકાસની કીમત પણ આ મંદીની અસરથી મુક્ત નથી રહી. ૧૯૨૮–૨૯ માં નિકાસ થયેલી ચાની કીમત ૨૬ાા કરોડ અંકાયેલી તે ૧૯૩૬–૩૭ માં ૨૦ કરોડ ઉપર આવી.

૫૬. ધાન્ય, કઠોળ, તથા આટાની નિકાસની કીમત ૧૯૨૮-૨૯ માં ૩૩ાા કરોડ હતી, જ્યારે ૧૯૩૬-૩૭ માં એવી વસ્તુની નિકાસની કીમત ૧૫૩૭ લાખ અંકાઈ. તે ઉપરથી અનાજની નિકાસ કેટલી ઘટી હશે તેનો ખ્યાલ આવે છે, તથા ઘઉં ચોખા વગેરે નિકાસ થતાં મુખ્ય ધાન્યો પકવનારા ખેડૂતોને કેટલું ખમતું પડયું હશે તેની કલ્પના થઇ શકે છે.

**અનાજ**

૫૭. તેલીબિયાંની નિકાસ પાંચ વરસ ઉપર ૨૯ાા કરોડની હતી, તે ઘટતી ઘટતી ૧૮ાા કરોડ ઉપર આવી. પકવેલાં ચામડાં જે ૯ાા કરોડનાં જતાં તે ૧૯૩૬-૩૭ માં ૮ કરોડનાં નિકાસ થયાં. અર્ધપકવ ચામડાં તથા ઢોરની ખાલ ૯ાા કરોડ જતાં તે ૭૩૬ લાખનાં ૧૯૩૬-૩૭ માં ગયાં. પૅરેફિન વૅક્સ (મીણ) ૧૯૨૮-૨૯માં ૨ાા કરોડનું નિકાસ થતું તે ૧૯૫ લાખનું ગયું. તેલીબિયાંનો ખોળ ૩ાા કરોડ ઉપરથી ઘટી ૨ા કરોડ ઉપર આવ્યો. ઊન તથા ઊનની બનાવટોની નિકાસ લગભગ ૩ાા કરોડની હતી. ધાતુઓ તથા કાચી ધાતુઓની નિકાસ ૮ કરોડની થઈ હતી. બાકીની નિકાસોનો હિસ્સો નિકાસ વેપારમાં એક ટકાની અંદર છે. ૧૯૨૮-૨૯ માં એકંદર ૩૩૦ા કરોડ રૂપિયાની આપણે નિકાસ કરેલી તે ૧૯૩૬-૩૭ માં ૩૪૩ કરોડની કીમતની થઇ.

**ઇતર નિકાસો**

૫૮. આ ઉપરથી એક વાત ચોક્કસ થાય છે કે આપણા જ નિકાસ વેપારમાં મંદીને લીધે ભારે ફટકો પડયો હતો ને કાચી પેદાશો પકવનારા ખેડૂતો તથા કારખાનાંની બનાવટો નિકાસ કરનારા ઉદ્યોગો બન્નેને કટોકટીના વખતમાંથી પસાર થવું પડયું હતું, તેમાં હવે જરા સુધારો થયો છે. છેલ્લાં થોડાં

**મંદીની નિકાસ ઉપર અસર**

વરસ પર નિકાસ થયેલું સોનું Distress Gold (સાધનહીન થવાને લીધે વેચવું પડેલું સોનું) કહેવાયું છે. નિકાસમાં ઉપજેલી ઓછી કીમતને લીધે ખેડૂતોની ખરીદશક્તિ ઘણી ઘટી ગઈ છે, પાછલું દેવું ભરી શકાતું નથી, અને સરકારનો જમીનનો ધારો ભરવામાં તથા નિર્વાહ કરવામાં એટલી મુશ્કેલી નડી છે કે જે સોના કે તેના દાગીનાથી આપણા લોકો વિખૂટા પડવા તદ્દન નારાજ હોય છે તે સોનું સંકટના સમયમાં ઉપયોગમાં લઇ વેચવું પડ્યું છે. સોના સિવાય બીજી માલમિલ્કત ગીરોવેચાણ કરી તથા જંગમ મિલ્કત વેચી લોકોને વ્યવહાર ટકાવવો પડયો છે, એવા વખતમાં આયાત વેપારને પણ ફટકો પડે એ સ્વાભાવિક છે.

**ઓટાવા કરારનાં પરિણામ**

૫૯. ઓટાવા કરાર પ્રમાણે બ્રિટનને યાંત્રિક વાહનો તથા તે સંબંધે સામાન માટે ૭ાા ટકા અને બાકીની નક્કી કરેલી ચીજો માટે ૧૦ ટકાની પસંદગી મળે છે. હિન્દને તે જ ધોરણે બ્રિટનના બજારમાં પસંદગી મળી છે; પણ હિન્દને તેથી જોઇએ તેવો લાભ થયો નથી. હિન્દને મળેલી પસંદગી કાચી પેદાશો માટે હોવાથી બ્રિટનના ઉદ્યોગોને હરકત આવતી નથી, જ્યારે બ્રિટનને મળેલી પસંદગી કારખાનાંની બનાવટો માટે હોવાથી એ બનાવટો ઓછી જકાતે હિન્દમાં આવતાં હિન્દી ઉદ્યોગો સાથે હરીફાઈ વધારે સરળતાથી તથા સગવડથી કરી શકે છે ને તેથી હિન્દી ઉદ્યોગોને ફટકો પડે છે. હિન્દના બાલ્યાવસ્થા ભોગવતા ઉદ્યોગો આવી હરીફાઈમાં ટકાવવા મુશ્કેલ પડે છે; તેથી હિન્દના ઉદ્યોગોની હાલ દયાપાત્ર સ્થિતિ બની છે. ના. ગવર્નર જનરલે ખાસ સત્તા વાપરી હિન્દને માથે ઠોકી બેસાડેલા ઈન્ડો–બ્રિટિશ કરારોને લીધે આ સ્થિતિમાં કાંઈ ફેર પડયો નથી; ઊલટું ગ્રેટબ્રિટનને વધુ સગવડો અપાઈ છે.

૬૦. 'ધી ઇંડિયન ટ્રેડ જર્નલ'ના જણાવવા પ્રમાણે ૧૯૩૩ માં સરકારી સ્ટોર સિવાયની આયાતમાં ૧૯૩૨ કરતાં ૧૮ કરોડનો

**આયાત નિકાસની પરિસ્થિતિ**

ઘટાડો થઈ ફક્ત ૧૧૬ કરોડની આયાત થઇ હતી, જ્યારે નિકાસ વેપારમાં ૯ કરોડનો વધારો થઈ ૧૪૪ કરોડ રૂપિયા નિકાસની કીમત મુકાઇ હતી. નિકાસમાં ખાદ્યપેય અને તમાકુ પૈકી ચોખા, ઘઉંનો આટો, જુવાર, બાજરી અને જવની નિકાસ ઘટવાથી કીમતમાં આશરે ૪ાા કરોડનો ઘટાડો થયો હતો, જ્યારે રૂ, તેલીબિયાં, શણુ, ઢોરની ખાલ તથા કાતડાં, ઊન, તથા લાખની નિકાસમાં વધારો થવાથી ૧પાા કરોડ ઉપરાંત નિકાસની કીમત વધી હતી. પરંતુ કારખાનાંમાં તૈયાર કરેલી બનાવટો અને ખાસ કરીને ગુણુના કોથળા તથા સૂતરાઉ બનાવટોની નિકાસ ઘટવાથી કીમતમાં લગભગ દોઢ કરોડનો ઘટાડો થયો હતો. ૧૯૩૬-૩૭માં એકંદર નિકાસ વેપારમાં સુધારો દેખાય છે; પરંતુ દુનિયાના મુખ્ય ઔદ્યોગિક દેશોના ચલણમાં થયેલા ફેરફારોનો તેમાં કેટલો ફાળો છે તથા ચલણો સ્થિર થતાં શી પરિસ્થિતિ ઉત્પન્ન થશે તે આજે કહેવું મુશ્કેલ છે.

**ઓટાવા કરારને લીધે અન્ય દેશોનું વલણ**

૬૧. હિન્દના નિકાસ વેપારમાં બ્રિટનનો હિસ્સો ૧૯૩૩-૩૪ ના આંકડા પ્રમાણે ૩૧.૯ ટકા હતો. બાકીનો ૬૮ ટકા વેપાર બ્રિટન સિવાયના દેશો સાથે હતો. તેમાં યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન, જર્મની, ફ્રાન્સ, બેલ્જિયમ તથા ઇટાલી મુખ્ય છે. આયાતમાં બ્રિટન સિવાય અમુક ખાસ માલને અંગે એ જ દેશો મોટે ભાગે મહત્ત્વના છે. તેમની સાથે વેપારી કરાર કરી જેનો તેનો હિસ્સો ઠરાવેલો નહિ હોવાથી ઓટાવા કરારને લીધે જે વસ્તુઓ હિન્દ બહારથી કિફાયતે મળી શકતી હોય તે કાચી પેદાશો બહારથી મેળવવા તરફ એ દેશોનું વલણ રહે એ કુદરતી છે. જે વસ્તુઓની પેદાશ બીજે ન થવાને લીધે હિન્દની સ્થિતિ અદ્વિતીય છે, તે પેદાશો પૂરતો નિકાસ વેપાર હિન્દ એ દેશો

સાથે ટકાવી શકે અથવા તેમાં વિકાસ કરી શકે. તેથી ૧૯૩૩ માં થયેલો નિકાસમાં સુધારો અમુક પેદાશનો પાક જગતમાં બીજે સ્થળે ઓછા પ્રમાણમાં પાકવાને લીધે હિન્દની પેદાશની માગ વધી જવાને પણ આભારી હોય. તેથી એ સુધારા માટે ઓટાવા કરારને શ્રેય ન અપાય.નવા ઇન્ડો-બ્રિટિશ કરારથી આ સ્થિતિ લગભગ ચાલુ જ રહી છે.

**આયાત કરતાં વધારે નિકાસ કેમ થાય છે**

૬૨. હિન્દના આયાતનિકાસ વેપારમાં સામાન્યતઃ આયાત કરતાં નિકાસ વેપારની કીમત વધારે રહે છે અને તેથી કેટલાક કહે છે કે હિન્દને એકંદરે મોટો ફાયદો થાય છે. માલની કીમત માલથી અપાય છે એ સિદ્ધાન્ત મુજબ બનતાં સુધી આયાત તથા નિકાસની કીમત લગભગ સરખી રહેવી જોઇએ. તેને બદલે આમ નિકાસ વેપારમાં વધારો રહે છે તેનો ખુલાસો કરવાની જરૂર રહે છે. આયાત નિકાસ વેપારના સરવૈયામાં નીચેની બાબતો જમા ઉધારમાં મૂકવી જોઇએઃ—

| જમા | ઉધાર |
|---|---|
| ૧. માલની નિકાસની કીમત | ૧. સોનાચાંદીની આયાત |
| ૨. હિન્દ બહારથી કાઢેલું જાહેર કરજ (લોન્સ) | ૨. બહાર કાઢેલા કરજનું વ્યાજ |
| ૩. મિશનો, શાળાઓ, દુષ્કાળ, ધર્માદા વગેરે માટે પરદેશીઓએ મોકલેલાં નાણાં | ૩. પ્રથમ કાઢેલી લોનો ભરપાઈ કરવી. |
| ૪. પરદેશી મુસાફરો હિન્દમાં ખર્ચવા આણે તે રકમ | ૪. યુરોપિયન વેપારીઓ, ધારાશાસ્ત્રીઓ,સરકારી નોકરો વગેરે પરદેશ જે રકમો મોકલે છે તે |
| | ૫. પરદેશી બેંકો, વીમા કંપનીઓ તથા સ્ટીમર કંપનીઓના નફા |
| | ૬. ફર્લો રજાનો પગાર, પેન્શન, સોનાચાંદી તથા સરકારી ખાતાંઓને ઉપયોગી સામાન |

માટે પરદેશ મોકલવા પડતાં
નાણાંનો ખર્ચ
૭. પરદેશ ભણતા વિદ્યાર્થીઓ
માટે મોકલવાં પડતાં નાણાં

ઉપર જણાવેલી બાબતો ધ્યાનમાં લેવામાં આવે તો ઉધાર બાજુ જણાવેલી બાબતોને લીધે હિન્દને પરદેશોને વધારે પૈસા ચૂકવવાના રહે છે અને એ પૈસા ચૂકવવા માટે વધારે માલ નિકાસ કરવાની ફરજ પડે છે. ઉધાર બાજુએ બતાવેલી બાબતો માટે હિન્દને પરદેશ નાણું મોકલવાનું ન હોત તો નિકાસ વેપાર આપોઆપ લગભગ આયાત જેટલો જ રહેત. ઉધાર બાજુ જોતાં જણાશે કે હિન્દમાં કામ કરતી પરદેશી બેન્કો, વીમાકંપનીઓ તથા સ્ટીમર કંપનીઓ નફાના રૂપમાં કરોડો રૂપિયા નફા તરીકે લઇ જાય છે; તે કામ જો હિન્દીઓના હાથમાં જાય તો એ નફો દેશમાં જ રહે. તે જ પ્રમાણે લોનો હિન્દ બહાર કાઢવામાં ન આવે, જાહેર નોકરીઓનું સંપૂર્ણ હિન્દીકરણ થાય, લશ્કરનું તથા નૌકા તથા વિમાની સૈન્યોનું હિન્દીકરણ થાય, તમામ વેપાર હિન્દીઓના હાથમાં જાય, હિન્દી વિદ્યાર્થીઓને પરદેશ ભણવા મોકલવા ન પડે એવો શિક્ષણ સંબંધે સુધારો હિન્દમાં જ થાય તો આપણે પરદેશોને આપવાની રકમ ઘણી જ ઓછી રહે અને તે રકમ આપવા માટે આયાત તથા નિકાસ સરભર થાય. હાલની પરિસ્થિતિમાં ઉધાર બાજુએ બતાવેલી બાબતોને લીધે હિન્દ દેવાદાર દેશ હોવાથી નિકાસ વેપાર આયાત કરતાં હમેશ વધારે રહેવો જ જોઈએ.

૬૩. જમીનમાર્ગે હિન્દનો અફઘાનિસ્તાન, મધ્ય એશિયા, ઇરાન, નેપાલ, તિબેટ, શાન સંસ્થાનો, પશ્ચિમ ચીન, સિયામ વગેરે સાથે કેટલોક આયાતનિકાસ–વેપાર ચાલે છે. ૧૯૨૪–૨૫ ના આંકડા પ્રમાણે આયાત વેપાર ૨૩ કરોડ તથા નિકાસ વેપાર ૧૮॥ કરોડનો

**ખુશ્કી વેપાર**

હતો. તે પછી પૂરતી માહિતી આપે એવા આંકડા મળતા નથી, પણ હિન્દનાં કારખાનાંના ઉદ્યોગોની બનાવટો માટે આ દેશોનાં બજારો ખીલવવા પૂરતું ક્ષેત્ર છે.

૬૪. હિન્દનો કિનારાનો વેપાર એકંદરે ૨૨૦ કરોડ ઉપરાંત છે. તેમાં આયાતનિકાસ લગભગ સરખી છે. બર્મા હિન્દમાંથી કોલસા, કાપડ, ગુણો (કોથળા), દાળ, સોપારી લે છે, જ્યારે નિકાસમાં ચોખા, ગ્યાસલેટ, પ્રેટ્રોલિયમ, મીણબત્તી, લાખ, સાગ, ઇમારતી લાકડું વગેરે હિન્દ મોકલે છે.

**કિનારાનો વેપાર**

## દેશાન્તર્ગત વેપાર

૬૫. સાધારણ રીતે સુધરેલા દેશોમાં દેશપરદેશ સાથેના આયાત-નિકાસના વેપાર કરતાં દેશમાં અંદર ને અંદર ચાલતો વેપાર દસપટ રહે છે. પરંતુ હિન્દ એ મુખ્યત્વે ગામડાંનો દેશ હોવાથી સારા રસ્તાના અભાવે આપણા દેશમાં એ ધોરણે આંતરિક વેપારનો વિકાસ થયો નથી એમ લાગે છે. આંતરિક વેપારના ચોક્કસ આંકડા મળતા નથી. પરંતુ એમ કહેવાય છે કે નિકાસ થતી એક એકરની પેદાશના પ્રમાણમાં દેશમાં વાપરવા માટે ૧૧ એકરની પેદાશ લેવામાં આવે છે. તે સિવાય દેશની ખેતી સિવાયની પેદાશો તથા બનાવટોની નિકાસ ઘણી જ ઓછી થાય છે ને ઘણે ભાગે લગભગ તમામ દેશમાં જ ખપે છે. રેલ્વે ટ્રાફિકમાં આયાત નિકાસનો સમાવેશ થતો હોવાથી શુદ્ધ દેશમાં ને દેશમાં ચાલેલા વેપારના આંકડા મળે એમ નથી.

**દેશ અંદર ચાલતો વેપાર**

૬૬. આર્થિક સ્વાયત્તતા મળે તો હિન્દના વેપાર ઉદ્યોગોનું ભાવિ ઊજળું બનાવી શકાય તથા હિન્દના હિતને સર્વોપરિ ગણી હિન્દના આમવર્ગની બહુજન સંખ્યાને અનુકૂળ આર્થિક વિકાસ થઈ શકે. પરંતુ ૧૯૨૧ માં અપાયેલું કહેવાતું આર્થિક સ્વાતંત્ર્ય પણ

લઈ લેવા માટે બ્રિટનના રૂઢિચુસ્તોએ આગ્રહ કરી બ્રિટનના લાભ માટે આર્થિક સલામતીઓ નવા બંધારણના કાયદામાં વધારે સખત બનાવવા પ્રયત્ન કર્યો છે ત્યાં સંપૂર્ણ આર્થિક સ્વાતંત્ર્યની આશા રાખવી વ્યર્થ છે.

---

# પ્રકરણ ૧૧ મું

---

## ચલણ તથા હૂંડિયામણ

**મૂલ્યાંકનનું સામાન્ય માપ**

૧. માનવ સુધારાની આદ્યાવસ્થામાં વસ્તુવિનિમય અદલા-બદલાથી થતાં. સર્વ વસ્તુઓનું મૂલ્ય આંકવાનું સર્વ સામાન્ય માપ નહોતું. તેથી ઘણી અગવડ પડતી. તેથી પ્રગતિ થતાં દરેક વસ્તુનું મૂલ્ય સોના ચાંદીમાં આંકવાનું ધોરણ સુધરેલા દેશોમાં પ્રચારમાં આવ્યું.

**ચલણનો વિકાસક્રમ**

૨. હિન્દમાં વેદકાળમાં પણ સોનાનાં નાણાંનો ઉલ્લેખ મળી આવે છે. બૌદ્ધકાળમાં વસ્તુઓને બદલે વસ્તુઓ આપીને વસ્તુવિનિમય કરવાને બદલે ધાતુનું ચલણ વપરાવા લાગ્યું. ખ્રિસ્તી શકની શરૂઆતમાં ચાંદી તથા કાંસાનાં એક બાજુ સિક્કા પાડેલાં નાણાંનો ઉપયોગ થતો જણાય છે. ચાણક્યના અર્થ-શાસ્ત્રમાં ટંકશાળના વડાએ વસ્તુવિનિમયના માધ્યમ તરીકે તથા કરજ ફેડવાના સાધન તરીકે પૂરતા પ્રમાણમાં નાણાં પૂરાં પાડવાં તથા નાણાંની ધાતુમાં કોઈ ભેળસેળ કરે અથવા ખોટાં નાણાં પાડે તો શી શિક્ષા કરવી તેનો ઉલ્લેખ છે. મહાભારતમાં સોના તથા તાંબાનાણાંનો ઉલ્લેખ છે, પણ ચાંદીનાં નાણાંનો ઉલ્લેખ નથી. રોમ સાથે હિન્દનો બહોળો વેપાર હોવાથી રોમન નાણું પણ હિન્દમાં આવતું. ગામડાંઓમાં વસ્તુવિનિમયમાં નાણાંનો ઉપયોગ લગભગ

નહિ જેવો જ થતો અને માલને બદલે માલ આપીને એક બીજાની જરૂરિયાતો પૂરી કરી લેવામાં આવતી. પણ શહેરમાં તથા પરદેશ સાથેના વેપારમાં સોનારૂપાનાં નાણાંનો વધારે ઉપયોગ થતો.

**મુસ્લીમ યુગમાં**

૩. મુસલમાની કાળમાં અલ્તમશ બાદશાહે ૧૭૫ ભારના ચાંદીના ‘ ટાંક ’ ને મુખ્ય નાણું બનાવ્યું હતું. મહમદ તઘલકે સોના ચાંદીનાં નાણાંમાં કેટલાક સુધારા કર્યા અને તાંબાના દુય્યમ અને પ્રતીકરૂપ નાણાની શરૂઆત કરી. પણ બનાવટી સિક્કા પડતા અટકાવવા કાંઇ ઈલાજ લીધેલા નહિ હોવાથી ખોટા સિક્કા વધી પડયા. શેરશાહે ૧૧ા માસા વજનનું ચાંદીનું ગોળ નાણું શરૂ કરેલું તેમાં સુધારો કરી અકબરે તે ચાલૂ કર્યું એમ અબુલ ફઝલ કહે છે. અકબરના વખતમાં ૧૧ માસા વજનનું સોનાનું ગોળ નાણું પાડી તેનું ‘ મહોર ’ નામ પાડયું. એ ‘ મહોર ’ ની કીમત તે વખતના ૯ રૂપિયા હતી. એક રૂપિયાના ૪૦ પૈસા થતા. પૈસા અથવા દામ એ તાંબાનું નાણું હતું. સામ્રાજ્યમાં ચાંદીનાં નાણાં દિલ્હી સિવાય બીજા દસ ઠેકાણે પાડવામાં આવતાં અને તાંબાનું નાણું તે સિવાય અનેક ઠેકાણે પાડવામાં આવતું. હલકાં વજનનાં તથા કાપેલાં નાણાં વધી પડીને ઘોટાળો ન થાય એટલા સારુ અમુક વજનથી કમી વજનનું નાણું ગેરકાયદે ઠરાવવામાં આવતું.

**મુસ્લિમ કાળ પછી**

૪. મરાઠી રાજ્યમાં સોનાનાં હોન મુખ્ય તથા સ્વીકારાયેલું નાણું ગણાતું; અને જમીનમહેસૂલ પણ હોનના રૂપમાં ઠરાવવામાં આવ્યું હતું; તોપણ વેપાર નિમિત્તે મુસલમાની રાજ્યના રૂપિયાનો સર્વત્ર પ્રચાર થયો હતો. પ્રાચીન કાળથી દક્ષિણ હિંદુસ્તાનનાં રાજ્યોનો પશ્ચિમના દેશો સાથે વેપાર ચાલતો હોવાથી મદ્રાસ તરફ પાગોડા નામનું સોના નાણું મુખ્ય હતું. મદ્રાસ ઈલાકામાં સોના નાણાનો પ્રચાર હતો ને તેના અવશેષો આજે પણ મળી આવે છે.

ઉત્તરમાં મુસલમાનોના અમલને લીધે ચાંદીનું નાણું વધારે પ્રમાણમાં પ્રચારમાં હતું. મુખ્ય નાણાના સિક્કા પાડવા માટે ટંકશાળો ખુલ્લી હતી, અને દરેક નાણાનું વજન તથા ધાતુની સર્વને માહિતી હોવાથી પૂરતા પ્રમાણમાં વિશ્વસનીય ચલણ વ્યવહાર માટે લોકોને મળતું. હિંદુસ્તાનમાં અંગ્રેજોનું રાજ્ય શરૂ થયું ત્યારે સોના ચાંદીનાં ૯૯૪ પ્રકારનાં નાણાં હિન્દમાં અસ્તિત્વમાં હતાં, અને મુંબઈ ઈલાકામાં દીવાની કોર્ટમાં ઉપયોગ પડવા માટે ૩૮ સોનાના તથા ૧૨૭ ચાંદીનાં જૂનાં નાણાંનાં પરસ્પર પ્રમાણ સરકારી હુકમમાં બતાવ્યાં છે.

**બ્રિટિશ અમલ દરમ્યાન૧૮૯૮સુધી**

૫. બ્રિટિશ યુગમાં કંપની સરકારનું ધોરણ જૂનાં દેશી નાણાં રદ કરી પોતાનો રૂપિયો સાર્વત્રિક કરવાનું હતું. સોનાના નાણાને ગેરકાયદે ઠરાવવાનો કંપનીના અમલદારોનો પ્રથમ ઈરાદો નહતો, પણ ૧૮૩૫ માં સોનાનું નાણું ગેરકાયદે ઠરાવવામાં આવ્યું અને ૧૬૫ ગ્રેન ચોખ્ખી ચાંદી તથા ૧૫ ગ્રેન મિશ્રણ મળી ૧૮૦ ગ્રેનના રૂપિયાને કાયદેસર નાણું ઠરાવવામાં આવ્યું. આજે પણ આપણા રૂપિયાનું વજન તથા ધાતુનું પ્રમાણ એ જ છે. ૧૮૪૧ માં પંદર રૂપિયાને બદલે સોનાની મહોર સ્વીકારવામાં આવશે એવું જાહેરનામું નીકળ્યું હતું, પણ પંદર રૂપિયે એક સોનાના પાઉંડનું ધોરણ બજારભાવ કરતાં કમી હોવાને લીધે સોના નાણાનો પ્રચાર થઈ શકયો નહિ. થોડા વરસમાં ઓસ્ટ્રેલિયા તથા કેલિફોર્નિઆમાં સોનાની સમૃદ્ધ ખાણો મળી આવી અને એ ખાણોમાંથી સોનાની પેદાશ સારા પ્રમાણમાં નીકળતાં સોનાના ભાવ ઊતર્યા અને એક પાઉન્ડના પંદર રૂપિયાનું પ્રમાણ વધારે પડતું થઇ પડયું, અને સરકારી ખજીનામાં તેમજ ખાનગી વ્યવહારમાં સોંઘું સોનું નાણાના રૂપમાં વધારે પ્રમાણમાં વપરાવા માંડયું અને સરકારને નુકશાન જવા લાગ્યું; તેથી ૧૮૫૩ ની શરૂઆતથી ૧૮૪૧ ના જાહેરનામાને રદ કરવામાં આવ્યું અને સોના નાણું તિજોરીમાં સ્વીકારવાની ના પાડ-

વામાં આવી. હિન્દનો પરદેશી વેપાર વધવા માંડયો તથા યુરોપિયનો પોતાના વતનમાં નાણું મોકલવા માગતા હતા; તેથી હિન્દી ચલણ પદ્ધતિ સુવર્ણમય કરવા તરફ અમલદારો તથા પ્રજાનું વલણ થયું. ૧૮૬૬ માં આ પ્રશ્નના વિચાર માટે નિમાયેલા મેન્સ્ફીલ્ડ કમિશને સુવર્ણ ચલણને અનુકૂળ ભલામણો કરી; પરંતુ બ્રિટનની સરકારે તેનો સખ્ત વિરોધ કરવાથી હિંદી વજીરની સંમતિ મળી શકી નહિ; માત્ર સોનાના ટૂકડા તરીકે સોનું તિજોરીમાં સ્વીકારવા તથા એ વરસ પછી બજારભાવ બદલાવાથી રૂપિયા તથા પાઉંડના અરસપરસ પ્રમાણમાં વધારો કરવામાં આવ્યો.

**ઇ. સ. ૧૮૬૮ થી ઇ. સ. ૧૮૯૨**

૬. આ અરસામાં દ્વિમૂલ્યમાપન ચલણ પદ્ધતિ (સોનું તથા ચાંદી બન્નેને વ્યવહારના સરખા માધ્યમ ઠરાવવા તે) ના દોષ દૂર કરવા માટે આંતરરાષ્ટ્રીય કરાર કરવા માટે પશ્ચિમના દેશો પ્રયત્ન કરતા હતા તેને હિન્દી સરકારનો ટેકો હતો. પણ બ્રિટને એ વાતને પૂરતો ટેકા આપ્યો નહિ અને ઘણાંખરાં પ્રગતિમાન પાશ્ચાત્ય રાષ્ટ્રો સુવર્ણ ચલણને રાષ્ટ્રીય વૈભવ તથા સુસ્થિતિનું દ્યોતક છે એમ માનવા લાગવાથી દ્વિમૂલ્યમાપન ચલણ પદ્ધતિ અશકય ઠરી. ૧૮૯૨ માં ભરાયેલી આંતર–રાષ્ટ્રીય પરિષદમાં આ વાતની ખાત્રી થતાં હિન્દી સરકારે સુવર્ણ મૂલ્યમાપન પદ્ધતિ સ્વીકારવાનું ઠરાવ્યું. ઇંગ્લાંડમાં ૧૮૧૬ થી એ પદ્ધતિ દાખલ થઇ હતી; ૧૮૭૧ માં જર્મનીમાં અને ૧૮૭૬ માં ફ્રાંસમાં એ પદ્ધતિનો અંગીકાર થયો હતો.

**હોમ ચાર્જીસનું પરિણામ**

૭. ૧૮૩૫ થી ૧૮૯૯ સુધી હિન્દમાં ચાંદીનું ચલણ હતું, પણ હિન્દ પરતંત્ર હોવાને લીધે કરોડો રૂપયા ઇંગ્લાંડ મોકલવાની જરૂર રહેતી. હોમ ચાર્જીસ (હિન્દના વહીવટ માટે બ્રિટનમાં થતો ખર્ચ, સનદી નોકરોનાં પેન્શનો, પગારમાંથી ઇંગ્લાંડ મોકલવામાં આવતાં નાણાં, સરકારના ઉપયોગ માટે યુરોપ-

માં ખરીદાયેલી વસ્તુઓ તથા સરસામાન માટે આપવાના પૈસા, વિલાયતમાં કાઢેલાં કરજનું ભરવું પડતું વ્યાજ, રજા ઉપર રહેતા અમલદારોના પગાર, વગેરે) નો બોજો હિન્દી તિજોરી ઉપર જ હતો. પરંતુ હિન્દનું ઉત્પન્ન ચાંદીનાં નાણાંમાં આવતું અને સુધરેલા મુખ્ય દેશોએ ચાંદીનું ચલણ કાઢી નાખી માત્ર સોનાનું ચલણ સ્વીકારવાથી ચાંદી સોંઘી થઇ, રૂપિયાની કીમત ઘટી અને હિન્દી સરકારને પાઉન્ડના રૂપમાં યુરોપ નાણાં ભરવા માટે વધારે રૂપિયાનો ખર્ચ કરવાનો પ્રસંગ આવવા લાગ્યો. હૂંડિયામણ ફક્ત એક પેની ઊતરે તો સરકારને એક કરોડ રૂપિયાનો વધારે ખર્ચ આવતો. તેમ જ બ્રિટિશ વેપારીઓને પણ નુકશાન થવા માંડયું. પરદેશના દેવાદાર લોકો તેથી કહેતા કે રૂપિયા પાડવાનું બંધ કરો, ગમે તેટલાં નાણાં પાડવાની ટંકશાળની છૂટ રદ કરો, તથા નાણાંનો જથ્થો મર્યાદિત થતાં રૂપિયાનું વિનિમય મૂલ્ય અથવા હૂંડિયામણ વધતાં ધીમે ધીમે સુવર્ણ ચલણ પદ્ધતિ અમલમાં મૂકો. પરંતુ ૧૮૯૨ સુધી આંતરરાષ્ટ્રીય કરારને લીધે દ્વિધાતુ ચલન પદ્ધતિ સ્થપાતાં ચાંદીના ભાવ વધશે અને ચાંદીનું સોના સાથે રહેતું પ્રમાણ સ્થિર થતાં સર્વ અડચણ દૂર થશે એવી હિન્દી સરકારને આશા હતી. પણ તે આશા નષ્ટ થતાં ૧૮૯૨ માં વેપારીઓની સૂચનાઓનો વિચાર કરવાની હિન્દી સરકારને ફરજ પડી. ચાંદીના ભાવ ઘણા ઊતરી જવાથી રૂપિયાની કીમત ઘણી ઘટી ગઈ. તેથી રૂપિયાના સિક્કા પાડવાની મનાઇ કરી હૂંડિયામણમાં વધારો કરાવવાની સૂચનાનો વિચાર કરવા માટે લોર્ડ હર્શલના પ્રમુખપણા નીચે ૧૮૯૨ માં એક કમિટી નીમવામાં આવી.

**હર્શલ કમિટી**

૮. હર્શલ રિપોર્ટની ભલામણ મુજબ, જે માગણી કરે તેને અમર્યાદિત હદ સુધી સોના ચાંદીના સિક્કા પાડી આપવાની છૂટ ૧૮૯૩ માં લઈ લેવામાં આવી અને સરકારી ટંકશાળે માગે તેને રૂપિયા પાડી આપવાના બંધ કર્યાં, પણ સરકારની સગવડ માટે રૂપિય

પાડવાની છૂટ હતી. તેથી રૂપિયાની સંખ્યા મર્યાદિત થઈ અને રૂપિયામાં રહેલી ચાંદીની સોનામાં થતી કીમત કરતાં સિક્કા તરીકે કીમત વધુ થવાથી રૂપિયાનું હૂંડિયામણ વધવા લાગ્યું. સરકારે રૂપિયા પાડવા બંધ કર્યા અને કાયદેસર ચલણ તરીકે રૂપિયો રહ્યો. રૂપિયાના હૂંડિયામણનો ભાવ ચઢતાં ચઢતાં ૧૮૯૮ માં ૧૬ પેન્સ ઉપર આવ્યો. દરમ્યાન પંદર રૂપિયે પાઉન્ડના ભાવે સોનું રજૂ કરે તેને સરકારે રૂપિયા અથવા નોટો આપવાનું ધોરણ અમલમાં મૂકવાથી પેપર કરન્સી રિઝર્વ (ચલણી નોટોને ટકાવવા માટે રાખવામાં આવેલા અનામત) ફંડમાં સોનાનો સંગ્રહ વધતો ગયો. રૂપિયાનો ભાવ ૧૬ પેની થયો અને સોનાનો સંગ્રહ થયો; એટલે આગળ શાં પગલાં ભરવાં તે માટે સર હેન્રી ફાઉલરના અધ્યક્ષપણા નીચે એક કમિટી નીમવામાં આવી.

**ફાઉલર કમિટી**

૯. ફાઉલર કમિટીએ અમર્યાદિત પ્રમાણમાં રૂપિયા પાડવા માટે ટંકશાળ ખુલ્લી મૂકવાની ના પાડી, તથા રૂપિયાની કીમત ૧૬ પેની ગણી, એક પાઉન્ડના ૧૫ રૂપિયા ભાવ ઠરાવવા ભલામણ કરી. તેમણે એવી પણ સૂચના કરી કે બ્રિટનના પાઉન્ડ ( સોવરીન ) ને ચલણી નાણાં તરીકે દાખલ કરી હિંદની ટંકશાળોમાં અમર્યાદિત પ્રમાણમાં સોનાના પાઉન્ડ પાડવાની છૂટ આપવી. કમિટીનો ઉદ્દેશ સુવર્ણનું નાણું તથા સુવર્ણમાં મૂલ્યમાપન કરવાની પદ્ધત દાખલ કરવાનો હતો. ઠરાવેલા હૂંડિયામણ કરતાં રૂપિયાનો પેન્સમાં ભાવ ઊતરવા માંડે તો તે ટકાવી રાખવા માટે રૂપિયા પાડવાને લીધે ટંકશાળને જે નફો રહે તે અનામત રાખી તેને 'સુવર્ણ મૂલ્યમાપન અનામત' (Gold Standard Reserve) તરીકે જુદો રાખવો, એમ કમિટીએ જણાવ્યું હતું. રૂપિયા પાડવાનો ખર્ચ ૧૧॥ પેન્સ આવતો અને પ્રજાને રૂપિયા ૧૬ પેન્સના ભાવે આપવાના હોવાથી ટંકશાળને સારો નફો મળવાનો હતો. તે નફો સુવર્ણના રૂપમાં રાખવાનો હતો.

૧૦ આ ભલામણો શાસ્ત્રીય દૃષ્ટિએ વ્યાજબી હતી, પરંતુ સરકારે બધી ભલામણો કબૂલ રાખવાનો દેખાવ કરી ફક્ત થોડી જ અમલમાં મૂકી રૂપિયાનો ભાવ ૧૬ પેન્સ ઠરાવવામાં આવ્યો તથા સોવરીન તથા અર્ધ સોવરીનને અમર્યાદિત હદ સુધી કાયદેસર ચલણ તરીકે જાહેર કરવામાં આવ્યાં. પરંતુ આ નાણાં તે વખતના સંજોગોને લીધે પરત તિજોરીમાં થોડા વખતમાં પાછાં આવ્યાં અને સોનાનું નાણું પાડી સુવર્ણમૂલ્યમાપનનું ધોરણ ટકાવવા સરકારે સુવર્ણ ટંકશાળ કાઢી નહિ. રૂપિયા પાડવાનો અધિકાર માત્ર સરકારને જ હતો અને રૂપિયા પાડવાની કીમત તથા રૂપિયાની નાણાં તરીકે કીમતમાં જે ફેર હતો તેને લીધે થતો નફો સોનાના રૂપમાં રાખવાને બદલે હિન્દી સરકારે બ્રિટિશ સરકારની લોનોમાં રોકયો. સરકાર વતી વિલાયત મોકલવાના પૈસા માટે હિન્દી વજીર લંડનમાં બેંક ઑફ ઇંગ્લાંડમાં રહેતા સુવર્ણનિધિના તારણ ઉપર કાઉન્સિલ બિલ્સ વેચીને પૈસા ઊભા કરતો અને આ બિલનાં નાણાં હિન્દમાં સરકારી તિજોરીઓમાંથી મળતાં. આ બિલોની ખરીદી હિન્દમાંથી માલ નિકાસ કરી વિલાયતમાં માલ આયાત કરનાર વેપારીઓને અનુકૂળ આવી. હોમ ચાર્જીસની રકમ તે વખતે લગભગ ૧૭૦ લાખ પાઉંડ હતી. તેટલી જ રકમનાં બિલ્સ વેચીને હિન્દી વજીર બેસી રહે તો હિન્દના નિકાસ વેપારમાં હિન્દને ભરપાઇ કરવાની રકમ સોનું હિન્દ મોકલી અથવા હિન્દના લાભમાં તેટલી રકમ જમે માંડીને હિસાબમાં મજરે અપાય. હિન્દના લાભમાં રહેતા આયાત નિકાસ વેપારના સરવૈયાને લીધે હિન્દમાં સોનાનો સંગ્રહ વધતો ગયો, તેથી ૧૯૦૪માં તે અટકાવવા માટે હિન્દી વજીરે ૧૬$\frac{1}{8}$ પેન્સના ભાવથી અમર્યાદિત પ્રમાણમાં હિંદ ઉપરની હૂંડીઓ (કાઉન્સિલ બિલ્સ) વેચવાની નીતિ જાહેર કરી, અને ઇંગ્લાંડના હિન્દ સાથે નિકાસ વેપાર કરનારા વેપારીઓએ સોનું લંડનમાં

**ભલામણોનો બરાબર અમલ ન થયો**

બેંકમાં અનામત મૂકી તે ઉપર હિન્દ ઉપરની હિંદી વજીરની હૂંડીઓ મેળવવાની રીત હિન્દ સોનું મોકલવા કરતાં વધારે સગવડ ભરી ગણી. તેમ છતાં મુંબઇ ઇલાકો, પંજાબ તથા મધ્ય પ્રાંતના કેટલાક ભાગમાં સોનાના પાઉન્ડ ઠીક પ્રમાણમાં દાખલ થયા.

**બદલાતી પરિસ્થિતિ**

૧૧. ૧૯૦૭–૦૮ સુધી આ પદ્ધત પ્રમાણે વર્તવામાં આવ્યું. ૧૯૦૭માં વરસાદ હિન્દમાં અંશતઃ નિષ્ફળ નીવડયો અને અમેરિકામાં નાણાં બજારમાં કટોકટીનો પ્રસંગ ઊભો થતાં હિન્દી ચલણનો હૂંડિયામણનો ભાવ નોવેમ્બરમાં ઘટવા માંડયો. આવા જ પ્રસંગે હૂંડિયામણ ટકાવવા સુવર્ણનિધિનો ઉપયોગ કરવાનો હતો. સરકારે ઘણા રૂપિયા પાડેલા હોવાથી ટંકશાળને સારો નફો મળ્યો હતો અને સુવર્ણના ધોરણને ટકાવવા માટે કાઢેલા અનામત ખાતામાં મોટી રકમ એકઠી થએલી હતી. પણ એ અનામત ફાઉલર કમિટીના કહેવા પ્રમાણે સુવર્ણના રૂપમાં રાખવાને બદલે બ્રિટિશ સરકારની જામીનગીરીઓ ( લોનો )ના રૂપમાં રોકાયેલી હોવાથી તેનાં નાણાં કરવાં વધારે અગવડભર્યું હતું તથા વખત પણ અનુકૂળ ન હતો. રિઝર્વનો ઉપયોગ કટોકટીના વખતે થાય એ વાત સરકાર ભૂલી ગઇ. સરકાર માનતી હતી કે હૂંડિયામણ નરમ પડતાં હિન્દી વજીર હિન્દ ઉપર હૂંડીઓ વેચવાનું બંધ કરશે એટલે આપોઆપ હૂંડિયામણ ચઢશે; દરમ્યાન 'ગોલ્ડ સ્ટેન્ડર્ડ રિઝર્વ'ની અનામતનો ઉપયોગ કરી હિન્દી વજીર 'હોમ ચાર્જીસ' ની જવાબદારી અદાકરી શકશે. પરંતુ હૂંડીઓ વેચવી બંધ કર્યા છતાં સોનું નિકાસ કરવાની અથવા સોનાને બદલે હૂંડી મોકલવાની માગ એક સરખી ચાલુ રહી. હિન્દી સરકારે તે આપવાની ના પાડી અને રૂપિયાનો ભાવ ગગડીને ૧૫$\frac{27}{32}$ પેન્સ ઉપર આવ્યો. છેવટે સરકારે બ્રિટિશ વેપારીઓની સગવડ સાચવવા લંડન ઉપર અમુક રકમ સુધી ૧૫$\frac{29}{32}$ પેન્સના ભાવે હૂંડીઓ કાઢી હિન્દમાં વેચવાનું ધોરણ અમલમાં

મૂક્યું, અને હિન્દે લંડન ઉપર કાઢેલી હૂંડીઓનાં નાણાં ગોલ્ડ સ્ટેન્ડર્ડ રિઝર્વમાંથી અપાવા લાગ્યાં. આમ ૮૦–૯૦ લાખ પાઉંડની લંડન ઉપરની બ્રિટિશ સરકારની હૂંડીઓ વેચાતાં દેશપરદેશનો વેપાર ઠેકાણે આવ્યો અને હિન્દનો નિકાસ વેપાર સુધર્યો.

૧૨. આવી રીતે હિન્દી ચલણ પદ્ધતિનાં મુખ્ય ધોરણોનો વિકાસ થયો:–હિન્દી ચલણમાં ચાંદીના રૂપિયા તથા રૂપિયાના રૂપમાં ચલણી નોટો તેમ જ ગમે એટલી રકમ સુધી પાઉંડ તથા અર્ધ–પાઉંડ, પંદર રૂપિયે એક પાઉંડ અથવા રૂપિયાના સોળ પેન્સ એ ભાવે કાયદેસર ચલણ તરીકે હતાં. સુવર્ણને હિન્દ નિકાસ કરવાની મર્યાદાના ભાવે લંડનમાં હૂંડીઓ વેચી હિન્દી વજીર હૂંડિયામણ સુવર્ણમર્યાદા ઉપર ચઢતું અટકાવતો. હૂંડિયામણ સુવર્ણ-મર્યાદા નીચે જતું અટકાવવા માટે હિન્દી સરકાર લંડન ઉપર સ્ટર્લિંગની ઊલટ હૂંડીઓ ( રિવર્સ કાઉન્સિલ્સ ) સુવર્ણ વિલાયત મોકલવાની મર્યાદાના ભાવે વેચતી. હિન્દ લેણદાર હોય ત્યારે હિન્દી વજીર હૂંડીઓ વેચતો અને હિન્દ આયાત નિકાસ વેપારમાં સરવાળે દેવાદાર રહે ત્યારે હિન્દી સરકારની લંડન ઉપરની ઊલટ સ્ટર્લિંગ હૂંડીઓ કાઢવામાં આવતી અને બન્ને પ્રસંગે હૂંડિયામણનો ભાવ ટકાવવામાં આવતો. ફાઉલર કમિટીની ભલામણો પ્રમાણે સોનાની ટંકશાળ સ્થાપન થઈ નહતી, પરંતુ થોડું સોનાનાણું દેશમાં ફરતું હતું. આ પદ્ધતને લોકોએ સુવર્ણપરિવર્તન પદ્ધત તરીકે ઓળખવા માંડી. એ પદ્ધતનો અમલ કરનાર એક નિષ્ણાતે તેનું નામ 'ખોડંગતું ધોરણ' પાડયું.

**સુવર્ણ પરિવર્તન પદ્ધતિ**

૧૩. આ પદ્ધતના અનેક ટીકાકારો હતા. કેટલાક કહેતા કે ચાંદીના રૂપિયા ગમે તેને ગમે એટલા પ્રમાણમાં આપવા માટે ટંકશાળ ખુલ્લી મૂકો, કેટલાક કહેતા કે હિન્દી વજીર જે અમર્યાદ પ્રમાણમાં કાઉન્સિલ બિલ્સ વેચે છે તેના પરિણામે હિન્દમાં વધારાના રૂપિયા ચલણમાં આવતાં ભાવમાં વધારે પડતી તેજી

**ચેમ્બરલેઇન કમિ-શનનું નિમાતાં સુધી**

આવે છે ને મોંઘવારી થાય છે. આ સિવાય બીજાઓએ હિન્દી વજીરના વહીવટની ખામીઓ દર્શાવવા માંડી. ચલણ સંબંધે રાખવામાં આવતો સુવર્ણનિધિ હિન્દમાં સોનાના રૂપમાં રાખવાને બદલે હિન્દી વજીરે લંડનમાં બ્રિટિશ લોનોના રૂપમાં રાખ્યો હતો, તે ફાઉલર કમિટીની ભલામણ વિરુદ્ધ હતું અને હિન્દને નુકશાનકારક હતું. રેલ્વેને મૂડી પૂરી પાડી ખર્ચ કરવામાં એ અનામત નિધિમાંથી સરકારે પૈસા મેળવી નિધિનો દુરુપયોગ કર્યો હતો; ચલણી નોટોને ટકાવનાર પેપર કરન્સી રિઝર્વનો એક મોટો ભાગ હિન્દમાંથી લંડન લઈ જઈ એ રિઝર્વનો દુરુપયોગ થયો હતો. સુવર્ણ મૂલ્યમાપન અનામત સોનાના રૂપમાં રાખવાનું ફાઉલર કમિટીએ ઠરાવ્યા છતાં તેનો ભંગ કરી રૂપિયા પાડવાની સરળતા ખાતર સોના ને કેટલેક અંશે ચાંદીના રૂપમાં અનામત રાખવામાં આવી હતી; અને સોનું હિન્દમાં છૂટથી આયાત ન થાય એવી રીતે અમર્યાદ પ્રમાણમાં હિન્દી વજીર હૂંડીઓ વેચતો હતો, અને તેને લીધે દેશની જરૂરિયાત કરતાં વધારે પ્રમાણમાં રૂપિયાનું ચલણ ફરતું હતું. રૂપિયાની કીમત કૃત્રિમ રીતે ચાંદીની કીમત કરતાં વધારે રાખેલી હોવાથી એ પદ્ધત સરકારને ફાયદાકારક હતી, પણ મોંઘવારી થવાને લીધે મધ્યમવર્ગને વેઠવું પડતું. સરકારનાં આવાં વહીવટી પગલાંઓને લીધે ૭ કરોડ પાઉંડ ઉપરાંત મૂડી હિન્દમાંથી લંડન હિન્દી વજીરને કબજે ગઈ અને તેણે તે લંડનના શરાફોને ઓછા વ્યાજે ધીરી હતી, જ્યારે હિન્દને મૂડીનો તેટલો તોટો પડ્યો; એક વખતે એવી સ્થિતિ ઉત્પન્ન થઈ કે સરકારી જામીનગીરીઓના તારણ ઉપર પણ લોનો મળી શકી નહિ અને બૅંકનો ધીરાણનો વ્યાજનો દર કૃત્રિમ રીતે ઊંચો ગયો. હિન્દી વજીરની નાણાંસમિતિમાં હિન્દીઓનો અવાજ ન હતો, પણ લંડનના શરાફોની સંપૂર્ણ લાગવગ હતી. આ ટીકાઓની ઇંડિયા ઑફિસે લાંબા વખત સુધી દરકાર ન કરી, પણ લંડન 'ટાઇમ્સ'માં આ બધી ટીકાઓનો

સાર એક લેખમાળામાં આવતાં તથા બેંક ઓફ ઇંગ્લાંડ મારફત ન ખરીદતાં મેસર્સ મોન્ટેગ્યુ એન્ડ કું. મારફત રૂપિયા પાડવા માટે ચાંદી હિન્દી વજીરે ખરીદતાં સખત ટીકાઓ થવા લાગી અને ૧૯૧૩ માં મી. ઓસ્ટીન ચેમ્બરલેઇનના પ્રમુખપણા નીચે એક સમિતિ નિમાઈ.

**ચેમ્બરલેઇન કમિશનની ભલામણો**

૧૪. આ સમિતિએ જણાવ્યું કે સુવર્ણમૂલ્યમાપનના ધોરણને સુવર્ણચલણના ટેકાની જરૂર નથી; દેશના અંતર્ગત વેપારમાં સોનાનાણું વાપરવાને ઉત્તેજન આપવામાં હિન્દને ફાયદો નથી; દેશની અંદર ફરતા ચલણને ટકાવવા માટે પૂરતા પ્રમાણમાં સોનું તથા સ્ટર્લિંગ (પાઉંડ)ના રૂપમાં અનામત (રિઝર્વ) રાખવી; સુવર્ણ મૂલ્યમાપન અનામતમાં કેટલી રકમ રાખવી તેની મર્યાદા ન રાખવી તથા ચાંદીના રૂપમાં અનામત રાખનારી શાખા બંધ પાડવી; માગણી કરવામાં આવે કે તરત હિન્દી સરકારે લંડન ઉપર 'ઊલટ હૂંડીઓ' વેચવી; કાગદી નાણું (ચલણી નોટોનું ચલણ) દેશની જરૂરિયાત પ્રમાણે સંકુચિત અથવા વિસ્તારિત કરી શકાય એવી રીતે સ્થિતિસ્થાપક રાખવું; અને લંડનની હિન્દી કચેરી (ઇંડિઆ ઓફિસ)ની નાણા સંબંધે સમિતિમાં નિમાતા ત્રણ સભ્યોમાં બે હિન્દી પ્રતિનિધિ રાખવા. ચેમ્બરલેઇન કમિશને એકંદર રીતે હિન્દની મૂડી સંબંધે જરૂરિયાતોને ભૂખે મારનાર તથા લંડનના શરાફોને ઓછા વ્યાજે નાણાં મેળવવાની સગવડ કરી આપનાર હિન્દી વજીરની લંડનમાં સુવર્ણનિધિ તથા કાગદી ચલણનિધિનો અમુક અંશ વધારે પડતા પ્રમાણમાં ભેગો કરનારી પદ્ધતનો ભવિષ્યમાં અમલ બંધ પાડવા સૂચવ્યું હતું. વળી સમિતિએ સ્ટેટબેંક (રાષ્ટ્રની પેઢી) માટે ઉલ્લેખ કર્યો હતો. આ સમિતિની ભલામણો સંબંધે સમિતિમાં નિમાયેલા હિન્દના એક પ્રતિનિધિ સર જેમ્સ બેગબીએ સખત ભિન્ન મત નોંધીને જણાવ્યું હતું કે ચાંદીની કીમતના પ્રમાણ-

માં બજારભાવે ઓછી કીમતના રૂપિયા જેવા પ્રતીક નાણાને બદલે ચલણમાં વધારો કરતી વખતે સોના નાણું પાડવું અને તે સોવરીન કે અર્ધસોવરીન કરતાં હિન્દને અનુકૂળ આવે એવી કીમતનું પાડવું.

**વિશ્વયુદ્ધ દરમ્યાન**

૧૫. વિશ્વયુદ્ધ ૧૯૧૪ના ઓગસ્ટમાં શરૂ થયા પહેલાં થોડા મહિના અગાઉ જ ચેમ્બરલેઈન કમિશનનો અહેવાલ હિન્દી સરકારના હાથમાં આવ્યો હતો. તે મુજબ ગોલ્ડ સ્ટૅન્ડર્ડ રિઝર્વ (સુવર્ણમૂલ્યમાપન અનામત)ની ચાંદીની શાખા બંધ પાડવામાં આવી, પણ બીજી મહત્ત્વની ભલામણોનો અમલ કરતાં પહેલાં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ને સ્ટર્લિંગ મોકલવા માટે માગણી થતાં હિન્દી સરકારે ૧૯૧૫ના જાનેવારી આખર સુધીમાં ૬૮,૭૦૭,૦૦૦ સ્ટર્લિંગની લંડનમાં નાણાં મળે એવી, હિન્દી વજીર ઉપરની સ્ટર્લિંગ હૂંડીઓ વેચી. હિન્દી પોસ્ટલ સેવિંગ્ઝ બૅંકમાંથી લોકોએ ૮ કરોડ રૂપિયા ઉપાડી લીધા. ચલણી નોટો ઉપર અણભરોંસો આવવાથી નોટોનું સોનું આપવા માગણી થઇ અને દસ કરોડ રૂપિયાની ચલણી નોટો, રોકડ નાણાં લેવા માટે, રજૂ કરવામાં આવી અને સરકારને સોનું આપવાનું તહકુબ કરવાની ફરજ પડી; થોડા વખતમાં લોકોનો હિન્દુસ્તાન સરકારની શાશ્વતી માટે વિશ્વાસ પાછો બેઠો અને દેશપરદેશના વેપારને અંગે હૂંડીઓ આપવી તથા નોટો કાઢવાનું ચાલુ રહ્યું.

**નિકાસ વેપારમાં વધારો**

૧૬. વિશ્વયુદ્ધને લીધે હિન્દની આયાત ઘટી, પણ ઇંગ્લાંડ તથા મિત્રરાજ્યો યુદ્ધમાં ગૂંથાએલાં હોવાથી તેમની જરૂરિયાતોને પહોંચી વળવા માટે હિન્દમાંથી વધારે નિકાસ થવા લાગી; બ્રિટિશ સરકાર વતી હિન્દી સરકાર પણ લડાઈના કારણ સારુ ખૂબ માલ ખરીદતી, તેથી આયાતનિકાસ વેપારના સરવૈયામાં હિન્દનું લેણું વધારે ઇંગ્લાંડ તથા મિત્રરાજ્યો તરફ નીકળવા માંડયું.

સોનાચાંદીની નિકાસ ઉપર જુદા જુદા દેશોએ અંકુશ મૂકવાથી ચાંદીના ભાવ વધતા જ ગયા. ૧૯૧૬–૧૭ થી ૧૯૧૮–૧૯ નાં ત્રણ વર્ષ સાથે પાછલાં પાંચ વર્ષની સરાસરી સરખાવતાં હિન્દ દર વર્ષે ૬૦ લાખ પાઉંડનું વધારે લેણદાર થયું. બ્રિટન તથા મિત્રરાજ્યો વતી ૧૯૧૯ આખર સુધીમાં હિન્દી સરકારે ૨૪ કરોડ પાઉંડનો ખર્ચ કર્યો હતો. આયાત નિકાસ વેપારના વધારા તથા શાહી સરકાર વતી કરેલા ખર્ચની રકમો હિન્દને ભરપાઈ કરવા માટે સોનું-ચાંદી પરદેશ ચઢાવવા સામે પ્રતિબંધ લગભગ બધા દેશોમાં મૂકાવાથી હિન્દ સોનાચાંદી મોકલી શકતાં નહોતાં અને હિન્દમાં જે તે ખાતે ઉધાર મંડાય એમ નહોતું, તેથી નવા રૂપિયા, બ્રિટનની સ્ટર્લિંગ જામીનગીરીઓના અને ખાસ કરીને ટૂંકી મુદતના ટ્રેઝરી બિલ્સ (ખજીના ઉપરની હૂંડીઓ) ના તારણ ઉપર વધારે પ્રમાણમાં ચલણી નોટો પાડી એ ચલણનો વિસ્તાર વધારવાની જરૂર હતી, પરંતુ એ જ અરસામાં ચાંદીની ખાણોની નીપજ ઘટી અને ચાંદી માટે માગ વધી અને ૧૯૧૫ માં જે ચાંદીના ઔંસનો ભાવ ૨૭ પેની હતો તે ૧૯૧૯ ના મેમાં ૫૮ પેન્સ થયો અને ૧૭ મી ડિસેંબરે તે જ સાલમાં ૭૮ પેન્સ થયો. આ વખતે ચાંદી તથા સોનાનું જે ૧૫ : ૧ નું પ્રમાણ હતું તેની નીચે રૂપિયાનો ભાવ પડવાનો સવાલ નહોતો. રૂપિયાનું હૂંડિયામણ કોઈ અમુક હદમાં રાખવું જ મુશ્કેલ પડયું; કારણ મોંઘી ચાંદીના રૂપિયા પાડતાં ભારે નુકસાન આવતું અને ૧૬ પેનીના રૂપિયાના ભાવને વળગી રહી હૂંડીઓ વેચવાનું લગભગ અશકય થઇ પડયું. તેથી હિન્દી સરકારે આવા અસાધારણ સંજોગોમાં હૂંડિયામણ ઉપર સખત અંકુશ મૂકયો અને ફકત રાષ્ટ્રીય જરૂરિયાત પરતી ચીજો માટે નાણાં મોકલવાની સવડ આપી અને કાઉન્સિલ બિલ્સના હૂંડિયામણના ભાવ એવા ધોરણે વખતોવખત વધારવામાં આવ્યા કે જેથી ચાંદીના રૂપિયા પાડવામાં નુકશાન ન જાય.

૧૭. હિન્દી સરકારે આ હેતુ પાર પાડવા માટે રૂપિયાના હૂંડિ-

**હૂંડિયામણ ચઢતું ગયું** યામણના ભાવ ૧૬ પેની ઉપરથી ૨૮ પેની સુધી ક્યારે ક્યારે ચઢાવ્યો તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશેઃ—

| ભાવની દાખલ તારીખ | | | તરત તારની હૂંડીઓ આપવામાં ઓછામાં ઓછો હૂંડિયામણનો ભાવ | |
|---|---|---|---|---|
| | | | શી. | પે. |
| ૩જી | જાનેવારી | ૧૯૧૭ | ૧ | ૪$\frac{1}{4}$ |
| ૨૮ | ઓગસ્ટ | ૧૯૧૭ | ૧ | ૫ |
| ૧૨ | એપ્રિલ | ૧૯૧૮ | ૧ | ૬ |
| ૧૩ | મે | ૧૯૧૯ | ૧ | ૮ |
| ૧૨ | ઓગસ્ટ | ૧૯૧૯ | ૧ | ૧૦ |
| ૧૫ | સપ્ટેંબર | ૧૯૧૯ | ૨ | ૦ |
| ૨૨ | નવેંબર | ૧૯૧૯ | ૨ | ૨ |
| ૧૨ | ડીસેંબર | ૧૯૧૯ | ૨ | ૪ |

ઉપર પ્રમાણે કાયદેસર ૧૬ પેનીના હૂંડિયામણને બાજુએ મૂકી ફેરફાર કરવાની ફરજ પડવાથી ૧૮૯૮થી ચાલતું આવેલું હૂંડિયામણનું ધોરણ ૧૯૧૭ ની શરૂઆતથી બદલાતું ગયું. લડાઈ પૂરી થવાથી ભાવષ્ય માટે શું ધોરણ રાખવું એ પ્રશ્ન સંબંધે સલાહ આપવા એક કમિટી નીમવામાં આવી, જેનો રિપોર્ટ બેબિંગ્ટન સ્મિથ કમિટીના રિપોર્ટ તરીકે ઓળખાય છે.

**બેબિંગ્ટન સ્મિથ કમિટીની સૂચનાઓ** ૧૮. એ કમિટીએ જણાવ્યુ કે જે પ્રમાણે પ્રથમ ચાંદીના દર ઔંસે ૪૪ પેનીનો ભાવ થતાં સુધી ૧૬ પેનીના ભાવનો રૂપિયો નફાથી પાડી શકાતો તે પ્રમાણે હવે હૂંડિયામણનો ભાવ બે શિલિંગનો રાખવાથી ૬૬ પેનીએ એક ઔંસનો ભાવ થાય ત્યાંસુધી રૂપિયા પાડવા નફાકારક રહેશે. કમિટીની બેઠક ચાલુ હતી તે વખતે રૂપિયાનો ભાવ બે શિલિંગની આસપાસ હતો

તે બે શિલિંગ ઠરાવવાથી હૂંડિયામણુ સ્થિર થશે અને હિન્દમાં બીજા દેશોના પ્રમાણુમાં સોંઘવારી રહેશે. રૂપિયાનો ભાવ ૨૪ પેની ઠરાવ્યા પછી સોનાની આયાતનિકાસ ઉપરના અંકુશ દૂર કરવા પણુ ભલામણુ થઈ હતી. સોનાનું નાણું ન પાડતાં હૂંડિયામણુ ટકાવવા માટે સ્થાપેલા સુવર્ણુનિધિમાં ઠીક પ્રમાણુમાં સોનુ રાખવાની ભલામણુ સાથે લોકોની સોના માટેની માગ પૂરી પાડવા માટે મુંબઈમાં સુવર્ણુ ટંકશાળ કાઢી સોનાની મહોરો પાડવા પણુ કમિટીએ સૂચવ્યું હતું. મહોરો તથા રૂપિયા બન્ને અમર્યાદ રકમ સુધી કાયદેસર નાણા ગણુવાં, પણુ મહોરોને બદલે રૂપિયા આપવાની જવાબદારી ચાંદીનો જથ્થો મર્યાદિત રહે ત્યાંસુધી કાયદેસર રીતે સરકાર ઉપર ન રાખવા કમિટીની ભલામણુ હતી. એક પાઉંડના દસ રૂપિયાનો ભાવ અમલમાં મૂકતાં પહેલાં લોકો પાસે રહેલા સોવરીનના જૂના દર પ્રમાણે પાઉંડે ૧૫ રૂપિયા અમૂક મુદત સુધી મળશે એમ ઠરાવવા તથા સોનાચાંદીની આયાતનિકાસ ઉપરના અંકુશ દૂર કરવા અને ચાંદીની આયાત ઉપરની જકાત દૂર કરવા કમિટીએ જણાવ્યું હતું.

**કમિટીની વધુ સૂચનાઓ**

૧૯. રૂપિયામાં આવતી ચાંદી તથા તેના વજનમાં ઘટાડો કરવા, બે અગર ત્રણ રૂપિયાના પ્રમાણુમાં ઓછી ચાંદીના સિક્કા કાઢવા અને નીકલના રૂપિયા પાડવાની સૂચનાઓ સમિતિએ ફેંકી દીધી. નોટોનું ધાતુના રૂપિયામાં પરિવર્તન ન થાય એવા જોખમમાં હિન્દનું કાગદીનાણું મુકાય અને તે સામે રક્ષણુ ન થાય એવી સૂચનાઓ રદ કરવામાં આવી તથા ચલણી નોટોના ધાતુના રૂપિયા આપવાનું ધોરણુ કાયમ રાખવાની જરૂર ઉપર કમિટીએ ભાર મૂકયો હતો. ઊંચા હૂંડિયામણુને લીધે હિન્દી ઉદ્યોગને નુકશાન નહિ થાય એમ કમિટી માનતી હતી. રૂપિયાની કીમત સ્ટર્લિંગમાં ઠરાવવાને બદલે સોનામાં ઠરાવવી અને એક સોવરીનની બરોબર દસ રૂપિયા અથવા એક રૂપિયો=૧૧·૩૦ ૧૦૬ ગ્રેન શુદ્ધ

સોનું એ ધોરણ દેશની અંદર તેમ પરરાષ્ટ્રીય હૂંડિયામણ તરીકે સ્વીકારવા કમિટીએ જણાવ્યું હતું.

**ચાંદીનો ભાવ ચઢતો રહે તો શું કરવું**

૨૦. જો ચાંદીનો ભાવ લાંબા વખત સુધી ચઢતો રહે તો (૧) હિન્દી વજીરે હિન્દ ઉપરની હૂંડીઓ ઓછી વેચવી, (૨) ચાંદીની ખરીદી ન કરવી, (૩) ધાતુનાં નાણાંની માગ માટે સોનાનાણું પાડવું વગેરે ઇલાજ લેવા તથા ચાંદીની ખરીદી સરકાર માટે તદ્દન આવશ્યક હોય તો નુકશાનથી પણ રૂપિયા પાડી શકાય એવી કીમતે ચાંદી ખરીદવા સરકારે તૈયાર રહેવા કમિટીએ આગ્રહપૂર્વક જણાવ્યું હતું.

**હૂંડીઓ**

૨૧. હૂંડીઓ સંબંધે કમિટીએ જણાવ્યું કે હિન્દી વજીરે હૂંડીઓ ફક્ત હોમ ચાર્જીસ માટે વેચવાની હોય છે. બ્રિટિશ વેપારીઓના હિન્દ સાથેના આયાતનિકાસ વેપાર માટે સગવડ કરી આપવાની ફરજ હિન્દી વજીરને માથે નથી. પણ કોઇ ગેરસવડ સિવાય અથવા ફાયદાથી હિન્દી વજીર પોતાની જરૂરિયાત ઉપરાંત વધારે રકમની હૂંડીઓ વેચવાની સ્થિતિમાં હોય તો તેમ કરવા હરકત નથી. માત્ર રિઝર્વ ( અનામત ) ક્યાં રાખવાં તે સંબંધે ઠરેલા ધોરણોના અમલમાં ફેરફાર ન થવો જોઇએ. ખુલ્લા ટેન્ડરથી હરીફાઈના ભાવે હૂંડીઓ વેચવાનું ધોરણ ચાલું રાખવું. હિન્દ તરફ સોનું મોકલવા માટે પાઉંડમાં થતા ખર્ચનું ધોરણ ધ્યાનમાં રાખી વખતોવખત ઓછામાં ઓછો હૂંડીનો ભાવ ઠરાવવો. સોવરીન ( સોનાનો સિક્કો ) તથા પાઉંડનો ભાવ સરખો થતાં સુધી આ ભાવમાં ફેરફાર રહેશે, સરખો થયા પછી ભાવમાં ફેરફાર નહિ થાય.

૨૨. ઊલટ હૂંડીઓ માટે કમિટીનું કહેવું હતું કે હિન્દી વજીરને દરેક વખતે પૂછ્યા સિવાય દર અઠવાડિયે તારના હૂંડીઓ સામે

**ઊલટ હૂંડીઓ** કેટલી રકમની ઊલટ હૂંડીઓ (રિવર્સ કાઉન્સિલ્સ) હૂંડિયામણ નબળું રહેતું હોય એવા વખતમાં વેચવામાં આવશે તે જાહેર કરવાની સત્તા હિન્દી સરકારને આપવી જોઇએ. માત્ર એ ઊલટ હૂંડી વેચવાનો ભાવ હિન્દથી બ્રિટન સ્ટીમરમાં મોકલવાનો જે પડતર ખર્ચ આવતો હોય તે ધોરણે ઠરાવવો જોઇએ.

૨૩. કાગદીનાણા સંબંધે કમિટીએ જણાવ્યું કે પેપર કરન્સી રિઝર્વ (કાગદી ચલણને ટકાવનારી અનામત) માં એકંદર ફરતી નોટોના

**પેપર કરન્સી રિઝર્વ** ઓછામાં ઓછા ૪૦ ટકા ધાત્વાત્મક ચલણના રૂપમાં રાખવા જોઇએ.

૨૪. કમિટીની એક મહત્ત્વની ભલામણ એવી હતી કે અનામતના વિશ્વાસાત્મક (fiduciary) વિભાગ-

**અનામતનો વિશ્વાસાત્મક વિભાગ** માં હિન્દી સરકારની જામીનગીરીઓ ૨૦ કરોડ રૂપિયાથી વધારે કીમતની ન રાખવી જોઇએ. બાકીની અનામત સામ્રાજ્યમાંની બીજી સરકારોની જામીનગીરીઓમાં દસ કરોડ રૂપિયાથી વધારે કીમતની જામીનગીરીઓ એક વરસથી વધારે મુદતે પાકતી ન હોવી જોઇએ અને બધી જામીનગીરીઓ અમુક ચોક્કસ તારીખોએ પાકતી હોવી જોઇએ. આ ૩૦ કરોડ ઉપરાંતની રોકેલી અનામત એક વરસથી વધારે નહિ એવી ટૂંકી મુદતની તથા બ્રિટિશ સામ્રાજ્યની સરકારે કાઢેલી જામીનગીરીઓના રૂપમાં રાખવી જોઇએ.

૨૫. પેપર કરન્સી રિઝર્વમાંનું સોનું તથા સ્ટર્લિંગ જામીનગીરીઓની બે શિલિંગે એક રૂપિયો ગણી ફરી કીમત આંકવી

**ફરી કીમત આંકવી** જોઇએ. તેમાં જે નુકશાન જશે તે એકદમ ભરપાઈ થશે નહિ, પણ હૂંડિયામણ વધારવાને લીધે જે બચત થશે તેને લીધે અમુક મર્યાદિત વર્ષોની અંદર આ ખોટ ભરપાઇ થશે એવો આ કમિટીનો અભિપ્રાય હતો.

**મોસમની માગણી**

૨૬. મોસમમાં વધારાના ચલણની માગણીને પહોંચી વળવા માટે નિકાસની હૂંડીઓના તારણ ઉપર મુંબઈ, મદ્રાસ તથા બંગાળાની ઇલાકા બેંકોને હમેશની પદ્ધતે ધીરવામાં આવેલી વિશ્વાસાત્મક લોનો ઉપરાંત ૫ કરોડ સુધી વધારાની ચલણી નોટો કાઢવા માટે ગોઠવણ કરવા કમિટીએ જણાવ્યું હતું.

**દાદીબાનો ભિન્ન મત**

૨૭. સમિતિની ઉપરની બહુમતી ભલામણો સંબંધે એક સભ્ય મિ. દાદીબા દલાલે લઘુમતી નિવેદન કરીને જણાવ્યું કેઃ—(૧) સોનું તથા રૂપિયાનું પ્રમાણ એક સોવરીનના ૧૫ રૂપિયા છે તે કાયમ રાખવું.

(૨) સોનું તથા સોનાનાણાંનો આયાત નિકાસ તેમ જ ચાંદી અને ચાંદીનાં નાણાંની આયાતનિકાસ નિરંકુશ રાખવી.

(૩) હાલનો રૂપિયો પૂર્ણ કાયદેસર નાણાં તરીકે ચાલુ રાખવો.

(૪) ન્યૂયોર્કમાં ચાંદીની કીમત ૯૨ સેન્ટ ઉપરાંત રહે ત્યાંસુધી સરકારે ચાલુ રૂપિયામાં જેટલી ચાંદી રહે છે તેટલી તથા તેવી ચાંદીના રૂપિયા પાડવા નહિ. ચાંદીનો ભાવ ૯૨ સેન્ટ ઉપરાંત રહે ત્યાંસુધી હાલના ચાંદીના રૂપિયા કરતાં ઊતરતા પ્રકારની ચાંદીનો બે રૂપિયાનો નવો સિક્કો પાડવો અને તે પૂર્ણ ચલણ તરીકે દાખલ કરવો.

**હૂંડીઓ તથા ઊલટ હૂંડીઓ સંબંધે દાદીબાની ભલામણ**

૨૮. હિન્દી વજીરને કેટલી રકમ મોકલવી પડશે તે બાબત વાર્ષિક અંદાજપત્રકમાં જે રકમ બતાવી હોય તેટલા જ પૂરતાં હરીફાઈથી ટેંડર માગી સરકાર હૂંડીઓ વેચી શકે. બજેટમાં હોમ ચાર્જીસ, મૂડી તથા ઋણવિમોચન માટે જે રકમો મોકલવાની હોય તે જુદાજુદા સદરે બતાવવી. ફક્ત સરકારી જરૂરિયાત સારુ હૂંડીઓ વેચવી જોઇએ, વેપારીઓની સવડ માટે વધારે ન વેચવી જોઇએ. રિવર્સ કાઉન્સિલ્સ

(ઊલટ હૂંડીઓ) ૧ શિલિંગ ૩ ૨૯/૩૨ પેન્સના ભાવે લંડન ઉપર વેચવી. તેનું જે ઉત્પન્ન આવે તે સરકારના બીજાં ફંડોથી જુદું રાખવું અને દર રૂપિયે ૧ શિલિંગ ૪ ૩/૩૨ પેન્સથી ઓછા દરે હિન્દી વઝીરે ન વેચી હોય એવી હૂંડીઓના નાણાં આપવામાં જ માત્ર વાપરવી.

૨૯. સરકારે દાદીબા દલાલની સલાહ બાજુએ મૂકી હૂંડિયામણનો દર ૧૬ પેનીને બદલે ૨૪ પેનીનો ઠરાવ્યો. દેશમાં ૧૬ પેનીના રૂપિયાના હિસાબે વ્યવહાર થતો હતો, તેને બદલે આ નવો ભાવ ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં અમલમાં આવતાં સેંકડો વેપારીઓ દેવાળાં કાઢવાની અણી ઉપર આવ્યા, વેપાર રોજગારમાં ભારે ગોટાળો ઉત્પન્ન થયો અને સરકારને પણ કેટલાક સંજોગોને લીધે ભારે નુકશાનમાં ઊતરવું પડયું.

**સરકારે શું કર્યું**

૩૦. રિપોટ ઉપર ૧૯૧૯ ના ડીસેંબરમાં કમિટીની સહીઓ થઈ હતી અને નવા હૂંડિયામણનો અમલ ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં થયો તે દરમ્યાન હૂંડિયામણના ભાવ ઊતરતા હતા અને ૨ શિલિંગનો ભાવ સ્વીકાર્યાની જાહેરાત થઈ ત્યારે હિન્દી હૂંડિયામણના દર, બે શિલિંગ સુવર્ણના ભાવ કરતાં વધારે ઊતરેલા હતા; હિન્દી હૂંડિયામણનો ભાવ ૨૮ પેન્સ હતો અને હૂંડિયામણ નરમ હતું; સુવર્ણના રૂપમાં હૂંડિયામણના આ ઊંચા ભાવનો લાભ લેવા માટે ઊલટહૂંડીઓની માગણી ખૂબ વધી અને બજારમાં હૂંડિયામણ ૩૨ પેની બોલાયું.

**હૂંડિયામણના ભાવની અસર**

૩૧. ચઢતા હૂંડયામણને લીધે આયાતવેપારને ઉત્તેજન મળે છે અને નિકાસ વેપાર ઘટે છે, જ્યારે ઊતરતા હૂંડિયામણને લીધે નિકાસવેપારને ઉત્તેજન મળે છે અને આયાતવેપાર ઘટે છે. બે શિલગનો રૂપિયો ઠરાવવામાં આવ્યો ત્યારે નિકાસવેપાર નરમ હતો. ગ્રેટ બ્રિટન તથા અમેરિકા પાસે પુષ્કળ હિન્દી

**નિકાસવેપાર નરમ**

નિકાસ માલ હોવાથી તેમને હિન્દી પેદાશોનો ખપ ઓછો હતો. યુરોપના દેશોને એ પેદાશોની ખૂબ જરૂર હતી, પણ તેની કીમત આપવા નાણું નહોતું. ફકત અનાજનો ખપ હતો, પરંતુ ૧૯૨૦ માં કમી વરસાદને લીધે સરકારે અનાજ પરદેશ મોકલવાની કરેલી મનાઇ ઉઠાવી ન લીધી; ને ફકત થોડા પ્રમાણમાં ઘઉંની નિકાસ કરવા દેવામાં આવી. આ વખતે આયાતવેપાર મજબૂત હતો. લડાઈ દરમ્યાન તથા કામચલાઉ સંધિ દરમ્યાન સાંચાકામ માટે તથા બીજી કારખાનાંની બનાવટો માટે ઓર્ડરો અપાયેલા તે મુજબ માલ હિન્દ આવવા માંડ્યો.

**૨૪ પેની ભાવનું પરિણામ**

૩૨. ૧૬ પેનીને બદલે ૨૪ પેની રૂપિયાની કીમત થવાથી નરમ પડેલો નિકાસવેપાર લગભગ બંધ પડ્યો અને હૂંડિયામણનો ભાવ ૧૬ પેની ઉપરથી એકદમ ૨૪ પેની ઉપર ચઢી જવાને લીધે આયાતમાલ ઘણો સોંઘો પડવા માંડ્યો અને કાપડ સુદ્ધાં મોટા પ્રમાણમાં આયાત કરવામાં આવ્યું. આ જ સુમારમાં જાપાનમાં વેપારની આર્થિક સ્થિતિ બગડવાથી હિન્દી રૂ જાપાન ન લઇ શક્યું અને લીધેલું રૂ હિન્દના બજારમાં જાપાને પરત વેચવા માંડ્યું. તેના પરિણામે રૂનો વેપાર તૂટી પડ્યો ને રૂનો જથ્થો ઘણો વધી પડ્યો. યુરોપની ખરીદશક્તિનું પુનર્જીવન થવાનાં ચિહ્ન દેખાતાં ન હતાં અને આયાતનિકાસ વેપારનું સરવૈયું મોટા પ્રમાણમાં હિન્દ વિરુદ્ધ રહ્યું. એક રૂપિયાનો ૨૪ પેની ભાવ હોવાથી પ્રથમના ૧૬ પેનીના ભાવના પ્રમાણમાં ઓછા રૂપિયા લઇ સરકારે પાઉંડની હૂંડીઓ આપવાની હોવાથી તથા નિકાસવેપાર લગભગ મરી જવાથી હિન્દી વજીર તરફથી હૂંડીઓનું વેચાણ ઘણું ઓછું થઇ જવાથી સરકારને ભારે ખોટ વેઠીને હૂંડિયામણનો દર ટકાવવાનો પ્રસંગ ઊભો થયો. નિકાસ–વેપાર મજબૂત હોત તો ૨૪ પેની તથા હિન્દ સોનું મોકલવાના ખર્ચની સુવર્ણમર્યાદા સુધી ભાવ લઈ રૂપિયા આપ-

વાના હોત ને તેથી હિન્દી વજીર ૧૬ ને બદલે ૨૪ પેની લઈ ૮ પેની વધારાના હૂંડિયામણનો લાભ મેળવત અને હિન્દી સરકાર ઊલટ હૂંડીઓ આયાત વેપારને અંગે આપત તેની ખોટ ભરપાઈ થઈ જાત; પરંતુ નિકાસ વેપાર મરી જવાથી અરસપરસ લાભ તથા ખોટની સમતુલા રાખવાની તક ન મળી અને ઊલટહૂંડીઓનો ખોટનો જ વેપાર કરવો પડ્યો. બે શિલિંગ સુવર્ણનો ભાવ રાખવામાં આવ્યો હતો; પરંતુ સ્ટર્લિંગ ડોલરના ભાવમાં ફેરફાર થતા રહેવાથી તથા ઈંગ્લાંડમાં તે વખતે સુવર્ણચલન નહિ હોવાથી હૂંડિયામણના ઊલટહૂંડીઓના પાઉંડમાં ભાવ ૨ શિલિંગ ૧૦॥ પેન્સ સુધી ચઢી ગયા. સરકારે નિકાસ વેપારને ઉત્તેજન આપવાનો પ્રસંગ ઊભો થયો હતો તે વખતે હૂંડિયામણનો ભાવ વધારી દેવાથી આયાત વેપારને કૃત્રિમ ઉત્તેજન મળ્યું ને નિકાસવેપાર મરી ગયો. સરકારે ઊલટહૂંડીઓ લંડન ઉપર વેચવાને લીધે ૧૬ પેનીને બદલે ૨૪ પેની સુવર્ણ મળવાના લોભને લીધે શરાફો તથા શ્રીમંતોએ ઊલટહૂંડીઓ વધારે પ્રમાણમાં લેવા માંડી અને હિન્દમાંથી મૂડી ઈંગ્લાંડ ગઈ. સટોરિયાઓએ સટ્ટા કરવા માંડ્યા અને આંતરરાષ્ટ્રીય વેપારને મદદ કરનારી એક્સ્ચેન્જ બેંકોએ બને તેટલા પૈસા ઊલટહૂંડીઓમાં રોકી સારો નફો મેળવ્યો. આમ રિવર્સ કાઉન્સિલ બિલ્સ માટે અસાધારણ માગ ઉત્પન્ન થઈ અને એ માગને પહોંચી વળવું મુશ્કેલ બન્યું.

**બે શિલિંગ સુવર્ણને બદલે બે શિલિંગ સ્ટર્લિંગ**

૩૩. તેથી સરકારે ૧૯૨૭ ના જૂનમાં બે શિલિંગ સુવર્ણને બદલે બે શિલિંગ સ્ટર્લિંગના ધોરણે હૂંડિયામણ સ્થિર કરવાનું ઠરાવી ઊલટહૂંડીઓનો ભાવ દર રૂપિયે ૨૩ ૨૯/૩૨ પેન્સ રાખ્યો. તે વખતે બજાર ભાવ હિન્દી સરકારની ઊલટહૂંડીઓ કરતાં ૨-૩ પેન્સ નીચો રહેતો હોવાથી એ હૂંડીઓની માગ મોટા પ્રમાણમાં ચાલુ રહી. દર અઠવાડિયે કરોડો

રૂપિયાની ઊલટહૂંડીઓ વેચાયા કરી પણ હૂંડિયામણ નવા ધોરણે સ્થિર થઈ શકયું નહિ. બજાર તથા સરકારના હૂંડિયામણના ભાવ સરખા રહે તો જ હૂંડિયામણ સ્થિર થાય. સપ્ટેંબર આખરે સરકારે જાહેર કર્યું કે હવે અમે ઊલટહૂંડીઓ વેચવાનું બંધ કરીએ છીએ, તેથી હૂંડિયામણ ઊતરીને ૧૮ અને ૧૯ પેની વચ્ચે ૧૯૨૦ આખર સુધી રહેવા માંડયું અને સરકારે ૨૪ પેની સ્ટર્લિંગ ઉપર હૂંડિયામણ સ્થિર કરવા કરેલા બધા પ્રયત્ન હિન્દના કરોડો રૂપિયાનો ભોગ આપ્યા છતાં નિષ્ફળ નીવડયા. આમ બેબિંગ્ટન સ્મિથ કમિટીની મુખ્ય ભલામણનો અમલ કરતાં સરકારે હિન્દને ભારે નુકશાનમાં ઉતાર્યું અને પ્રજાના પૈસા વેડફી નાખ્યા. માત્ર લાભ થયો સટોરિયાઓને, એક્સ્ચેન્જ બેંકોને તથા આયાતવેપાર કરનારને નુકશાન થયું કરોડો ખેડૂતોને તથા હિન્દી વેપારઉદ્યોગને.

**કમિટીની બીજી ભલામણોનો અમલ**

૩૪. કમિટીના રિપોર્ટ પ્રમાણે સરકારે ચાંદીની આયાત ઉપરની જકાત કાઢી નાખી, સોવરીનના પંદર રૂપિયાના ભાવને બદલે દસ રૂપિયા ઠરાવવા કાયદો પસાર કર્યો અને મહોર તથા સોવરીન અમુક મુદતમાં વેચે તો ૧૫ રૂપિયા ભાવ મળશે એમ જાહેર કર્યું. તે વખતે બજારમાં સોનાના ભાવ વધેલા હોવાથી ૧૫ રૂપિયા ઉપરાંત ભાવ સોવરીનનો આવતો તેથી સરકારમાં મહોરો તથા સોવરીન (ગીની) થોડા જ પ્રમાણમાં રજૂ કરવામાં આવી. પણ વધારો મેળવવાની આશાએ વધારે પ્રમાણમાં સોવરીનની આયાત છૂપી રીતે કરવામાં આવી.

**પેપર કરન્સી રિઝર્વ**

૩૫. એ જ અરસામાં ચલણી નોટોને સ્થિતિસ્થાપકતા આપવા માટે પેપર કરન્સી રિઝર્વ (કાગદી ચલણને ટકાવનારી અનામત) માં કાઢેલી નોટોના ૫૦ ટકા ધાતુના સ્વરૂપમાં રાખી, ૨૦ કરોડ રૂપિયા સુધી હિન્દી જામીનગીરીઓમાં અને બાકીની અનામત

બાર મહિનાથી લાંબી મુદતની નહિ એવી બ્રિટિશ જામીનગીરીઓમાં રોકવાનું સરકારે ઠરાવ્યું. જામીનગીરીઓમાં રોકેલી અનામતની નવા હૂંડિયામણના ભાવે ફરી કીમત આંકી ઘસારો ભરપાઈ કરવાનાં કાગદીનાણાં કાઢવામાં રહેતા નફાનો ઉપયોગ કરવાની સરકારે કબૂલત આપી તથા એ જ કામે ૪ કરોડ પાઉંડની સુવર્ણમૂલ્યમાપન અનામતનું વ્યાજ વાપરવાનું જણાવ્યું. કાગદીનાણાંને વધુ સ્થિતિસ્થાપકતા આપવા સારુ મોસમમાં વેપારી હૂંડીઓ સામે પાંચ કરોડ રૂપિયા સુધી જરૂરી કાગદીચલણ કાઢવાની સત્તા સરકારે લીધી. હૂંડિયામણના ભાવ સિવાય બાકીના સુધારા વેપારી આલમની સામાન્ય પસંદગી પામ્યા હતા.

**હૂંડિયામણમાં ફેરફાર થવાથી થયેલી અસર**

૩૬. હૂંડિયામણમાં ક્રાંતિકારક ફેરફાર કરવાની સરકારની નીતિને લીધે નબળો પડેલો નિકાસવેપાર મરી ગયો, અને હૂંડિયામણના કૃત્રિમ રીતે ચઢાવેલા ઊંચા ભાવને લીધે નિકાસવેપાર કરનારા પેદાશના મોટા જથ્થાનો નિકાલ ન કરી શક્યા ને તેમના હાથ ઉપર ખૂબ માલ શિલકમાં રહ્યો. આયાત કરનારાઓએ હૂંડિયામણનો ઊંચો ભાવ ટકશે એવી આશાએ માલ મગાવેલો તે તેમના હાથમાં આવ્યો ત્યારે હૂંડિયામણ લગભગ ૧૬ પેની સુધી ઊતરી જવાથી આયાતમાલ ભેગો થઈ ગયો હતો. હૂંડિયામણ ઘટી જવાથી આયાત વેપારીઓને આ સંજોગોમાં ભારે નુકશાન ગયું. સરકારે બે શિલિંગનું હૂંડિયામણ કાયમ રાખવા માટે ૫૫૦ લાખ પાઉંડની હૂંડીઓ વેચી નાખી હતી અને તેથી એ નાણાં લંડન મોકલવા તથા લંડનથી હિન્દ લાવવાના ખર્ચ વચ્ચેના ફેર જેટલી રકમનું સરકારને નુકશાન થયું. તે રકમ ૩૫ કરોડ રૂપિયાની થવા જાય છે. સરકારે ૫૩૦ લાખ પાઉંડનું સોનું વેચ્યું પણ સોનાના પાઉંડ ઉપરના વધારા ઉપર તેની ખાસ અસર ન થઈ. હિન્દી વજીરને નિકાસવેપારની

હૂંડીઓના અભાવે વિલાયતમાં હિન્દ વતી ખર્ચ અદા કરવાનું સાધન માત્ર ભાગ્યવશાત્ મેસોપોટેમિયામાં મોકલેલા લશ્કરને માટે શાહી સરકાર વતી કરવા પડેલા ખર્ચને લીધે હિન્દનું બ્રિટન પાસે જે લેણું પડતું હતું તેને બદલે જે લંડનમાં નાણાં મળ્યાં તેમાંથી મળ્યું. કાગદીચલણનો તથા ચાંદીના પ્રતીક નાણાંનો સંકોચ થયો એટલાં એ જ પરિણામ ફાયદાકારક હતાં એમ કેટલાક માને છે.

જે પ્રમાણે સરકારે ચાંદીના ભાવ ચઢતા હતા તે વાત ઉપર ધ્યાન આપ્યું તે પ્રમાણે ચાંદીના ઊતરતા ભાવ ઉપર લક્ષ રાખ્યું હોત તો હૂંડિયામણુ બે શિલિંગે સ્થિર કરવાનો પ્રયત્ન સરકાર ન કરત અને કુદરતી રીતે હૂંડિયામણના ભાવ મૂળના હૂંડિયામણ ઉપર આવી જાત. ૧૯૨૦ના સપ્ટેંબરમાં બે શિલિંગનો ભાવ સ્થિર કરવાનો પ્રયાસ છોડી દેવો પડયો અને બે શિલિંગનો રૂપિયો વ્યવહારમાંથી નીકળી જઈ ફક્ત ધારાપોથી ઉપર રહ્યો. સરકારની નકામી વહીવટી દરમ્યાનગીરી બંધ પડતાં ૧૯૨૧ માં હૂંડિયામણનો ભાવ ૧૫ પેની સ્ટાર્લિંગ નીચે ગયો. સારા પાકનાં વર્ષ આવતાં હૂંડિયામણ ચઢવા માંડયું અને ૧૯૨૪ આખરથી બારેક મહિના સુધી હૂંડિયામણનો દર ૧૮ પેની રહ્યો અને સરકારે તે વધારે ચઢતો અટકાવ્યો. દરમ્યાન જુદે જુદે સ્થળેથી માગણી થવાથી ૧૯૨૫ ના ઑગસ્ટમાં હિલ્ટન–યંગ કમિશન ચલણ તથા હૂંડિયામણ સંબંધે તપાસ કરી ભલામણ કરવા નિમાયું.

**હિલ્ટન–યંગ કમિશન**

૩૭. હિલ્ટન–યંગ કમિશનને, કયા ભાવે હૂંડિયામણ રાખતું તથા હૂંડિયામણની નીતિ ઠરાવવાનું કામ હિન્દી વેપારીઆલમનો વિશ્વાસ હોય એવી કઈ સંસ્થાને સોંપવું, જે પદ્ધતનો સ્વીકાર થાય તે પદ્ધત સાથે રૂપિયાને જોડીને તેના ઉપર કાયદેસર અંકુશ રખાય, તથા આપોઆપ અમલમાં રહે તથા સ્થિરતા મળે એવા કયા ઉપાય લેવા તે ઠરાવી ચાંદીના બજારના

સટ્ટોરિયાના નાગપાશમાંથી હિન્દી ચલણ તથા હૂંડિયામણને છોડવી એક જ કાયદેસર સંસ્થાના અંકુશ નીચે હિન્દી ચલણ તથા આંટ મૂકવાં કે કેમ વગેરે પ્રશ્ન સોંપાયા હતા.

**કમિશનની ભલામણો**

૩૮. એ કમિશનના સભ્યોમાં હિન્દી તત્ત્વ અપૂરતું હોવાથી વડી ધારાસભામાં તે વિરુદ્ધ ઠરાવ પસાર થયો હતો. એ કમિશને સને ૧૯૨૬ ના જુલાઈની શરૂઆતમાં નીચે પ્રમાણે ભલામણો કરી:—

(૧) ચાંદીનો રૂપિયો તથા ચલણીનોટને દરરોજના વ્યવહારના માધ્યમ તરીકે કાયમ રાખવાં અને સોનાના રૂપમાં ચલણ સ્થિર કરવા માટે ચલણનું સોનામાં પરિવર્તન કરી આપવાનું સરકારે સ્વીકારવું, પણ ચલણ તરીકે સોનું ફરતું કરવું નહિ.

(૨) ચલણ સંબંધે સ્થિરતા મેળવવા સારુ ચલણ તથા શાખ ઉપર અંકુશ રાખવા સંબંધે એકસરખી નીતિ ચાલુ રાખવા માટે મધ્યસ્થ બૅંક (શરાફોની બૅંક)ની સ્થાપના કરવી;

(૩) મધ્યસ્થ બૅંક અથવા બૅંકર્સ બૅંકનું કામ એક નવી કાનની સંસ્થા "ધી રિઝર્વ બૅંક" ને સોંપવું.

(૪) બૅંકનું બંધારણ, કામ તથા કયાં કયાં કામ કરવાની છૂટ રહેશે વગેરે સંબંધે વિગતવાર સૂચનાઓ કમિશને કરી હતી.

(૫) રિઝર્વ બૅંક સંબંધે કરેલી ભલામણોનો અમલ કરવામાં આવે તો તેને કેવા પ્રકારની સનદ (ચાર્ટર) આપી શકાય તેની રૂપરેખા દર્શાવવામાં આવી હતી.

(૬) અમુક મર્યાદામાં નફો આપવા તથા જરૂરી રિઝર્વ ફંડ એકઠું કરવા સંબંધે કરેલી ભલામણોનો અમલ કરતાં રિઝર્વ બૅંકમાં જે વધારાનો નફો રહે તે હિન્દી સરકારને આપવો.

(૭) રિઝર્વ બૅંકને અમુક મુદત સુધી (૨૫ વર્ષ સુધી) નોટો કાઢવાનો એકહથ્થુ હક્ક આપવો. બૅંકની સનદ અમલમાં આવ્યા પછી પાંચ વરસથી વધારે નહિ એટલી મુદતમાં સરકારી

ત્રિજોરીઓ સિવાય બીજે પ્રસંગે સરકારે કાઢેલી ચલણીનોટો કાયદેસર નાણા તરીકે બંધ પાડવી.

(૮) બેંકની નોટો પૂર્ણ કાયદેસર ચલણ તરીકે કબૂલ રાખવી તથા સરકારે એ નોટોની ગેરંટી (હમી) આપવી. એ નોટ કેવા કાગળ ઉપર છાપવી તથા કયા સ્વરૂપમાં કાઢવી તે બાબત હિન્દી સરકારની અગાઉ પસંદગી મેળવવી.

(૯) રૂપિયા તથા સોનાનું જે પ્રમાણ ઠરાવવામાં આવ્યું હોય તે મુજબ ઓછામાં ઓછી ૪૦૦ ઔંસ ચોખ્ખા સોનાની માગણી આવે તો બેંકે અમર્યાદ હદ સુધી સોનું ઠરાવેલા ભાવે આપવું તથા વેચવા આવે તો લેવું એમ કાયદાથી ઠરાવવું. કયા કામ માટે સોનું જોઈએ છે તે બાબત કાંઈપણ મર્યાદા મૂકવી નહિ.

(૧૦) બેંકે સોનું વેચવાનો ભાવ ઠરાવવાનાં ધોરણ એવાં રાખવાં કે જેથી નાણાં પાડવાના કામ સિવાય બીજા કોઈ કારણ માટે સોનું પૂરું પાડવાનો પ્રસંગ બેંક ઉપર સાધારણ રીતે ન આવે.

(૧૧) સોવરીન તથા અર્ધસોવરીનને કાયદેસર ચલણ તરીકે ગણવાનું ધોરણ બંધ પાડવું.

(૧૨) ત્રણથી પાંચ વર્ષમાં કાયદેસર ચલણ અથવા સોનાના ટુકડાના રૂપમાં આસામીની ઇચ્છા પ્રમાણે ભરપાઈ થઈ શકે એવાં બચત સર્ટિફિકેટ કાઢીને વેચવાં.

(૧૩) નવી ચલણી નોટોનું ચાંદીના સિક્કામાં રૂપાન્તર નહિ થઈ શકે એમ કાયદાથી ઠરાવવું, પરંતુ કાયદેસર ચલણી નાણાનું અરસપરસ રૂપાન્તર નિરંકુશપણે થઈ શકે એવી રીતે બેંકે વર્તવું તથા બેંક માગણી કરે તો તેને ધાતુનાં નાણાં સરકારે પૂરાં પાડવાં.

(૧૪) એક રૂપિયાની નોટ ફરી દાખલ કરવી અને તેને પૂર્ણ રીતે કાયદેસર નાણું ગણવું.

(૧૫) એક રૂપિયા ઉપરાંતની નોટોનું કાયદેસર નાણુંમાં રૂપાન્તર થઈ શકશે એમ કાયદાથી ઠરાવવું; એટલે મોટી રકમની નોટો નાની રકમની નોટોના રૂપમાં અથવા રોકડા ધાતુના સિક્કાના રૂપમાં સવડ પ્રમાણે 'ચલણ કચેરી' (Currency office) આપવા બંધાશે.

(૧૬) ચાંદીનો રૂપિયો કાયદેસર નાણા તરીકે કાયમ રાખવો.

(૧૭) કાગદી ચલણને ટકાવનારી અનામત તથા સુવર્ણમૂલ્યમાપનના ધોરણને ટકાવનારી અનામત એકત્ર કરવી તથા એ એકત્ર અનામતમાં કાગદી ચલણ તથા સુવર્ણનિધિની અનામતોનું અરસપરસ પ્રમાણ કેટલું રાખવામાં આવ્યું છે તે કાયદાથી ઠરાવવું.

(૧૮) અનામતમાં સોનું અમુક ટકા, સોનાની જામીનગીરીઓ અમુક ટકા વગેરે સંબંધે પ્રમાણસર ધોરણ સ્વીકારવું. આ એકત્ર અનામતમાં ૪૦ ટકાથી ઓછાં નહિ એટલા પ્રમાણમાં સોનું તથા સુવર્ણજામીનગીરીઓ હોવી જોઈએ. ફક્ત સરકારની પરવાનગી લઈ કર ભરીને થોડા વખત માટે એ પ્રમાણમાં ઘટાડો થઈ શકશે. ચલણનું નિયમન કરનારી સત્તાએ અનામતનું પ્રમાણ ૫૦ થી ૬૦ ટકા સુધી લઈ જવા પ્રયત્ન કરવો. જેમ બને તેમ જલદી અનામતના ૨૦ ટકા સોનું તત્કાલ એકઠું કરવું અને દસ વરસમાં તે ૨૫ ટકા સુધી લઈ જવું. એ દસ વરસની મુદતમાં અનામતમાં સોનાનું પ્રમાણ વધારી મજબૂત બનાવવાની એક પણ તક જતી ન કરવી. એકઠા કરેલા સોનાના જથ્થા પૈકી નિદાન અરધું સોનું હિન્દમાં જ રાખવું.

(૧૯) અનામતમાં રહેલી ચાંદી દસ વરસમાં એક સરખી ઘટાડતા જવી.

(૨૦) બાકીની અનામત પોતાની મેળે ભરપાઈ થઈ જાય એવી વેપારી હૂંડીઓ (આયાત નિર્યાતની હૂંડીઓ) તથા હિન્દી

સરકારની જામીનગીરીઓના રૂપમાં રાખવી. અનામતના કારણ સારુ 'સર્જેલી' જામીનગીરીઓનું રૂપાન્તર દસ વરસમાં બજારમાં વેચાય એવી જામીનગીરીઓમાં કરવું.

(૨૧) રૂપિયાના અભિસરણ (circulation) નો સંકોચ કરવા સંબંધે જવાબદારી રાખવામાં આવે છે ને એ જવાબદારી માટે ૫૦ કરોડ રૂપિયાનો આંકડો નક્કી કરવામાં આવે છે. ચાંદીના રૂપિયાની સંખ્યામાં જેટલો વધારો કે ઘટાડો થાય તેના ઠરાવેલા મૂલ્યની એક પંચમાંશ રકમ આ જવાબદારીમાં ઉમેરવી અથવા તેમાંથી ઘટાડવી તે સંબંધે કમિશને વિગતવાર ભલામણો કરી હતી અને જે નફો અથવા નુકશાન થાય તે સરકાર લે અથવા ભોગવે.

(૨૨) શરાફી શાખા તથા ચલણ બહાર પાડવાની શાખા રિઝર્વ બેંકમાં એકબીજાથી તદ્દન અલગ રાખવી.

(૨૩) સરકાર તરફથી નાણાં રવાના કરવાનું (remittance) તમામ કામ રિઝર્વ બેંકને સોંપવું; પોતાને કેટલાં નાણાંની જરૂર છે તે બાબત મુદતે મુદતે અગાઉથી હિન્દી વજીરે બેંકને ખબર આપવી. નાણાં પહોંચાડવા સંબંધે બેંકને પોતાના વહીવટમાં જે રીતથી સરળતા મળે તેવી ગમે તે રીતે નાણાં મોકલવાની છૂટ આપવી.

(૨૪) વચગાળેના વખતમાં મોકલાયેલાં નાણાં સંબંધે સરકારે અઠવાડિક પત્રક બહાર પાડવું; હિન્દમાં જાહેર ટેન્ડર (માગણી) થી હૂંડી ખરીદવાની પદ્ધતિનો પ્રયોગ કરી જોવો.

(૨૫) સરકારની રોકડ શિલ્લક (હિન્દી સરકારની શિલ્લક તથા હિન્દી વજીરની હિન્દ બહારની શિલ્લક સુદ્ધાંત) તથા હિન્દમાં કામ કરતી તમામ બેંકોની શરાફી અનામત રિઝર્વ બેંકમાં કેન્દ્રિત કરવી અને એ હેતુ પાર પાડવા માટે હિન્દી સરકારના બંધારણના કાયદાની ક. ૨૩માં સુધારો કરવો.

(૨૬) તા. ૧-૧-૨૯ થી મોડી નહિ એવા રીતે અનામત મિલ્કત ટ્રાન્સફર કરવી અને સોનું વેચવા તથા ખરીદવાની બેંકની ફરજનો અમલ તા. ૧-૧-૩૧ થી મોડી નહિ એવી રીતે કરવો.

(૨૭) વચગાળેના વખતમાં ચલણુ ઉપર નિર્બંધ રાખનાર સત્તા (રિઝર્વ બેંક સ્થપાતાં સુધી સરકાર, અને સ્થપાયા પછી બેંક) એ હૂંડિયામણના ઉપલી તથા નીચલી સુવર્ણમર્યાદાના ભાવે સોનું ખરીદવું અથવા પોતાની મુખત્યારી મુજબ સોનું અથવા સોનામાં પરિવર્તન થાય એવી હૂંડીઓ વેચવી અને તે બાબત કાયદાથી કાનૂની ફરજ નિર્માણ કરવી.

(૨૮) રૂપિયાનું હૂંડિયામણ ૧૮ પેની ઠરાવવામાં આવે છે, તે તરત અમલમાં મૂકવું.

(૨૯) હૂંડીઓ તથા ચેક ઉપર લેવાતી સ્ટાંપની લાગત બંધ કરવી. પોસ્ટ ઑફિસમાં અંગ્રેજી તથા દેશી ભાષા સાથે જ વાપરી હોય એવા (બિલ્સ ઑફ એક્સ્ચેન્જ) હૂંડીઓના નમૂના વેચવા માટે રાખવા.

(૩૦) હિન્દમાં શરાફી પેઢીઓનો વિકાસ કરવા પગલાં લેવાં.

(૩૧) આંકડા એકત્ર કરવા સંબંધે પદ્ધતમાં જણાયેલી ખામીઓ દૂર કરવા હરેક પ્રયત્ન કરવો.

**સર પુરુષોત્તમદાસનો ભિન્ન મત**

૩૯. આ કમિશનની ભલામણોના રિપોર્ટ ઉપર સહી કરનાર સભ્યો પૈકી એક જાણીતા આગેવાન સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે ભિન્ન મતની નોંધ જોડી હતી. તેમાં તેમણે હિન્દી સરકાર તથા હિન્દી વજીર વચ્ચે ચાલેલા લાંબા પત્ર-વ્યવહારની સમાલોચના કરી જણાવ્યું કે ફાઉલર કમિટીએ સૂચવેલી સુવર્ણમૂલ્યમાપન પદ્ધતિ તથા સુવર્ણચલન પદ્ધતિ અમલમાં મૂકવા હિન્દી સરકારે એકસરખો પ્રયત્ન કર્યો હતો, પણ 'સુવર્ણમૂલ્યપરિવર્તન' પદ્ધતને નામે ઓળખાતી પદ્ધતનું ધ્યેય રાખી હિન્દી

વજીરોએ એ પ્રયત્નો નિષ્ફળ બનાવ્યા હતા. સુવર્ણનું ધોરણ સ્વીકારવા સંબંધે તેમણે એમ જણાવ્યું હતું કે હિન્દમાં સોનાને નિરંકુશ રીતે ફરવા દેવું જોઈએ; આ શરતને પાત્ર રહીને તેમણે ઉપર વર્ણવેલી સુવર્ણખંડ પદ્ધતિનો સ્વીકાર કર્યો હતો. રિઝર્વ બૅંક સંબંધે ઠરાવેલાં ધોરણો ધ્યેય તરીકે લાંબે ગાળે સુંદર હોવાનું કબૂલ કર્યાં છતાં તત્કાળ ઈંપિરિઅલ બૅંકનો મધ્યસ્થ બૅંક તરીકે વિકાસ કરવા તેમનો અંભિપ્રાય હતો. પરંતુ મુખ્ય મુદ્દાનો મતભેદ તો હૂંડિયામણના ભાવ સંબંધે હતો.

**૧૬ પેની વિ. ૧૮ પેની**

૪૦. સર પુરુષોત્તમદાસનું એમ કહેવું હતું કે ૧૯૨૪ના સપ્ટેંબરમાં રૂપિયાનું હૂંડિયામણ લગભગ ૧૬ પેની ઉપર આવતાં ૧૬ પેનીએ હૂંડિયામણ સ્થિર કરવા સરકારને આગ્રહ થયો હતો અને લાંબા વખતથી ચાલતા આવેલા ૧૬ પેનીના હૂંડિયામણની ફરી સ્થાપના કરી લેણદાર–દેણદાર વચ્ચેનો સંબંધ સ્થિર કરવા માગણી થઈ હતી; પરંતુ સરકારે તેમ કરવા ના પાડી ચલણનો પૂરવઠો સંકોચવા માંડયો અને આવા ગેરવ્યાજબી ઉપાયથી ૧૯૨૫ના એપ્રિલમાં હૂંડિયામણનો ભાવ ૧૮ પેની ઉપર લાવી મૂકયો. તેથી ૧૮ પેનીનો ભાવ હાલ ચાલે છે. માટે ૧૮ પેનીએ રૂપિયાનું હૂંડિયામણ સ્થિર કરવાની દલીલમાં અર્થ નથી. કીમત તથા મજૂરીના દરમ્યાન થયેલા ફેરફારોની સમાલોચના લઈ તેમણે જણાવ્યું કે ૧૮ પેનીના હૂંડિયામણના ધોરણે મજૂરીના દર તથા વસ્તુઓના ભાવ સ્થિર થતા ગયા છે એ વાત ખરી નથી. તેથી ૨૦ વરસથી જે હૂંડિયામણનો ૧૬ પેની ભાવ ચાલતો આવ્યો હતો તે જ સ્વીકારવો જોઈએ. તેમણે વધુમાં જણાવ્યું કે ૧૮ પેનીએ રૂપિયાનું હૂંડિયામણ અમલમાં મૂકવાથી હિન્દના આર્થિક બંધારણમાં ધરતીકંપ થશે, દેશનો આર્થિક વિકાસ અટકી પડશે અને દેશના હુન્નરઉદ્યોગો તથા વેપારને ફટકો પડી કટોકટીનો મામલો થોડા વરસમાં ઊભો થશે.

૪૧. હિન્દી સરકારના ખજાનચી સર બેસિલ બ્લેકેટે હિન્દીઓની માગણી મુજબ સુવર્ણમૂલ્યમાપન સાથે સુવર્ણચલણ તરત દાખલ કરવા યોજના રજૂ કરી હતી, પણ દુનિયાનાં સોનાચાંદીનાં બજારોમાં ઉથલપાથલ થવાની બીકથી કમિશને એ યોજના નામંજૂર કરી હતી, અને તેને બદલે રૂપિયાનું પ્રમાણ સોનાના અમુક ટુકડા જેટલું ઠરાવી 'સુવર્ણખંડ' પદ્ધતની ભલામણ કરી હતી.

**સુવર્ણચલણની તરફેણમાં હિન્દી સરકાર**

૪૨. જે વખતે કમિશને તપાસ કરી તે વખતે ૧૯૨૬ ના એપ્રિલ આખરે કાગદી ચલણની અનામતમાં ૭૭ કરોડ ચાંદીના સિક્કા, ૭·૭ કરોડ રૂપિયાની ચાંદી, ૨૨·૩ કરોડ રૂપિયાનું સોનું તથા સોનાના સિક્કા, ૫૭·૧ કરોડની રૂપિયાના રૂપમાં કાઢેલી જામીનગીરીઓ તથા ૨૧ કરોડની સ્ટર્લિંગ (પાઉંડ) જામીનગીરીઓ હતી. તે ઉપરાંત સુવર્ણનિધિમાં ૪ કરોડ પાઉંડ સોનું અને બ્રિટિશ ટ્રેઝરી બિલ્સ તથા બીજી સ્ટર્લિંગ જામીનગીરીઓના રૂપમાં અનામત હતી. એટલે એ બન્ને અનામતો મળી 'સુવર્ણખંડ' મૂલ્યમાપન પદ્ધતિનો અમલ કરવા પૂરતું સાધન હતું.

**અનામતની સ્થિતિ**

૪૩. જે વખતે રૂપિયાનું હૂંડિયામણ ૧૬ પેનીએ આવ્યું હતું તે વખતે ૧૬ પેનીએ હૂંડિયામણ સ્થિર સરકારે ન કર્યું અને કૃત્રિમ રીતે હૂંડિયામણ ૧૮ પેની ઉપર આણી મૂકી હિન્દમાં બ્રિટિશ માલની આયાતને ઉત્તેજન આપી બ્રિટિશ કારખાનદારો, શરાફો તથા વેપારીઓનું હિત સાચવવા તથા વધારાનો ઉઘાડો કર નાખ્યા વગર હિન્દી સરકારને પરદેશ મોકલી આપવા પડતાં નાણાં માટે વધારે ખર્ચ કરવાની અડચણમાંથી બચાવવા ૧૮ પેનીનું હૂંડિયામણ ઠરાવવામાં આવ્યું હતું. એ હૂંડિયામણના દરને

**હિન્દના હિતનો ભોગ**

લીધે આખા દેશ ઉપર દર રૂપિયે બે પેની જેટલો વધારાનો કર અદૃશ્ય રીતે પડ્યો. સરકારની જમીન મહેસૂલ રૂપિયાના રૂપમાં ભરવાની હોવાથી ખેડૂતોને ઊતરતા ભાવને લીધે વધારે માલ વેચી પૈસા ઊભા કરવા પડ્યા અને તેમના ઉપર ૧૨॥ ટકા વધારાનો કર અદૃશ્ય રીતે પડ્યો. હૂંડિયામણનો ઊંચો ભાવ આયાતવેપારને ઉત્તેજન આપે છે ને નીચો ભાવ નિકાસવેપારને ઉત્તેજન આપે છે એ ધોરણે ૧૬ પેનીને બદલે ૧૮ પેની ભાવ થતાં નિકાસવેપાર દબાતો ગયો અને આયાતને ઉત્તેજન મળતાં હિન્દી હુન્નરઉદ્યોગોને વધારે સખત હરીફાઈને લીધે ફટકો પડ્યો, અને કટોકટીના વખતમાંથી પસાર થવાનો પ્રસંગ આવ્યો તથા વેપાર પણ તૂટી પડ્યો, તથા બેકારી વધતાં ખરીદશક્તિ ઘટી. મજૂરોને ૧૬ પેનીના હૂંડિયામણ વખતે જે રોજી મળતી તે ૧૮ પેની હૂંડિયામણ સ્થિર થતાં ઉદ્યોગપતિઓને વધારે ભારે પડી અને તેમાં કાપકૂપ કરવાનો પ્રયત્ન કરતાં હડતાલો ઉપર હડતાલો પડી, હિન્દી હુન્નરઉદ્યોગો કથળી ગયા અને મૂડી તથા મજૂરી વચ્ચે કડવાશ વધી. વળી દેણદારને ભોગે લેણદારોને આ નવા હૂંડિયામણથી રૂપિયે બે પેનીનો વધારે લાભ થયો અને કરજમાં ડૂબેલો જનસમાજ વધારે સખત બોજા નીચે મુકાયો.

**૧૮ પેની સામે પોકાર**

૪૪. દેશભરમાં ૧૮ પેની નહિ પણ ૧૬ પેનીનું હૂંડિયામણ ફરી સ્થાપન કરવા પોકાર થયો, પણ સરકારે તે ઉપર લક્ષ આપ્યું નહિ અને વડી ધારાસભામાં ૧૮ પેનીએ રૂપિયાનો ભાવ સ્થિર કરવાનો કાયદો સરકારે પ્રજામતને ઠોકરે મારી સરકારી મતોના જોર ઉપર ઘણી જૂજ બહુમતીથી મંજૂર કરાવી લીધો. તે વખતે રૂ. ૨૧–૩–૧૦ દર તોલાએ આપી ઓછામાં ઓછા ૪૦ તોલા સોનાની પાટ ખરીદવા તથા સરકારની મુખત્યારી પ્રમાણે સોનું અથવા સ્ટર્લિંગ એ જ દરથી, તથા તે ઉપરાંત ફક્ત સોનું મુંબઈથી લંડન પહોંચાડવાનો જૂજ ખર્ચ ચઢાવીને, સરકારે વેચવાની જવાબ-

દારી માથે લીધી. સ્ટર્લિંગ વેચવાનો દર રૂપિયે ૧૭ ૪૯/૬૪ પેની જાહેર કરવામાં આવ્યો (૧૯૨૭).

**રૂપિયો–સ્ટર્લિંગ હૂંડિયામણ**

૪૫. ત્યાર પછી ૧૯૩૦ થી હિન્દ જગતમંદીના વંટોળિયામાં ઈંગ્લાંડ માફક સપડાતાં ઈંગ્લાંડનું અનુકરણ કરી હિન્દી ખજાનચીએ ૧૯૩૧ ના સપ્ટેંબરમાં હિન્દના હિત માટે રૂપિયાને સ્ટર્લિંગથી છૂટો કર્યો. પણ હિન્દી વજીરે તરત એ જાહેરનામું રદ્દ કરી ૧૮ પેનીના હૂંડિયામણનો સંબંધ સોનાથી વિખૂટો પાડી સ્ટર્લિંગ સાથે કાયમ રાખ્યો. ગ્રેટબ્રિટને ૧૯૩૧ ના સપ્ટેંબરની ૨૧ મીએ સોનાનું ધોરણ છોડી દીધું, તેથી હવે રૂપિયાનું હૂંડિયામણ ૧૮ પેની સ્ટર્લિંગ ભાવથી અમલમાં આવ્યું છે. અત્યારની પદ્ધતિ સુવર્ણખંડ પદ્ધતિને બદલે 'રૂપિયો–સ્ટર્લિંગ' ધોરણ કહી શકાય.

**નવા ધોરણનું પરિણામ**

૪૬. આ નવા ધોરણને લીધે રૂપિયાનું લગ્ન સ્ટર્લિંગ સાથે થઈ ગયું છે તેથી સ્ટર્લિંગના ભાવિ સાથે રૂપિયાનું ભાવિ જોડાયું છે, અને સ્ટર્લિંગ–ડૉલરના ભાવમાં જે ફેરફાર થાય તેની અસર આપણા ઉપર થાય છે, અને જે સ્થિરતા રાખવા માટે સ્ટર્લિંગને બદલે સોનાના ટુકડા સાથે રૂપિયાને જોડવામાં આવ્યો હતો તે સ્થિરતા નાશ પામી છે. હિન્દના જ હિતનો વિચાર કરીએ તો રૂપિયાને સોનું તેમ જ સ્ટર્લિંગથી છૂટાછેડા આપનારું ખજાનચીનું પહેલું જાહેરનામું યોગ્ય હતું. રૂપિયો તદ્દન છૂટો થતાં ચાંદીના ભાવના ધોરણે તેની ખરી કીમત ઘટત અને કીમત પડતાં હિન્દની કાચી પેદાશો તથા બનાવટોના આંતરિક ભાવ વધત અને ખેતી તથા હુન્નરઉદ્યોગોમાં તેજી આવતાં હૂંડિયામણ ઘટતાં નિકાસ-વેપારમાં ઉછાળો આવત અને આયાતવેપાર ઘટત અને દેશના હુન્નરઉદ્યોગોને ઉત્તેજન મળત. તેમ છતાં આપણા આગેવાનોએ ૧૮ પેનીને બદલે ફરી ૧૬ પેનીના રૂપિયાના ભાવની જૂજ માગણી કરતાં

તે સ્વીકારવામાં આવી નથી, તો પછી રૂપિયાને તદ્દન છૂટો મૂકવાની માગણીનો વિચાર જ કોણ કરે ?

**રિઝર્વ બૅંક**

૪૭. ૧૯૨૭ માં રિઝર્વ બૅંક ભાગીદારોની રાખવી કે રાજ્યની માલિકીની રાખવી તે સંબંધે તકરાર પડી તથા બીજી કેટલીક બાબતોમાં મતભેદ પડતાં રિઝર્વ બૅંક 'બિલ' પડતું મુકાયું. પરંતુ ૧૯૩૪ ના માર્ચ મહિનામાં રિઝર્વ બૅંક બિલ સમૂહતંત્રની પૂર્વતૈયારી તરીકે પસાર કરવામાં આવ્યું છે અને તેમાં કમિશનની મુખ્ય સૂચનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ બૅંક સ્થપાતાં તેને ચલણ તથા હૂંડિયામણનું કામ સોંપાયું છે તથા શરાફી પેઢીઓની કેન્દ્રપેઢી તરીકે કામ કરે છે. બૅંકની મૂડી સો સો રૂપિયાના પૂરેપૂરી થાપણ ભરાયેલા શેરોમાં વહેંચી નાખી શરૂઆતમાં પાંચ કરોડ રૂપિયાની થાપણ રાખવામાં આવી છે. કોઈ પણ શેરહોલ્ડર દસ મતથી વધારે મત આપી શકતો નથી અને દરેક પાંચ શેર દીઠ એક મત આપી શકે છે. એ શેરોની વહેંચણી પ્રાંતવાર થઈ છે. તેમાં રૂપિયા ૧૪૦ લાખ મુંબઈ, ૧૪૫ લાખ કલકત્તા, ૧૧૫ લાખ દિલ્હી, ૭૦ લાખ મદ્રાસ અને ૩૦ લાખ રંગૂનના ભાગે મૂડી આવી છે.

**ચલણી નોટો**

૪૮. મોટી રકમના વ્યવહારમાં ધાત્વાત્મક નાણું આપવું-લેવું અગવડભર્યું છે, તેથી સુધરેલા દેશોમાં કાગળ ઉપર છાપેલી ચલણી નોટો વધારે પ્રમાણમાં વાપરવામાં આવે છે. આપણે ત્યાં ૧૮૬૧ પહેલાં કાયદેસર ચલણ તરીકે કાગદી નોટો અસ્તિત્વમાં ન હતી. ત્યાર પછી મુંબઈ બૅંક, મદ્રાસ બૅંક તથા બંગાળા બૅંકને અમુક શરતે નોટો કાઢવાની પરવાનગી આપવામાં આવી; પરંતુ ચલણી નાણા તરીકે તે ગણાતી નહિ. ૧૮૮૧ માં પેપર કરન્સીખાતું કાઢી સરકારે ચલણી નોટો કાઢવા માંડી તથા ખાનગી બૅંકોનો નોટો કાઢવાનો હક્ક રદ કર્યો. ઓછામાં ઓછી દસ રૂપિયાની નોટ રાખવી,

ચાર કરોડ રૂપિયા સુધી નોટો માટે તારણની જરૂર ન હતી, પણ તે ઉપરાંત જેટલી નોટો કાઢવામાં આવે તે માટે સોનાચાંદીનું તારણ રાખવાનું ઠરાવવામાં આવ્યું. સોનાચાંદીનું તારણ ન હોય એવી નોટો માટે સરકારી જામીનગીરીઓ પેપર કરન્સી રિઝર્વમાં રાખવાની હતી. દેશના જુદા જુદા વિભાગ કરવામાં આવી તેને સર્કલ કહેતા તથા જે તે વિભાગની નોટોના જે તે વિભાગમાં પૈસા મળતા. ધીમેધીમે સરકારે એ નોટો સાર્વત્રિક કરવા માંડી અને લોકોમાં લોકપ્રિય થતી ગઈ. ૧૮૬૩ માં ફક્ત ૫૧૧ લાખની નોટો હતી. જે વખતે વધારે નોટોનો ખપ હોય તે વખતે સોનાચાંદીનું તારણ પૂરતું મળે નહિ અને અમુક મર્યાદા સુધી જ સોનાચાંદીના તારણ વગર નોટો કાઢી શકાતી હોય ત્યારે અડચણ આવે જ; તેથી સોનાચાંદીના તારણ વગર કાઢવાની નોટોની રકમમાં વખતોવખત કાયદાથી વધારો કરવાની ફરજ પડી.

**વિશ્વયુદ્ધ દરમ્યાન અને પછી**

૪૯. ૧૯૧૩ ના માર્ચ આખરે ૬૯ કરોડની નોટો પૈકી ૧૪ કરોડની નોટો માટે સરકારી જામીનગીરીઓ તથા ૫૫ કરોડ માટે સોનાચાંદીનું તારણ હતું. વિશ્વયુદ્ધ દરમ્યાન સોનાચાંદીની અછત છતાં ચલણ વધારવાની આવશ્યકતા ઊભી થવાથી ચલણી નોટો સોનાચાંદીના તારણ વગર કાઢવાની મર્યાદા વધાર્યા જ કરવી પડી અને સરકારી જામીનગીરીઓના તારણ ઉપર છેક ૧૦૦ કરોડ રૂપિયાની નોટો ૧૯૧૯ માં હતી. ૧૯૩૩ ના માર્ચ આખરે ૧૭૬ કરોડ ૯૦ લાખ રૂપિયાની ચલણી નોટો ફરતી હતી. તે પૈકી ૯૬ કરોડ ૩૪ લાખ રૂપિયાના ચાંદીના સિક્કા, ૨૫૯૯ લાખની ચાંદીની પાટો તથા ૩૯૦૫ લાખની સરકારી જામીનગીરીઓ ચલણી રિઝર્વમાં હતી, તથા ગોલ્ડ સ્ટેન્ડર્ડ રિઝર્વમાં ૪ કરોડ પાઉંડની બ્રિટિશ સરકારની જામીનગીરીઓ હતો.

૫૦. પેપર કરન્સી રિઝર્વનો ઉપયોગ ૧૮૯૮ સુધી નોટોને

બદલે રૂપિયા આપવા માટે થવાનો હોવાથી એ અનામતમાં ચાંદી તથા રૂપિયા હિન્દમાં રાખવામાં આવતા.

**પેપર કરન્સી રિઝર્વ**

૧૮૯૮માં આ રિઝર્વનો કાંઈક અંશ લંડનમાં રાખી ચાંદી ખરીદવા માટે અથવા હૂંડિયામણ ઊતરવા માંડતાં લંડન ઉપર કાઢવામાં આવતી 'સુવર્ણ ઊલટ હૂંડીઓ' વટાવવા માટે તેનો ઉપયોગ થવા લાગ્યો. ૧૯૦૨ માં આ કામચલાઉ વ્યવસ્થાને કાયમને માટે કાયદેસર ઠરાવવામાં આવી અને હિન્દી વજીરે બ્રિટિશ વેપારીઓ પાસે સોનું લઈ હિન્દી સરકાર ઉપર હૂંડીઓ વેચવાનું તથા નોટો માટે રાખેલા તારણના ફંડમાંથી તે વટાવવાનું શકય થયું. તેમ જ લંડનથી હિન્દ મોકલવામાં આવેલું સોનું તથા ચાંદી સમુદ્ર ઉપર હોઈ સરકારના કબજે આવ્યા વગર પણ તેને પેપર કરન્સી રિઝર્વનો ભાગ ગણી તે ઉપર નોટો કાઢવાનો રિવાજ પડયો. સુવર્ણ મૂલ્યમાપન અનામત હૂંડિયામણ ટકાવવા માટે લંડનમાં છતાં આમ પેપર કરન્સી રિઝર્વનો દુરુપયોગ કરવામાં આવતો. ચાંદી લંડનને બદલે મુંબઈ જેવા બજારમાં કેમ ખરીદવામાં આવતી નથી એવી ટીકા થતી; પરંતુ જેને હૈયે બ્રિટિશ હિત હોય તે હિન્દી વજીર હિન્દી દૃષ્ટિથી કેમ વર્તે?

૫૧. અમુક પ્રમાણ ઉપરાંત નોટો કાઢવી હોય તો સોનાચાંદીનું તારણ રાખવાના ધોરણને લીધે ઉપજતી મુશ્કેલીને પહોંચી વળવા એવાં તારણ વગર કાઢવાની નોટોની રકમનો આંકડો વખતોવખત વધારવો પડતો હતો તે આપણે ઉપર જોઈ ગયા તથા તે સંબંધે જુદી જુદી ચલણ સંબંધે નિમાયેલી કમિટીઓએ શી ભલામણો કરી હતી તેનો આપણે કમિટીઓની ભલામણોમાં ઉલ્લેખ કરી ગયા છીએ. ૧૯૨૨ થી વેપારી હૂંડીઓના તારણ ઉપર પણ નોટો કાઢવાની શરૂઆત થઈ. હિન્દી વજીરે પેપર કરન્સી રિઝર્વમાંથી પાંચ કરોડ રૂપિયાથી વધારે રકમનું સોનું પોતાની પાસે રાખવું નહિ

**નોટો તથા તારણ**

તથા વિલાયતમાં જે જામીનગીરીઓ રિઝર્વ માટે ખરીદાય તે બાર મહિના કરતાં વધારે લાંબી મુદતની ન હોવી જોઇએ એવો કાયદો કરવામાં આવ્યો. હિન્દુસ્તાન સરકારની જામીનગીરીઓની મર્યાદા ૨૦ કરોડની ઠરાવી તે પૈકી ૧૨ કરોડ ઉપરાંતની જામીનગીરીઓ સરકારે ચલણખાતા માટે ખાસ કાઢીને સોંપેલી ન હોવી જોઇએ એમ પણ ઠરાવવામાં આવ્યું. સરકાર પાસે રહેલાં સોનાચાંદીનું પ્રમાણ કાઢેલી નોટોથી નીમે કરતાં ઓછું હોય તો બીજી ચલણી નોટો કાઢવાની જ બંધ કરવાનું ઠર્યું.

**હાલની પરિસ્થિતિ**

૫૨. હાલમાં રૂ. ૫, ૧૦, ૫૦, ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦, ની દર્શનીય કીમતની નોટો હિન્દી સરકાર કાઢે છે. તે સાત સર્કલોમાંથી નીકળે છે. રૂ. સો સુધીની નોટો આખા દેશમાં ગમે તે સરકારની ચલણકચેરી વટાવી આપે છે. ૧૦૦૦ તથા ૧૦૦૦૦ની નોટો જે તે સર્કલમાં વટાવી આપવાની કાયદેસર જવાબદારી સરકાર ઉપર છે. રૂ. ૧૦) તથા રૂ. ૧૦૦ ની નોટોનો લોકોમાં વધારે પ્રચાર છે, રૂ. ૫) તથા રૂ. ૧૦૦૦ ની નોટોનો પ્રચાર ઘણો ઓછો છે. રિઝર્વ બેંકે હવે મળેલા અધિકાર પ્રમાણે નોટો કાઢવા માંડી છે.

**ચલણનું ભાવિ**

૫૩. આજે અનેક કારણોને લીધે ઘણાખરા દેશોમાં સોનાનું ધોરણ છોડી દેવાયું છે. રૂપિયાનું સ્ટર્લિંગ સાથે લગ્ન થવાથી સોનાની કીમત ખૂબ ચઢી ૧૯૩૪માં દર તોલે રૂ. ૩૫—૩૬ સુધી ગઈ અને છેલ્લાં ત્રણચાર વરસથી હિન્દથી સોનાનો ધોધ સરકારે નિરંકુશપણે વહેવા દીધો છે અને હવે યુનાઈટેડ સ્ટેટ્સના પ્રેસિડંટ રુઝવેલ્ટે ચાંદીનો ભાવ વધે એવી નીતિ અખત્યાર કરતાં ચાંદી પણ વધારે પ્રમાણમાં નિકાસ થવાનો સંભવ છે. ચીને તેથી ચાંદીની નિકાસ ઉપર અંકુશ મૂકયો છે, પણ હિન્દી સરકારે તે સંબંધે કંઈ પગલું ભર્યું નથી. નજીકના ભવિષ્યમાં હિન્દ સોનાનું ધોરણ સ્વીકારી શકે

એવી જગતની સ્થિતિ નથી, તેમ સ્ટર્લિંગ સાથે રૂપિયાનું લગ્ન ચાલુ રાખવાથી હિન્દી વેપારઉદ્યોગ તથા ખેતીને ઊંચા ભાવનો લાભ મળતો નથી; તેથી રૂપિયાને સ્ટર્લિંગથી છૂટો પાડવામાં જ આજે હિન્દનું હિત સમાયેલું છે. તેમ ન બને તો હિન્દી રૂપિયાનું હૂંડિયામણ કુદરતી ધોરણ ઉપર મૂકી ઊતરવા દેવું જોઈએ.

**આંતરરાષ્ટ્રીય પ્રશ્ન**

૫૪. અમેરિકામાં ચલણશાસ્ત્રીઓ મૂંઝાયા છે. કેટલાક કહે છે કે આંતરરાષ્ટ્રીય કરારથી દ્વિધાતુમૂલ્યમાપન પદ્ધતિ દાખલ કરવી. કેટલાક કહે છે કે Planned Money નું ધોરણ સ્વીકારી કૃત્રિમ રીતે ચલણ તથા હૂંડિયામણનું ધોરણ ઠરાવવું જોઈએ. કેટલાક જુદાજુદા દેશો સાથે કરાર કરી અરસ-પરસના ચલણના હૂંડિયામણના ભાવ નક્કી કરવા વિચારે છે. કેટલાક એમ કહે છે કે ચલણ ફક્ત એક ધાતુ ઉપર કે બે ધાતુ ઉપર ન રાખતાં અમુક પ્રમાણમાં સોનાચાંદીના સંમિશ્ર ધોરણે રાખવું જોઈએ; એટલે ચલણની કીમત નીમે ચાંદીના રૂપમાં ગણવી એટલે બે ધાતુઓના ભાવની વધઘટને લીધે જે ગોટાળો થવાનો સંભવ રહે છે તે ઘણો જ ઓછો થશે. સોનાના ભાવમાં ઉછાળો આવશે તો ચાંદીના ભાવમાં ઘટાડો રહેશે અને ચાંદીમાં ઉછાળો આવશે તો સોનાના ભાવમાં ઘટાડો આવશે અથવા બન્નેનું અરસપરસ કીમતનું પ્રમાણ ફરતાં નીમે કીમત સોનામાં તથા નીમે કીમત ચાંદીમાં હોવાથી એકંદરે ચલણની કીમતમાં સમતોલપણું વધારે જળવાશે. આ પદ્ધતિનું એક ગ્રંથકર્તાએ symmetallism એવું નામ પાડયું છે. આંતરરાષ્ટ્રીય દ્વિધાતુમૂલ્યમાપન પદ્ધતિ અમલમાં આવવી લગભગ અશક્ય છે; જો કે તાત્ત્વિક દૃષ્ટિએ એ ઉપાય સર્વોત્તમ છે. બધા જ દેશોમાં બન્ને ધાતુ વચ્ચે એકસરખું જ કીમતનું પ્રમાણ રહેતું હોય તો ભાવમાં ફેરફાર ન થાય અને બજારભાવે જે તે વખતે વધારે ઊંચા ભાવની ધાતુના સિક્કા ગાળવાની લાલચ જ ન રહે, અને

બન્ને ધાતુ ચલણમાં રહે. આંતરિક વ્યવહારમાં સોનાનો ઉપયોગ પહેલાં પણ થતો નહતો, પણ સોનાની કીમતમાં છપાયેલી નોટોનો ઉપયોગ થતો હતો.

**હિન્દનું હિત શામાં છે**

૫૪. હિન્દ જેવા દેશ માટે હાલમાં તો સ્ટાલગથી રૂપિયાને છૂટો કરવો અને કુદરતી એનું જે હૂંડિયામણ રહે તે રહેવા દેવુ એજ ઉત્તમ માર્ગ છે અને ૧૮ ને બદલે ૧૬ પેની ઉપર હૂંડિયામણ લાવવું એ તેથી ઊતરતો ઉપાય છે. સરકાર સ્ટર્લિંગથી રૂપિયાને છૂટો પાડવા માગતી નથી; કારણ હોમચાર્જીસ, તથા બ્રિટિશ આયાતનિકાસ વેપારનું હિત એની આડે આવે છે. જો હિન્દના સ્ટર્લિંગ દેવાનું તથા હોમચાર્જીસનું હિન્દને ફાયદાકારક રીતે રૂપિયાના રૂપમાં રૂપાન્તર કરવા બ્રિટન રાજી હોય તથા હિન્દી નોકરીઓમાં જે તે વખતના કુદરતી હૂંડિયામણ પ્રમાણે પગાર તથા પેન્શનનું સ્ટર્લિંગમાં રૂપાન્તર કરી આપવાનું ઠરાવી પગાર તથા પેન્શનો રૂપિયાના પાયા ઉપર રાખવામાં આવે તો રૂપિયાને સ્ટર્લિંગથી છૂટો પાડવાની સરકારની ઘણીખરી મુશ્કેલીઓ દૂર થાય. હિન્દનું ચલણ સોનાના ધોરણે રાખવું, કે ચાંદીના ધોરણે રાખવું, દ્વિધાતુ-મૂલ્યમાપન પદ્ધતે રાખવું કે Synmetallism ના ધોરણે રાખવું તે ઠરાવવાનો હિન્દને પૂર્ણ અધિકાર રહેવો જોઇએ અને તેમાં બ્રિટિશ શરાફી પેઢીઓનો બિલકુલ અવાજ ન રહેવો જોઇએ. હિન્દના હિત માટે હિન્દી ચલણ તથા હૂંડિયામણ રાખવાની સ્વતંત્રતા સિવાય આપણું કહેવાતું આર્થિક સ્વાતંત્ર્ય અર્થ વગરનું છે. બધા જ દેશો ફરી સોનાનું ધોરણ સ્વીકારે તો હિન્દ પણ એ સ્વીકારી શકે. આજે તો સુવર્ણમૂલ્યમાપન તથા સુવર્ણચલણનો પ્રશ્ન વિચારવા જેવી સ્થિતિમાં આપણે રહ્યા નથી ને તેથી હું રૂપિયાને સ્ટર્લિંગથી છૂટો પાડવાની હિમાયત હિન્દના સર્વોપરી હિત ખાતર કરું છું, અને તેમ ન બની શકે તો જ હૂંડિયામણનો દર ૧૬ પેની ઉપર લાવવા અથવા

બની શકે તો તેથી પણ ઓછો કરવાની તરફેણ કરું છું. જગત-મંદીમાં ચલણની અસ્થિરતાએ પોતાનો ફાળો આપ્યો છે તેમ ખરીદ-શક્તિનો પણ ફાળો આપે છે, તેથી ચલણ તથા ખરીદશક્તિના અરસપરસ સંબંધ પણ તપાસવાની જરૂર રહે છે.

---

# પ્રકરણ ૧૨ મું

## શરાફી પેઢીઓ તથા આંટ

**શરાફી તથા આંટની જરૂર**

૧. ખેતી, હુન્નર ઉદ્યોગ, વેપાર વગેરે પ્રવૃત્તિઓ માટે ચલણની જરૂર પડે છે. પરદેશ સાથેના વેપારમાં દેશના ચલણનું પરદેશ સાથે રહેતા હૂંડિયામણનું શું મહત્ત્વ છે તેનો આપણે છેલ્લા પ્રકરણમાં વિચાર કર્યો. પરંતુ ખેતી, હુન્નર ઉદ્યોગ તથા વેપારના વિકાસ માટે શરાફી પેઢીઓ તથા શાખ ઉપર નાણાં આપનાર શરાફો ઘણા ઉપયોગી છે. દુનિયામાં બધો વ્યવહાર રોકડેથી થઇ શકતો નથી, અને દરેક જણ પાસે પોતપોતાના ઉદ્યોગ-ધંધાના વિકાસ માટે હંમેશ પૂરતું રોકડ નાણું જે તે વખતે હોતું નથી, તેથી જેને તેને પોતપોતાની શાખ તથા વટ ઉપર ઉધાર વ્યવહાર કરવો પડે છે અને તેમાં શરાફી પેઢીઓ તથા શરાફોની સહાય મળે છે.

**દેશી શરાફી પેઢીઓ**

૨. આપણા દેશમાં પ્રાચીન કાળથી શરાફી ધંધો ચાલતો આવ્યો છે. શરાફોને શ્રેષ્ઠિન્ કહેતા, તે જ શેઠ કહેવાયા, નાણાવટી કહેવાયા, શરાફ કહેવાયા. એમનાં મહાજન હતાં તેને નિગમ કહેતા. શ્રેષ્ઠિનિગમ એટલે શરાફ મહાજન.

૩. શરાફ મહાજન અનામત જમે રાખતાં અને જુમ્માની

મિલ્કત તરીકે ધારણ કરતાં. ધર્માદા નાણાં શરાફને ત્યાં જમા રહેતાં, તેમ લોકોની અનામતો પણ અમુક વ્યાજે જમે રાખવામાં આવતી. પૂર્વ વૈદિક તથા વૈદિક કાળમાં ઘણે ભાગે વ્યાજ નાણાંના રૂપમાં નહોતું અપાતું, પણ વસ્તુના રૂપમાં અપાતું, સૂત્રકાળમાં દા. જૈનના કહેવા પ્રમાણે દર સેંકડે દર વરસે ૧૫ ટકા વ્યાજ કાયદેસર ગણાતું; પરંતુ વસિષ્ઠના કહેવા પ્રમાણે દર માસે દર સેંકડે ૨, ૩, ૪, ૫ ટકા અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર પાસે વધારેમાં વધારે વ્યાજ લેવા છૂટ હતી; વ્યવહારમાં એથી ઓછું લેવાતું. વ્યાજખાઉપણું તથા દેવાળું કાઢવું એ એ વાતોને સમાજ ધિક્કારતો ખ્રિસ્તી સનની શરૂઆતના કાળમાં અનામતો જમે રાખવાનો રિવાજ હતો. તે વખતના શરાફ લોકોના તેમ રાજાનાં નાણાં અનામત જમે રાખતા અને દેશના વેપારની તથા રાજાના ખજાનાની જરૂરિયાતોને પહોંચી વળતા. દેશી શરાફોની હૂંડીઓ આખા દેશમાં સિકારાતી, અને અનેક રાજકીય ક્રાંતિઓ દરમ્યાન તેમનું સમાજમાં સ્થાન ઊંચુ રહેતું. મોગલ શહેનશાહો, અયોધ્યાના નવાબો, પેશવાઓ તથા તેમના સેનાપતિઓ શરાફની મદદ માગતા. ઇસ્ટ ઇંડિયા કંપનીની સત્તા જામતાં સુધી દેશના જુદા જુદા વિભાગોમાં રાજ્ય કરનારા રાજાઓ તથા નવાબોને લીધે શરાફોનો તથા નાણાવટીઓનો ધંધો ધીકતો ચાલતો. બ્રિટિશ સત્તા જામતાં જુદા જુદા રાજાઓનાં ચલણો બંધ પડવા માંડયાં અને અનેક પ્રકારનાં નાણાંને બદલે એક જ ચલણ દાખલ થતાં નાણાવટીઓનો એક નાણાંનું બીજા નાણામાં રૂપાન્તર કરી જોઈતા પ્રકારનાં નાણાં આપવાનો ધંધો પડી ભાગ્યો. બંગાળામાં સહિયારા ભંડોળની શરાફી પેઢીઓ શરૂ થતાં ૧૮ મા સૈકાના અંતમાં દેશી શરાફી ધંધાને ધક્કો લાગ્યો. મુંબઈમાં ૧૮૪૦ સુધી એવી બૅંક ઊઘડી નહોતી, તેથી ત્યાં દેશી શરાફીનો ધંધો ધીકતો હતો. ત્યાર

**દેશી શરાફીનો ઇતિહાસ**

પછી સહિયારા ભંડોળની શરાફી પેઢીઓ (બેંકો) સ્થાપન થઈ અને પરદેશ સાથેના વેપારને અંગે આયાત નિકાશ વેપારની હૂંડીઓનો ધંધો દેશી શરાફોના હાથમાંથી ગયો. આ નવી પેઢીઓ આયાત નિકાશ વેપાર કરનાર યુરોપિઅનોની સગવડો સાચવતી, નાણું જમે રાખતી તથા રવાના કરતી. દેશના આંતરિક વેપાર તથા ખેતીને મૂડી પૂરી પાડવાનું કામ શરાફો પાસે રહ્યું. આ નવા સંજોગોમાં શરાફો મુખ્ય થવાને બદલે પ્રેસિડન્સી બેંક્સ (ઇલાકા બેંકો) અને બીજી સહિયારા ભંડોળની બેંકો તથા વેપારી વર્ગ વચ્ચે આડતિયા અગર દલાલનું કામ કરવા લાગ્યા. તેઓ હૂંડીઓ વેચતા અને ખરીદતા અને મોટી બેંકોમાં ફરી વટાવતા.

**દેશી શરાફીનું કાર્યક્ષેત્ર**

૪. દેશી શરાફો થાપણ મૂકનારને તેમની જમા રકમના ખાતાને અંગે ચેક આપવા દેતા નથી, તે સિવાય કામ કરે છે. તેઓ call-money (બિનમુદતબંધી ગમે ત્યારે માગી શકાય એવી રકમ), ટૂંક મુદતની અનામત, મુદતબંધી અનામત જમે રાખે છે, ચાલુ ખાતાં રાખે છે, નાણાં મૂકનારને પોતાને પૈસા આપે છે, તેમ પત્રથી જે પ્રમાણે કરવા તે જણાવે તે પ્રમાણે અમલ કરે છે. તે ઘરાકને નાણાં ધીરે છે, તારણ ઉપર અથવા અંગઉધાર કરજ આપે છે, ચાલુ ખાતામાં જમે હોય તે કરતાં વધારે રકમ આસામીને જરૂરને પ્રસંગે લેવા દે છે, બિનમુદતબંધી મૂકેલાં નાણાં આપે છે, લાંબી કે ટૂંકી મુદત માટે પણ આસામીને જમે કરતાં વધારે રકમ હૂંડી વગેરે માર્ગે લેવા દઈ તેની ભીડ ભાંગે છે. તેઓ હૂંડીઓ અથવા બિલ ઓફ એક્સ્ચેન્જ વટાવે છે તેમ સિકારે છે અને આસામીની હૂંડીઓ તથા બિલનાં નાણાં વસૂલ લાવે છે, તેમ જ ખાનગી કામે તેમ જ વેપારના કારણે નાણાં મોકલવા માટે હૂંડીઓ અથવા રુક્કા અગર ચિઠ્ઠીઓ અગર ભલામણપત્ર લખી આપે છે.

**દેશી શરાફી સંબંધે બેંકિંગ કમિટીની ભલામણો**

૫. સહિયારા ભંડોળની પેઢીઓ નીકળવાને લીધે દેશી શરાફોના ધંધાને ધક્કો લાગ્યો છે, અને પરદેશી એક્સ્ચેન્જ બેંકોએ દેશના આંતરિક વેપારમાં ભાગ લેવા માંડી તથા લોકોની અનામતો તેમની દેશ અંદરની શાખાઓમાં જમા માંડવાનું શરૂ કરી દેશી શરાફોના ધંધાને તેમ જ હિન્દી સહિયારા ભંડોળની શરાફી પેઢીઓને ઘણું નુકશાન પહોંચાડયું છે તથા હિંદી શરાફી ધંધાને જોખમાવ્યો છે. ધી ઇંડિયન સેન્ટ્રલ બેંકિંગ કમિટીએ ૧૯૩૧માં પ્રસિદ્ધ કરેલા પોતાના રિપોર્ટમાં ભલામણ કરી છે કે દેશી શરાફીના ધંધાને રક્ષણ આપવા માટે, પસંદ કરેલા મોટા શરાફોને ઇંપિરિઅલ બેંકની અગર રિઝર્વ બેંકની પસંદ કરેલા બેંકરોની યાદીમાં દાખલ કરી જે સગવડો બેંકોને આપવામાં આવે તેવી સગવડો આપવી. એ સમિતિના એક વજનદાર સભ્ય શ્રી. રામદાસ પંતુલુ ભિન્નમતની નોંધમાં જણાવે છે કે આવી સગવડથી વ્યક્તિ તરીકે કેટલાકને લાભ મળશે પણ શરાફીના ધંધાને લાભ મળતો નથી. તેથી તેઓ ભલામણ કરે છે કે કૌટુંબિક શરાફી ભાગીદારીઓ, પેઢીઓ તથા શરાફો જો ફક્ત શરાફીનો ધંધો કરતાં હોય તો તેમનો સમાવેશ પસાર કરવાના ઇંડિયન બેંક એક્ટમાં કરવો અને સહિયારા ભંડોળની શરાફી પેઢીઓને જે હક્ક મળે તે તેમને ભોગવવા દેવા. દેશી શરાફો તેમજ શરાફી પેઢીઓની નોંધણી ( રજિસ્ટ્રેશન ) માટે લાયકાત ઠરાવી તેમની ખાસ પરિસ્થિતિને અનુસરતા નિયમો ઘડીને લાગુ પાડવા. આમ કરવાથી દેશી શરાફોને દેશના ધંધાઓમાં માનભર્યું સ્થાન મળશે. અને એ ધંધાનો વિકાસ થશે. એ ધંધાની પુનર્ઘટના આવશ્યક છે. આમ કરવાથી લોકોની થાપણો બેંકો મારફત શહેરોમાં ખેંચાઈ જવાને બદલે ગામડાંના લોકોની ખેતી તથા ઉદ્યોગોના વિકાસ માટે સ્થાનિક જરૂરિયાત પ્રમાણે મૂડી મળશે, તેમ નાના વેપારીઓ તથા

દુકાનદારોની સગવડ સચવાશે. આપણા શરાફો નોંધાવવા રાજી નથી એમ કહે છે, પણ શ્રી. રામદાસ પંતુલુ જણાવે છે કે ફક્ત શરાફીનો ધંધો કરનારા શરાફોને બેંક એક્ટ નીચે કેટલીક ખાસ સવલતો મળશે, અને સહિયારા ભંડોળની શરાફી પેઢીઓના જેવા કેટલાક હક્ક મળતાં શરાફો તથા શરાફી પેઢીઓ નોંધણી કરાવવા લલચાશે. બીજા એક સભ્ય શ્રી. મનુ સુબેદાર ફરજિયાત કરતાં મરજિયાત નોંધણીની તરફેણ કરે છે. તેઓ જણાવે છે કે (૧) સહકારી મંડળીઓ તથા મધ્યસ્થ બેંકોને નાણાં રવાના કરવા સંબંધે જે સવલતો મળે છે તે નોંધાપણા શરાફોને આપવી, (૨) જમીન મહેસૂલની વસૂલાતમાં તેમના સર્ટિફાઇડ ચેક સ્વીકારવા; અને (૩) બેંકર્સ બુક એવિડન્સ એક્ટનો લાભ તેમને આપવો કે નહિ તે સરકારે વિચારવું. શ્રી. રામદાસ પંતુલુ નોંધાયેલા શરાફોને બેંકર્સ બુક એવિડન્સ એક્ટ તથા બેંકર્સ લિયેનનો લાભ આપવા પણ કહે છે. એ લાભ મળે તો શરાફી ચોપડાની ખરી નકલો પુરાવામાં સ્વીકારાય, તેમજ શરાફી પેઢીના રહેતા વિશેષ હક્કનો લાભ મળે. તે ઉપરાંત કમિટીએ દેશી શરાફોને 'ગેરંન્ટર' (હમી આપનાર) તરીકે વચ્ચે રાખી બેંકોએ ધીરાણ કરવા ભલામણ કરી છે. એટલે સ્થાનિક આસામીઓથી વાકેફગાર માણસો પાસેથી માહિતી મળવાથી નાણાં જે તે સ્થળે ધીરવાની અનુકૂળતા થશે, અને 'ગેરંન્ટર' તરીકે અમુક ટકા શરાફને મળી શકશે. શરાફોને પરવાના આપવાની અથવા નોંધાવાની ભલામણ કરનારી પ્રાંતિક બેંકિંગ કમિટીઓએ તેમને ઇંપિરિયલ બેંકના અથવા બીજી બેંકોના એજંટ તરીકે ખાસ હક્ક બક્ષવા અથવા હૂંડીઓ વટાવવાની બાબતમાં વિશિષ્ટ હકક આપવા આગ્રહ કર્યો છે. દેશી શરાફોને ત્યાં થાપણ ઓછી જમે રહે છે. તેમને સહિયારા ભંડોળની બેંકોની હરીફાઈ તથા એક્સ્ચેન્જ બેંકોના આંતરિક શરાફીમાં થયેલા પ્રવેશ સામે ઊભા રહેવું પડે છે. શરાફો એક બીજા તરફ વિશ્વાસથી જોતા નહિ હોવાથી સંગઠન

કરી શકતા નથી. જો તેઓ સંગઠન કરી જે તે સ્થળે સહકારથી શરાફી ધંધો ચલાવે, વાર્ષિક હિસાબ બહાર પાડે, હિસાબ ગુપ્ત રાખવાનો પ્રેમ છોડી દે, અને થાપણ મૂકનાર વર્ગનો નિદાન બેંક જેટલો વિશ્વાસ મેળવે તો તેમનો ધંધો વધારે પ્રમાણમાં ચાલે થાપણ મૂકનારને પાવતી આપવામાં નાનમ સમજનારા શરાફો ટકી ન શકે, તેથી ઘણા શરાફો થાપણ મૂકનારને પાસબુક પણ આપવા લાગ્યા છે.

**મિશ્ર શરાફો**

૬. ફક્ત શરાફી કરનાર વર્ગને બાદ કરીએ તો શરાફી તથા વેપાર બન્ને સાથે કરનારા શરાફોનો વર્ગ આપણા દેશમાં મોટો છે; પરંતુ વેપારને અંગે સટ્ટા વગેરે કરવાને લીધે એવા શરાફો ખુવાર થવાનો ભય હોવાથી થાપણ મૂકનારા જોઇએ તેટલા સુરક્ષિત રહેતા નથી; એવા શરાફો સટ્ટા ન ખેલે તોપણ વેપારમાં ભાવની ઉથલ પાથલને લીધે ખોટમાં આવવાનો સંભવ રહે છે. તેથી તેમને ત્યાં નાણાં મૂકવાં સલામત ગણાય નહિ. શરાફી ધંધો ઘટતાં આ વર્ગ વેપારમાં વધારે ઝુકાવે છે; એટલે એમનો પ્રશ્ન મહત્ત્વનો નથી. સોના ચાંદીના વેપાર સાથે શરાફી સંકળાયેલી ઘણી વખતે રહે છે. સામાન્ય વખતમાં તેથી હરકત આવતી નથી, પણ સોના ચાંદીના ભાવમાં ઉથલપાથલ ચાલુ હોય ત્યારે સંભાળીને કામ લેવાની જરૂર રહે છે.

૭. વેપાર ઉદ્યોગની નાણાંની ભીડ ભાંગવામાં જેમ સહિયારા ભંડોળની બેંકો તથા શરાફો ઉપયોગી છે તેમ ખેતીની ભીડ શાહુકારો તથા સહકારી મંડળીઓ તથા સરકારની તગાવી અથવા ખેડૂતોને ધિરાતાં કરજ (લોન) ઉપયોગી છે.

**ખેતી માટે મૂડી**

૮. શાહુકારો ગામડાંઓમાં ધીરધારનો ધંધો કરે છે, અને ખેડૂતો-

-ની અનેક ભીડ ભાંગવામાં કામ આવે છે. ખેડૂત પાસે જ્યાંસુધી સ્થાવર મિલ્કત હોય ત્યાંસુધી શાહુકાર ખેડૂત શા માટે નાણાં લે છે તે જોતો નથી. તેની નજર ખેડૂતની જમીન તથા ઘર ઉપર હોય છે અને સારું વ્યાજ ઉપજાવે છે અને નાણાં ભરી ન શકે તો શાહુકાર ઘર ખેતર ગીરો લખાવી લઈ ખેડૂતનો ધણીરણી થઈ બેસે છે. આ વર્ગ પોતાનાં નાણાં ધીરે છે, કોઈ વખતે શરાફને ત્યાંથી લાવી ધીરે છે. એ વર્ગના લોકો ગામડાંમાં ધીરધાર સાથે બીજો વેપાર પણ કરે છે, અને આસામીઓનો પાક જળપના કરારથી ઓછા ભાવે મેળવી બજારમાં ઊંચા ભાવે વેચી નફો મેળવે છે. ખેડૂત દેવાદાર હોવાને લીધે ઘણી વખતે શાહુકારને ત્યાં પાક ઠાલવે છે, અને ખેડૂત જીવતો રહે તથા તેના કુટુંબીઓ મજૂરી કરવા હયાત રહે એટલું જ ખેડૂતના નસિબમાં રહે છે. આવા વર્ગ માટે ઇગ્લાંડના જેવો શાહુકાર ઉપર અંકુશ મૂકનારો કાયદો પસાર કરી, દેણદારોનો બચાવ કરવો જોઈએ. આવા શાહુકારોના ખેડૂત દેણદારો કરજમુક્ત થઈ શકે એટલા સારુ સરલ ગ્રામનાદારી કાયદો (Rural insolvency act) પસાર કરવા શાહી ખેતીવાડી કમિશને ભલામણ કરી છે.

**ગામડાંના શાહુકારના ગુણદોષ**

૯. શાહુકારોમાં કનિષ્ઠ વર્ગ પઠાણ શાહુકારોનો છે. જેમને કોઈ ન ધીરે તેમને પઠાણ ભયંકર વ્યાજ લઈ ધીરે છે અને ન્યાયની અદાલતનો આશરો ન લેતાં દમદાટીથી, બળજબરીથી તથા અનેક નિંદ્ય ઉપાયોથી પોતાનું લેણું વસૂલ કરે છે. આવા પઠાણ શાહુકારો ખાસ કરીને મિલના મજૂરો તથા ગામડાંના તદ્દન કંગાલ વર્ગ પાસેથી પોતાનું લેણું હપ્તાથી વસૂલ કરે છે. પઠાણ શાહુકારોનો ત્રાસ એટલો બધો વધી પડયો છે કે સરકારે તેમનાથી રૈયતનું રક્ષણ કરવા માટે તેમને હદપાર કરવા જોઈએ તથા કાયદો

**પઠાણ શાહુકારોનો ત્રાસ**

હાથમાં લઈ લેણું વસૂલ કરતાં અટકાવવા જોઈએ. પઠાણ શાહુકારોમાં જો કોઈ અશરાફ માણસો હોય તો તેમને માટે ખાસ નોંધણીનો કાયદો કરી અમુક શરતો પાળવાની ફરજ નાખવી જોઈએ. પરંતુ દંડાથી અથવા દમદાટીથી વસૂલ લેનારને તો સમાજના શત્રુ ગણી સખત સજા કરવી જોઈએ તથા હદપાર કરવા જોઈએ.

## સહકાર્ય

૧૦. ખેડૂતોને શાહુકારોના પંજામાંથી છોડાવવા માટે સહકારી મંડળીઓ સ્થાપન કરવામાં આવી છે. દક્ષિણ હિન્દમાં અન્યોન્ય સહાયક નિધિઓ પરાપૂર્વથી ચાલતા આવ્યા છે. તેનું બંધારણ સહકાર્યનાં તત્ત્વ ઉપર રચાયું હતું. અરસપરસ વારાફરતી નિધિની રકમનો ઉપયોગ દરેક સભ્ય કરતો અને હપ્તાથી નાણાં ભરી દેતો. ખેડૂતોના ઉદ્ધાર માટે સહકારી મંડળીઓ સ્થાપન કરવા સર વિલિયમ વેડરબર્ને આગ્રહ કર્યો હતો; અને ૧૯૦૪ માં 'ધી કો-ઓપરેટિવ ક્રેડિટ સોસાયટીઝ એક્ટ' પસાર થતાં સહકારી હિલચાલની શરૂઆત થઈ. કરકસર, સ્વાશ્રય, અને સહકારના ગુણ ઓછી આવકવાળા ખેડૂત, કારીગર તથા બીજા લોકોમાં ખીલવી તેમની નાણાં સંબંધી જરૂરિયાતોને પહોંચી વળવાનો હેતુ રખાયો હતો. શહેરના થોડી આવકના માણસો માટે પણ ક્રેડિટ સોસાયટી કાઢવાની છૂટ હતી. સહકારી મંડળીના સભ્યો એકબીજાને ઓળખે તથા વિશ્વાસ રાખી શકે તો જ પ્રયોગ સફળ થાય એમ હતું; તેથી એક જ કસ્બાના અથવા ગામડાના અથવા એકજ ગામડાના જૂથના રહીશ હોઈ એક જ ન્યાત અગર જાત અગર વર્ગના સભ્યો હોવા જોઇએ એમ ઠરાવવામાં આવ્યું હતું. ગામડાંની સહકારી મંડળીઓમાં ⅘ ખેડૂતો અને શહેરની સહકારી મંડળીઓમાં ⅘ બિનખેડૂતો હોવા જોઇએ, ગામડાંની મંડળીઓની અમર્યાદિત જવાબદારી રહે, શહેરની મંડળી મર્યાદિત જવાબદારીવાળી રાખવી હોય તો રાખી શકાય વગેરે ધોરણો સ્વી-

**સહકારી હિલચાલ**

કારવામાં આવ્યાં હતાં. મંડળીઓએ સભ્યો પાસેથી અનામતો લઈ, તથા બિનસભ્યો પાસેથી, સરકાર પાસેથી અને બીજી સંસ્થાઓ પાસેથી કરજ લઈ એ નાણાં સભ્યોને કરજ ધીરવામાં વાપરવાનાં હતાં. ગામડાંની મંડળીઓમાં નફો રહે તે રિઝર્વફંડ તથા વ્યાજનો દર ઘટાડવામાં વાપરવો અને વધે તો સભ્યોને બોનસ આપવાનું ઠર્યું હતું. શહેરની મંડળીઓએ ૨૫ ટકા નફો રિઝર્વ ફંડમાં લઇ જવાનો હતો. સરકારે ઉદારતાથી લોનો આપવાની હતી. ૧૯૧૨ માં આ કાયદામાં સુધારો થઈ કરજ ઉપરાંત બીજાં કેટલાંક કામો માટે પણ સહકારી મંડળીઓ સ્થાપવાની છૂટ અપાઈ, તોપણ સહકારી હિલચાલ મુખ્યત્વે નાણાં ધીરવાનું કામ કરે છે.

**૧૯૩૨ માં સ્થિતિ**

૧૧. ૧૯૩૨ના આંકડા પ્રમાણે આશરે ૯૪૦૦૦ ખેડૂતોની તથા ૧૦૦૦૦ બિનખેડૂતોની સહકારી મંડળીઓ છે. તેમાંથી પંજાબમાં ૨૦૦૦૦ છે. સભ્યોની સંખ્યા ૪૩ લાખ છે. પાંચ માણસનું એક કુટુંબ ગણવામાં આવે તો લગભગ ૨ કરોડ માણસોને સહકારી હિલચાલનો લાભ મળે છે, એમ કહી શકાય. આ મંડળીઓ સભ્યોની થાપણો, ભાગ (શેર), રિઝર્વ ફંડ મળી ૩૧ કરોડ રૂપિયા મૂડી ધરાવે છે. પ્રાંતિક અથવા સેન્ટ્રલ બેંકોમાંથી એટલી જ મૂડી મળી છે, અને બિનસભ્યોની થાપણો, બહારની જનતા તથા સરકાર પાસેથી બીજી એટલી જ રકમ મળી છે. એકંદરે ૯૩ કરોડ રૂપિયા મૂડી સહકારી મંડળીઓ વાપરે છે. પંજાબમાં આ હિલચાલનો સારો વિકાસ થયો છે, અને મુંબઈ ઇલાકો તે પછી આવે છે. આ મંડળીઓમાં જેમને કાંઇપણ ધીરાણ થઇ શકે એવા થોડી ઘણી મિલ્કતવાળા તથા શાખવાળા સભ્યો હોય છે. જે ખરેખર મિલ્કત ન હોવાને લીધે પૈસાની તંગી ભોગવે છે તથા કંગાળ છે તેમને આ હિલચાલનો લાભ મળવો મુશ્કેલ છે.

૧૨. ગામડાંની મંડળીઓ પોતાના ધીરાણ માટે પૂરતી રકમ

ઊભી કરી ન શકે, તેથી તેમને મદદ કરવા જિલ્લાઓમાં સહકારી સેન્ટ્રલ બેંકો સ્થાપી શહેરમાંથી થાપણુ મેળવી મંડળીઓને ધિરાય છે. એ જ ધોરણે મૂડી વધારે પ્રમાણમાં પૂરી પાડવા માટે પ્રાંતિક સહકારી બેંકો સ્થપાઈ છે. આખા દેશ માટે એવી જ રીતે અખિલ ભારત સહકારી બેંક ટોચ ઉપર સ્થાપવી જોઇતી હતી, તેમ હજુ બન્યું નથી, પણ પ્રાંતિક બેંકોનું મંડળ સ્થાપવામાં આવ્યું છે, અને રિઝર્વ બેંકના નવા કાયદા પ્રમાણે તેમાં સહકારી શાખા ખોલવામાં આવી છે.

**સહકારી બેંકો**

૧૩. ગામડાંની મંડળીઓની અમર્યાદિત જવાબદારી હોવાથી સભ્યોની પસંદગી ખાસ કાળજીથી થવી જોઈએ; કારણુ શાખ વગરના માણુસ કરજે લે ને ન ભરે તો બાકીના સભ્યો તે માટે જવાબદાર રહે છે. પરંતુ મંડળીઓની સંખ્યા વધારવા તથા સભ્યો-ની સંખ્યા વધારવાના ધ્યેય તરફ પહોંચવાની ઉતાવળમાં સભ્યોની પસંદગી ઉપર ઓછું લક્ષ અપાયું છે. અને મંડળીઓને તથા સભ્યોને ઘણું સહન કરવાનો પ્રસંગ આવ્યો છે. ખેતીની જરૂરિયાતો ખેતીના સુધારા, બી, ખાતર, બળદ ખરીદવા તથા ઓજારો ખરીદવા માટે નાણાં લઇ તે કામે વપરાય તો ઉત્પાદક કામે મૂડી વપરાઈ એમ મનાય પણુ ખેડૂતને તે સિવાય લગ્ન, સીમંત, મરણુના વરા વગેરેના ખર્ચ કાઢવા તેમજ જૂનું દેવું ભરવા માટે નાણાંની જરૂર પડે છે. તે અનુત્પાદક કારણુ માટે ગણાય; તેથી કેટલાક એમ કહે છે કે સભ્ય કયા કારણુ માટે નાણાં માગે છે તે ઝીણવટથી જોઇ તે જે ઉત્પાદક કામ માટે માગે છે તે કામે વપરાય છે કે નહિ તે ઉપર યોગ્ય લક્ષ આપવું જોઇએ. સભ્યને કરજ કામની પ્રગતિ પ્રમાણે હપ્તાથી અપાય તો કદાચ જે તે કામે વપરાવા સંભવ છે. આ સામે એવી ટીકા થઈ શકે કે જો સહકારી મંડળીઓ ખેડૂતોની બધી

**ફત્તેહની શરતો**

જરૂરિયાતો માટે નાણાં ન ધીરી શકે તો તેમને અનુત્પાદક કારણો માટે શાહુકારો પાસેથી ભારે વ્યાજે કરજ કાઢવું પડશે અને સહકારી મંડળીઓનો ખેડૂતોને શાહુકારોના પંજામાંથી છોડાવવાનો હેતુ માર્યો જશે. સહકારી મંડળીઓ જો પોતાના સભ્યો પાસે લગ્ન મરણ, સીમંત વગેરે પ્રસંગે અનુત્પાદક ખર્ચ ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવે તથા એવા સુધારા માટે ખૂબ પ્રચાર કામ કરે તો અનુત્પાદક કરજ શાહુકારો પાસેથી લેવાનો પ્રસંગ જવલ્લે જ આવશે; પરંતુ તે સિવાય જે ખર્ચ અનુત્પાદક છતાં સમાજમાં ઓછામાં ઓછો અમુક પ્રમાણમાં કર્યા વગર છૂટકો ન હોય તેવા ખર્ચને પહોંચી વળવા માટે સહકારી મંડળીએ કરજ આપવા તૈયારી રાખવી જોઇએ, અને સભ્યને શાહુકારોના પંજામાં જવાની ફરજ ન પાડવી જોઈએ.

**ટૂંકી મુદતનું કરજ ધિરાય**

૧૪. પ્રાંતિક બેંકિંગ કમિટીઓ એકમતે કહે છે કે ખેડૂતોની સહકારી મંડળીઓએ ૩ વરસથી વધારે લાંબી મુદત માટે કરજ સભ્યને ન આપવું જોઇએ; લાંબી મુદત માટે કરજ ધીરવાનું કામ સહકારી જમીન ગીરો રાખનારી પેઢીઓએ કરવું જોઇએ.

**સેન્ટ્રલ બેંન્કો વગેરે**

૧૫. ૧૯૧૨ ના કાયદાથી પ્રાથમિક સહકારી મંડળીઓને પૈસા પૂરા પાડવા માટે દરેક જિલ્લા માટે સેન્ટ્રલ કોઓપરેટિવ બેંક કાઢવાની છૂટ અપાઇ ૧૯૩૨ના જૂન આખરે ૫૯૫ આવી બેંકો હતી. આવી બેંકો ત્રણ પ્રકારની છે: (૧) જેના સભ્ય ફક્ત વ્યકિતઓ હોય; (૨) જેના સભ્ય ફકત સહકારી મંડળીઓ જ હોય; (૩) જેના સભ્ય વ્યકિતઓ તેમ જ સહકારી મંડળીઓ હોય. હિન્દમાં મોટા ભાગે ત્રીજા પ્રકારની સેન્ટ્રલ બેંકો છે. ઉત્તર હિન્દુસ્તાનમાં બીજા પ્રકારની ને દક્ષિણ હિન્દુસ્તાનમાં ત્રીજા પ્રકારની વધારે છે. સેન્ટ્રલ બેંકો શેર, રિઝર્વફંડ, અનામતો (થાપણો) તથા કરજ (લોન) મેળવીને મૂડી ઊભી કરી કામ કરે છે. સેન્ટ્રલ બેંકોની શેરથી ભરાયેલી

થાપણ ૩ કરોડ અને રિઝર્વ ૨૧ કરોડ ૧૯૩૨માં હતાં. પ્રાથમિક ખેડૂત સહકારી મંડળીઓની શેર થાપણ લગભગ ૪૩૯ લાખ, તથા રિઝર્વ ૭૨૦ લાખ હતાં. તેમાં સભ્યોની અનામત ઉમેરવામાં આવે તો લગભગ ૧૫ કરોડ રૂપિયાની મંડળીઓની પોતાની માલેકીની મૂડી થાય. બાકીની ૨૦ કરોડ મૂડી બિન સભ્યોની અનામતો તથા કરજ કાઢીને મેળવેલી હતી. સેન્ટ્રલ બેંકોની અનામત થાપણો ૧૯ કરોડ ઉપરાંત હતી. એ બેંકોએ સરકાર પાસેથી ૫૬ લાખ રૂપિયાનું કરજ મેળવ્યું હતું. સહકારી બેંકો તથા પ્રાંતિક બેંકો પાસેથી ૩.૭ કરોડ રૂપિયા કરજ કાઢયું હતું. સેન્ટ્રલ બેંકોએ એકંદર ૩૧ કરોડ રૂપિયા (Working Capital) ઉપર ૫૨ લાખ રૂપિયા ચોખ્ખો નફો કર્યો હતો. આ બેંકોએ લાંબી મુદત માટે પ્રાથનિક મંડળીઓને નાણાં ધીરવાં ઠીક નથી એવો નિષ્ણતોનો અભિપ્રાય છે.

**પ્રાન્તિક બેંકો—બંધારણ**

૧૬. સંયુક્ત પ્રાંતો સિવાય હિન્દના દરેક મુખ્ય પ્રાંતમાં પ્રાંતિક સહકારી બેંકો છે. બર્માની બેંક ફડચામાં ગઈ છે. અને વાયવ્ય સરહદ પ્રાંતમાં એવી બેંક નથી. બ્રિટિશ હિન્દનાં સાત પ્રાંતિક પેઢીઓ તથા મૈસૂર તથા હૈદ્રાબાદ રાજ્ય દરેકમાં એક એક પ્રાંતિક પેઢી છે. આ બેંકોનો હેતુ જે તે ઈલાકા કે પ્રાન્તની સેન્ટ્રલ બેંકો (મધ્યસ્થ જિલ્લા સહકારી પેઢીઓ) ના અરસપરસ કામનો સુમેળ સાધવા (Co-ordination) નો તથા નાણાં સંબંધે પ્રાંતીકરણ કરવાનો છે. પ્રાંતિક બેંકોમાં ઘણે ભાગે સભ્ય તથા વ્યવસ્થાપક મંડળમાં વ્યકિતઓ તેમ જ સેન્ટ્રલ બેંક તથા પ્રાથમિક સહકારી મંડળીઓના પ્રતિનિધિઓ હોય છે. પંજાબ તથા બંગાળામાં સભ્ય તથા વ્યવસ્થાપકમાં ફકત મધ્યસ્થ જિલ્લા બેંક તથા પ્રાથમિક મંડળીઓ હોઈ શકે છે. પંજાબમાં સહકારી મંડળીઓનો નોંધણી અધિકારી હોદ્દાની રૂઇએ સભ્ય તરીકે રહે છે. બંગાળામાં પ્રાંતની ત્રણ મોટી વ્યકિતઓને વ્યવસ્થામાં દાખલ કરવામાં આવે

છે. પ્રાંતિક બૅંકોના ડાયરેકટરોમાં સહકારી બૅંકો તથા મંડળીઓના પ્રતિનિધિઓ વધારે પ્રમાણમાં રહે છે. પ્રાંતિક પેઢીઓને લીધે ઇલાકાના કે પ્રાંતના મુખ્ય સ્થળે નાણાબજાર સાથે સહકારી હિલચાલનો સંબંધ જોડાય છે, પણ સિદ્ધાંત તરીકે સેન્ટ્રલ બૅંકોએ પ્રાંતિક બૅંક મારફત બહારની શરાફી સંસ્થાઓ સાથે સંબંધમાં આવવું જોઇએ, જોકે વ્યવહારમાં તેમાં કેટલાક અપવાદ દાખલ થયા છે. ફકત પ્રાંતિક બૅંક સાથે જ સેન્ટ્રલ બૅંકો મુંબઇ ઇલાકામાં સંબંધ રાખે છે, જ્યારે મદ્રાસ, બંગાળ અને પંજાબમાં સેન્ટ્રલ બૅંકોને ઇમ્પીરિયલ બૅંક ઑફ ઇંડિયા સાથે બારોબાર વ્યવહાર કરવા પરવાનગી છે. સેન્ટ્રલ બૅંકોને એક બીજાને ધીરાણુ કરવા મનાઇ છે. પ્રાથમિક સહકારી મંડળીઓ સાથે પ્રાંતિક પેઢી સીધો સંબંધ રાખી શકતી નથી, સેન્ટ્રલ બૅંક મારફત સંબંધ રાખી શકે છે. મુંબઇની પ્રાંતિક પેઢીએ જ્યાં સેન્ટ્રલ બૅંકો નથી એવા પ્રદેશમાં ૩૦ શાખાઓ કાઢી છે. દરેક શાખાને મદદ કરવા સ્થાનિક સલાહ-કાર મંડળ હોય છે ને તેમાં સહકારી મંડળીઓના ચૂંટાયેલા પ્રતિનિધિઓ હોય છે.

**પ્રાંતિક સહકારી બૅંકોનો વ્યવહાર**

૧૭. પ્રાંતિક બૅંકોની ચાલુ મૂડી સહકારી મંડળીઓની તથા લોકોની જમા રહેતી અનામતમાંથી ઘણે ભાગે મળે છે. તેથી અમુક પ્રમાણમાં જેનાં તરત નાણાં થઇ શકે એવા સ્વરૂપમાં બૅંકોની મૂડી રાખવા કેટલાક નિયમ અમલમાં મુકાયા છે, દરેક પ્રાંતિક સહકારી બૅંકે પોતપોતાની સગવડ પ્રમાણે અમુક મુદ્દત ઉપરાંત માટે ધીરાણુ નહિ કરવાનું ઠરાવ્યું છે. એ બૅંકો ઘણે ભાગે જાહેર પ્રજાના ચાલુ ખાતાનો વહીવટ પણ રાખે છે. પ્રાંતિક બૅંકોની કુલ મૂડી ૧૯૩૨માં લગભગ પાંચેક કરોડની હતી. આ બધી પ્રાંતિક બૅંકો ઇમ્પિરિયલ બૅંક સાથે સંબંધ રાખે છે. અને તારણુ આપીને જરૂરી નાણાં ઉધાર મેળવે છે. કો-ઓપરેટિવ

પેપર (સહકારી હૂંડીઓ વગેરે કીમતી કાગળિયાં) ઉપર પ્રથમ ઇમ્પિરિયલ બેંક નાણાં પ્રાંતિક પેઢીઓને ધીરતી, પણ છેલ્લા થોડા વખતમાં તેમાં ફેરફાર થઇ એ હક્ક પાછો ખેંચી લેવાયો છે. ફક્ત પંજાબમાં એ હક્ક કાયમ છે. હવે તો હિન્દુસ્તાન સહકારની પ્રોમિસરી નોટો તારણમાં આપે તો જ ઇમ્પિરિયલ બેંક સહકારી પ્રાંતિક બેંકોને ધીરે છે, તેથી મોસમમાં પૂરતાં નાણાં મેળવીને નાણાંભીડ દૂર કરવાની સગવડ ઘટી છે; વગર ખર્ચે નાણાં એક જગ્યાથી બીજે ઠેકાણે મોકલવાનો હક્ક સહકારી સંસ્થાઓ ભોગવે છે, પણ હૂંડિયામણ મળ્યું હોય તો તેવો હક્ક ન ભોગવવા દેવા હિન્દી સરકારે ઠરાવ્યું છે. આ હક્ક લઈ ન લેતાં કાયમ રાખી જે પ્રદેશમાં સહિયારા ભંડોળની બેંકો જઇ શકે તેમ નથી એવા ગ્રામપ્રદેશની સગવડ સાચવવા તથા જાહેર સેવા કરવા દેવા પ્રાંતિક પેઢીઓ માગણી કરે છે. આ હક્ક ટાયમ રહે તો ગામડાંની પ્રજા ચેક વગેરે વાપરતાં શીખશે એવી પણ દલીલ કરવામાં આવે છે.

**સહકારી મંડળીઓની ખામીઓ**

૧૮. સહકારી મંડળીઓની તપાસણી ખામી ભરી છે એમ હિન્દી બેંકિંગ કમિટી કહે છે. પૈસા તત્કાલ મુદતસર વસૂલ કરવામાં પણ સહકારી મંડળીઓ પછાત રહી છે, અને ચાલુ મંદીને લીધે સ્થિતિ બગડી ગઈ છે. ૧૯૩૨ માં એકંદર મૂડીના ૩૩ ટકા એટલે ૧૧॥ કરોડ ઉપરાંતની રકમ મુદત થયા છતાં વસૂલ આવવાની બાકી હતી. વ્યક્તિઓને આપેલી લોનોના રૂ. ૨૯ કરોડ પૈકી ૪૦ ટકા વસૂલ આવવાના બાકી હતા, ભાવ તૂટવાને લીધે સ્થિતિ વધુ બગડી છે, અને આખી સહકારી હિલચાલની ઇમારત જોખવાઇ છે. સભ્ય નાણાં ભરી શકશે નહિ તેનો વિચાર કર્યા વગર અનુત્પાદક સામાજિક તથા ઘરગથ્થુ કામ માટે લોનો આપવાથી, ખેતીમાં નફો ન રહેવાથી, જૂનું કરજ આપવામાં લોન વપરાવાથી વગેરે કારણોને લીધે તેમ જ લગભગ દરેક

સભ્ય મંડળીમાંથી કરજ લેતો હોવાથી તેઓ અરસપરસ જામીન થઇ લોન શા કામે વપરાય છે તે ઉપર દેખરેખ રાખી શકે, એવી સ્થિતિ નહિ હોવાથી આ ગંભીર પરિસ્થિતિ ઊભી થઇ છે. સ્વાભાવિક ધીરધારની પદ્ધત દાખલ કરતાં નાણાં ઓછાં જોખમાય છે, પણ સહકારી તત્ત્વ ઘટી જતાં મંડળી એક ધંધાદારી ધીરધાર કરનારી પેઢી બનવા માંડે છે.

## લેન્ડ મોરગેજ બેંકો

**જમીન ગીરો રાખી ધીરધાર કરનારી સહકારી પેઢીઓ**

૧૯. ખેડૂતોને જૂના કરજમાંથી મુકત કરવા માટે, કાયમના ખેતીના સુધારા દાખલ કરવા માટે લાંબી મુદતના કરજની જરૂર છે, અને એ કરજ લેન્ડ મોરગેજ બેંક મારફત ધીરી શકાય. જમીન ગીરો રાખીને લાંબી મુદતનાં કરજ ધીરનારી પેઢીઓ સહકારી તત્ત્વ ઉપર કાઢેલી હોય તો ખેડૂતોનું હિત સચવાય. જોકે કેટલાક કહે છે કે ધીરધારનો ધંધો કરનારા શાહુકારો સહકારી મંડળીઓમાં તથા જમીન ગીરો રાખનારી સહકારી બેંકોમાં જોડાય તો વધારે પ્રવીણ માર્ગદર્શક મળે અને કામ સારું થાય. મધ્યસ્થ બેંકિંગ કમિટી જૂના કરજનો નિકાલ મરજિયાત રીતે અને જરૂર હોય તો ફરજિયાત રીતે કરવા કાયદો પસાર કરવા ભલામણ કરે છે, તેમ સરળ નાદારીનો કાયદો આમ જનતા માટે પસાર કરવાની જરૂર જુએ છે. તેમ થાય તો ખેડૂત કરજમુક્ત થતાં તેની બધી જરૂરિયાતોને સહકારી મંડળીઓ પહોંચી વળે અને તેને ફરી શાહુકારોનું મોઢું ન જોવું પડે. હાલમાં કેટલાક પ્રાંતોમાં ખેડૂત ઋણરાહત કાયદા પસાર થઈ કરજ સમાધાન મંડળો મારફત દેવાંનો નિકાલ કરવા પ્રયત્ન થાય છે.

૨૦ ખેતીનો ધંધો એક નફાકારક ઉદ્યોગ બનાવવા માટે, ખેતીવાડીમાં કાયમના સુધારા કરવા માટે લેન્ડ મોરગેજ બેંક લાંબી

**આવી બેંકોનું કાર્યક્ષેત્ર**

મુદતનું ધીરાણુ કરી શકે. લેન્ડ મોરગેજ બેંકની મૂડી તથા વ્યાજ માટે સરકારી બાંહેધરી સાથે સહકારી તત્ત્વ ઉપર શેર ભરાય. તેમ બહારના લોકો પાસે શેર ભરાવાય અને સરકારી જામીનગીરી સાથેના ડિબેન્ચર બોન્ડ લાંબી મુદતનાં કાઢી જરૂરી મૂડી મેળવી, ખેડૂતોની જમીન ગીરો રાખી બેંક નાણાં ધીરી શકે. એવી બેંકો જૂજ પ્રમાણમાં નીકળી છે, પણ તેના વિકાસ માટે ક્ષેત્ર વિશાળ છે. ખેતીનો ઉદ્યોગ નફાકારક બનાવવાની વાતને અગ્રત્વ આપી, જૂનાં દેવાં પતવવાની વાત ગૌણ ગણવા કેટલાકનું કહેવું છે. પણ હિન્દી મધ્યસ્થ શરાફી તપાસ કરનારી સમિતિ જૂના દેવાના નિકાલને વધારે મહત્ત્વ આપે છે. આ કામ માટે મદ્રાસ ઈલાકાના ધોરણે સેન્ટ્રલ લેન્ડ મોરગેજ બેંકો સ્થાપવી પડશે. પ્રાંતિક પેઢીઓ કાયમને માટે મધ્યસ્થ જમીન ગીરો રાખનારી સરકારી પેઢીનું કામ નહિ કરી શકે. આવી બેંકો સરકારની મદદ વગર કામ નહિ કરી શકે; તેથી બેંકના ડિબેચન્રો તથા મુદલ (ગીરો કરજ ખતો)નું વ્યાજ આપવામાં આવશે એવી સરકાર ખાત્રી આપે અને પોતે પણ ખરીદે એ જરૂરનું છે. મિ. મનુ સુબેદાર તો એવી ખાનગી બેંકો નીકળે તોપણ તેમાં વાંધો જોતા નથી. લેન્ડ મોરગેજ બેંકોનું કાર્યક્ષેત્ર બહુ સંકુચિત ન રહેવું જોઈએ. સરકારે આવી બેંકો ઉપર અંકુશ તથા નિર્બંધ રાખવા માટે રિઝર્વ બેંકમાં એને લગતી શાખા ખોલવી પડશે.

**લેન્ડ મોરગેજ બેંકના લાભ**

૨૧. જમીન ગીરો રાખવાનું કામ કરનારી સહકારી બેંકો નીકળતાં શાહુકારોના પંજામાંથી ખેડૂતોને બચાવી તેમની જમીનો તથા ઘર વગેરે સ્થાવર મિલ્કત શાહુકારોને ત્યાંથી છોડાવી શકાશે અને ભવિષ્યમાં એ મિલ્કત શાહુકારોને કબજે ન જાય એવી વ્યવસ્થા થઇ શકશે. લેન્ડ મોરગેજ બેંક દેવામાં ગળા સુધી

ડૂબેલા હોવાને લીધે ઘર તથા જમીન શાહુકારોને લખી આપનાર ખેડૂતોને ભાગ્યે જ બચાવી શકશે, પણ જેઓ તદ્દન એવી સ્થિતિમાં આવી પડયા નથી તેમનો બચાવ કરી શકશે. બાકીના તો સરળતાથી નાદારી લે ને કરજમુક્ત થાય અથવા જૂના દેવાનો ફરજિયાત ઘણી ઓછી રકમે નિકાલ થાય તો જ જીવનમાં આશાવંત તથા ઉત્સાહી બને. મિ. મનુ સુબેદાર આવી બેંકોમાં ખેડૂત ખાતેદારના જામીન (ગૅરંટર) તરીકે રહેવા ખુશી હોય એવો શાહુકારોનો વર્ગ રાખવા ઇચ્છે છે, પણ એ પ્રમાણે કરવામાં ખેડૂતોનું હિત સચવાશે કે કેમ એ સંશયયુકત છે. આવા ગૅરંટરે બૅંકમાં નાણાં મૂકવાં પડે ને તેના પાંચ પટ સુધી તેની ભલામણ મેળવનાર આસામીને બંક ધીરાણ કરે એમ મિ. સુબેદારનું કહેવું છે. ગૅરંટરને ૧ થી ૧ા ટકો મળતો હોય તો શાહુકાર ગૅરંટર થવા ખુશી રહેશે એમ તે માને છે; પરંતુ શાહુકારો આવી બૅંકોને પોતાની હરીફ ગણતા હોવાથી કેટલે અંશે સહકાર કરશે એ શક પડતું છે. વ્યાજના દર ઘટે એ જરૂરનું છે ને તે માટે આવી બૅંકોનો વિસ્તાર સર્વત્ર થવો જોઈએ.

## બીજી સહકારી પ્રવૃત્તિઓ

**ધીરાણ સિવાયનું કામ કરનારી સહકારી મંડળીઓ**

૨૨. ધીરાણ સિવાયના કારણે સહકારી મંડળીઓ હોઈ શકે. અને તેવી મંડળીઓમાં માલ ખરીદ તથા વેચાણ કરનારી સહકારી મંડળીઓ, ખેતીની જમીનના ટુકડા એકત્ર કરનારી મંડળીઓ, ખેતીની જમીનને પાણી પાવા માટે સાધન કરનારી મંડળીઓ, દૂધાળાં ઢોર રાખી દૂધ–માખણ વેચનારી મંડળીઓ, ગ્રામપુનર્ઘટના મંડળીઓ, વધુ સારું જીવન ગાળવા માટે મંડળીઓ, કેળવણી સંબંધી મંડળીઓ, મેલેરિયાના નાશ માટે મંડળીઓ, બચત મંડળીઓ, પરસ્પર વીમો ઉતારનારી મંડળીઓ, સભ્યોના વાપરનો માલ જથ્થાબંધ ખરીદીને વેચનારી મંડળીઓ, ઉત્પાદન કરનારી મંડળીઓ, સહકારી ઘર બાંધનારી મંડળીઓ,

વગેરે અનેક પ્રકારની સહકારી સંસ્થાઓની પ્રવૃત્તિઓ શરૂ થઈ છે; પણ તેમનો ધીરાણ સાથે સંબંધ નહિ હોવાથી અત્રે વધારે વિવેચન કરવાની જરૂર રહેતી નથી.

**બીજી સહકારી પ્રવૃત્તિઓ**

૨૩. મુંબઈમાં ૧૯૨૫માં સહકારી મંડળીઓ સંબંધે નવો કાયદો અમલમાં આવ્યો છે. તે મુજબ "વધારે સારુ જીવન, વધારે સારા ધંધા તથા વધારે સારા ઉત્પાદન" નો હેતુ પાર પાડવા માટે સહકારી હિલચાલનો ઉપયોગ કરી શકાય છે. અસાધારણ મંદીને લીધે ઊભી થયેલી ભયંકર પરિસ્થિતિનો ઉકેલ કાઢવા ૧૯૩૪ના જાનેવારીમાં અખિલ ભારત સહકારી પરિષદ સરકારે ભરી હતી. તેણે આખા દેશને લાગુ પડે એવો કોઓપરેટીવ સોસાયટીઝ એકટ પસાર કરી એક કરતાં વધારે પ્રાંતોમાં કામ કરતી અખિલ ભારત સ્વરૂપની સહકારી સંસ્થાઓ નોંધવાની સવડ આપવા ભલામણ કરી છે. તે જ પ્રમાણે જમીન ગીરો રાખનારી પેઢીઓની યોજનાનો અમલ વધારે સારા પ્રમાણમાં કરવા માટે ડિબેન્ચરોની મૂડી તથા વ્યાજની ગેરંટી (ખાત્રી) સરકારે આપી મધ્યસ્થ સરકારમાં મધ્યસ્થ સહકારી બોર્ડની સ્થાપના કરવા પરિષદે જણાવ્યું છે. આમ થવાથી જુદા જુદા પ્રાંતના અનુભવની આપ લે થશે અને દરેક પ્રાંતને માર્ગદર્શક સૂચનાઓ મળતાં સહકારી હિલચાલ સંગીન તથા વધુ મજબૂત બનશે.

**ધીમે ધીમે વધુ વિકાસ થશે**

૨૪. સહકારી મંડળીઓના સભ્યોની સંખ્યા જોતાં ખેડૂત પ્રજાના ફક્ત દશમા ભાગને આ હિલચાલ સ્પર્શી શકે છે. તેથી ખેડૂત અગર બિનખેડૂત શાહુકારોની જગ્યા નજીકના ભવિષ્યમાં સહકારી મંડળીઓ પૂરેપૂરી રીતે લઈ શકશે એમ માનવું મુશ્કેલ છે, પરંતુ હિન્દનું ઉદ્યોગીકરણ વધારે જોરથી થતાં શાહુ-

કારો પોતાની મૂડી ધીરધારના ધંધામાંથી ધીમે ધીમે ખેંચી લઈ ઇંગ્લાંડ માફક વેપાર–ઉદ્યોગોમાં તથા વેપાર–ઉદ્યોગને વિકસાવતી બેંકોમાં વધારે પ્રમાણમાં રોકશે એ સંભવિત છે.

## સહિયારા ભંડોળની શરાફી પેઢીઓ

### ઇમ્પિરિયલ બેંક ઑફ ઇંડિયા

**ઇલાકા બેંકો**

૨૫. હિન્દમાં સહિયારા ભંડોળની શરાફી પેઢીઓની શરૂઆત મુંબઈ, મદ્રાસ, અને બેંગાલની ઇલાકા બેંકોથી થઈ છે. ૧૮૬૨ પહેલાં એ બેંકો નોટો કાઢી શકતી, પણ સરકારનો સીધો અંકુશ હતો અને કયું કામ કરવું તે સંબંધે સખત બંધનો નાખવામાં આવ્યાં હતાં. ૧૮૬૨માં એ બેંકોનો નોટો કાઢવાનો હક્ક લઇ લેવાયો, પણ સરકારના આડતિયા તરીકે પેપર કરન્સીનું કામ કરવાની સત્તા તેમને આપવામાં આવી, તથા સરકારી સિલકનો ઉપયોગ કરવાની છૂટ આપી, ઇલાકાના મુખ્ય શહેરમાં તથા બેંકની શાખાવાળા ગામે સરકારની તિજોરીના કામનો વહીવટ આ બેંકોને સોંપવામાં આવ્યો; બેંકોની પ્રથમની સનદોમાંની સખત શરતો ઢીલી કરવામાં આવી પણ સરકારનો અંકુશ કાયમ રહ્યો. ૧૮૬૬માં સરકાર તથા બેંકો વચ્ચેના કરારમાં ફેરફાર થયા અને પેપર કરન્સી (નોટો) નો વહીવટ આ બેંકો પાસેથી કાઢી લઈ પૂર્ણ રીતે સરકારે પોતાના હાથમાં લીધો. ૧૮૭૬માં નવા પ્રેસિડન્સી બેંક એકટથી પ્રથમનાં ઘણાંખરાં બંધનો ફરી દાખલ થયાં. તેમાં મુખ્યત્વે દેશપરદેશ સાથેના વેપારને અંગે પરદેશી હૂંડિયામણનો ધંધો કરવાની મનાઇ, હિન્દ બહાર આપવી પડે એવી અનામત થાપણો લેવાની મનાઇ, છ માસ કરતાં વધારે મુદત માટે નાણાં નહિ ધીરવાનું બંધન, સ્થાવર મિલ્કતના તારણ કે ગીરો ઉપર નાણાં ધીરવાને પ્રતિબંધ, બે કરતાં ઓછાં સ્વતંત્ર નામવાળી પ્રોમિસરી નોટો ઉપર નાણાં ન ધીરવાનું ફરમાન, તારણ તરીકે માલ ઉપર માલેકી આપનારાં દસ્તાવેજો બેંકને આપ્યા

સિવાય માલના તારણ ઉપર નાણાં ધીરવા સામે પ્રતિબંધ એ મહત્ત્વનાં બંધનો હતાં. પરંતુ હવે સરકારે પોતાનો સીધો અંકુશ ઉઠાવી લીધો અને સરકારી ડાયરેકટરો નીમવાનું બંધન દાખલ કરી પોતાના શેરોની વ્યવસ્થા કરી. સરકારી સિલકનો પૂરો ઉપયોગ કરવાનો હક્ક બંધ પડયો અને ઇલાકાના મુખ્ય સ્થળે સરકારે રિઝર્વ ટ્રેઝરી સ્થાપન કરી તેમાં સરકારી સિલક રાખવા માંડી અને ફક્ત પરિમિત પ્રમાણમાં બેંકોને સરકારી સિલકનો ઉપયોગ કરવા દેવામાં આવ્યો. વિશ્વયુદ્ધ દરમ્યાન સરકારે પોતાના ખજાનાને બદલે નાણાબજારને મદદ કરવા માટે પોતાની સિલક વધારે પ્રમાણમાં ઇલાકાના મુખ્ય સ્થળે આવેલી ઇલાકા બેંકોની મુખ્ય ઓફિસમાં રાખવા માંડી.

**"ઇમ્પીરિયલ બેંક ઓફ ઇન્ડિયા"**

૨૬. ઇલાકાની ત્રણે બેંકોને એકત્ર કરી આખા હિન્દ માટે એકજ શાહીબેંક સ્થાપન કરવાનો વિચાર જો કે લાંબા વખતથી ચાલતો હતો, પણ લડાઇના અનુભવને લીધે બેંકોને એ માર્ગના લાભનું વિશેષ ભાન થયું ને તેમણે સંગઠિત પ્રયત્ન કરતાં ત્રણે પ્રેસિડન્સી બેંન્કોનું જોડાણ કરી ૧૯૨૦માં નવો કાયદો પસાર કરી "ઇપિરિયલ બેંક ઓફ ઇંડિયા" એ નામથી એક મહાન અખિલ ભારત શરાફી સંસ્થા અસ્તિત્વમાં આવી. બેંકની શેર મૂડી ૧૧૨ કરોડની છે, તેમાંથી નીમે રકમ વસૂલ થયેલી છે, ને નીમે રકમની જવાબદારી શેર–હોલ્ડરો ઉપર કાયમ છે. રિઝર્વ ફન્ડ ૫૪૭૫ લાખ છે. ૧૯૩૬ના ફેબ્રુઆરીની તા. ૨૧ મીએ ફિક્સ્ડ ડિપોઝિટ, સેવિન્ગ્ઝ બેંક, કરન્ટ તથા બીજા એકાઉન્ટમાં ૭૭,૯૬, ૬૯,૦૦૦, રૂપિયા જમે હતા; તથા ઇતર ૪૨,૯૯,૦૦૦ની જવાબદારી બેંકને માથે હતી. એજ તારીખે બેંક પાસે ૩૭,૪૩,૫૧,૦૦૦ની ગવર્નમેન્ટ સિક્યુરિટીઝ, ૧૫,૫૭,૦૦૦ની કાયદાથી અધિકૃત બીજાં ઇન્વેસ્ટમેન્ટનાં કાગળિયાં હતાં; લોન તરીકે ૩,૪૭,૨૮,૦૦૦ રૂપિયા બેંકે ધીર્યાં હતા; કેશક્રેડિટ તથા ઓવર ડ્રાફટમાં ૧૬,૯૫,૨૮,૦૦૦ રૂપિયા

રોકાયા હતા; ડિસ્કાઉન્ટ કરેલાં તથા ખરીદેલાં બિલ્સ (ઓફ એક્સ્ચેન્જ) માં ૩,૩૯,૩૫,૦૦૦ રૂપિયાનું રોકાણ બૅંકે કરેલું હતું; ડેડ સ્ટૉક રૂ, ૨,૩૧,૪૪,૦૦૦ રૂપિયાનું હતું; ઇતર રોકાણ રૂ, ૬૦,૮૩૦૦૦ હતું. રોકડ સિલકમાં બૅંક પાસે તેમ જ રિઝર્વ બૅંક ઓફ ઇન્ડિયામાં મળી રૂ. ૨૫,૯૨,૮૭,૦૦૦, અને બીજી બૅંકો પાસે રાખેલા રૂ. ૧૩,૫૫,૦૦૦ મળી રૂ. ૨૬,૦૬,૪૪,૦૦૦ બૅંક પાસે રોકડ સિલક હતી. બૅંક કયો ધંધો કરી શકે તે સંબંધે ૧૮૭૬નાં ધોરણો ઘણે ભાગે સ્વીકારવામાં આવ્યાં છે. પણ ગૌણ બાબતોમાં ફેરફાર છે. નવા કાયદાથી પહેલી જ વાર લંડનમાં ઓફિસ ખોલવાની તથા બૅંકના કામ માટે બૅંકની મિલ્કત ઉપર લંડનમાં કરજ કાઢવાની બૅંકને પરવાનગી મળી. પણ પ્રેસિડન્સી બૅંકોના પ્રથમના ગ્રાહકો સિવાય બીજાઓ પાસેથી લંડનમાં અનામત થાપણ લેવાની, કેશ એકાઉન્ટ (રોકડ ખાતાં) અથવા કેશ ક્રેડિટ (રોકડ ઉધાર ખાતાં) ઉઘાડવાની મનાઈ કરવામાં આવી. હિન્દી સરકાર તથા બૅંક વચ્ચે થયેલા કરારની રૂએ બૅંક સરકાર વતી તમામ પ્રકારનું શરાફી કામ કરે છે, તથા સરકારી સિલકનો વહીવટ કરે છે અને તેણે શાખાઓ ઠેરઠેર ઉઘાડી છે, તેમ જ અમુક મહેનતાણું લઈ સરકારી જાહેર કરજનો વહીવટ કરે છે. આ બૅંકના ઇલાકાના મુખ્ય સ્થળે સ્થાનિક બોર્ડ હોય છે અને અખિલ ભારત માટે મધ્યસ્થ બોર્ડ છે, ને તે મધ્યસ્થ વહીવટ કરે છે. બૅંકના ગવર્નરો સેન્ટ્રલ બોર્ડના સભ્ય હોય છે અને તેમાં બેથી વધારે નહિ એટલા મેનેજિંગ ગવર્નરો સેંન્ટ્રલ બોર્ડની ભલામણથી ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ (હિન્દી સરકાર) નીમે છે. સેન્ટ્રલ બોર્ડના સભ્યોમાં સ્થાનિક બોર્ડોના પ્રેસિડંટ (અધ્યક્ષ), વાઇસ પ્રેસિડંટ, તથા મંત્રીઓ, ચલણ અધિકારી, તથા સરકારે નીમેલા ચાર બિનઅમલદાર શખસો હોય છે.

૨૭. હિન્દી મધ્યસ્થ બૅંકિંગ કમિટીએ ઇમ્પિરિયલ બૅંકની

ઉપયોગિતા વધારવા માટે કરેલી સૂચનાઓમાં નીચે જણાવેલી સૂચનાઓ મહત્ત્વની છેઃ

**ઇંપિરિયલ બેંક સંબંધે બેંકિંગ કમિટીની ભલામણો**

(૧) ચેક તથા બિલનાં નાણાં વસૂલ કરવા માટે દેશી શરાફોનો આડતિયા તરીકે ઉપયોગ કરવો;

(૨) દેશી શરાફોની હૂંડીઓ વધારે છૂટથી વટાવવી (discount);

(૩) સહકારી બેંકોને કેશક્રેડિટ તથા ઓવરડ્રાફ્ટ સંગીન તારણ ( કો-ઓપરેટિવ પેપર ) ઉપર આપવાનું ચાલુ રાખવું.

(૪) બીજી સહિયારા ભંડોળની શરાફી પેઢીઓને જે શરતે નાણાં રવાના કરવા માટે સવલતો અપાય છે તે શરતે નાણાં રવાના કરવાની સવલતો સહકારી બેંકોને સહકારી કારણ સિવાય બીજા પ્રસંગે પણ આપવી'

(૫) વખારમાં રાખેલા ખેતીના માલ ઉપર નાણાં ધીરવાની નીતિ વધુ ઉદાર બનાવવી;

(૬) સોનાના દાગીના ઉપર નાણાં ધીરવાની હાલની પદ્ધતનો વધુ વિકાસ કરવો;

(૭) જર્મની માફક ઉદ્યોગોને વધુ ઉદારતાથી મદદ કરવી;

(૮) દેશ પરદેશના વેપારમાં પરદેશી હૂંડિયામણનું તમામ કામકાજ અમુક શરતોને પાત્ર રહીને કરવું;

(૯) રિઝર્વ બેંક સ્થપાતાં ઈંપિરિયલ બેંક ઉપરનાં બંધનો દૂર કરી બીજી વેપારનો વિકાસ કરનારી સહિયારા ભંડોળની બેંકો માફક બધું શરાફી કામ કરવાની તેને છૂટ આપવી, તથા લંડનના કામકાજ સંબંધે મૂકેલા પ્રતિબંધ દૂર કરવા;

(૧૦) જ્યાં રિઝર્વ બેંકોની શાખા ન હોય ત્યાં તેના આડતિયાનું કામ ઇંપિરિયલ બેંકની શાખાને સોંપવું;

(૧૧) ઇંપિરિયલ બેંકના વહીવટનું તથા મહેકમનું હિન્દીકરણ કરવું.

મિ. મનુ સુબેદાર પોતાના લઘુમતી રિપોર્ટમાં જણાવે છે કે: "હિન્દી બેંકો તથા હિન્દી ઘરાકો સાથે ઈંપિરિયલ બેંક સમાન વર્તન રાખતી નથી. એ બેંકની મૂડી પૈકી મોટો ભાગ પરદેશીઓની માલેકીનો છે અને મોટી જગ્યા ઉપર પરદેશીઓ છે. સમજુત અગર કાયદાથી મૂડી તથા વહીવટ હિન્દી બનાવવા સરકારે તજવીજ કરવી જોઈએ. તે સિવાય પરદેશીઓના હિત કરતાં દેશની ખેતી, ઉદ્યોગ તથા વેપારને વધારે મદદ કરવાનો દાવો જાહેર પ્રજામત સ્વીકારશે નહિ. સરકારના શરાફ તરીકે પરદેશીઓના અંકુશ નીચે રહેલી બેંક કામ કરે તે યોગ્ય નથી. ઈંપિરિયલ બેંકની વધુ શાખાઓ કાઢવી ખર્ચાળ છે. ઇંપિરિયલ બેંકની શાખાઓને લીધે બીજી હિન્દી સહિયારા ભંડોળની બેંકોને ખમવું પડે છે. જિલ્લામાંથી નાણાં થાપણ તરીકે ઈલાકાનાં નાણાંબજારમાં લઈ જવા સામે ટીકા થાય છે. એક્સ્ચેન્જ બેંક (પરદેશી બેંકો) તથા ઈંપિરિયલ બેંક વચ્ચે મીઠો સંબંધ રહે છે. ઇંપીરિયલ બેંકને રિઝર્વ બેન્કની સ્થાપના પછી સામાન્ય સહિયારા ભંડોળની હિન્દી બેંકોથી વધારે હક્ક ન આપવા જોઈએ."

ઈંપિરિયલ બેંક ઑફ ઇંડિયા સ્થાપન થવાને લીધે પ્રથમની જુદી જુદી પ્રેસિડન્સી બેંકોના વખતમાં સ્થાનિક સ્થિતિ અનુસાર બેંકોનો દર કોઈ ઈલાકામાં ઓછો રહેતો તે હવે બધે સરખો રહે છે, ને ઓછે દરથી નભાવી શકે એવા પ્રાંતના લોકો તથા શરાફી પેઢીઓને વિનાકારણ વધારે દર આપવો પડે છે એવી પણ એક ફરિયાદ છે. રિઝર્વ બેંક ઑફ ઈંડિયા અસ્તિત્વમાં આવતાં ઇંપિરિયલ બેંકને ખાસ હક્ક આપવાની જરૂર રહેશે નહિ અને સહિયારા ભંડોળની બીજી હિન્દી બેંકો માફક તેને નોંધી એ બેંકોની મુખી તરીકે તે કામ કરે તો હિન્દી શરાફી ધંધાને તથા વેપાર—ઉદ્યોગ તથા ખેતીને ફાયદો થશે. ઇંપિરિયલ બેંક માટે સ્વતંત્ર કાયદો પસાર થયો છે. તે રદ કરવામાં આવે અને સામાન્ય કાયદા પ્રમાણે તેને નોંધીને બીજી બેંકો માફક તેને ગણવામાં આવે તો તેમાં ખોટું

નથી. પરંતુ સ્થાપિત હિત તરીકે સરકાર તેમ નહિ કરે અને ઇંપિરિયલ બેંક ઉપરનાં નિયંત્રણો દૂર કરી તેનું સ્પેશ્યલ સ્ટેટસ કાયમ રહ્યું છે.

'બેંક રેટ' એટલે સરકારી જામીનગીરીઓ ઉપર આસામીઓને (demand loans) નાણું કયા દરે બેંક ધીરશે તે એમ સમજવું.

## સહિયારા ભંડોળની હિન્દી શરાફી પેઢીઓ(બેંકો)

૨૮. ૧૯૦૬ પહેલાં નાના પાયા ઉપર કામ કરનારી આવી થોડી શરાફી પેઢીઓ સ્થપાઈ હતી. ૧૯૦૬માં મુંબઈમાં બેંક ઓફ ઇંડિયા તથા ઇંડિયન સ્પીશી બેંકની સ્થાપના થઈ અને નવી બેંકોનો રાફડો ફાટયો. તેમાંની કેટલીક બેંકો ફક્ત શરાફી ધંધો કરતી, પણ બીજી ઘણી બેંકોએ સટ્ટા વગેરે બીજો ધંધો કરવા માંડયો અને બેંકોની નાણાસંબંધી સ્થિતિ બગડતાં તેમાંની ઘણી તૂટી ગઈ. પીપલ્સ બેંક ઓફ ઇંડિયા તૂટતાં, સ્પીશી બેંક પણ તૂટી અને તે સાથે બીજી અનેક બેંકો જમીનદોસ્ત થઇ. ૧૯૧૩માં આ બનાવો બન્યા પછી તે પછીના દશકામાં ફરી લોકોનો બેંકો ઉપર વિશ્વાસ બેઠો; પણ ૧૯૨૩માં સીમલાની એલાયન્સ બેંક ફડચામાં ગઇ. ઇંપિરિયલ બેંકે એ બેંકના લેણદારોને લેણાના ૫૦ ટકા આપવાનું સ્વીકારી ફરી બેંકો તૂટવાનો કટોકટીનો પ્રસગ ટાળ્યો. એ જ સાલમાં ધી ટાટા ઇન્ડસ્ટ્રિયલ બેંક (જે ૧૯૧૮માં સ્થપાઇ હતી) સેન્ટ્રલ બેંક ઓફ ઇંડિયાના પેટમાં સમાઇ ગઈ અને દેશમાં ઉદ્યોગોને મદદ કરી શકે એવી બેંક ફત્તેહમંદ કરવાનો પ્રયોગ નિષ્ફળ ગયો. સહિયારા ભંડોળની હિન્દી બેંકો ૧૯૩૦માં ૮૪ હતી. તથા તેઓની ૫૦૦ ઉપરાંત શાખાઓ હતી. તેની મૂડી તથા રિઝર્વ ફંડ મળી ૧૩૨૨ લાખ તથા જમા થાપણો ૬૭૫૩ લાખ અને રોકડ સિલક ૮૧૯ લાખ હતી. કેટલીક બેંકોએ લંડનમાં ઓફિસ, એજન્ટ અથવા કોરસ્પોંડન્ટ રાખ્યાં છે. આ હિન્દી શરાફી પેઢીઓ ઇંડિયન કંપનીઝ એક્ટ પ્રમાણે નોંધાઇ છે. ૧૯૩૫ માં હિન્દમાં નોંધાયેલી સહિયારા ભંડોળની બેંકોની મૂડી ૮૧૭

લાખ, રીઝર્વ ફંડ ૫૦૨ લાખ અને ડીપોઝિટ ૮૪૪૪ લાખ રૂપિયા હતાં. મોટી બેંકો શરાફી ધંધા ઉપરાંત થાપણો જમા માંડે છે અને ગામડેથી નિકાસ બંદર સુધી ખેતીની પેદાશ લાવવા માટે ધીરાણ કરે છે, તેમ અગાઉ નાણાં (advances) આપે છે, તેમ જ હૂંડીઓ સિકારે છે. બંદરમાં પ્રવેશ પામેલા આયાત માલ દેશના જુદા જુદા વિભાગમાં પહોંચાડવાના કામમાં પણ વેપારીઓને નાણાંની મદદ આ બેંકો કરે છે. ખેડૂતો પૈકી મોટા ખેડૂત જમીનદારોને, ચાહ કોફી વગેરેના બગીચા રાખનાર પ્લેન્ટર્સ લોકોને અને બજારમાં કીમત ઉપજે એવા દેખીતા તારણ ઉપર બેંકો નાણાં ધીરે છે, બીજા ખેડૂતોને આવી બેંકો નાણા ધીરતી નથી. નાની બેંકો માત્ર ખેડૂત વર્ગને ધીરાણ કરનારી પેઢીઓ છે. એક બે સહિયારા ભંડોળની પેઢીઓ પરદેશી હૂંડિયામણનું કામ કરે છે; પણ તેમને ફાળે જૂજ કામ આવે છે. ૧૯૩૧ ના આંકડા પ્રમાણે થાપણો પૈકી ૩૫ ટકા ઇંપિરિયલ બેંકમાં ૩૩ ટકા પરદેશી હૂંડિયામણનો ધંધો કરનારી એક્સ્ચેંજ બેંકોમાં અને ૩૨ ટકા થાપણો હિન્દી સહિયારા ભંડોળની બેંકોમાં હતી.

**ઉદ્યોગોની મુશ્કેલી કેમ ટળે ?**

૨૯. ઉદ્યોગોના વિકાસ માટે હાલની વેપારી બેંકો પૂરતાં નાણાં લાંબી મુદત માટે ધીરી શકતી નથી, ટૂંકી મુદત માટે ધીરી સવડ પ્રમાણે મુદત વધારે છે. તેથી એ અડચણ ટાળવા માટે મધ્યસ્થ શરાફી તપાસ સમિતિએ નીચે પ્રમાણે ભલામણો કરી છેઃ—

(૧) ઉદ્યોગોના ભાવિ વિકાસમાં મેનેજિંગ એજન્સી પદ્ધતનો ઓછો ઉપયોગ કરી ઔદ્યોગિક કંપનીઓ તથા વેપારી બેંકો વચ્ચે મૈત્રી ભર્યો સંબંધ બંધાવવો;

(૨) જર્મન પદ્ધતે ઔદ્યોગિક કંપનીઓના શેર તથા ડિબેન્ચરો અમુક પ્રમાણમાં ખરીદી જૂની અનુભવી બેંકોએ તેના વહીવટમાં અસરકારક અવાજ મેળવવો. ઈંપિરિયલ બેંક, રિઝર્વ બેંકની સ્થાપના પછી, પોતાને ઇન્ડસ્ટ્રિયલ બેંકમાં ફેરવી નાખે અને આ પદ્ધતની

શરૂઆત કરી ઉદ્યોગોનો વિકાસ કરે એવી એ બેંકના શેર હોલ્ડરોને સૂચના છે;

(૩) બેંકોનો સહકાર મળતાં સૂતરાઉ કાપડની મિલોએ ડિપોઝિટ લેવાનું બંધ કરી શેર તથા ડિબેન્ચરની પદ્ધતે મૂડી ઊભી કરવી;

(૪) જે ઔદ્યોગિક સંસ્થાઓને બેંકો નાણાં પૂરાં પાડે તે બેંકોના વ્યવસ્થાપકો (managers) અથવા મેનેજિંગ ડાયરેકટરો પૈકી એકને જે તે કંપનીના ડાયરેકટરોના બોર્ડમાં બેંકો નીમે;

(૫) બેંકોની બોર્ડોએ શાખાઓ માટે સ્થાનિક સલાહકાર સમિતિઓ નીમી ફક્ત સલાહ આપવાનું કામ તેમને સોંપવું જોઇએ.

(૬) પ્રાંતિક સરકારો ઉદ્યોગોના વિકાસ માટે નાણાં પૂરાં પાડવા પ્રાંતિક ઔદ્યોગિક કોર્પોરેશન (જરૂર હોય તો શાખાઓ સાથે) સ્થાપન કરે;

(૭) કોઈપણ ઔદ્યોગિક સાહસથી લોકોને રોજી મળે એમ હોય તથા પ્રાંતની ઉત્પાદક શક્તિમાં વધારો થતો હોય તથા પ્રજાને ફાયદાકારક હોય તો તે સાહસને મદદ આપવી જોઈએ;

(૮) આવી પ્રાંતિક ઔદ્યોગિક કોર્પોરેશનની મૂડી શેરના રૂપમાં પ્રજા પાસેથી અને ખૂટતી સરકાર પાસેથી મેળવવી જોઈએ;

(૯) આવી કોર્પોરેશનની મૂડી કરતાં બમણાંથી વધારે નહિ એટલી કીમતનાં ડિબેન્ચર (ગીરોકરજખત) બોન્ડો કાઢવાં. સરકાર આવાં ડિબેન્ચરો ખરીદે અને વ્યાજ માટે મર્યાદિત ખાત્રી આપે;

(૧૦) લાંબાં વખતના ધીરાણ માટે મૂડી પૂરી પાડવાનું કામ આવી કોર્પોરેશનો કરે, ચાલુ વહીવટ માટે જરૂરી મૂડી વેપારી બેંકો પાસેથી જે તે ઔદ્યોગિક સંસ્થા મેળવે;

(૧૧) આવી કોર્પોરેશનમાં સરકારનો પ્રતિનિધિ હમેશ રહે તથા નાણાં ધીરવાના નિયમોને સરકારી મંજૂરી મેળવાય;

(૧૨) ગૃહ–ઉદ્યોગોને તથા નવા તથા ઉછરતા ઉદ્યોગોને સરકારે

મદદ આપવા માટે મદ્રાસના ધોરણે કાયદો જે તે પ્રાંતમાં પસાર કરી નાણાં ધીરવા તજવીજ કરવી.

મિ. મનુ સુબેદાર વેપારી બેંકો ઉદ્યોગો તરફ વિના જોખમે વધારે ઉદારતાથી વર્તી શકે એમ માને છે; તોપણ આખા ભારત માટે રાજ્યાશ્રયથી ચાલતી ઈંડસ્ટ્રિયલ બેંક પાંચ કરોડથી સ્થાપવાની તથા તેમાં ૫૧ ટકા મૂડી સરકારની રાખવાની ભલામણ કરે છે; પણ ડિબેન્ચરથી નાણાં ઊભાં કરવા માટે ઔદ્યોગિક સંસ્થાની શાખ ઘટતાં ધીરાણ ઓછું થાય છે, એમ જણાવે છે;

**પરદેશી એક્સ્ચેન્જ બેંકોને લીધે ઊભી થતી મુશ્કેલીઓ**

૩૦. હિન્દી સહિયારા ભંડોળથી ચાલતી બેંકો દેશના આંતરિક વેપારને ખીલવવા માટે શાખાઓ કાઢી નાણાં ભેગાં કરે છે, અને જે તે સ્થાનની પ્રજાને તેનો લાભ ઓછો મળે છે, અને ઈલાકાનાં શહેરોમાં નાણા ઘસડાઈ જાય છે એવી સામાન્ય ફરિયાદ સાંભળવામાં આવે છે. એકસ્ચેન્જ બેંકોનો મૂળ ઉદ્દેશ દેશના આયાત નિકાસ વેપાર સંબંધે શરાફી ધંધો કરવાનો છતાં તેમણે દેશના અંદરના ભાગમાં શાખાઓ કાઢી આંતર–શરાફી ધંધો હાથ કરવા માંડયો છે ને લોકોની થાપણો વ્યાજે રાખે છે, તેથી હિન્દી બેંકોમાં થાપણો ઓછી મુકાય છે અને તેમનો ધંધો ઘટે છે. આમ હિન્દી સહિયારા ભંડોળની શરાફી પેઢીઓને નુકશાન જાય છે. દેશ પરદેશ સાથેના વેપારમાં પરદેશી હૂંડિયામણના ધંધામાં ફકત ૧૫ ટકા ધંધો હિન્દમાં નોંધાયેલી બેંકોના હાથમાં છે અને બાકીનો ધંધો એક્સ્ચેન્જ બેંકોના હસ્તક છે. ઇલાકાના શહેરોમાં પણ એક્સ્ચેન્જ બેંકોમાં હિન્દી થાપણો વધતી ગઈ છે. પરદેશી હૂંડિયામણનો ધંધો હવે પરદેશી મૂડીથી થતો નથી, પણ પરદેશી બેંકો આપણા દેશના થાપણ મૂકનારાના પૈસે જ તે ધંધો કરી નફો ઘસડી જાય છે. વળી પરદેશી શરાફી પેઢીઓ પોતપોતાના દેશના વેપારીઓને લાભ વધારે આપે છે, અને

હિન્દીઓને ઓછી મદદ કરે છે. દાખલા તરીકે હિન્દી વીમા કંપની ઓમાં માલનો વીમો ઉતાર્યો હોય, હિન્દી વહાણવટાની કંપનીની-સ્ટીમરોમાં માલ લાવવા અગર લઇ જવામાં આવ્યો હોય તો એ બેંકો મદદ કરવા નારાજ રહે છે, અને આયાતનિકાસ કરનાર વેપારીઓને પરદેશી વીમા કંપનીઓમાં વીમો ઉતારવાની તથા પરદેશી માલેકીની સ્ટીમરોમાં માલ લઈ જવા લાવવાની આડકતરી રીતે ફરજ પાડે છે. હિન્દી સહિયારા ભંડોળની બેંકોની શાખ ઓછી ગણી પરદેશી બેંકો આયાતનિકાસ માલનો બિલનો ધંધો પોતાને હસ્તક રહે એમ વર્તે છે. અને વીમાનો, વહાણવટાનો તથા બેંકોનો નફો પરદેશીઓને મળે અને હિન્દીઓને ભાગે જૂજ ભાગ આવે એવી પરિસ્થિતિ છે.

૩૧. તેથી સર પુરુષોતમદાસ વગેરે હિન્દમાં રાજ્ય તરફથી હિન્દી એક્સ્ચેન્જ બેંક સ્થાપન કરી આયાત નિકાસ વેપાર હિન્દીઓના હાથમાં લાવવા ભલામણ કરે છે.

**હિન્દી એક્સ્ચેન્જ બેંકની યોજના**

બેંકીંગ કમિટીની બહુમતી રિઝર્વ બેંકની સ્થાપના પછી જરૂર હોય તો ઇંડિયન એક્સ્ચેન્જ બેંક સ્થાપવા જણાવે છે. લઘુમતી રિપોર્ટમાં મિ. મનુ સુબેદાર એવી બેંક કાઢવાની મુસ્કેલીઓ રજૂ કરે છે. તથા પરદેશી બેંકોને હિન્દી થાપણ અનામત રાખવાની મનાઈ કરવા, પરવાના વગર તેઓ કામ ન કરી શકે એમ ઠરાવવા, તથા પરવાનામાં હિન્દી બેંકો સાથે સમાનતાથી વર્તવાની તથા બીજી સખત શરતો દાખલ કરવા જણાવે છે. એવી બેંકો ફક્ત બંદરોમાં કામ કરે અને શાખાઓ બંધ કરે; આયાત નિકાસ વેપારમાં હિન્દી વહાણવટું તથા હિન્દી વીમા કંપનીઓને ઉત્તેજન ન આપે એવી પરદેશી બેંકોને પરવાનો ન મળવો જોઇએ. હિન્દી બેંકોએ સ્વીકારેલી હૂંડીઓ ફરી ડિસ્કાઉન્ટ કરવાની પૂરતી સગવડ ન આપે એવી પરદેશી બેંકને હિન્દમાં કાંઇજ ધંધો કરવા ન દેવાય એ ખુલ્લું છે.

હિન્દી થાપણો લેવાની બંધી થતાં પરદેશી બેંકોની શાખાઓ બંધ જ કરવી પડે અને બંદરોમાં પણ પરદેશથી આણેલી મૂડીની મદદથી ધંધો કરવો પડશે. રિઝર્વ બેંક સ્થપાતાં ઇંપિરિયલ બેંક આયાત નિકાસ વેપારમાં પરદેશી હૂંડિયામણનો ધંધો કરવા માંડશે તો પરદેશી બેંકોના એકહથ્થુ ધંધામાં ગાબડું પડી શકશે. પરદેશી બેંકોને કામ કરતી બંધ કરવા વિરુદ્ધ બહુમતિ હોવાથી તેણે જરૂર હોય તો રિઝર્વ બેંક સ્થપાયા પછી ઇંડિયન એક્સ્ચેન્જ બેંક રાજ્યની મદદથી કાઢવા ભલામણ કરી છે. પરંતુ પરદેશી એકસ્ચેન્જ બેંકો પાસે જે અઢળક મૂડી તથા સાધનો છે તેને લીધે એ બેંકને પણ તે હંફાવી શકશે એમ લાગવાથી મી. મનુ સુબેદાર એવી બેંકની યોજનાને અવ્યવહારૂ ગણે છે, અને હિંદી વહીવટ, હિન્દી મૂડી તથા હિન્દી મહેકમથી ચાલતી બેંકોને રક્ષણ આપવા પરદેશી બેંકોના ચાલુ હક્કો દેશના કલ્યાણને અંતરાયરૂપ હોવાથી કાઢી લેવા જણાવે છે તથા અમુક સખત શરતો પાળે તો જ બંદરમાં ને બંદરમાં ધંધો કરવાની શરતે પરવાનો આપવા કહે છે.

**મિ. સુબેદારની બીજી ભલામણો**

૩૨. પરદેશી બેંકો જળો જેવી હિન્દી રાષ્ટ્રશરીરના ગળે ચોંટેલી છે અને હિન્દને ચૂસે છે, તેથી એ ચૂસણી અટકાવવા વધારે જલદ ઉપાય લેવા મિ. સુબેદારની ભલામણ છે. તેઓ તો કહે છે કે હિન્દી થાપણ રાખવાની છૂટ પરદેશી બેંકો માટે કાયમ રહેશે તથા હિન્દીઓને એ બેંકોમાં થાપણ મૂકવાની મનાઇ કરવામાં નહિ આવે તો આપણી બેંકો લગભગ અમર્યાદ સાધનવાળી પરદેશી બેંકોની હરીફાઇમાં હારશે અને હિન્દી સહિયારા ભંડોળની શરાફી પેઢીઓનો ધંધો ભાગી પડશે. આપણા દેશના કિનારાના વેપારમાં પણ પરદેશી કંપનીઓ નૂરના દર ઘટાડી હિન્દી વહાણવટાની કંપનીઓને હરીફાઇમાં ખૂબ હેરાન કરી શકે છે; તેથી એ વેપાર ફક્ત હિન્દીઓ માટે અનામત રાખવાનો કાયદો ઘડવા

હિન્દી પ્રજામત આગ્રહ કરે છે. તે જ પ્રમાણે હિન્દના આયાત નિકાસ-ના પરદેશી હૂંડિયામણના વેપારમાં હિન્દીઓને યોગ્ય હિસ્સો મળે અને પરદેશી બેંકો હિન્દી બેંકોને અસમાન હરીફાઇમાં હાર ન આપે એવાં પગલાં લેવાની પણ જરૂર છે. તે જ પ્રમાણે હિન્દી વીમા કંપનીઓનો પરદેશી બેંકો સ્વીકાર ન કરે, અને પરદેશી વીમા કંપનીઓમાં વીમો ઉતારવામાં આવે તો જ નાણાંની સવડ કરી આપવા તૈયાર રહે, નહિ તો મદદ ન કરે તો એ પ્રસંગે પણ પર-દેશી બેંકોને આપણા દેશમાં શરાફી ધંધો ચલાવવા દેવાની રજા ન આપી શકાય એ ઉઘાડું છે. તેમ જ પરદેશી પેઢીઓ પોતાના હિસાબ હિન્દી સરકારના કે પ્રાંતિક સરકારના કોઈ અમલદાર તરફ મોકલતી નથી, તેથી તેમને હિન્દમાં તેમણે કરેલા વ્યવહારપૂરતા હિસાબ રજૂ કરવાની ફરજ પાડવા માટે હિન્દી સહિયારા ભંડોળની બેંકો માફક રજિસ્ટર્ડ થવા તથા પરવાના વગર ધંધો નહિ ચલાવવા ફરજ પાડવી જોઇએ. એક્સ્ચેન્જ બેંકોની હિન્દમાં જે મિલ્કત હોય તે ઉપર હિન્દી લેણદારોનો અગ્ર હક્ક રાખવો જોઇએ અને હિન્દી લેણદારો વચ્ચે તે પ્રથમ વહેંચાવી જોઇએ.

## એક્સ્ચેન્જ બેંકો

૩૩. આયાત નિકાસ વેપારને અંગે પરદેશી હૂડિયામણનો ધંધો કરનારી બેંકો 'એકસ્ચેન્જ બેંકો' કહેવાય છે. તેમાં હિન્દી થાપણ રાખનારી બેંકો મોટે ભાગે બ્રિટિશ બેંકોની શાખાઓ છે. બિનબ્રિટિશ તથા સામ્રાજ્ય બહારની બેંકોની મૂડીના પ્રમાણમાં હિન્દી થાપણોનું પ્રમાણ ઘણું ઓછું રહે છે. આ થાપણો ૧૯૦૦માં ૧૦૫૦ લાખ રૂપિયા હતી તે ૧૯૩૧માં ૬૭૪૭ લાખ થઈ, એટલે ૬૭॥ કરોડ રૂપિયાની હિન્દી થાપણ પરદેશીઓના વેપારને ઉત્તેજન આપ-વામાં ઉપયોગી થતી. એ બેંકો હિન્દી આયાત નિકાસ વેપારની હૂંડીઓમાં તથા બિલોમાં પોતાની થાપણો ઘણે ભાગે રોકે છે. એક્-

**એક્સ્ચેન્જ બેંકો**

સ્ચેન્જ બેંકો સામાન્ય રીતે પરદેશના કારખાનદારો તથા વેપારીઓને આયાત નિકાસ કરનાર યુરોપિયન પેઢીઓની હામી આપે છે, હિન્દીની શાખ વગેરે માટે યોગ્ય જવાબ આપતી નથી; તેથી હિન્દી આયાત કરનાર કે નિકાસ કરનાર પેઢીને ખૂબ મુસ્કેલીમાં મુકાવું પડે છે ને તેથી એ વેપાર ઘણે ભાગે પરદેશી પેઢીઓના હાથમાં રહ્યો છે. લંડનમાં હૂંડીઓ ખરીદીને ફરી વટાવવા મોકલવાની પદ્ધતને લીધે આયાત નિકાસ વેપારનો હિસાબ લંડનમાં ચોકખો થાય છે. અને હિન્દ તરફ પ્રત્યક્ષ નાણું વધારે મોકલવું પડતું નથી. નિકાસની હૂંડીઓ ખરીદવા માટે આયાત વેપારની હૂંડીઓનાં નાણાં મળતાં જાય તેમ વપરાય છે; આ બેંકો લંડનમાં અથવા હિન્દ બહાર નાણાં મળી શકે એવી તારની હૂંડીઓ તથા બીજા રુક્કા વેચીને જે રકમ આવે તે વાપરે છે, હિન્દી વજીરની તારની તેમ જ તાર વગરની હૂંડીઓ ખરીદે છે, સોના ચાંદીના પાટલા આયાત કરે છે અને લંડન, ઈજિપ્ત કે ઓસ્ટ્રેલિયામાંથી સોવરીન આયાત કરીને વાપરે છે. આ ચાર માર્ગે મળતાં નાણાંનો ઉપયોગ નિકાસની હૂંડીઓ ખરીદવામાં થાય છે.

**હિન્દીકરણની જરૂર**

૩૪. એક્સ્ચેન્જ બેંકના વહીવટનું હિન્દીકરણ કરવામાં આવે, મહેકમમાં ઊંચી જગ્યાએ લાયક તાલિમ પામેલા હિન્દીઓને રાખવામાં આવે તથા હિન્દમાં કરવામાં આવતા કામકાજ માટે સ્થાનિક હિન્દી બોર્ડોની સલાહ પ્રમાણે ચાલવામાં આવે તો પરદેશી હૂંડિયામણનો ધંધો કરતી પરદેશી શરાફી પેઢીઓ હિન્દી હિત તરફ દિલસોજ બને અને તેમની સેવા સ્વીકારવામાં આવે.

હાલમાં સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડિયાના વ્યવસ્થાપકોએ લંડનમાં એક્સ્ચેન્જ બેંક ખોલી છે.

## રિઝર્વ બેંક

૩૫. હિન્દી શરાફી ધંધાના પૂર્ણ વિકાસ માટે અને ચલણ અને

**રિઝર્વ બૅંક શું ન કરી શકે**

હૂંડિયામણનો વહીવટ કરવા માટે મધ્યસ્થ રિઝર્વ બૅંકની જરૂર છે. એવી પેઢી શરાફોના શરાફ ( Banker's Bank ) તરીકે કામ કરી શકે અને એની યાદી ઉપર ચઢેલી પેઢીઓને કટોકટીના વખતમાં ઘણી ઉપયોગી થઇ પડે. બૅંકિંગ કમિટીએ તે સંબંધે અનેક ભલામણો કરી હતી. ત્યારબાદ ૧૯૩૪ના માર્ચમાં રિઝર્વ બૅંક એક્ટ, પસાર થઇ ગયો છે અને એ બૅંક અસ્તિત્વમાં આવી ગઈ છે. એ બૅંક શેરહોલ્ડરોની બૅંક છે. રિઝર્વ બૅંક વેપાર, ઉદ્યોગમાં ન પડી શકે; પોતાના શેર, તથા બીજી બૅંકોના કે કંપનીઓના શેર ન ખરીદી શકે તેમ એવા શેરના તારણ ઉપર કરજ ન આપી શકે; સ્થાવર મિલ્કત ગીરો રાખીને અથવા તારણમાં લઈ રિઝર્વ બૅંક નાણાં ન ધીરી શકે તેમ પોતાના ઉપયોગનાં મકાનો સિવાય બીજી સ્થાવર મિલ્કતની માલેક ન બની શકે. એ બૅંક લોકોને કરજ ન આપી શકે કે એડવાન્સ (અગાઉ ધીરાણ) ન આપી શકે; દેખત હૂંડી સિવાય વાયદાની હૂંડીઓ આપી ન શકે તેમ સ્વીકારી ન શકે; તેમ જ અનામતો ઉપર અગર ચાલૂ ખાતાંની જમા ઉપર વ્યાજ ન આપી શકે.

**કયું કામ કરી શકે છે**

૩૬. આટલા અપવાદને પાત્ર રહીને બૅંકર્સ બૅંક તરીકે રિઝર્વ બૅંક બાકીનું લગભગ બધું વેપારી શરાફી પેઢીઓનું કામ કરી શકે; પણ પરદેશી હૂંડિયામણના ધંધામાં ન પડી શકે. બૅંકનો કારભાર સેન્ટ્રલ બોર્ડ કરે છે. શાખાઓમાં મુંબઇ, મદ્રાસ, કલકત્તા, રંગૂન દિલ્હીમાં સ્થાનિક બોર્ડ નિમાયાં છે. આ બૅંક હિન્દી વજીર, હિન્દી સરકાર તથા રક્ષિત દેશી રાજ્યો, સુધરાઈઓ, જિલ્લાબોર્ડો તથા બીજી સ્થાનિક સત્તાઓ, બૅંકો અને બીજા લોકો પાસેથી વગર વ્યાજે પૈસા અનામત જમા રાખી શકે છે તેમની વતી નાણાં ઉઘરાવી શકે છે. તે સિવાય રિઝર્વ બૅંક નીચેનાં કામ કરી શકે છે:—

(૧) વેપારને અંગે નીકળેલી અને હિન્દ ઉપર કાઢેલી અને હિન્દમાં નાણાં મળી શકે એવા પ્રકારની હૂંડીઓ (બિલ્સ ઑફ-એક્સ્ચેન્જ) તથા વાયદા ચિઠ્ઠીઓ (પ્રોમિસરી નોટ્સ)ની ખરીદી અગર વેચાણ કરવાં તથા વટાવ કાપીને જે હૂંડીઓનાં નાણાં અપાયાં હોય તે હૂંડીઓ પાકી મુદતે રજૂ થાય ત્યારે ફરી વટાવી (re-discount) તેનાં નાણાં આપવાં; માત્ર એ બે પ્રસંગે રિઝર્વ બૅંકના કાયદા સાથે જોડેલી યાદીમાં જણાવેલી બૅંકની સહી તથા આબરૂદાર હૂંડી લખનારની સહી અથવા એકથી વધારે શાહની સહી (good signatures) હોવી જોઇએ, તથા ખરીદી અથવા ફરી discount કરવાની તારીખ પછી ૯૦ દિવસની અંદર પાકતી હોવી જોઈએ. [ કૃપાના દિવસ (days of grace) વધારાના મજરે મળે છે. ]

(૨) ખેતીવાડીની મોસમમાં થતાં કામ સારુ નાણાં પહોંચાડવા માટે તથા પાકને બજારમાં વેચવાના કારણ સારુ (schedule) પરિશિષ્ટમાં જણાવેલી બૅંક અગર પ્રાંતિક સહકારી બૅંકની સહી સાથેની બે અગર તેથી વધારે સહીવાળી હૂંડીઓ તથા વાયદા-ચિઠ્ઠીઓ સંબંધે ઉપરના પ્રકારનું કામકાજ કરી શકાશે; માત્ર તે હૂંડી કે વાયદાચિઠ્ઠી ૯૦ દિવસને બદલે કૃપાના દિવસ સિવાય ખરીદ અગર રીડિસ્કાઉન્ટની તારીખથી ૯ માસમાં પાકતી હોવી જોઇએ.

(૩) હિન્દી સરકાર, પ્રાંતિક સરકાર, અગર હિન્દી સરકારે પસંદ કરેલા દેશી રાજ્ય તરફથી કાઢવામાં આવેલા જાહેર કરજની સરકારી જામીનગીરીઓ ધારણ કરવા અથવા તેમનો વેપાર કરવા સારુ લખવામાં આવેલી અને પરિશિષ્ટમાં જણાવેલી બૅંકની સહીવાળી હૂંડીઓ તથા વાયદાચિઠ્ઠીઓની ખરીદી, વેચાણ તથા રી-ડિસ્કાઉન્ટનું કામ; આવી હૂંડીઓ તથા વાયદાચિઠ્ઠીઓ ખરીદી તથા રીડિસ્કાઉન્ટની તારીખથી ૯૦ દિવસમાં પાકતી હોવી જોઇએ; કૃપાના દિવસ વધારાના છે.

(૪) એક લાખ રૂપિયાથી ઓછી કીમતના નહિ એટલા સ્ટર્લિંગ

(ઇંગ્લાંડનું નાણું) પરિશિષ્ટ (schedule) માં જણાવેલી બેંકો પાસેથી ખરીદવા અને બેંકોને વેચવા;

(૫) ગ્રેટબ્રિટન તથા અલ્સ્ટરમાં આવેલા કોઇ પણ સ્થળમાં કાઢેલી અથવા એવા સ્થળ ઉપર કાઢેલી હૂંડીઓ (ટૂંક મુદતની સરકારી ખજાના ઉપર કાઢેલી હૂંડીઓ સુદ્ધાં) ફક્ત શેડયુલમાંની બેંક પાસેથી ખરીદવી, વેચવી અથવા ફરી વટાવ કાપીને લેવી; માત્ર વેચાણની તારીખથી ૯૦ દિવસમાં તે પાકતી હોવી જોઈએ.

(૬) યુનાઇટડ કિંગ્ડમ (ગ્રેટબ્રિટન તથા ઉત્તર આયર્લેન્ડ) માં આવેલી બેંકોમાં સિલક જમે રાખવી.

(૭) હિન્દના દેશી રાજ્યોને, સ્થાનિક સંસ્થાઓને, શેડયુલમાં દાખલ થયેલી બેંકોને, અને પ્રાંતિક સહકારી બેંકોને, માગે ત્યારે પરત આપવાની શરતે અથવા ૯૦ દિવસથી વધારે નહિ એવી ઠરાવેલી મુદતે પરત આપવાની શરતે નીચે જણાવેલી બાબતના તારણ ઉપર લોન અથવા એડવાન્સ આપી શકાશેઃ—

(અ) (સ્થાવર મિલ્કત સિવાય) બ્રિટિશ હિન્દના અથવા પાર્લામેન્ટના કાયદા પ્રમાણે જે સ્ટૉક, ફંડ (અંગ્રેજી લોનો) તથા જામીનગીરીઓમાં ટ્રસ્ટી નાણાં રોકી શકે તેવા પ્રકારના સ્ટૉક, ફંડ તથા જામીનગિરીઓ;

(બ) સોનું, ચાંદી અથવા સોના ચાંદી ઉપર સ્વામિત્વ આપે એવા લેખો (દાખલા તરીકે સરકારે કાઢેલા ગોલ્ડ અથવા સિલ્વર સર્ટિફિકેટ);

(ક) રિઝર્વ બેંક જે પ્રકારની હૂંડીઓ તથા વાયદાચિઠ્ઠીઓ ખરીદી શકે છે અથવા રીડિસ્કાઉન્ટ કરી શકે છે તે;

(ડ) પાકને બજારમાં વેચવા સારુ અથવા ખેતીવાડીનાં મોસમી કામો સારુ જરૂરી નાણાં પૂરાં પાડવા માટે, અથવા વેપારના કારણ સારુ કેશ ક્રેડિટ (રોકડ ઉધાર) અથવા ઓવર ડ્રાફ્ટ (જમે મૂકેલી રકમ કરતાં વધારે નાણાં ઉપાડવાં તે) આપવા માટે પરિ-

શિષ્ટમાં જણાવેલી બૅંક અગર પ્રાંતિક સહકારી બૅંકને તારણ તરીકે ટ્રાન્સફર થયેલા, એસાઈન થએલા અથવા ધરેણે આપેલા માલ ઉપર માલેકીહક્ક ઉત્પન્ન કરનારા કીમતી દસ્તાવેજોના તારણ ઉપર એવી બૅંક અથવા પ્રાંતિક સહકારી બૅંકે કાઢેલી વાયદાચિઠ્ઠીઓ.

(૮) હિન્દી સરકારને તથા જે પ્રાંતિક સરકાર પાસે પ્રાંતિક ઉત્પન્નનો કબજો તથા વહીવટ રહેતો હોય તેને ત્રણ માસમાં નાણાં પરત આપવાની શરતે નાણાં ધીરવાં;

(૯) પોતાની ગમે તે ઑફિસે અથવા એજન્સીએ નાણાં મળી શકે એવા તરત મુદતના રુક્કા કાઢવા, તથા બૅંકપોસ્ટ બિલો લખવાં, કાઢવાં અને ફરતાં કરવાં;

(૧૦) ખરીદીની તારીખથી દસ વરસમાં પાકે એવી બ્રિટનની સરકારી જામીનગીરીઓ ખરીદવી તથા વેચવી;

(૧૧) હિન્દી સરકારની તથા પ્રાંતિક સરકારની ગમે તે મુદતે પાકતી સરકારી જામીનગીરીઓ વેચવી તથા ખરીદવી; તેમ જ હિન્દી સરકારે ભલામણ કરેલી કોઇપણ સ્થાનિક સંસ્થા (local authority ) સુધરાઈ, જિલ્લા બોર્ડ વગેરે ) અગર દેશી રાજ્યની જામીનગીરીઓનું વેચાણ તથા ખરીદી. આવી જામીનગીરીઓના મુદ્દલ તથા વ્યાજની પૂરેપૂરી ગેરંટી જે તે સરકાર સંસ્થા કે દેશી રાજ્યે આપી હશે તો તે જેની તેની જામીનગીરીઓ આ કલમના કારણ સારુ ગણાશે. વળી બૅંકિગ (શરાફી) શાખામાં આવી જામીનગીરીઓની મર્યાદા નીચે પ્રમાણે રહેશે:—

(અ) બૅંકની શેર મૂડી, તથા રિઝર્વ ફંડની રકમ ઉપરાંત અનામત રાખેલી થાપણને અંગે શરાફી શાખાની જવાબદારીના ⅘ થી વધારે નહિ એટલી મર્યાદા સુધી જે એકંદર રકમ થાય તેના

કરતાં વધારે કીમતની આવી જામીનગીરીઓ ધારણ કરી શકાશે નહિ;

(બ) એક વર્ષ પછી પાકતી જામીનગીરીઓની કીમત બેંકની શેર મૂડી, રિઝર્વ ફંડ ઉપરાંત શરાફી શાખામાં થાપણદારોની જે જે ડીપોઝિટ જમે હોય તે સંબંધે બેંકની જવાબદારીઓના ૨/૫ થી વધારે ન હોવી જોઈએ;

(ક) દસ વરસે પાકતી જામીનગીરીઓની કીમત બેંકની શેર મૂડી, રિઝર્વ ફંડ, તથા શરાફી શાખાની થાપણોની બેંકની જવાબ-દારીઓના ૧/૫ થી વધારે ન હોવી જોઈએ;

(૧૨) પૈસા, જામીનગીરીઓ અને બીજી કીમતી ચીજોનો કબજો અને આવી જામીનગીરીઓનું ઉત્પન્ન (મૂડી, વ્યાજ અગર ડિવિડન્ડ);

(૧૩) રિઝર્વ બેંકના દાવાની સંપૂર્ણ અથવા અંશતઃ ભરપાઈ માટે બેંકના કબજે ગમે તે માર્ગે આવેલી સ્થાવર જંગમ મિલ્કત વેચવી તથા એવી મિલ્કતના નાણાં કરવાં;

(૧૪) હિન્દી વજીર, હિન્દી સરકાર, પ્રાંતિક સરકાર, સ્થાનિક સંસ્થા (local authority) તથા દેશી રાજ્ય તરફથી નીચેનાં કામ કરવા આડતિયા તરીકે કામ કરવું:—

(અ) સોનું અગર ચાંદી ખરીદવાં તથા વેચવાં;

(બ) હૂંડીઓ (બિલ્સ ઓફ એક્સ્ચેન્જ), જામીનગીરીઓ તથા કોઈ કંપનીના શેરો ખરીદવા, વેચવા, ટ્રાન્સ્ફર (નામે કરવાં) કરવા અને કબજે રાખવા;

(ક) જામીનગીરીઓ અગર શેરનું ઉત્પન્ન (મૂડી, વ્યાજ અથવા નફો) ઉઘરાવવું;

(ડ) મુખ્યના જોખમે હિન્દ અગર બીજે સ્થળે નાણાં મળી શકે એવી હૂંડીઓથી ઉત્પન્ન જેને તેને પહોંચાડવું;

(ઈ) જાહેર કરજ (સરકારે કાઢેલી લોનોના કરજ)નો વહીવટ કરવો;

(૧૫) જે તે સ્વતંત્ર દેશના કાયદા પ્રમાણે ચલણ સંબંધે મુખ્ય સત્તા ભોગવતી બેંક અથવા એવી બેંકોની બનેલી આંતર–રાષ્ટ્રિય બેંકમાં હિન્દી રિઝર્વ બેંકનું ખાતું ઉઘાડવું, અથવા રિઝર્વ બેંકના એજન્ટ તરીકે કામ કરવા એવી બેંક સાથે કરાર કરવા, અથવા એવી બેંકના એજન્ટ અથવા કોરસ્પોન્ડન્ટ તરીકે કામ કરવું; તેમજ રિઝર્વ બેંકનાં નાણાં એવી કોઈ આંતર–રાષ્ટ્રિય બેંકના શેરમાં રોકવાં.

(૧૬) બેંકના કામ માટે એક માસથી વધારે નહિ એટલી મુદત માટે કરજ લેવું અને તે માટે જામીનગીરી આપવી; આવું કરજ ફક્ત શેડયુલમાં બતાવેલી બેંક અથવા ચલણ સંબંધે મુખ્ય સત્તા ધરાવનારી બેંક પાસેથી મેળવી શકાશે; તથા એ કરજની રકમ બેંકની શેર–મૂડીની રકમ કરતાં વધારે ન હોવી જોઈએ.

(૧૭) રિઝર્વ બેંકના કાયદાને પાત્ર રહીને બેંક–નોટો બનાવવી અને કાઢવી.

(૧૮) આ કાયદા પ્રમાણે કરવાના કામ અથવા મળેલા અધિકાર વાપરવાને અંગે જરૂરી દરેક કામ કરવું; પરંતુ હિન્દી વેપાર, ઉદ્યોગ તથા ખેતીના હિત સારુ શાખનો નિયમન કરવાનો ખાસ પ્રસંગ ઊભો થાય તો મધ્યસ્થ બોર્ડ અગર કમિટી અથવા ગવર્નર પ્રસંગ પ્રમાણે તથા અધિકારપરત્વે આ કલમ-થી રિઝર્વ બેંક ઉપર મુકાયેલી મર્યાદાઓ છતાં નીચેનાં કામ કરી શકશેઃ—

(અ) શેડયુલમાં બતાવેલી બેંક અગર પ્રાંતિક સહકારી બેંકની સહી વગર હૂંડી અગર વાયદાચિઠ્ઠી ખરીદશે, વેચશે અગર વટાવ કાપીને હૂંડીઓનાં નાણાં આપશે;

(બ) રૂપિયા એક લાખથી ઓછી કીમતના નહિ એટલાં સ્ટર્લિંગ વેચશે અથવા ખરીદશે;

(ક) જામીનગીરીઓના તારણ ઉપર નેવું દિવસથી વધારે નહિ એટલી મુદ્દત માટે માગે ત્યારે તરત ભરવા લાયક લોન અગર એડવાન્સ આપશે.

**ચલણ, હૂંડિયામણ, નોટો**

૩૭. આ કાયદાની રૂઇએ રિઝર્વ બેંક હિન્દી ચલણ તથા હૂંડિયામણનો વહીવટ કરે છે, એ એકલી જ બેંક નોટો કાઢે છે, અને સરકાર નવી ચલણી નોટો કાઢવાનું બંધ કરી રિઝર્વ બેંકની નોટોને ચલણી નોટો ગણી કાયદેસર નાણું માને એમ ઠર્યું છે તથા સ્ટર્લિંગ વેચવા ખરીદવાની ફરજ બેંક ઉપર રાખવામાં આવી છે. જ્યાં રિઝર્વ બેંકની શાખા નહિ હોય ત્યાં ઇંપિરિયલ બેંકની શાખા રિઝર્વ બેંકના એજન્ટનું કામ કરે છે. હિન્દી સરકારે રિઝર્વ બેંકમાં ૫ કરોડ રૂપિયાની જામીનગીરીઓ બેંકના રિઝર્વ ફંડ માટે બેંકને નામે કરી આપી છે. બેંક કેટલા વટાવથી હૂંડીઓ ખરીદશે અથવા રીડિસ્કાઉન્ટ કરશે તે વખતોવખત બેંક જાહેર કરશે.

**શેડયુલ બેંકની જવાબદારી**

૩૮. શેડયુલમાં દર્શાવેલી દરેક બેંકને જે તે દિવસે તરત પાકતી જવાબદારીના સેંકડે પાંચ ટકા અને વાયદાની જવાબદારીના બે ટકા નાણું રિઝર્વ બેંકમાં જમા મૂકવું પડે છે, તથા તે પોતાની સ્થિતિ દર્શાવનાર પત્રક દર શુક્રવારે રિઝર્વ બેંકને મોકલે છે. બીજા પરિશિષ્ટ (schedule) માં પાંચ લાખ અગર તેથી વધારે મૂડી ધરાવનાર બેંકને હિન્દી સરકાર દાખલ કરી શકે છે અને દાખલ થયેલી કોઇ બેંકની મૂડી પાંચ લાખથી ઓછી થતાં એવી બેંકને પરિશિષ્ટમાંથી કમી કરી શકે છે.

૩૯. આ બેંકમાં ખેતીવાડી આંટ (credit) શાખા રહેશે; તે સિવાય શેડયુલમાં દાખલ નહિ થયેલા શરાફ તથા પેઢીઓને

**ખેતીવાડી શાખા વગેરે**

હિન્દી સરકાર શેડયુલમાં દાખલ થયેલી બૅંકોના હક્ક આપવા મુખત્યાર છે; તેમ જ ચલણની અસ્થિરતા દૂર કરી સ્થિર કરવાનો પ્રસંગ આવતાં ચલણ કાયમને માટે કયા ધોરણે રાખવું તે બદલ ભલામણ આ બૅંક સરકારને કરી શકશે. (હાલમાં સ્ટર્લિંગ સાથે રૂપિયો જોડાયેલો છે ને એક રૂપિયે ૧૮ પેનીનું હૂંડિયામણ વડી ધારાસભાના ચૂંટાયેલા સભ્યોની બહુમતીનો વિરોધ છતાં ચાલુ રહ્યું છે).

**સમાલોચના**

૪૦. રિઝર્વ બૅંકની સ્થાપના થતાં હિન્દને નાણાસંબંધે સ્વતંત્ર વ્યક્તિત્વ મળ્યું છે, પણ તેનો વહીવટ લંડનની શરાફી પેઢીઓની સલાહ પ્રમાણે જો કરવામાં આવશે તો હિન્દી હિત કેટલું સચવાશે એ શક પડતું છે. પરંતુ આ બૅંકની સ્થાપનાને લીધે હિન્દી શરાફી બૅંકોની સ્થિતિ મજબૂત બનશે અને હિન્દનો શરાફી ધંધો સારી રીતે ખીલશે એવી આશા રાખવા વાંધો નથી. હિન્દી સહિયારા ભંડોળની બૅંકો માટે ખાસ ઈંડિયન બૅંક ઍક્ટ પસાર કરવાની જરૂર છે. બીજી કંપનીઓ તથા બૅંકોમાં જે મૂલગત ભેદ છે તે જોતાં બૅંકો માટે સ્વતંત્ર નિયમનનો કાયદો કરી હિંદી પ્રજાનું રક્ષણ કરવું જોઇએ, તથા બૅંકો તૂટતાં જે ભારે નુકશાનમાં લોકોને ઊતરવું પડે છે તેમાંથી બચાવવા માટે વહીવટ સંગીન ચાલે તે માટે યોગ્ય ધોરણો દાખલ કરવાં જોઇએ. તેજ પ્રમાણે હિન્દી બૅંકોને પરદેશી ઍક્સ્ચેન્જ બૅંકોની અસમાન હરીફાઈ સામે રક્ષણ આપવું જોઈએ.

**મૂડીનું ઉત્પન્ન ઉપજાવવા તરફ વલણ**

૪૧. આપણા ગરીબ લોકો હવે પોસ્ટ ઑફિસ સેવિંગ્જ બૅંકનો સારો લાભ લે છે અને પોસ્ટલ કેશ સર્ટિફિકેટ ખરીદી વ્યાજ ઉપજાવવા લાગ્યા છે, જિંદગીનો વીમો ઉતરાવવાની કીમત હવે સમજાવા લાગી છે, તેમ કારખાનાં, મકાન, માલ વગેરેના આગ સામે વીમા ઉતરાવવાના લાભ સમજે છે. હિન્દી

વહાણવટું ખીલવી નિદાન દેશના કિનારાનો વેપાર હિન્દીઓના હાથમાં આવે તે માટે પ્રયત્ન થાય છે. હિન્દી વીમા કંપનીઓની સંખ્યા વધતી જાય છે; તોપણ પરદેશી કંપનીઓ વીમાનું કામ મોટે ભાગે મેળવે છે; ફક્ત જિંદગીના વીમાના ધંધામાં આપણા દેશે સારી પ્રગતિ કરી છે; કારણ તેથી ફરજિયાત બચત થઇ શકે છે, ને એ નાણું બચાવવા માટે આપવામાં આવતા પ્રીમિયમના પૈસા ફરતા થતાં દેશના વેપારને લાભ થાય છે.

૪૨. જુદી જુદી બેંકોની હૂંડીઓ, ચેક વગેરેનો હિસાબ બેંકોના કલીયરિંગ હાઉસમાં કલકત્તા, મુંબઈ, મદ્રાસ, રંગૂન, કોલંબો તથા કરાંચીમાં થાય છે. કલીયરિંગ હાઉસના

**કલીયરિંગ હાઉસ**

સભ્યમાં ઇંપિરિયલ બેંક, એક્સ્ચેન્જ બેંકો, અંગ્રેજી શરાફી પેઢીઓ તથા થોડી મહત્ત્વની હિન્દી બેંકો છે. બીજી બેંકો હક્ક તરીકે તેમાં દાખલ થઇ શકતી નથી. તેથી રિઝર્વ બેંક એક્ટમાં હિન્દી સરકારને કલીયરિંગ હાઉસોની સ્થાપના તથા સભાસદત્વ સંબંધે નિયમો કરવાનો હક્ક આપવામાં આવ્યો છે. આ કલીયરગિં હાઉસમાં એક બીજા ઉપર અપાયેલા ચેકનો હિસાબ થાય છે, અને દરેક બેંક ઇંપિરિયલ બેંકને settling બેંક તરીકે બીજી સભાસદ બેંકોના ચેક સોંપે છે અને એક બીજા તરફ લેણું પડતું નાણું અરસપરસ આપવાનું સરળ કરી આપે છે અથવા ખાતાં રાખે છે. આમ કરવાથી રોકડ નાણાંનો ઉપયોગ કરવો પડતો નથી, અને બધો વ્યવહાર હિસાબે નીકળતા લેણાના ચેકથી અથવા ખાતાંથી ચલાવવામાં આવે છે. રિઝર્વ બેંક અસ્તિત્વમાં આવવાથી હિન્દી બેંકોની કલીયરિંગ હાઉસના સભાસદત્વ સંબંધે ફરિયાદો દૂર થશે.

૪૩. હિન્દી શરાફી જરૂરિયાતોને પહોંચી વળવા માટે હિન્દી સહિયારા ભંડોળની બેંકોનો ઘણો વિકાસ થવાની જરૂર છે, અને

**હિન્દી શરાફીનું ઉજ્જ્વલ ભાવિ કયારે થાય**

હિન્દી સરકાર હિન્દી શરાફી ધંધાનું અસમાન હરીફાઈ સામે રક્ષણ કરશે તથા સંગીન વહીવટ માટે સરકારી તપાસણી વગેરે રાખશે તો હિન્દી શરાફી ધંધાનું ભાવિ ઉજ્જવળ થશે. હિન્દના આયાત નિકાસ વેપારની હૂંડીઓ સ્ટર્લિંગમાં હોય છે તે રૂપિયાના સ્વરૂપમાં નીકળવી જોઇએ. બીજા પાશ્ચાત્ય દેશોમાં જે તે દેશના ચલણમાં આયાત નિકાસ વેપારના ભરતિયાં તથા હૂંડીઓ લખાય છે. હિન્દી બેંકોએ અંગત શાખ ઉપર ધીરાણ કરવા સંબંધે વધારે ઉદાર થવું જોઇએ. હિન્દુ મુસલમાનોની કૌટુંબિક સ્થાવર મિલ્કત તારણમાં રાખવામાં બેંકોને જે અડચણો નડે છે તે દૂર કરવા કાયદામાં સુધારા કરવા જોઇએ, તથા એકિવટેબલ મોરગેજ (કીમતી માલેકીદર્શક દસ્તાવેજો કબજે સોંપવાથી ઉત્પન્ન થતા ગીરો) ના હક્કનો લાભ મુખ્ય બંદરો ઉપરાંત બીજાં મોટાં શહેરોમાં તથા બંદરોમાં આવેલી બેંકો અગર શાખાઓને આપવો જોઇએ. પોસ્ટની સેવિંગ્જ બેંકમાં ચેકથી નાણાં ભરવા તથા ઉપાડવાની સવડ મળવી જોઇએ. હિન્દી મૂડી, હિન્દી વહીવટ અને હિન્દી અંકુશ રહે તે સિવાય કોઇ પણ સહિયારા ભંડોળની બેંક કાઢવા ન દેવી જોઇએ. બેંકિંગ સંબંધે શાસ્ત્રીય ઊંચુ જ્ઞાન આપવા ગોઠવણ થવી જોઇએ. પ્રજામાં ચેક તથા હૂંડીથી વ્યવહાર કરવાની રીતને લોકપ્રિય બનાવવા તે ઉપર લગાડવાના સ્ટાંપની લાગત રદ કરવી જોઇએ.

---

# પ્રકરણ ૧૩ મું

## ઉત્પન્નની વહેંચણી

### ખેડૂત તથા મજૂર

૧. રાષ્ટ્રીય ઉત્પન્નના ભાગીદારોમાં મૂડીદાર, મજૂર, જમીનનો માલેક, તથા વ્યવસ્થાપક હોય છે. તે સિવાય કરવેરા લઇ રાષ્ટ્રીય ઉત્પન્નમાં સરકાર ભાગ પડાવે છે. મૂડીનું વ્યાજ, મજૂરનું મહેનતાણું, જમીનનું ભાડું તથા વ્યવસ્થાપક (ઉદ્યોગને દોરવનાર) નું મહેનતાણું તથા સરકારના કરવેરા આપતાં જે વધે તે જ ચોકખો નફો ગણાય.

મૂડીવાદી સમાજમાં નફાના ઉદ્દેશથી ઉદ્યોગો ચલાવાય છે. તેથી નફો તથા વ્યાજ અને ઉદ્યોગપતિઓના મહેનતાણામાં રાષ્ટ્રીય ઉત્પન્નનો મોટો ભાગ જતો રહે છે; જમીનનો માલેક પણ ભાડા પેટે ગણોતિયાને નિચોવે છે. પરિણામે પ્રત્યક્ષ ખેતી કરનાર ખેડૂત તથા ઉદ્યોગોમાં અવિરત શ્રમ કરનાર મજૂરના હાથમાં રાષ્ટ્રીય ઉત્પન્નમાંથી વ્યક્તિ દીઠ ઘણો થોડો ફાળો આવે છે.

### જમીન મહેસૂલનો પ્રશ્ન

**જમીન મહેસૂલ કર છે કે દાણ?**

૨. વળી હિન્દમાં તો જમીનની માલેક સરકાર ગણાતી હોવાથી જમીન મહેસૂલને નામે સામાન્ય રીતે ઉપજતા દાણના ૫૦ ટકા સુધી જમીન મહેસૂલ તરીકે ઉત્પન્ન સરકાર લઈ જાય છે. રૈયત સરકારની જમીન ખેડે છે તેથી ખેડ હક્ક જમીનના ખાતેદારનો અને માલેકી સરકારની મનાય છે. આ સિદ્ધાંત પ્રમાણે ખેડૂત ગણોતિયો ઠરે છે ને જમીન મહેસૂલ કર નથી પણ દાણ છે એમ મનાય છે. આ માન્યતા ભૂલભરેલી છે ને જમીનના માલેક પ્રજાજન છે અને સરકાર તો સુલેહ શાન્તિ જાળવવાના તથા સંરક્ષણ કરવાના બદલામાં જમીન ઉપર કર નાખી શકે અને તેથી જમીન મહેસૂલ દાણ નહિ પણ કર છે એમ હિન્દની જમીન મહે-

સૂલની પદ્ધતના જાણીતા નિષ્ણાત મિ. બેડનપોવેલ પણ લાંબી ચર્ચાને અંતે જણાવે છે. પ્રાચીન કાળમાં જમીનની માલેકી રાજ્યની ગણાતી નહતી, પણ રાજા રાજહક્ક તરીકે ખેતીની જમીનના ઉત્પન્નનો અમુક અંશ કર તરીકે લેતો; મુસલમાની કાળમાં તેમાં થોડો ફેરફાર થયો અને મોગલસામ્રાજ્યની પડતીના કાળમાં ચાલેલી અંધાધુંધીના વખતમાં જમીનની માલેકીનો પ્રશ્ન ગૂંચવાયો અને સરકાર સર્વ જમીનની માલેક છે એમ કહેવા બ્રિટિશ સરકારને બહાનું મળ્યું. કેટલેક ઠેકાણે સરકાર વતી જમીન મહેસૂલ ઉઘરાવવા માટે ઇજારાપદ્ધતિ દાખલ થઇ હતી. તેઓ ફક્ત ઉઘરાતદાર જ હતા, પણ લૉર્ડ કૉર્નવોલિસે ઇંગ્લાંડના જમીનદાર વર્ગના ધોરણે એ ઇજારા રાખી ગબ્બર થતા ઉઘરાતદારોને જ તેમની હકૂમત નીચેની જમીનના માલેક માની લીધા અને પ્રત્યક્ષ ખેડૂતોના હક્કની પાયમાલી કરી. જમીન મહેસૂલ દાણ ગણાય તો સરકાર ગમે એટલું વધારી શકે, અને કર ગણાય તો અર્થશાસ્ત્રના કડક નિયમોના ધોરણે ન્યાયપૂર્વક કરનો દર રાખવો પડે. જમીન મહેસૂલ દાણ ગણાય તો જમીન મહેસૂલ ન ભરી શકનાર ખાતાદારને જમીનના સ્વામી તરીકે સરકાર પટ્ટાની શરતનો ભંગ કરવા માટે ગણોતિયા તરીકે ખેડૂત ખાતેદારને જમીનમાંથી કાઢી મૂકી શકે, ખેડહક્ક ખાલસા કરે, અને ખેડહક્ક હરરાજ કરી બીજાને આપે તો તે ગેરવ્યાજબી ન ગણાય. જમીનના માલેક તરીકે સરકાર પોતાની દાણનું લેણું ખપપૂરતી જંગમસ્થાવર મિલ્કત ન વેચતાં આખું ખાતું ખાલસા અગર હરરાજીમાં મૂકે તો તે અધિકારનો સમાવેશ સ્વામિત્વના હક્કમાં થાય. Forfeiture નો હક્ક જમીનના માલેકને હોવાથી આ પરિણામ આવે. જો જમીન મહેસૂલ કર ગણવામાં આવે તો અમુક પ્રમાણમાં જ તે નાખી શકાય, તે વસૂલ લેવા માટે જરૂર પૂરતી જંગમ અને ખૂટે તો સ્થાવર મિલ્કત વેચી શકાય, પણ તમામ જમીન ખાલસા ન જ થઇ શકે, તેમ મિલ્કતથી વસૂલ થાય એમ હોય ત્યાંસુધી કોઇને પણ કેદમાં ન

બેસાડી શકાય. પરંતુ આપણા દેશમાં સરકારની જમીન મહેસૂલની ઇમારત સરકાર–સ્વામિત્વના પાયા ઉપર રચાયેલી હોવાથી સરકાર પોતાના ઉપર સ્વેચ્છાથી જે બંધનો નાખે તે સિવાય બીજી રીતે જમીન મહેસૂલ ગમે એટલું વધારવાનો હક્ક ધરાવે છે, જમીનમાંથી ખાતેદારને કાઢી મૂકી શકે છે, જૂજ જમીનમહેસૂલની બાકી માટે ખપ પૂરતી જંગમ કે સ્થાવર મિલ્કત જપ્ત કરી હરરાજ કરવાને બદલે આખું ખાતું ખાલસા કરવાનો હક્ક અમલમાં મૂકી હજારો રૂપિયાનું નુકશાન કરી શકે છે અને ખાસ પ્રસંગે જમીનમહેસૂલની બાકી માટે બીજા ઉપાય લીધા વગર કેદમાં પણ બેસાડી શકે છે. હિન્દમાં જ્યાં સુધી સત્તા વિદેશીઓના હાથમાં છે ત્યાંસુધી સમાજવાદના સિદ્ધાંતને આગળ કરી સરકારની જમીન ઉપરની સર્વોપરિ માલેકીના સિદ્ધાંતનું સમર્થન થઈ શકે એમ નથી. જે વખતે સાર્વત્રિક સ્ત્રીપુરુષોના મતાધિકારની રૂએ સંપૂર્ણ પ્રજામતનો પડઘો પાડી શકે એવા પ્રજાપ્રતિનિધિઓના અંકુશ નીચે કામ કરતી રાષ્ટ્રીય સરકાર અસ્તિત્વમાં આવશે તે વખતે જમીનની માલેકીનું રાષ્ટ્રીયકરણ કરવા હરકત નહિ આવે અને રાષ્ટ્રના હિત સારુ ખેતીની જમીનનું ઉત્પન્ન વધારેમાં વધારે જે માર્ગે થઇ શકે તથા આમવર્ગનું વધારેમાં વધારે કલ્યાણ થાય તે પ્રમાણે સમાજસત્તાવાદીઓને કામ કરવા તક મળશે. આસુ અવસર આવતાં સુધી ખાતેદારનો જમીન ઉપરનો માલેકીહક્ક નકારી જમીન મહેસૂલને દાણ ગણી લગભગ દર રિવિઝન સેટલમેન્ટ વખતે વધાર્યા કરવી એ વાજબી નથી.

**જમીન મહેસૂલની જુદીજુદી પદ્ધતો**

૩. બ્રિટિશ અમલ પહેલાં જમીન મહેસૂલ પાકના રૂપમાં (ભાગબટાઇ) અથવા રોકડ નાણાંમાં (વિઘોટી) આપવાની પદ્ધત અમલમાં હતી. પરંતુ બ્રિટિશ અમલમાં જમીન મહેસૂલ ફક્ત નાણાંના રૂપમાં લેવાની પ્રથા દાખલ કરવામાં આવી. આપણા દેશમાં (૧) જમીનદારી, (૨) મહાલવારી તથા (૩) રૈયતવારી એવા જમીન ધારણ કરવાના ત્રણ પ્રકાર છે.

૪. કૉર્નવૉલિસના વખતમાં બંગાળ, બિહાર તથા ઓરિસ્સા મળી એકજ ઈલાકો ગણાતો. ત્યાં જમીન મહેસૂલ ઉઘરાવનાર ઈજાર-દારોને સરકારે માલેક માની જમીનદાર બનાવ્યા અને ૧૭૯૩ માં **કાયમી જમીન મહેસૂલની પદ્ધતિ** દાખલ કરી. એ જ ધોરણ મદ્રાસ ઈલાકાના ઉત્તર તરફના પ્રદેશમાં અમલમાં છે. અયોધ્યા પ્રાંતના ઘણાખરા ભાગમાં કાયમ ધારાપદ્ધત ૧૮૫૯થી અમલમાં છે.

**કાયમ ધારાપદ્ધતિ**

૫. બીજા પ્રાંતોમાં લાંબી મુદ્દત માટે (ઘણે ભાગે ૩૦ વરસ સુધી) જમીનની પ્રત તથા મગદૂર પ્રમાણે જમીન મહેસૂલનો આકાર ઠરાવી અમલમાં મૂકવામાં આવે છે. બિન કાયમી જમીન મહેસૂલના આકારની પદ્ધતને અંગે કેટલીક જમીનદારીઓ પણ છે. રૈયત-વારી પદ્ધત પ્રમાણે દરેક ખાતેદાર જમીન મહેસૂલ માટે સરકારને સીધો જવાબદાર રહે છે. જમીનદારી પ્રદેશમાં જમીનદાર ઉપજતી દાણનો અમુક ભાગ સરકારને જમીન મહેસૂલ તરીકે ભરે છે.

**રૈયતવારી**

૬. કાયમ અગર બિનકાયમ જમીન મહેસૂલ પદ્ધતની જમીન-દારીઓમાં ગણોતિયા સીધા રાજ્યના ગણોતિયા નહિ હોવાથી જમીનદારોની દયા ઉપર જીવે છે અને તેથી તેમનું રક્ષણ કરવા માટે રાજ્ય તરફથી જુદા જુદા ગણોતિયારક્ષક કાયદા પસાર થયા છે, અને જમીનની દાણ વધારવા માટે જમીનદારે અદાલતમાં જવું જોઈએ તથા અમુક ધોરણે જ જમીનનું ગણોત વધી શકે, દાણ અપાય ત્યાંસુધી ખેડૂત પાસેથી જમીનનો કબજો જમીનદારથી લેવાય નહિ વગેરે અનેક ધોરણો દાખલ કરી ખેતીની જમીનના ગણોતિયા વર્ગને રક્ષણ આપવા પ્રયત્ન થયો છે. રૈયતવારી પ્રાંતોમાં પણ ગણોતિયારક્ષક કાયદા પસાર કરવા પ્રયાસ શરૂ થયા છે.

**જમીનદારીઓમાં ગણોતિયારક્ષણ**

૭. મહાલવારી પદ્ધતમાં ગામ અગર ગામોના જૂથમાં એકથી વધારે ભાગદાર સહમાલેકો હોય છે અને જમીન મહેસૂલ આપવાની જવાબદારી આખા ગામ માટે એકત્ર રીતે એ સહમાલેકો ઉપર રહે છે. કેટલીક વખતે આગ્રા પ્રાંત પ્રમાણે આવા ગામના મૂળધણી ઉપરાંત મૂળધણીના ઇજારાપદ્ધતે જમીન મહેસૂલ ઉઘરાવનાર પણ બ્રિટિશ અમલમાં તાલુકદાર જમીનદાર તરીકે ઓળખાતા વર્ગને પણ ગણોતમાંથી ભાગ મળે છે. પંજાબમાં પણ મહાલવારી પદ્ધત ઘણે ઠેકાણે માલૂમ પડે છે.

**મહાલવારી પદ્ધત**

૮. મુંબઈ, મદ્રાસ જેવા શુદ્ધ રૈયતવારી ઇલાકાઓમાં દરેક ખાતેદાર સીધો સરકારનો ગણોતિયો ગણાય છે તથા સરકારને જમીન મહેસૂલ સીધી ભરે છે. મધ્ય પ્રાંતમાં માલગુજારના હક્ક સ્વીકારાવાથી ખેડૂતોની સ્થિતિ કફોડી થઈ છે. બર્મા તથા આસામમાં રૈયતવારી પદ્ધત છે. દર ત્રીસ વરસે નવા સેટલમેન્ટ વખતે કઈ બાબતો વિચારવી જોઈએ એ સંબંધે કેટલાંક ધોરણો ઠરેલાં છે. બારડોલી રિવિઝન સેટલમેન્ટ સત્યાગ્રહ વખતે સરકારે નીમેલી બ્લૂમફીલ્ડ કમિટીએ જમીન મહેસૂલ ફક્ત દાણુના પટ્ટાના ધોરણે ઠરાવવામાં રહેલી ખામીઓ ખુલ્લી પાડી હતી. બીજો કોઈ ધંધો ન હોવાને લીધે ખેતીની જમીન માટે પડાપડી થાય છે અને સરકાર એકલી જ જમીનની માલેક હોવાથી હરરાજીમાં સરકારને ખેડહક્ક વેચવાના બદલામાં સારી ઉપજ થાય છે. જમીન મહેસૂલ ઠરાવતી વખતે આજુબાજુની આર્થિક સ્થિતિનો પણ વિચાર કરવો જોઈએ. કેટલીક વખત જમીન ગીરો મૂકવાને લીધે મૂળ માલેક વ્યાજની રકમ જેટલા દાણુના પટ્ટા કરી આપી જમીન ખેડે છે. એવે પ્રસંગે પટ્ટા એ ચાલુ દાણુનો દર બતાવતા નથી. વેચાણુના દાખલામાં પણ મમતને અવકાશ હોય છે. અર્થ-

**જમીન મહેસૂલના દર ઠરાવવાનાં ધોરણ**

શાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે જમીન મહેસુલ અનાર્જિત વધારા (unearned increment) માંથી આવવું જોઈએ, પરંતુ હિન્દ જેવા જૂના દેશમાં એ સિદ્ધાંત લાગુ પડતો નથી. બારડોલી તાલુકા સંબંધી શ્રી. નરહરિ પરિખે કરેલા ઊંડા અભ્યાસ ઉપરથી જણાય છે કે ખેતીનો ધંધો ખોટમાં ચાલે છે, નફાનો ધંધો નથી; અને સરકારધારો જમીનના અનાર્જિત વધારામાંથી આવતો નથી પણ ઘણે ભાગે ખેડૂતકુટુંબની મજૂરીમાંથી, અને કવચિત મૂડીના વ્યાજમાંથી, અપાય છે. નાના ખેડૂતો જમીનના નાના નાના ટુકડા જુદા જુદા વગામાં ખેડે છે અને નફાકારક ખેતી માટે ઓછામાં ઓછો ખેતીની જમીનનો જે એકમ હોવો જોઈએ એમ અર્થશાસ્ત્ર જે તે પ્રદેશની પરિસ્થિતિ પ્રમાણે માની શકે તે એકમથી ઓછી જમીન ઘણાખરા ખેડૂતો પાસે હોય છે. Uneconomic holdings ને લીધે ખેડૂતોને સરકારધારો ભારે પડે છે અને વરસ બગડતાં જમીન મહેસૂલ મોકૂફ રાખવા તથા માફ કરવાની માગણી કરવાની જરૂર પડે છે.

**જમીન મહેસૂલની નીતિમાં શા ફેરફાર કરવો જોઇએ**

૯. આ સ્થિતિમાં ખાતેદારોને જિવાડવા માટે uneconomic holdings (અનાર્થિક ખાતાં) પાસેથી સરકારે બિલકુલ જમીન મહેસૂલ ન લેવું જોઈએ. એવાં જમીનનાં ખાતાંને આયપતવેરાના ધોરણે જમીન મહેસૂલની માફી જ હમેશ આપવી જોઈએ. કેટલાક એમ પણ કહે છે કે આવકનાં બીજાં સાધનોને પ્રસંગે જેમ અમુક આવક સુધી આવકવેરામાંથી માફી મળે છે તેમ જમીન પણ ઉત્પન્નનું એક સાધન હોવાથી તેમાં પણ અમુક આવકની ઇયત્તા સુધી, તથા અંતિમ વિચારના વિચારકોના મત પ્રમાણે આયપત વેરાને માટે વખતો વખત માફીની મર્યાદા ઠરાવવામાં આવે તે મર્યાદા સુધી ખાતેદારોને જમીન મહેસૂલની માફી આપવી જોઇએ. ન્યાય તથા તર્કની દૃષ્ટિએ આ માગણી ગેરવ્યાજબી નથી પણ વ્યવહારની દૃષ્ટિએ તે અમલમાં મૂકવી કઠણ છે. તેથી જે પ્રસંગે ખાતે-

દારનું ખેતીની જમીનનું ખાતું નફાકારક ખેતી માટે જે ઓછામાં ઓછું ઉત્પન્ન આવવું જોઇએ તેટલું ઉત્પન્ન આપી ન શકે એવા તમામ પ્રસંગે જમીન મહેસૂલની માફી આપી તે ઉપરાંત ઉત્પન્ન આપનાર ખાતા પાસેથી ચઢતા દરે (Graduated Scale) જમીન મહેસૂલ એક કર તરીકે લેવું જોઈએ. આમ કરવાથી વધારે ક્ષેત્રફળ તથા ફળદ્રુપ જમીનના ખેડહક્ક ભોગવનારા જેમ કર આપવાની વધારે શકિત ધરાવતા હશે તેમ વધારે ઊંચા દરે જમીન મહેસૂલ આપશે અને સરકારને રાજતંત્ર ચલાવવામાં ઉત્પન્નની ખોટ નહિ આવે. હાલમાં કેટલાક પ્રાન્તોમાં ખેડૂતો ઉપરનો જમીનમહેસૂલના ભારણનો બોજો હળવો થાય એવા કાયદા પસાર થવા માંડયા છે, તથા બીજા ઉપાય લેવાય છે.

**ખેતીના ઉત્પન્નના ભાગીદારો**

૧૦. ખેતીના ઉત્પન્નમાંથી જમીન મહેસૂલ સરકાર લઇ જાય છે, શાહુકાર દેવા પેટે ભારે દરે વ્યાજ તથા મુદ્દલ પેટે ઉત્પન્નનો મોટો ભાગ લઇ જાય છે, ગામનોકરો, બાવા વગેરે અનેક રીતે ખેડૂત પાસેથી ભાગ પડાવે છે, અને તેને ભાગે તો સખત મજૂરીના બદલામાં ખાવાને પૂરતું અન્ન તથા પહેરવાને કપડાં પણ ઘણે ભાગે રહેતાં નથી. હિન્દના ખેડૂતો પૈકી ઘણાખરા કંગાળ હાલતમાં હોય છે અને રહેણીનું પરિમાણ એટલું ઊતરતું હોય છે કે તેઓ કેવી રીતે જીવી શકે છે એ જ પ્રશ્ન ઘણાને થાય છે. જગતનો તાત આવી દીનહીન દશામાં છતાં તેની પાસેથી જમીન મહેસૂલ સખતાઇથી વધારે પડતા દરે લેવાય, શાહુકારના દેવામાં ગળા સુધી તે ડૂબેલો રહે, મરણ, પરણ તથા સીમંત વગેરે સામાજિક પ્રસંગે ન્યાતવરાના ખર્ચમાં ચુસાઈ જાય એ દશા ખરેખર જ કરુણાપાત્ર છે અને કોઈ પણ સહૃદય સરકાર નફાકારક ખેતી માટે જરૂરી જમીનનું એકમ ન ધરાવનાર દરેક ખાતેદારને મહેસૂલ ભરવાની ફરજમાંથી મુકત જ રાખે તથા જે લોકો જાતે ખેતી ન કરતાં

બીજાને જમીન દાણે અગર ભાગે આપે છે તે લોકો ગણોતિયા પાસેથી વધારે પડતી દાણ ન લે તે માટે ખાસ પગલાં ભરે.

૧૧. જો પ્રત્યક્ષ ખેતી કરનાર ખેડૂતોનો ઉદ્ધાર કરવો હોય તો સરકારે થોડુંઘણું વળતર આપવા માટે આયર્લેન્ડ માફક જમીન વર્ષાસન (Land annuities) વધારે પડતી જમીન ધારણ કરનારને આપવાનું ઠરાવી પ્રત્યક્ષ ખેડૂત તથા સરકાર વચ્ચે ઐતિહાસિક કારણોને લીધે વચલા માણસો તરીકે આવેલા જમીનદાર, તાલુકદાર, માલગુજાર, ખોત, નર્વાદાર, ભાગદાર, ઇનામદાર, જાગીરદાર, ઠાકોર વગેરેના હક્ક માફક વળતર આપી ફરજિયાત ખરીદી લેવા જોઇએ અને આખા દેશમાં સરકાર તથા પ્રત્યક્ષ ખેતી કરનાર વચ્ચે કોઇ પણ વચલા મલાઇ ખાઇ જનારા વર્ગ ન રાખતાં એકસરખી (peasant proprietorship) (નાનામાલેક ખેડૂતની પ્રથા) સ્થાપન કરવી જોઇએ; જ્યાં જ્યાં જમીનના નાના નાના ટુકડા હોય તે એકત્ર કરવા તથા નાના ટુકડા પડતા અટકાવવા માટે ખેડૂત વર્ગમાં ખૂબ પ્રચાર કરી તેમની સંમતિથી ઉપાય લેવા જોઇએ, ગૃહઉદ્યોગો તથા ખેતી સાથે થઈ શકે એવા સહાયકારક ગ્રામોદ્યોગોનું પુનર્જીવન કરવું જોઈએ અને ગ્રામપ્રજાને આશા અને સુખનો સંદેશો આપવો જોઇએ. ખેડૂતોને શાહુકારોના ત્રાસમાંથી મુક્ત કરવા, પ્રકૃષ્ટ ખેતી (intensive cultivation)થી વધારેમાં વધારે ઉપજ મળે એવા ખેતીને અનુકૂળ સુધારા દાખલ કરવા સહકારી ખેતી (co-operative forming)ની પ્રથા લોકપ્રિય કરવા તથા ખેતી સાથે થઇ શકે એવા જોડધંધા તથા બીજા ગૃહઉદ્યોગો સજીવ કરી, ખેડૂતોને આરોગ્યજીવન ગાળતા બનાવવા તથા ઇતર રીતે ગ્રામજીવન ઉચ્ચ બનાવી રહેણીનું પરિમાણ સુધારવું વગેરે કામ તો જેમ બને તેમ જલદી સરકારે કરવાં જોઈએ.

**ખેડૂતોને કેવી રીતે ઉગારાય**

૧૨. જમીન મહેસૂલ પ્રાંતિક વિષય છે. તેનો આકાર ઠરાવ-

વાનાં ધોરણ જે તે પ્રાંતની ધારાસભાએ ઠરાવી આપવાં જોઈએ. કારોબારીતંત્ર ધારાસભાની સંમતિ સિવાય પોતાની મરજી મુજબ ધોરણ ઠરાવે છે તે અયોગ્ય છે. મોન્ટફર્ડ સુધારા અમલમાં આવ્યા પછી કેટલીક ધારાસભાઓમાં આ બાબત ઊહાપોહ થઈ ધોરણ ઠરાવવામાં આવ્યાં છે. મુંબઈ ઈલાકામાં હજુ સુધી એ બાબત કારોબારીતંત્રે ધારાસભા પાસે જમીન મહેસૂલની આકારણીનાં ધોરણ ઠરાવી લીધાં ન હતાં, તે હાલમાં જ ઠરાવી લેવા ઇલાકાની કોંગ્રેસ સરકારે બિલ પસાર કરાવ્યું છે. પરંતુ તેમાં ચોકખા નફા પર આકાર લેવાનું ઠર્યું નથી. એ શોચનીય છે.

**આકાર ધારાસભા ઠરાવે**

૧૩. જગત્મંદીને લીધે ખેતીના પાકના ભાવ તદ્દન પડી ગયેલા છે; તેથી પૈસાના રૂપમાં મહેસૂલ ભરવું મુશ્કેલ પડે છે. ખેતીના પાકના સાલોસાલના સરેરાશ ભાવના ધોરણે જમીન મહેસૂલ વત્તુંઓછું લેવાનું ઠરાવવામાં આવે તો ખેડૂતો ઉપરનું જમીન મહેસૂલનું વાસ્તવિક ભારણ સરખું રહે. ઊંચા ભાવ વખતે આકાર ઠરાવ્યો હોય તે નીચા ભાવ વખતે કાયમ રહેવો ન જોઇએ, પણ જેટલા ટકા ભાવ પડયો હોય તેટલા ટકા મહેસૂલ આપોઆપ (automatically) ઘટે એવું ધોરણ સ્વીકારવામાં આવે તો ખેડૂતોને ન્યાય મળે. આ ધોરણનો અમલ પંજાબના લાયલપુર જિલ્લાના રિવિઝન સેટલમેન્ટને અંગે કરવામાં આવ્યો છે અને મુંબઇ સરકાર પણ તેને અનુસરવા માગે છે.

**ભાવની ચઢ ઉતર ઉપર જમીન મહેસૂલનું માગણું રહેવું જોઇએ**

૧૪. ખેતીની જમીનને અંગે ખેતીના મજૂરોનો વર્ગ હોય છે. જે પ્રદેશમાં સંઘટિત ઉદ્યોગો અસ્તિત્વમાં હોય છે તેની આસપાસના પ્રદેશમાં મજૂરોને વધારે મજૂરી આપવી પડે છે, અને તેટલે અંશે

**ઘરનાં માણસોની મજૂરીને લીધે ખેતી ટકી છે**

ખેતીનો ખર્ચ વધે છે. પણ ઘણે ભાગે આપણા ખેડૂતોના ઘરનાં માણસો મજૂરી માટે કામ આવતાં હોવાથી ખેતીનો ધંધો નફાકારક નહિ છતાં ફક્ત મજૂરીના બદલામાં જેમતેમ જીવી શકે છે.

## ઔદ્યોગિક મજૂરોના પ્રશ્ન

**ગૃહઉદ્યોગમાં મજૂરી**

૧૫. હુન્નરઉદ્યોગોમાં ગૃહઉદ્યોગો ઘણે ભાગે પડી ભાગ્યા છે. તેમાં કામ કરનાર માણસ ઘણે ભાગે પોતે જ માલેક તથા મજૂર હોય છે એટલે આવકની વહેંચણીમાં મજૂરીનો જૂદો ભાગ હોતો નથી. જ્યાં ગૃહઉદ્યોગો (રેશમી કાપડનાં કારખાનાં વગેરે) મૂડી ધારણ કરનાર એક ઠેકાણે કારીગરોને ભેગા કરીને શહેરોમાં ચલાવે છે ત્યાં કારીગરોને મહેનતાણું મળે છે. પણ તેઓ પોતપોતાને ઘેર રહેતા હોવાથી તેમને વસાવવા માટેનાં મકાનોનો સવાલ ઊભો થતો નથી. તેઓ સંગઠિત નહિ હોવાથી મજૂરીના દર વધારાવવા હિલચાલ કરી શકતા નથી અને એ ધંધાઓની સ્થિતિ પણ ઘણી વખતે વધારે બોજો ઉઠાવી શકે એવી હોતી નથી.

**ખેતી તથા ગૃહઉદ્યોગોમાં મજૂરીના દર**

૧૬. જુદાજુદા પ્રાંતમાં ખેતી તથા ગૃહઉદ્યોગો તથા હુન્નરકળાના અંગે મહેનતાણાના દર જુદાજુદા હોય છે. મહેનતાણું કેટલીક વખતે રોકડ સ્વરૂપનું, કેટલીક વખતે રોકડ રોજ તથા ખોરાક અને બીડી તમાકુ સાથે, કેટલીક વખતે ફક્ત દાણાના રૂપમાં અને કેટલીક વખતે ઇતર પ્રકારનું પણ હોય છે.

છેલ્લાં થોડાં વર્ષમાં ગામડાંમાં મજૂરીના દર પૈસાના રૂપમાં ઘટયા છે પણ સોંઘવારીને લીધે વાસ્તવિક મહેનતાણાંમાં ખાસ ફેર પડયો નથી. જો ૧૯૧૩માં મહેનતાણાનો દર્શકઆંક (Index number) સો ગણવામાં આવે તો મુંબઇ ઇલાકાનાં શહેરોમાં

ખેતીની મજૂરી કરવાનો આંક ૧૪૪, અને સામાન્ય મજૂરનો આંક ૧૫૧ આવે અને કારીગર મજૂરનો ૧૮૦ આવે અને ગામડાંમાં તે અનુક્રમે ૧૩૧, ૧૩૫, ૧૬૫ આવે એટલે જો કે છેલ્લા થોડાં વરસમાં દર ઘટયા છે તોપણ ૧૯૧૩ સાથે સરખાવતાં મજૂરીના આજના દર કાંઇક વધ્યા છે એ વાત સ્વીકારવી જોઇએ. સંઘટિત ઉદ્યોગોની આસપાસના પ્રદેશની બહાર મજૂરી કાંઇક અંશે ઓછી પડે છે. પંજાબમાં સુથારને દરરોજના ૧૬ થી ૩૨ આના, કડિયાને ૧૬ થી ૩૮ આના અને બિનકારીગર સાધારણ મજૂરને ૫½ થી ૧૬½ આના સુધી મળે છે, એમ ૧૯૨૭ આખરનાં પંચવાર્ષિક સરેરાશ રિપોર્ટ ઉપરથી જણાય છે. મુંબઇ તથા બંગાળા જેવા સંઘટિત ઉદ્યોગોના ઇલાકાઓમાં મજૂરીના દર બીજા પ્રાંતો કરતાં વધારે રહે છે.

**સંઘટિત ઉદ્યોગોમાં મહેનતાણાના દર**

૧૭. સંઘટિત ઉદ્યોગોમાં સુતરાઉ કાપડની મિલોમાં મુંબઇ ઇલાકામાં ૧૯૨૬ની તપાસ સમિતિના કહેવા પ્રમાણે મજૂરીના દર નીચે પ્રમાણે હતાઃ—

| ઉદ્યોગનું કેન્દ્ર | સરેરાશ | રોજંદારી | મજૂરી |
|---|---|---|---|
| | પુરુષ | સ્ત્રી | બાળક |
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| મુંબઇ | ૧–૮–૦ | ૦–૧૧–૧૧ | ૦–૦–૦ |
| અમદાવાદ | ૧–૬–૮ | ૦–૧૨–૬–૦ | ૦–૫–૬ |
| સોલાપુર | ૧–૦–૫ | ૦–૬–૮ | ૦–૪–૦ |

( મુંબાઇના દરમાંથી ૧૮ ટકા અને સોલાપુરના દરમાંથી ૧૨½ ટકા મજૂરીમાં ઘટાડો થવાથી કાપવાના છે.)

આ દર સરેરાશ છે. વધારે દરના તથા ઓછા દરના મજૂરોના મજૂરીના દરના સરવાળા કરી સરેરાશ દર આપ્યા છે. બીજા પ્રાંતોના દર મુંબઇ ઇલાકાના દરથી કાંઇક અંશે ઓછા રહે છે, તેમજ બીજા સંઘટિત ઉદ્યોગોના મજૂરોના દર ઉપરના દરથી વધારે આવતા નથી. જીન તથા પ્રેસના દર ઓછા હોય છે.

૧૮. મજૂરોની તકરાર છે કે ઉદ્યોગપતિઓ તથા ચા કૉફીના બગીચાના માલેકો મજૂરીની મહેનતના પ્રમાણમાં ઘણું થોડું આપે છે.

**મજૂરીના દર સંબંધે ચર્ચા**

મૂડીવાદી સમાજમાં ઉદ્યોગોનાં કારખાનાં ખાનગી માલેકીનાં હોય છે અને તેથી નફાની દૃષ્ટિએ ઉદ્યોગો ચલાવાય છે. મજૂરોની સંખ્યા ખપ કરતાં ઘણી મોટી છે. તેથી મજૂરી અર્પણ કરવા ઇચ્છનારની સખત હરીફાઇને લીધે રાષ્ટ્રીય ઉત્પન્નમાંથી મજૂરોને ઘણો ઓછો ફાળો મળે છે. જે વખતે મૂડીની પણ રેલમછેલ હોય છે ત્યારે વ્યાજના દર ઘટી જાય છે અને વ્યાજ પણ માફકસર જ અપાય છે. હાલમાં હિન્દી સરકાર ૩ થી ઓછા ટકાની લોનો ભરાવી શકે છે તે ઉપરથી વ્યાજના દર કેટલા પડયા છે તે જણાઈ આવે છે. પોસ્ટઓફિસ સેવિંગ્જ બેંકે લાંબા વખતનો ૩ ટકાનો સાદા વ્યાજનો વહીવટ બંધ કરી ફક્ત ૨ ટકા આપવાનું ઠરાવ્યું છે. પૈસાવાળાની મૂડી પૈસો, મજૂરની મૂડી અંગ મહેનત, તથા વ્યસ્થાપકની મૂડી અક્કલના બદલામાં વ્યાજ, મજૂરી, વ્યવસ્થાપકનું મહેનતાણું તથા જમીનરૂપી મૂડીનો બદલો ભાડું ગણાય છે. એ ચારે જતાં જે વધે તે નફો કહેવાય છે. ખપ અને છતના ધોરણે જે તે મૂડીનો બદલો મળે છે, એટલે તર્કદૃષ્ટિએ મજૂરોને મજૂરીના દર માટે તકરાર કરવા કારણ રહેતું નથી.

૧૯. પરંતુ મજૂરો નિર્જીવ નથી. તેમને ખાવાપીવા, પહેરવા-ઓઢવા, રહેવાકરવા, ખોરાક, કપડાં તથા રહેઠાણની જરૂર રહે છે

**આરોગ્યજીવનનાં ઓછામાં ઓછાં સાધનો મજૂરોને મળવાં જોઇએ**

અને આરોગ્યજીવન જીવવા માટે જેટલી ઓછામાં ઓછી જીવનની જરૂરિયાતની જરૂર હોય તેટલું મહેનતાણું અપાવવાની દરેક સુધરેલા સમાજની ફરજ છે. એમ કરતાં નફો ઓછો રહે તો ભલે, મિલ–એજન્ટોને કમિશન ઓછું મળે તો ભલે, નાણાં પૂરાં પાડનારને વ્યાજ ઓછું

મળે તો ભલે અને વ્યવસ્થાપકનું મહેનતાણું ઘટે તથા જમીનનું ભાડું જમીનના માલેકને ઓછું મળે તો ભલે, પણ મજૂરને minimum living wage આપવાનો દરેક રાજ્યનો ધર્મ છે. એ પરિણામ લાવવા માટે સરકાર કાયદા ઘડે, કાનૂની સમિતિઓ સ્થાપી દેખરેખ રાખે તથા દર ઠરાવી આપે તથા કાયદાથી ફરજ પાડી ખાનગી નફા ઉપર કાપ મૂકે તથા જમીનનું ભાડું તથા નાણાંના વ્યાજ સંબંધે કેટલાક અંકુશ મૂકે તો તેને બહુજનસમાજનો ટેકો જ મળે. સમાજના કલ્યાણ માટે રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે રાજ્યતંત્ર હોય છે અને તેથી સમાજના કોઈ પણ ઘટક આરોગ્યજીવન ન જીવી શકે એવી પરિસ્થિતિ કોઈ પણ સરકારે ઘડીભર પણ ન નભાવવી જોઈએ. રાજ્યની ફરજ છે કે તે મૂડીદારોને નાથે અને તેમની પાસે રાષ્ટ્રીય ઉત્પન્નમાંથી યોગ્ય હિસ્સો મજૂરોને અપાવે. જેમના પરસેવામાંથી રાષ્ટ્રીય ઉત્પન્ન આવે છે તેમને જ જીવન જીવવાનાં ઓછામાં ઓછાં સાધનો ન મળે તો તે રાજ્યને પણ સુધરેલી દુનિયાના પ્રજામત આગળ નીચું જોવડાવનારું છે.

**સમાજવાદનું દૃષ્ટિબિન્દુ**

૨૦. પરંતુ રાજ્યો આ પ્રશ્ન તરફ મૂડીદારોના દબાણને લીધે દુર્લક્ષ કરે છે, તેથી ખાનગી માલેકી રદ કરી અમુક ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ કરી તે સરકાર હસ્તક રાખવા સમાજવાદીઓ માગણી કરે છે. ખાસ કરીને લોખંડ તથા કોલસાની ખાણો, રેલ્વે–ટ્રામ–બસ–સ્ટીમરો–વહાણો–હવાઇ વિમાનો–વગેરે અવરજવરનાં સાધનો તથા બીજી Public utility services (જાહેર ઉપયોગનાં ખાતાં) સરકાર હસ્તક રહે અને ઉપભોક્તા તથા મજૂરોની દૃષ્ટિએ વહીવટ થાય એવો આગ્રહ થાય છે. કેટલાક સમાજવાદીઓ દેશનાં શરાફી સાધનોને સરકાર હસ્તક રાખવા–બેંક ઑફ ઈંગ્લાંડ જેવી કેન્દ્રિત આંતરરાષ્ટ્રીય શરાફી પેઢીને ખાનગી વહીવટમાંથી કાઢી લઇ રાજ્યના હસ્તક મૂકવા કહે છે, કે જેથી નફાબાજીની

દૃષ્ટિથી શરાફી ધંધો ન કરતાં રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ વહીવટ થાય. સરકાર હસ્તક જેજે ઉદ્યોગો રહે તેમાં રાજકીય દબાણ લાવીને મજૂરોને ઓછામાં ઓછી જીવનની જરૂરિયાતો મળે એટલી મજૂરી અપાવી શકાય, રહેવા માટે આરોગ્યતાવાળાં રહેઠાણ અપાવી શકાય તથા મજૂર-કલ્યાણનાં અનેક કામ થાય એમ આ વિચારકોનું કહેવું છે.

**સામ્યવાદી વિચારસરણી**

૨૧. ઉપર જણાવેલા સમાજવાદીઓથી એક પગલું આગળ જઈ સામ્યવાદીઓ ( communists ) કહે છે કે કોઈ પણ હુન્નર-ઉદ્યોગ, વેપાર કે ખેતીમાં ખાનગી માલેકી ન રહેવી જોઈએ. અર્થોત્પાદનનાં તમામ સાધનોની માલેકી રાજ્યની હોવી જોઈએ અને આમવર્ગ ( ખેડૂત-મજૂર ) ની સરમુખત્યારી સ્થાપન કરી બહુજનસમાજનું કલ્યાણ સાધવું જોઇએ. રાજ્ય અર્થોત્પાદનના તમામ સાધનોનું માલેક થતાં જમીનનાં ભાડાં, મૂડીનાં વ્યાજ તથા ખાનગી નફાના પ્રશ્ન ઊડી જશે, અને સેવાભાવે કામ કરાવવાથી ઓછા ખર્ચમાં માલ પેદા થતાં મહેનત કરનારાંને તેમની જરૂરિયાતના પ્રમાણમાં આરોગ્યજીવનનાં ઓછામાં ઓછાં સાધન પૂરાં પાડી શકાશે.

દરેક જણે પોતાની શક્તિ પ્રમાણે કામ કરવું જોઇએ અને બદલા તરીકે જેની તેની જરૂરિયાત પ્રમાણે મહેનતાણું આપવું જોઇએ એ તેમનો મુખ્ય સિદ્ધાંત છે. જે અંગમહેનત કરવા સશક્ત છતાં ન કરે તેમનો ખાવાનું મેળવવાનો સમાજ ઉપર હક્ક નથી. તેથી પરોપજીવી શ્રીમંત તથા આરામ ભોગવતા વ્યાજખાઉ આળસુઓ ( leisured class )ને તેમના સમાજમાં સ્થાન નથી. તેઓ વર્ગવિહીન, મજૂરીની ખાનદાની સમજી કામ કરનારા સમાજની રચના કરવા પ્રયત્ન કરે છે અને રશિયાનો અખતરો એ પ્રયત્નનું જ પરિણામ છે. વખતોવખત જરૂર પ્રમાણે એ અખતરામાં ફેરફાર

થયા છે અને મૂડીવાદી કેટલીક વસ્તુઓ હાલના સરમુખત્યાર સ્ટેલિન-ના વખતમાં ફરી દાખલ કરવી પડી છે.

**'સ્વદેશી સમાજવાદ'**

૨૨. આ બધાથી વિલક્ષણ ગાંધીજીનો સ્વદેશી સમાજવાદ છે. તેઓ શ્રીમંતોને તથા જમીનદારોને તેમના કબજામાં આવેલી સંપત્તિ તથા જમીનના ટ્રસ્ટી ( રખેવાળ ) ગણે છે અને ટ્રસ્ટીઓ તરીકે એ મિલ્કતનો સાર્વજનિક ઉપયોગ જનતાના કલ્યાણ માટે કરે એમ ઇચ્છે છે. એમના તત્ત્વજ્ઞાનમાં વર્ગ-વિગ્રહને સ્થાન નથી, વર્ગવિગ્રહનો પ્રસંગ આવતો હોય તોપણ તેમાં હિંસા ન જ થવી જોઈએ; પણ અહિંસા, પ્રેમ તથા સત્યાગ્રહના રામબાણ ઉપાયથી હૃદયપલટો કરાવવો જોઇએ. યાંત્રિક ઉદ્યોગયુગ દાખલ થતાં પહેલાં નોકર તથા શેઠ વચ્ચે મીઠો સંબંધ રહેતો અને શેઠ અને મજૂર અથવા જમીનદાર અને ગણોતિયા વચ્ચે બાપબેટાનો સંબંધ ઘણી વખત દૃષ્ટિએ પડતો તે સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરવ. એ શક્ય નથી એમ કહી સમાજવાદીઓ પોતાના વિચારોનો ફેલાવો કરે છે. ગૃહઉદ્યોગોનું પુનર્જીવન પણ પાશ્ચાત્ય સમાજવાદથી ગાંધીજીના તળપદા સમાજવાદને જુદો પાડે છે. પંડિત જવાહરલાલ નહેરૂ વૈજ્ઞાનિક સમાજવાદ ( scientific socialism ) નો પુરસ્કાર કરે છે, પણ તે પાશ્ચાત્ય સમાજવાદ તથા ગાંધીજીના સ્વદેશી સમાજવાદના અભ્યાસને પરિણામે ઉત્પન્ન થયેલો "હિન્દ-પાશ્ચાત્ય મિશ્ર સમાજવાદ" છે.

**મજૂરો સંબંધે કાયદા**

૨૩. ઔદ્યોગિક મજૂરોના રક્ષણ માટે અનેક કાયદા થયા છે. કારખાનાંના કાયદા પ્રમાણે મજૂરોનું અકસ્માત સામે રક્ષણ કરવા અમુક પ્રકારનાં સાધનો રાખવાની ફરજ રાખી છે, કારખાનાંમાં આરોગ્ય જળવાય એવી રીતે કામ કરવાનાં સાધનો રાખવાનું ઠરાવ્યું છે, બાળમજૂરી રદ કરવા અથવા ઘટાડવા

પ્રયત્ન થયો છે, સ્ત્રીમજૂરોને રક્ષવા ધોરણ દાખલ થયાં છે, કામ કરવાના કલાક ઘટાડવામાં આવ્યા છે, મહેનતાણું ક્યારે ક્યારે આપવું તે સંબંધે ધોરણ ઠર્યાં છે, અકસ્માત વખતે મજૂરોને મળવાના વળતરના કાયદા અમલમાં મુકાયા છે, ઔદ્યોગિક રોગો માટે પણ વળતર આપવું જોઇએ એ બાબત ચર્ચા ચાલે છે, પ્રસુતિ પહેલાં તથા પછી અમુક મુદત સુધી સ્ત્રીમજૂરોને રજા આપવા તથા maternity benefits આપવાનો કાયદો અમલમાં આવ્યો છે, મજૂરોને મહાજન સ્થાપવાનો હક્ક અપાયો છે અને પોતાનાં દુઃખનું નિવારણ કરવા માટે છેલ્લા ઉપાયતરીકે હડતાલ પાડવાની છૂટ મળી છે. માત્ર સાર્વત્રિક હડતાલ પાડવાના પ્રસંગે પ્રજાની ભારે ગેરસોઇ ન થાય એવા કેટલાક અંકુશ મુકાયા છે.

## શાહી મજૂર કમિશન

૨૪. મિ. વ્હીટલેના અધ્યક્ષપણા નીચે ૧૯૨૯ ના મેમાં મજૂરોના પ્રશ્નો તપાસવા માટે શાહી કમિશન નીમવામાં આવ્યું હતું. આખા દેશમાં ફરીને એ કમિશને પોતાનો રિપોર્ટ ૧૯૩૧ ના જૂનમાં બહાર પાડયો હતો. તેમાં મજૂરો સંબંધે સર્વ માહિતી એકત્ર કરવામાં આવી હતી અને હાલની સ્થિતિમાં કયા ફેરફારો થવા જોઇએ તે સૂચવ્યું હતું. એ કમિશનની ભલામણો ઉપરથી મજૂરો સંબંધી હાલની સ્થિતિમાં શું શું ખામીઓ છે તેનો ખ્યાલ આવતો હોવાથી મુખ્ય ભલામણો શી હતી તે આપણે જોઈએ.

**મજૂરોનો ગામડાં સાથે સંબંધ કાયમ રહેવા દેવો જોઇએ**

૨૫. કેટલાક એમ કહે છે કે હિન્દનો મજૂર ગામડાંની પોતાની જમીન સાથે સંબંધ રાખતો હોવાથી સ્થાયી મજૂર મળવાની મુશ્કેલી રહે છે અને ઉદ્યોગોને ખમવું પડે છે; હડતાલ પડે છે ત્યારે ગામડાંની જમીનના સંબંધને લીધે મજૂરો છછ મહિના સુધી હડતાલ ટકાવી શકે છે. તેથી મજૂરનો જમીન સાથેનો કાયમનો સંબંધ છૂટે અને તે બ્રિટન માફક

ફક્ત કારખાનાંની મજૂરી ઉપર જ પૂર્ણ આધાર રાખતો થઈ જાય તો તેની મજૂર તરીકે કાર્યક્ષમતા વધશે અને લાંબી હડતાલો નહિ પાડી શકે. વ્હીટલે–કમિશને અભિપ્રાય આપ્યો છે કે જમીન સાથે મજૂરોનો સંબંધ કાયમ રહેવા દેવામાં સમાજને લાભ છે, કારણ કારખાનાના અનારોગ્ય વાતાવરણમાંથી થોડો વખત ગામડે જતાં, મજૂરો આરોગ્ય તથા તાજગી મેળવી આવે છે અને શહેરોમાં જે નરકાગાર જેવાં પશુને લાયક મકાનોમાં જિંદગી ગાળવી પડે છે તેમાંથી તેઓ થોડા વખત માટે છૂટે છે. મજૂરોના હિતની દૃષ્ટિએ જમીન સાથેનો સંબંધ ઇષ્ટ છે; કારણ એ સંબંધ તૂટતાં ઉદ્યોગપતિઓની દયા ઉપર તેમને જીવવું પડે અને લાંબી હડતાલ પાડવાની અસમર્થતાને લીધે મજૂરીના દરમાં વધારો કરાવવામાં અગર કાપ અટકાવવામાં તેઓ નિષ્ફળ નીવડે. ગામડે પાછા જતા મજૂરોની જગ્યાએ બીજા મજૂરો પૂરા પ્રમાણમાં મળી આવે છે, એટલે ઉદ્યોગોને ખાસ હરકત પડે એમ નથી અને હવે હિન્દના મજૂરો પોતપોતાના કામમાં પૂરતા કાર્યક્ષમ થાય છે.

**જોબરો મારફત મજૂરો રાખવાની પદ્ધત બંધ પાડવી જોઈએ**

૨૬. હાલમાં મજૂરોને જોબરો નોકરીમાં રાખે છે તથા કઢાવી મૂકી શકે છે. તેથી લાંચ રુશ્વત વધી છે અને મજૂરો ઉપર જુલ્મ થાય છે. કારખાનાંના વ્યવસ્થાપક તથા એજન્ટ સાથે મજૂરો સીધા સંબંધમાં જવલ્લે જ આવે છે અને તેથી માનવતાભર્યો વહીવટ રહેવાને બદલે યાંત્રિક વહીવટ થઇ જાય છે. તેથી કમિશન ભલામણ કરે છે કે જોબરો મારફત મજૂરો મેળવવાની પદ્ધત કાઢી નાખવી જોઇએ અને કારખાનાંમાં મજૂરોને નીમવા, બરતરફ કરવા, રજા મંજૂર કરવા વગેરે માટે એક લેબર ઓફિસર (મજૂર અમલદાર) રાખવો અને જ્યાં સ્ત્રીમજૂરો વધારે પ્રમાણમાં હોય ત્યાં કોઇ ભણેલી સ્ત્રીને દેખરેખ રાખવા તથા સ્ત્રીઓને સારુ કલ્યાણકારક પ્રવૃત્તિઓ ચલાવવા રાખવી.

જ્યાં સ્વતંત્ર અમલદાર ન નીમી શકાય ત્યાં મૅનેજર કિંવા બીજો કોઇ જવાબદાર અમલદાર મજૂરોને નોકરીમાં રાખવાનું કામ સંભાળે. મજૂરોને જુદીજુદી વખતે રજા ઉપર જવાને ઉત્તેજન આપવું કે જેથી તેઓ પોતાનું આરોગ્ય પાછું મેળવી શકે અને રજા પૂરી થતાં તેઓ જરૂર કામ ઉપર ચઢી જશે એવું તેમની પાસેથી વચન લેવું. સારા નોકરી કરનાર મજૂરને રજા દરમ્યાન નિર્વાહ માટે કાંઇક ભથ્થું આપવું કે જેથી તેને પોતાના કારખાના તરફ મમતા રહે અને રજાની મુદત દરમ્યાન તેને કાંઇક મદદ મળે. મજૂરો કમી કરવાને પ્રસંગે બેકારી સામે વીમો ઉતારવાની ઉદ્યોગપતિ તથા મજૂરના એકત્ર સહકારવાળી યોજના અમલમાં મૂકવી તથા દુષ્કાળશમન માટે જે ઉપાય લેવાય છે તે ધોરણે ઔદ્યોગિક મજૂરોની બેકારી ટાળવાના ઉપાય લઈ શકાય કે કેમ તેનો સરકારે ઘટતો વિચાર કરવો.

**કામના કલાક તથા રજા**

૨૭. મજૂરોના કેટલાક ખેરખાં સભ્યો અઠવાડિયામાં ૪૮ કલાક મજૂરી લેવાની હિમાયત કરે છે, કમિશનની બહુમતી ૫૪ કલાકની હિમાયત કરે છે; જ્યારે સર વિકટર સાસૂને ૬૦ કલાકનું ધોરણ કાયમ રાખવા માગણી કરી છે. પરંતુ સરકારે વચલો રસ્તો સ્વીકારી એક મજૂર પાસે વધારેમાં વધારે સરેરાશ ૫૪ કલાક એક અઠવાડિયામાં કામ લઇ શકાય એમ કાયદાથી ઠરાવી તેમાં અપવાદ રાખ્યા છે. જીનીવાની આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદે મજૂરના વધારેમાં વધારે આઠ કલાક રાખવાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે અને આપણા દેશ જેવા ઉષ્ણ કટિબંધમાં આવેલા દેશમાં આઠ કલાકથી વધારે મજૂરી લેવી યોગ્ય નથી. પરંતુ આપણા મજૂરો કામ કરતી વખતે બીડી પીવાને બહાને, લઘુશંકા કરવાને બહાને વખત બગાડતા માલૂમ પડે છે ને તેથી તેમને પૂરતી આરામએશ મળે છે એવી દલીલ કરી દરરોજની મજૂરીના કલાક વધારે રાખવા સંઘટિત ઉદ્યોગોના માલેકો આગ્રહ કરે છે અને

તેથી મધ્યમ માર્ગ તરીકે દરરોજના ૯ કલાકનો રોજ મજૂરી માટે કમિશને તથા સરકારે કબૂલ રાખ્યો છે.

જે કારખાનામાં હમેશ સતત કામ કરવું પડે છે અથવા લોકોની દરરોજની જરૂરિયાતો પૂરી પાડવા માટે ઉપયોગી છે તે કારખાનામાં ૫૬ કલાકનું મજૂરીનું અઠવાડિયું રાખી મજૂર પાસેથી ૫૪ કલાકથી વધારે કામ ન લેવાય એની કાળજી રાખવી તેમ જ રજાઓ સંબંધે જે ધોરણો અમલમાં હોય તે કાયમ રાખવાં કમિશન કહે છે.

કામ કરવાના કલાકો જો કે ૯ દરરોજના ઠરાવ્યા છે, તોપણ ૯ કલાકની સતત મજૂરી શરીરને હાનિકારક હોવાથી નિદાન એક કલાક જેટલી એકંદર વિશ્રાંતિ મળે એવી રીતે મજૂરોની સલાહ લઈ તથા કારખાનાંના મુખ્ય તપાસનીસની મંજૂરીથી કારખાનાંના માલેક અથવા વ્યવસ્થાપકોએ વચ્ચે વચ્ચે વિશ્રાંતિનો વખત ઠરાવવો જોઈએ.

બાળકો પાસે દરરોજની પાંચ કલાકથી વધારે મજૂરી લેવી નહિ અને તેમને વચ્ચે એક વિશ્રાન્તિ વેળાનો લાભ આપવો.

દરરોજની મજૂરીના ઠરેલા કલાક ઉપરાંત વધારાના વખતના કામ માટે, (જ્યાં ૫૪ કલાક કરતાં વધારે કામ અઠવાડિયે લેવું પડે ત્યાં) મજૂરીના સામાન્ય દર કરતાં સવાયા દરે અને જ્યાં ૬૦ કલાક ઉપરાંત કામ કરવું પડતું હોય ત્યાં દોઢા દરે મહેનતાણું આપવું જોઈએ. ખાસ અપવાદ જેવા પ્રસંગે જ અઠવાડિક ૫૪ કલાક કરતાં વધારે કલાક કામ મજૂરો પાસે લેવા દેવું જોઇએ.

**મજૂરોની સલામતી તથા તંદુરસ્તી સાચવવાની સવડ રાખવી જોઈએ**

૨૮. કારખાનાંમાં ઊડતી ધૂળ ઘટાડવા, દર વરસે ધોળી કરીને સાફસૂફ રાખવા, સ્ત્રીઓ તથા પુરુષો માટે અલગ જાજરૂઓ રાખી તે સ્વચ્છ રખાવવા, હવા ઠંડી રાખવા, મજૂરોનાં શરીર તથા જાનની સલામતી માટે પગલાં ભરવા, કારખાનાંનાં મકાન મજબૂત હોવાના દાખલા રજૂ કરવા, મજૂર કલ્યાણ માટે

કારખાનાંમાં કામ કરવા સંબંધે જુદીજુદી સગવડો પૂરી પાડવા, અકસ્માત સમયે પ્રાથમિક સારવાર માટે જરૂરી ચીજોની પેટીઓ રાખવા, નાહવાધોવા માટે પાણી તથા સ્થળ પૂરાં પાડવા, ૬ વર્ષ સુધીના બાળકો માટે બાળકાલય રાખી તેઓની સંભાળ માટે પૂરતી આવડતવાળી સ્ત્રીઓ રાખવા, વિશ્રાંતિ તથા ઉપાહાર માટે સાધનો પૂરાં પાડવા, દાક્તરી લાયકાતવાળાને કારખાનાના તપાસનીસ નીમવા, દરેક પ્રાંતમાં સ્ત્રી તપાસનીસ રાખવા તથા બીજી રીતે કારખાનાં સંબંધે કાયદાનો સખત અમલ કરવા તથા ઉપરના સુધારા અમલમાં મૂકવા માટે કાયદામાં જરૂરી દુરસ્તી કરવા કમિશને જણાવ્યું છે.

**મોસમી કારખાનાં**

૨૯. મોસમી કારખાનાં વધારેમાં વધારે ૧૧ કલાક અને અઠવાડિયામાં ૬૦ કલાક ઉઘાડાં રખાય, પણ કોઈ પણ મજૂર પાસે ૯ કલાકથી વધારે વખત કામ ન લેવું જોઈએ. મોસમી કારખાનાંમાં કપાસનાં જીન, લાખનાં કારખાનાં, ગળીનાં કારખાનાં, કૉફીનાં કારખાનાં, રબરનાં કારખાનાં, રૂ તથા સણની ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ, ચાનાં કારખાનાંનો સમાવેશ કરવો. જ્યાં સ્ત્રીઓ પાસે હદ ઉપરાંત કામ લેવાય છે એમ લાગે ત્યાં સ્થાનિક સરકારે અમુક પ્રકારનાં કારખાનાંમાં ૧૧થી ઓછા નહિ એટલા અમુક કલાકથી અમુક કલાકની મર્યાદા બહાર સ્ત્રી મજૂરોને કામે ન લગાડવી એમ જાહેર કરવું જોઈએ. કપાસ પીલવાનાં તથા ગાંસડી બાંધવાનાં કારખાનાંનાં પ્લેન મંજૂર કરતાં પહેલાં પૂરતું હવા અજવાળું મજૂરોને મળે એમ છે કે નહિ તેની તપાસનીસે (ઇન્સ્પેક્ટરે) ખાતરી કરવી. ચાનાં કારખાનાંમાં ધૂળ કાઢી બરાબર સાંચાકામ ગોઠવવાની ફરજ પાડવી. ડાંગર ખાંડવાના ચોખાનાં કારખાનાંમાં પણ ધૂળ બધે ન ફેલાય તેવાં સાંચાકામ રાખવાં જોઇએ. જે કામ કરવા સ્ત્રીઓને કામે લગાડી હોય અને તે કામ એવા પ્રકારનું હોય કે જેથી હવા અસ્વચ્છ થઈ બગડ-

તી હોય ત્યાં બાળકોનું રક્ષણ કરવા માટે કામચલાઉ છાપરાવાળું આશ્રયસ્થાન કંપાઉન્ડમાં ઊભું કરી તેમાં બાળકોને યોગ્ય દેખરેખ તથા સારવાર નીચે રાખવાની ફરજ પાડવી જોઈએ.

અમુક ઊંચાઈના બાળકો કામે લગાડી શકાશે, તેથી ઓછી ઊંચાઈના બાળકોને કામે લગાડી શકાશે નહિ એમ ઠરાવવા સ્થાનિક સરકારને અધિકાર આપવા જોઇએ. મોસમી કારખાનાંની તપાસણી સખતાઈથી થવી જોઈએ. તે માટે થોડો વખત આપી શકે એવા મહેસૂલી અમલદારોને પૂરતી તાલિમ આપીને તેમની પાસે કામ કરાવવું જોઈએ.

**યંત્રશક્તિથી ચાલતાં નાનાં કારખાનાં**

૩૦. યાંત્રિક બળ વાપરનારાં નાનાં કારખાનાં (વીસથી ઓછાં પણ ૧૦ થી ઓછાં નહિ એટલાં માણસ કામે લગાડનારાં કુદરતી શક્તિઓની મદદથી ચાલતાં કારખાનાં) ને કારખાના સંબંધે કાયદાની મજૂરોની સલામતી તથા આરોગ્ય-રક્ષક કલમો અથવા આખો કાયદો લાગુ પાડવાં તથા જ્યાં ભયભરેલા સંજોગોમાં કામ કરવું પડતું હોય ત્યાં દસથી ઓછાં માણસો કામ કરતાં હોય તો પણ મજૂરોના હિત માટે ઉપરનાં ધોરણો લાગુ પાડવા પ્રાંતિક સરકારને સત્તા આપવી.

**યાંત્રિકશક્તિ સિવાય ચાલનારાં કારખાનાંમાં બાળમજૂરી**

૩૧. જ્યાં એવી યાંત્રિક શક્તિનો ઉપયોગ થતો ન હોય ત્યાં ૫૦ અગર તેથી વધારે માણસ કામે લગાડનારાં કારખાનાઓ માટે ટૂંકો અને સાદો કાયદો પસાર કરવો. શરૂઆતમાં દસ વરસથી ઓછી ઉમરના નહિ એવા બાળકોને કામે લગાડવા છૂટ આપવી અને ધીમે ધીમે એ જ ઇયત્તા વધારી ૧૪ વરસની ઉમર સુધી લઈ જવી. દિવસના અમુક કલાકથી અમુક કલાક સુધી બાળકોને કામે લગાડી શકાશે એમ જે

તે પ્રાંતની જરૂરિયાત પ્રમાણે પ્રાંતિક સરકાર ઠરાવે અને બાળક પાસે નવ કલાકના ઠરાવેલા ગાળામાં ૭ કલાકથી વધારે કામ નહિ લેવા તથા નિદાન એક કલાક વિશ્રાંતિનો રાખવા ઠરાવવું જોઈએ.

પૂરું કામ જે બાળકે કર્યું હોય તેની પાસેથી ૭ કલાક ઉપરાંત કામ કરાવવાની મનાઈ કરવી તથા કારખાનાંના વખત પછી ઘેર કામ કરવા બાળકને સોંપવું નહિ એમ ઠરાવવું, તેમ જ બાળક ૭ કલાક કામ એક કારખાનામાં કર્યા પછી બીજા કોઈ કારખાનામાં વધારે કલાક કામ કરવા ન જાય એમ ઠરાવવું જોઈએ. બાળમજૂરી મેળવવા માટે પુખ્ત ઉમરના મજૂરોને અગાઉ નાણાં આપવાનાં અનેબાળમજૂરી પૂરી પાડવાની કબૂલતનાં દસ્તાવેજ કરવાનાં કૃત્યોને ગુન્હા ઠરાવવા. નિદાન ૧૫ વર્ષ અંદરના બાળકો માટે થતા આવા કરાર નિરર્થક ઠરાવવા જોઈએ.

આવાં કારખાનાં અઠવાડિયામાં સ્થાનિક સરકાર ઠરાવે તે દિવસે બંધ રાખવાં.

આ ધોરણોનો સમાવેશ કરનાર નવો કાયદો ૫૦ થી ઓછાં માણસો કામે લગાડનાર કારખાનાને લાગુ પાડવા સ્થાનિક સરકારોને અધિકાર આપવા, ખાસ કરીને અપાયકારક ધંધાઓને તરત લાગુ પાડવા અને જ્યાં ઠીક સંખ્યામાં બાળમજૂરો લેવાતી હોય એવી વ્યક્તિશઃ સંસ્થાઓને તથા કાયદામાંથી છટકવા માટે મોટી સંસ્થાના ભાગલા પાડી કામ લેવાતું હોય એવી કારખાના જેવી સંસ્થાઓને લાગુ પાડવો જોઈએ.

હિન્દી સરકારે કારખાનાંના નિબંધમાં સમાવેશ ન થતો હોય એવાં અનિયંત્રિત કારખાનાં માટે ઉપરનાં ધોરણોનો સમાવેશ કરી કાયદો પસાર કરવા તજવીજ કરી છે. તેમ જ બાળમજૂરીના તારણમાં લખી આપવાની પ્રથાની મનાઈ કરી એવાં કૃત્યને ગુન્હો ઠરાવ્યો છે. માત્ર બાળકનું નુકશાન ન થતાં તેને યોગ્ય મજૂરી મળે એટલા માટે શુદ્ધ-બુદ્ધિથી કરેલા તથા એક અઠવાડિયાથી વધારે નહિ એટલી મુદતની

સૂચના ( નોટિસ ) થી રદ થઈ શકે એવા કરારને ગુન્હાઇત ન ગણતાં અપવાદ તરીકે કબૂલ રાખ્યા છે. આ કાયદાનો અમલ ૧૯૩૩ ના જુલાઈથી શરૂ થયો છે.

કારખાનાંના નિબંધમાં સમાવેશ થતો ન હોય એવાં ઔદ્યોગિક કારખાનાં તથા ખાનગી અગર ભાગીદારોની માલેકીની સંસ્થાઓમાં મજૂરોની સ્થિતિ ઘણી ખરાબ હોવાથી કમિશને આ ભલામણો કરી હતી.

**ખાણોમાં મજૂરી**

૩૨. ખાણોમાં કામ કરતા મજૂરો સંબંધે સૂચનાઓમાં, આરોગ્યરક્ષક સ્થિતિ સુધારવી; ખાણના પ્રવેશદ્વાર તથા ભૂગર્ભમાં ઝાડા પેશાબ માટે આરોગ્યરક્ષક જાજરૂની સવડ કરવી; ખાણમાં નવાં સ્ત્રી મજૂર ન રાખવાં, સીસાના વિષથી બચાવ કરવો; તેલ (ઘાસલેટ પેટ્રોલિયમ) ની ખાણોમાં કામ કરવાના કલાક, વિશ્રાંતિના દિવસ, સલામતી તથા આરોગ્ય સંબંધી નિયમન કરવું, ૧૪ વર્ષ અંદરના બાળકને ખાણોની આજુબાજુ અથવા ખાણમાં કામ કરવાની મનાઈ કરવી. માઈનિંગ બોર્ડોમાં ખાણના મજૂરોનાં પ્રતિનિધિઓની સંખ્યા માલેકો જેટલી જ રાખવી, કોલસાની ખાણમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવી વગેરે છે.

આ સંબંધે હિન્દી સરકારે વિચાર કરી ખાણોમાં સ્ત્રી મજૂરો પાસે કામ લેવાની પ્રથા બંધ પાડી હતી અને લાગતા વળગતાના અભિપ્રાય મગાવ્યા હતા; ખાણમાં કામ કરનાર મજૂર પાસેથી દરરોજની સરેરાશ ૯ કલાકથી વધારે મજૂરી ન જોઈએ એવો સામાન્ય અભિપ્રાય જણાતો હતો. પરંતુ આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ કોલસાની ખાણની અંદર ૭॥ કલાક અને ખુલ્લી ખાણોમાં ૮ કલાકથી વધારે સરેરાશ મજૂરી ન લેવી જોઈએ એમ માને છે. સામાન્યત: શાહી મજૂર કમિશનની ભલામણોના ધોરણે ૧૯૩૫ માં ખાણ સંબંધે કાયદામાં કેટલાક સુધારા કરતો કાયદો પસાર થયો

છે અને ૧૫ વર્ષની અંદરના બાલકને ખાણમાં કામે લગાડવા સામે પ્રતિબંધ મૂકાયો છે.

**રેલ્વેના કામદારો**

૩૩. રેલ્વેઓના નોકરો તથા મજૂરો સંબંધે કમિશને વિગતવાર ઘણી સૂચનાઓ કરી છે. તેમાં ગોરાકાળાનો ભેદ ન રાખવા, ઊંચા કે નીચા દરજ્જાના કામદારોને કેવી રીતે નોકરીમાં દાખલ કરવા તથા તેમને પુરસ્કાર આપવા, રજાના ધોરણ ઠરાવવા, દર અઠવાડિયે ૨૪ કલાકથી ઓછી નહિ એટલી વિશ્રાંતિ સતત કામ કરનારને આપવા, બરતરફીના અધિકાર માત્ર જિલ્લા અગર વિભાગ-અમલદારો તથા તેમના ઉપરીઓ પાસે રાખવા, અપીલની સગવડ વધારવા, નોકરીમાં બનતાં સુધી સીનિયોરિટી (જયાયાનપણા) ના ધોરણનો અમલ કરવા, રેલ્વે યુનિયનોનો સ્વીકાર વધારે ઉદારતાથી કરવા, રેલ્વેના સંચાલક એજન્ટ તથા રેલ્વે કામદારોના પ્રતિનિધિઓના મધ્યસ્થ બોર્ડે કેટલાક પ્રશ્નોનો નિવેડો આણવા, પંચથી નિકાલ કરવા અને દરમ્યાન રેલ્વેની સેવા બંધ ન પાડવા, રેલ્વે કાઉન્સિલો સ્થાપવા વગેરે મુખ્ય છે.

**સ્ટીમર તથા ટ્રામવેની મજૂરી**

૩૪. ખલાસીઓની સંખ્યા વધી જવાથી નવા ઉમેદવારોની ભરતી ન કરવા તથા ગોદીમાં કામ કરતા મજૂરોનો પ્રતિનિધિ દરેક મોટા બંદરના પોર્ટ ટ્રસ્ટમાં નીમવા, નવ કલાકથી વધારે સરેરાશ મજૂરી ન લેવા તથા ૧૪ વરસ અંદરના બાળકોની મજૂરી બંધ કરવા કમિશન કહે છે. તેમ જ ટ્રામવે કંપનીઓએ કામની એવી ગોઠવણ કરવી કે કોઈ પણ કામદાર પાસેથી ૫૪ કલાકથી વધારે કલાક ટ્રામવેના નોકરો પાસેથી કામ ન લેવાય તથા સાત દિવસમાં એક દિવસ દરેકને વિશ્રાંતિ મળે એવી કમિશને સૂચના કરી છે.

૩૫. અનિયમિતને બદલે નિયમિત કામદારો રાખવા, અમુક ઉદ્યોગમાં મજૂરોના જીવનનિર્વાહ માટે ઓછામાં ઓછી કેટલી

**મજૂરોની આવક** મજૂરી આપવી જોઈએ તે સંબંધે જે તે ધંધાની તપાસ કરી જે ઉદ્યોગ એવા પ્રયોગ માટે અનુકૂળ હોય તેમાં મજૂરી ઠરાવનારાં બોર્ડ સ્થાપન કરી ધીમે ધીમે યોગ્ય આંકડા ઉપર મજૂરીના દર લઈ જવાની ફરજ પાડવી. બની શકે ત્યાં મજૂરોના દર સરખા રખાવવા. બાળમજૂરોનો દંડ ન કરવો. દંડ એક મહિનામાં ભરી શકાય એવી રીતે તે આપવાનું ઠરાવવું, અને કામદારની મજૂરીના દર રૂપિયે અરધા આનાથી વધારે દંડ ન થવો જોઈએ, દંડ મજૂરોના કલ્યાણ માટે વાપરવો અને કયા કારણે દંડ થઈ શકશે તે કારણોની ઉદ્યોગોના વ્યવસ્થાપકોએ જાહેરાત કરવી. એવી જાહેરાતમાં સમાવેશ થતો ન હોય એવી બાબત માટે પણ દંડ કરવામાં આવે તો તે ગેરકાયદે ઠરાવવો. જે માલને મજૂરે નુકશાન કરવાથી કપાત કરવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે તે માલની જથ્થાબંધ કીમતથી વધારે નુકશાની લઈ શકાશે નહિ એમ ઠરાવવું. રહેઠાણ પૂરું પાડવા માટે, ઓજારો તથા કાચી પેદાશ પૂરી પાડવા માટે કપાત કરવા છૂટ રાખી બીજી બાબતો માટે પ્રાંતિક સરકાર જે ધોરણ ઠરાવે તેનો અમલ કરવો. આવી કપાત વ્યવસ્થાપકોએ આપેલી સગવડોના પ્રમાણમાં જ રહેવી જોઈએ, વધારે પ્રમાણમાં ન હોવી જોઈએ. આ સંબંધે કાયદામાં સુધારા કરવા યોગ્ય પગલાં લેવાયાં છે.

**દારૂના વેચાણ ઉપર અંકુશ** ૩૬. મજૂરોને દારૂ વેચવાની સવલતો સંકુચિત કરવી. બપોરના બાર પહેલાં દારૂની દુકાનો ખુલ્લી ન રાખવી. ઠરાવેલા કલાકો બહાર દારૂ વેચવા ન દેવો. સીલ કરેલી બાટલીઓ સિવાય બીજી રીતે મજૂરોને દારૂ પૂરો પાડવા મનાઈ કરવા સંબંધે વિચાર કરવો. કમિશનની આ ભલામણના અમલની જરૂરત કોન્ગ્રેસ પ્રધાનમંડળો ધરાવતા પ્રાંતોના દારૂબંધીવાળા વિસ્તાર તથા પ્રદેશોમાં હવે રહી નથી.

૩૭. રેલ્વેના નોકરોને સહકારી પદ્ધતે કરજ આપવાની યોજના

કરવી. સર્વ કામદારોનો રૂ. ૩૦૦ સુધી માસિક પગાર અથવા મજૂરી જપ્તીને પાત્ર નથી એમ ઠરાવવું.

**મજૂરોનાં દેવાં**

નિદાન રૂ. ૧૦૦ સુધી પગાર કે રોજી મેળવનારને દાંડાઈ સિવાયના પ્રસંગે બજાવણીમાં પકડવા નહિ, અગર કેદમાં મોકલવા નહિ એમ ઠરાવવું. તે જ પ્રમાણે ખાનગી કામે લગાડનારા, મજૂરો માટે પ્રોવિડન્ટ ફન્ડ નભાવે અને સરકાર દાખલો આપે તો એવાં ફન્ડને જપ્તીમાંથી માફી આપવી, મજૂરોનાં દેવાં સંબંધે ખાસ કાયદો કરી મજૂરની આવક તથા વ્યાજબી ખર્ચનો બે વરસનો હિસાબ કરી આવકમાંથી ખર્ચ જતાં જે વધે તે ધોરણે રકમ ઠરાવી મજૂર સામે હુકમનામાં કરવાં તથા તે ત્રણ વરસથી વધારે વખત માટે અમલમાં ન આણી શકાય એમ ઠરાવવું. દેવાંઓને જૂનાપણાના અનુક્રમે ગોઠવી વધારે જૂના કરજનો પ્રથમ નિકાલ કરવો. નિદાન રૂ. ૧૦૦ સુધી માસિક મજૂરી અથવા પગાર મેળવનાર સંબંધે આ ધોરણે કાયદો ઘડવો. શરૂઆતનાં ત્રણ વરસ સુધી બેને બદલે ત્રણ વરસના આવક ખર્ચના ધોરણે દેવાંના હુકમનામાં કરવાં અથવા નિકાલ કરવો અને તે વસૂલ કરવા માટે ત્રણને બદલે ચાર વરસની મુદત રાખવી. કોઈ પણ ઔદ્યોગિક કારખાના આગળ દેવું વસૂલ કરવા માટે શાહુકારો જો મજૂરોના કારખાનું છોડવાના સમયે ભેગા થાય તો તે કૃત્યને ગુન્હો ગણવો.

આ ભલામણો સંબંધે પ્રાંતિક સરકારોના અભિપ્રાય લઇ હિન્દી સરકારે યોગ્ય સ્વરૂપમાં કાયદામાં સુધારા કરવા અથવા નવા કાયદા ઘડવા તજવીજ કરી કેટલાક સુધારા કર્યા છે.

૩૮. કારખાનાં, ખાણો, રેલ્વે, ચા કોફી વગેરેના બગીચાઓમાં કામ કરતા મજૂરોને પંદર પંદર

**મજૂરોને મહેનતાણું ક્યારે આપવું**

દિવસની મજૂરી ૧૬ દિવસથી વધારે નહિ એટલા આંતરે મજૂરી અદા કરવાને લાયક થયા પછી એક અઠવાડિયામાં આપવી. સરકારે આ સંબંધે ઘટતો કાયદો કરવા તજ-

વીજ કરી છે. હાલ ઘણે ઠેકાણે મહિનાની મજૂરી આપવા લાયક થયા પછી પંદરવીસ દિવસે અપાય છે, તેથી મજૂરોને ઘણો ત્રાસ થાય છે તથા કરજ કરવું પડે છે.

**આરોગ્યરક્ષણ તથા મજૂરકલ્યાણ**

૩૯. અ.દ્યોગિક કામદારોના આરોગ્ય તથા કલ્યાણ માટે કમિશને કેટલીક સૂચનાઓ કરી છે તથા દરેક પ્રાંતમાં સર્વવ્યાપી જાહેર આરોગ્ય સંબંધે કાયદા પસાર કરવા તથા યોગ્ય મહેકમ રાખવા જણાવ્યું છે. બાળકો તથા સ્ત્રીમજૂરો માટે કારખાનાંના દવાખાનામાં એક સ્ત્રીદાક્તર રાખવી. એક કારખાનું દવાખાનું ન ચલાવી શકે તો અમુક ક્ષેત્રફળમાં આવેલાં કારખાનાં સહકાર કરી જૂથ બાંધી જૂથ માટે એવાં દવાખાનાં નભાવે તથા બાળ તથા સ્ત્રીસંરક્ષણનું કામ કરે. પ્રસૂતિ પહેલાં ચાર અઠવાડિયાં તથા પછીનાં ચાર અઠવાડિયાં માટે મેટરનિટી બેનિફિટનો લાભ સ્ત્રીઓને આપવો, તથા તાલિમ પામેલી દાયણો મેળવવી. આવી દાયણો પાસ સુવાવડ કરાવે તો વધારામાં પ્રસૂતિબોનસ પણ આપવું. માંદાની માવજત માટે ગોઠવણ રાખવી, પ્રસૂતિબોનસ તથા મેટરનિટી બેનિફિટની રકમ મધ્યપ્રાંતના કાયદા પ્રમાણે ઠરાવવી. (આ બાબત કાયદામાં સુધારો થયો છે.)

**ઔદ્યોગિક મજૂરોનાં રહેઠાણ**

૪૦. ઔદ્યોગિક મજૂરોને આરોગ્યવાળાં રહેઠાણ પૂરાં પાડવા માટે કમિશને કેટલીક ભલામણો કરી છે: બિનઆરોગ્યવાળી મુંબઈની મિલોની મજૂરોની ચાલોનો ઉપયોગ બંધ પાડવો. સહકારી ઘર બાંધનારી મંડળીઓને ઉત્તેજન આપવું. મજૂરો પોતાને માટે હવા અજવાળા તથા આરોગ્યતાવાળાં મકાનો બાંધવા ઉત્તેજિત થાય એવા ઉપાય લેવા. સુધરાઇઓએ પણ એ કામ સંબંધે પ્રાથમિક તપાસ કરવી તથા આરોગ્યવાળાં મકાનો બાંધવાં. ગીરદી વધે એવાં મજૂરોનાં રહેઠાણોના મકાનમાં ફેરફાર ન કરવા દેવા. એકંદરે મજૂરોનું

આરોગ્ય સચવાય એવી ખાતરી કરીને તેમને માટે મકાનો બાંધવાની પરવાનગી આપવી તથા પ્લેન મંજૂર કરવા.

**નરકાગાર જેવાં હાલનાં રહેઠાણો**

૪૧. મજૂરોનું આરોગ્ય મજૂરોનાં રહેઠાણ તથા કામ કરવાના કારખાનાની અનારોગ્ય સ્થિતિને લીધે બગડે છે. રહેઠાણ સંબંધે હિન્દના મજૂરોના મોટા ભાગને આરોગ્ય જાળવાય એવાં રહેઠાણો મળતાં નથી, અને ઢોરને રાખવા લાયક રહેઠાણો માણસને રહેવા માટે આપવામાં આવે છે. કલકત્તા (હાઉરા)ની બસ્તીઓ, મુંબઇની મજૂરોની ચાલ્લો, અમદાવાદનાં ભયંકર અનારોગ્યવાળાં મજૂરોનાં રહેઠાણો જોઈ શાહી મજૂર કમિશન કમકમી ઊઠયું હતું. હિન્દભરમાં આવી સ્થિતિ ઘણે ભાગે છે. વિશેષમાં યુરોપિયન માલેકી તથા વહીવટ નીચેનાં કારખાનાં કરતાં હિન્દી વહીવટ તથા માલેકીનાં કારખાનાંના વ્યવસ્થાપકો મજૂરોના આરોગ્ય માટે વધારે બેદરકાર તથા કઠણ હૃદયના માલૂમ પડયા છે. જો કે જમશેદપુરના ટાટા આયર્ન એન્ડ સ્ટીલ વર્ક્સના મજૂરો માટે વ્યવસ્થાપકોએ એકંદર પ્રમાણમાં આરોગ્યવાળાં રહેઠાણ પૂરાં પાડવામાં ઠીક ફતેહ મેળવી છે. પારસી માલેકો તથા વહીવટ કરનારા વ્યવસ્થાપકો યુરોપિયન આદર્શને અનુસરવા પ્રયત્ન કરે છે, પણ બીજા દેશી મૂડીદારો ફક્ત નફો તથા કમિશન વધારે મેળવવાની દરકાર રાખે છે, પણ માલના ખરા ઉત્પાદક ઔદ્યોગિક શ્રમજીવીઓના આરોગ્ય માટે, આરોગ્યકારક રહેઠાણો પૂરાં પાડવા સંબંધે, તેમ જ સ્ત્રી તથા બાળકોના કલ્યાણની પ્રવૃત્તિઓમાં કે મજૂરોની ઉન્નતિના કામમાં તદ્દન પછાત માલૂમ પડયા છે તેથી કાયદાની મદદથી એવા મૂડીદારોની સાન ઠેકાણે લાવી તેમને મજૂરો માટે યુરોપના સુધરેલા મૂડીદારો માફક કાળજી કરતા બનાવી દેવા જોઈએ. શેઠ અંબાલાલ સારાભાઈ જેવા સહૃદય મિલ-એજન્ટો અપવાદરૂપ જ છે અને તેથી મજૂરોનું આરોગ્ય રક્ષિત થાય, સ્ત્રીઓ તથા બાળકોના કલ્યાણની

પ્રવૃત્તિઓ હાથ ધરાય, મજૂરોને આરોગ્યકારક મકાનો પૂરાં પડાય તથા સર્વ રીતે મજૂરોનું જીવન સુખમય થાય એવા ઉપાય લેવાની ઉદ્યોગપતિઓ તથા ઉદ્યોગોના વહીવટદારોને કાયદાથી ફરજ પાડવી જોઈએ. ઢોરને પણ જે રહેઠાણમાં રાખવાં જોખમભર્યું છે તેવાં મકાનમાં મજૂરોને રહેવું પડે તેમાં ઉદ્યોગોને જ છેવટે હાનિ થાય એમ છે.

**મજૂરોના રહેઠાણ માટે જમીનની સગવડ**

૪૨. મજૂરો માટે મકાનો બાંધવા સારુ ૧૦૦ અગર તે ઉપરાંત માણસોને કામે લગાડનાર ઔદ્યોગિક સંસ્થાના માલેક કોઈ વ્યક્તિ અથવા કંપની માટે વળતર આપી જમીન ફરજિયાત ખરીદી આપવાનો અધિકાર કાયદામાં દુરસ્તી કરીને ૧૯૩૩માં સરકારને આપવામાં આવ્યો છે. આમ થવાને લીધે હવે માણસને આરોગ્યની દૃષ્ટિએ રહેવા લાયક મકાનો બાંધવા માટે જમીન મેળવવાના પ્રશ્નનો ઉકેલ આવ્યો છે. તોપણ ચાલુ મંદીને લીધે તથા ઉદ્યોગોની મુશ્કેલીઓને લીધે મજૂરોને આરોગ્યવાળાં મકાન પૂરાં પાડવા સંબંધે ઘણી પ્રગતિ થઈ છે. અમદાવાદની સુધરાઈએ ત્યાંના મિલમાલિકોના સહકારથી એવાં મકાનો પૂરાં પાડવાની યોજના હાથ ઉપર લીધી છે, એ સંતોષની વાત છે.

**મજૂરોને મોત તથા અકસ્માત પ્રસંગે વળતર આપવું**

૪૩. મજૂરોને કામ કરતાં કારખાનાંમાં અકસ્માતને લીધે ઈજા થાય અથવા મોત થાય તો તે માટે વળતર આપવા સંબંધે ધોરણોમાં સુધારા કરવા કમિશને કેટલીક સૂચનાઓ કરી હતી. તેને અનુસરીને ૧૯૩૩માં વર્કમેન્સ કોમ્પેન્સેશન એક્ટમાં સુધારો વડી ધારાસભાએ કર્યો હતો. તે મુજબ એ કાયદાનો લાભ તમામ સંઘટિત ઉદ્યોગોમાં કામ કરતા

મજૂરોને મળી શકે છે. હવે 'આશ્રિત'ની વ્યાખ્યામાં જેઓ પ્રત્યક્ષ મરનાર મજૂરની કમાણી ઉપર આધાર રાખતા હોય તથા તે સિવાય તેના ઉપર પ્રત્યક્ષ આધાર રાખતા હોય કે ન હોય એવા આશ્રિતોનો નવો વર્ગ સમાવી તેમાં વિધવા થયેલી પુત્રીઓ, વિધવા બહેનો, અને વિધવા પુત્રવધૂઓનો પણ સમાવેશ કર્યો છે. વળતરના દર સુધારી ઓછામાં ઓછા વળતરના દરમાં ૧૦૦ ટકા તથા વધારેમાં વધારે ૬૦ ટકા વધારો કર્યો છે. મોતના પ્રસંગે ૩૦ મહિના અને કાયમને માટે મજૂરી કરવા અશક્ત થાય તો ૪૨ મહિનાના પગાર જેટલું વળતર પુખ્ત ઉમરના મજૂરોનું મોત અગર કાયમની અસમથતા થવાને કારણે આપવાનું ઠરાવવામાં આવ્યું છે. વળતરનો વધારેમાં વધારે આંકડો અકસ્માતથી મોત થવાના પ્રસંગે રૂ. ૪૦૦૦ અને કાયમની અસમર્થતાના પ્રસંગે રૂ. ૫૬૦૦ રાખવામાં આવ્યો છે. મોતના તમામ અકસ્માતો વળતર ઠરાવનાર કમિશ્નરની જાણમાં લાવવાની ફરજ રાખવા, કામે લગાડનાર જવાબદારી કબૂલ રાખે તો વળતરની રકમ અનામત મૂકાવવા અને વાંધો લે તો વળતર માટે આશ્રિતોને ખબર આપી તે મેળવવા શક્તિમાન કરવા સારુ જરૂરી માહિતી પૂરી પાડી અભણ તથા અજ્ઞાન મજૂરવર્ગને આ કાયદાનો જેટલો વધારે લાભ મળી શકે તેટલો આપવા કમિશ્નર ઉપર જવાબદારી નાખવામાં આવી છે.

આ કાયદાનો લાભ અમુક ઉદ્યોગમાં કામ કરતાં અમુક ઔદ્યોગિક રોગ થાય તો પણ મળી શકે છે અને તે માટે કાયદામાં ઔદ્યોગિક રોગોના પરિશિષ્ટમાં કેટલાક રોગ ઉમેરવામાં આવ્યા છે. સગીર મજૂરોના મોતના પ્રસંગે આપવાના વળતરના ધોરણમાં ફેરફાર થયો નથી, પણ તેમની કાયમની અસમર્થતાના પ્રસંગે રૂ. ૧૨૦૦ આપવા ઠરાવેલું છે, તથા કામચલાઉ અસમર્થતાને પ્રસંગે પંદરપંદર દિવસે આપવામાં આવતું વળતર વધારેમાં વધારે રૂ. ૩૦ આપવા ઠરાવ્યું છે.

૪૪. મજૂર મહાજનો ( trade union )ના હક્કો સંબંધે કમિશને કરેલી ભલામ ણોમાં જણાવ્યું છે કે મજૂરોને કામે લગાડનાર માલેકોના દરેક મંડળે મજૂરોના કલ્યાણ તથા કાર્યક્ષમતા સંબંધે સુધારા બાબત સતત વિચાર કરવા એક ખાસ સમિતિ નીમવી. કોઇ પણ ટ્રેડ યુનિયન ( મજૂર મહાજન ) કાયદા મુજબ નોંધાયું હોય તો તેને સભ્યોના વ્યકિતગત અથવા સર્વસામાન્ય હિતને અસર કરતી બાબતો માટે વહીવટ કરનાર સાથે નિકાલ કરવા સંદેશા ચલાવવાનો હક્ક છે, અને બીજું હરીફ મહાજન છે અથવા મજૂરો પૈકી લઘુમતી જ અમુક મજૂર મહાજનમાં છે એમ જણાવી તે મહાજનને સ્વીકારવા ઉદ્યોગપતિઓ ના પાડી શકે નહિ. સરકારના ઔદ્યોગિક મજૂરોના મહાજનોને સ્વીકારી તથા તે નોંધાવવા ઉત્તેજન આપી સરકારે દાખલો બેસાડવો જોઇએ. મજૂર મહાજનના સભ્યો પૈકી બને તેટલાને મહાજનનાં જુદાં જુદાં કામ સોંપી મહાજનનો વહીવટ કરવાને સમર્થ બનાવવા. નોંધાયલાં મજૂર મહાજનોના નિદાન $^2/_3$ હોદ્દેદારો જે તે ઉદ્યોગમાં કામે લાગેલા હોવા જોઈએ.

**મજૂર મહાજનના હક્ક**

મજૂર મહાજન સંબંધે પસાર થયેલા ૧૯૨૬ ના કાયદામાં એવા સુધારા કરવા કે જેથી નોંધાવવા માટેની શરતો ઉદાર બને, અંકુશો રદ કરવામાં આવે અને સારી રીતે ચાલતા મજૂર મહાજનને નોંધાવવામાં હરકત ન આવે. મજૂર મહાજન સ્થાપનાર કાર્યકર્તાઓએ સંસ્થાનો વહીવટ મહાજનના સભ્યો જ કરી શકે એટલા માટે યોગ્ય માણસોને તાલિમ આપવી તથા સર્વદેશીય કેળવણીમાં પ્રગતિ કરવાની સવડ આપવી. મજૂર મહાજનના હિસાબ સરકારી ઓડિટરો મફત તપાસી આપે તથા તેમના રિપોર્ટ તથા તપાસનો અહેવાલ મહાજનને તેમ પ્રજાને છૂટથી મળે એવી તજવીજ કરવી.

નોંધાયેલા મજૂર મહાજનને સહકારી ધીરધાર કરનારી અથવા

માલ પૂરો પાડનારી સહકારી મંડળીઓ સ્થાપવા તથા ચલાવવા અટકાવ ન થવો જોઈએ.

જ્યાં ટ્રેડ યુનિયન (મજૂર મહાજન) હોય ત્યાં કારખાનાના માલેકોએ વર્ક્સ કમિટી (મિશ્રકામસમિતિ) સ્થાપવામાં તથા ચલાવવામાં મહાજનનો સહકાર મેળવવો. આવી માલેક તથા મજૂરના પ્રતિનિધિઓની બનેલી સમિતિઓ મજૂર મહાજનની હરીફ સંસ્થા ન ગણાવી જોઈએ અગર હરીફ તરીકે તેમનો ઉપયોગ કારખાનદારોએ ન કરવો જોઈએ.

કામદારોના પ્રતિનિધિઓને જુદી અથવા ભેગી સભાઓ મેળવવાની સગવડ કરી આપવી જોઈએ અને તેમાં જતો વખત કામના કલાક તરીકે મજરે આપવો જોઈએ. ચર્ચવાના વિષયનું ક્ષેત્ર બહોળું રાખવું જોઈએ. લેબર ઑફિસર આવી સમિતિમાં સહકાર કરે પણ માલેકો તરફથી અધિકારપૂર્વક કાંઈ પણ ન બોલે. આવી મિશ્રસમિતિને લીધે મજૂર મહાજનોમાં જવાબદારીનું ભાન કેળવાશે અને ઔદ્યોગિક તકરારોના નિકાલ માટે સરળતા થશે.

એવી તકરારોના નિકાલ માટે ૧૯૩૪માં મુંબઈ સરકારે એક નવો ઈન્ડસ્ટ્રિયલ ટ્રેડ ડિસ્પ્યુટ્સ એક્ટ પસાર કર્યો હતો. પરંતુ તે મજૂર આગેવાનોને પસંદ નહતો. આ કાયદાથી કોઈ પણ એવી તકરાર નિકાલ માટે લેબર કમિશ્નરને સોંપાય એટલે મજૂર મહાજનોની કેટલીક પ્રવૃત્તિઓ પર અંકુશ મુકાય છે અને ઉદ્યોગપતિઓને વધારે લાભ થયો છે. પંચથી નિવેડો કરવાનું સોંપાયા પછી તે વિરુદ્ધ પ્રચારકામ કરવાની મનાઈ થઈ વિરોધી પ્રચાર કરનારને છ માસની કેદની સજા અથવા દંડ અથવા બન્ને કરવાનું ઠર્યું હતું. મુંબઈની ધારાસભામાં ıવનીત પક્ષના મિ. બાખલેએ મજૂરો તરફથી લડત ચલાવી હતી અને હડતાલ પડતાં તકરાર ફરજીયાત નિવેડા માટે સોંપાયા છતાં મિલ આગળ પિકેટીંગ કરવાનો હક્ક કાયમ રાખવામાં વિજય મેળવ્યો હતો. મજૂર તથા માલિક વચ્ચે સમાધાન કરાવવામાં

સામ્યવાદી નેતાઓ ફાચરો ન મારે એટલા માટે આ કાયદાનાં ધોરણો સંકુચિત રાખવામાં આવ્યાં હતાં, પણ અમલદારો બીજે પ્રસંગે પણ એ ધોરણોનો ઉપયોગ નહિ કરે એવી ખાતરી નહતી. હાલમાં મુંબઈ સરકારે **નવો મજૂર તકરાર કાયદો** પસાર કરતાં પાશ્ચાત્ય પદ્ધતિથી રંગાયેલા મજૂર નેતાઓનો રોષ વહોર્યો છે, કારણ શરૂઆતમાં હડતાલ પાડવાનો હક્ક તેનાથી ઝૂંટવાઇ લઇ ફરજિયાત લવાદી નિષ્ફળ જતાં હડતાલ પાડવાની છૂટ ભોગવવાનું એ કાયદો ઠરાવે છે.

**મજૂર મહાજન હિલચાલનો ઇતિહાસ**

૪૫. સૌથી પ્રથમ હિન્દ બર્માના રેલ્વે નોકરોએ સંગઠન કરી એક પ્રકારનું મજૂર મહાજન સ્થાપ્યું હતું પણ તે બીજા કાયદાના અભાવે કંપની એક્ટ મુજબ નોંધાયું હતું. તેનો હેતુ સભ્યોનો કાયદેસર બચાવ કરવો, માંદગીનો વીમો તથા જિંદગીના વીમાના લાભ મેળવવા વગેરે હતો. ૧૯૨૬ ના ટ્રેડ યુનિયન એક્ટ પછી એ સંસ્થા 'નૅશનલ યુનિયન ઑફ રેલ્વેમેન ઑફ ઈંડિયા ઍન્ડ બર્મા' એ નામથી નોંધાઈ. ૧૯૦૭માં મુંબઈનું પોસ્ટલ યુનિયન, અમદાવાદની સુતરાઉ મિલોના તાણા બનાવનારોનું યુનિયન ૧૯૧૭ માં સ્થપાયાં; ૧૯૧૮ માં મુંબઇ ક્લેરિકલ યુનિયન (કારકુન મહાજન) ની સ્થાપના થઈ; મદ્રાસની ત્રણ કાપડની મિલોના મજૂરોનું યુનિયન ૧૯૧૮ માં સ્થપાયું. તે સિવાય મજૂરોના હિત માટે ૧૯૧૮ સુધીમાં કામગાર હિતવર્ધક સભા તથા સોસ્યલ સર્વિસ લીગ પણ કામ કરતાં હતાં.

૧૯૧૮ પછી મજૂર મહાજન સ્થાપનાની પ્રવૃત્તિ ઝપાટાબંધ આગળ વધી. પણ ઘણાખરાં મહાજનો તે પછીનાં બેત્રણ વર્ષમાં પડેલી હડતાલો ચલાવનારી સમિતિઓ બની ગયાં અને હડતાલ બંધ પડતાં એ મહાજનો નિદ્રા લેતાં ૧૯૧૮–૨૦ વચ્ચે સ્થપાયેલાં મહાજનો પૈકી ૭૫ ટકા થોડો વખત જીવીને મરી ગયાં. બેત્રણ વરસ

આમ ચાલ્યા પછી ફરી મજૂરપ્રવૃત્તિમાં તેજી આવી. આબાદીના વખતમાં હડતાલો સફળ થઈ હતી, પણ પાછળથી ઉદ્યોગપતિઓ વિરુદ્ધ પડવાથી મજૂર મહાજન પ્રવૃત્તિ મોળી પડી હતી. ૧૯૨૬ ના ટ્રેડ યુનિયન એક્ટને લીધે માલેકોને નોંધાયેલા મજૂર મહાજનોને સ્વીકારવાની ફરજ પડયા પછી મજૂર મહાજન પ્રવૃત્તિનો સુંદર વિકાસ થયો છે. મુંબઇ ઈલાકામાં ૧૯૨૨માં ૨૨ મજૂર મહાજનો હતાં અને સભ્યો ૫૧૪૭૨ હતા. ૧૯૨૮ માં ૯૪ મહાજનો હોઈ ૧૯૮,૦૭૨ સભ્યો હતા. ૧૯૩૩ માં ૧૦૫ મજૂર મહાજનો હોઈ ૧૧૫૪૬૯ સભ્યો હતા. અખિલ બ્રિટિશ હિન્દમાં ૧૯૩૫–૩૬માં ૨૩૬ નોંધાયેલા મજૂર મહાજન હતાં અને સભ્યોની સંખ્યા ૨૬૮૩૨૬ હતી. મજૂર મહાજનોની નોંધણી ફરજિયાત નથી, તેથી બિનનોંધાયેલાં યુનિયનોની સંખ્યા મોટી રહી છે.

મજૂર મહાજનો પૈકી કેટલાંક મહાજનો સામ્યવાદી લાલવાવટા ગીરણી કામદાર સંઘની અસર નીચે જવાથી મુંબાઈમાં વારંવાર લાંબી હડતાલો પડી ઉદ્યોગની પાયમાલી થઈ છે તથા મજૂરો દુઃખી થયા છે. અમદાવાદમાં મહાત્મા ગાંધીજીની સલાહ પ્રમાણે કામ કરતા મજૂર મહાજનને લીધે વધારે પડતી હડતાલો પડતી નથી, પંચથી નિવેડો લાવવાની તજવીજ થઈ ઔદ્યોગિક તકરારોનું પરિણામ પાયમાલીમાં ન આવે તે માટે કાળજી લેવાય છે તથા મજૂરોને કેળવણી મળે, દારૂ છૂટે, તથા બીજી રીતે તેમની જિંદગી નીતિમાન તથા જીવવા લાયક થાય, એવી મજૂરજીવનને કલ્યાણપ્રદ રચનાત્મક પ્રવૃત્તિઓ હાથ ઉપર લેવાય છે. ઓલ ઇંડિયા ટ્રેડ યુનિયન કોન્ગ્રેસમાં સામ્યવાદીઓએ ફાટ પડાવતાં બિનસામ્યવાદી મજૂર સંઘો માટે મિ. એન એમ. જોશી વગેરેએ ૧૯૨૯માં નેશનલ ટ્રેડ યુનિયન ફેડરેશનની સ્થાપના કરી હતી. ૧૯૩૩ આખરે તેમાં બંગાળાના કેટલાંક મજૂર મહાજનોએ છૂટા પડી એક નવી સંસ્થા ઓલ ઇંડિયા ટ્રેડ્સ યુનિયન ફેડરેશન નામથી ઊભી કરી હતી. ટ્રેડ યુનિયન કોન્ગ્રેસ

સામ્યવાદીઓને કબજે હતી, પણ હવે તેમાં ફેર પડવા માંડી ફાટ સંધાઈ ગઈ છે.

જીનીવામાં મળતી આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ માટે દર વરસે મહાજનોની સલાહ લઈ સરકાર મજૂર પ્રતિનિધિ નીમે છે અને હિન્દને માફક આવતા ઠરાવો અમલમાં મૂકે છે.

**મજૂરોના સંગઠનની જરૂર**

૪૬. મૂડીવાદીઓની ધનશક્તિનો સામનો કરવા માટે મજૂરો પાસે સંગઠન સિવાય બીજો રસ્તો નથી; તેથી મજૂર મહાજનોની જરૂર છે. મજૂર મહાજનો મજૂરીના દરમાં વધારો કરાવવા માટે, કામ અટકાવવા માટે, કામ કરવાના કલાકો ઘટાડવા માટે, આરોગ્યમય સંજોગોમાં કારખાનામાં કામ કરવાની સગવડો મેળવવા માટે, આરોગ્યમય રહેઠાણની માગણીને જોર આપવા માટે, બાળકો તથા સ્ત્રીમજૂરોના કલ્યાણ માટે અનેક સંગઠિત પ્રવૃત્તિઓ કરે છે. સંઘશક્તિના બળથી મજૂરો ન્યાય મેળવવા પ્રયત્ન કરે છે અને સભ્યો સભ્ય તરીકેનું લવાજમ ખુશીથી ભરે છે. મંદીનાં વરસોને લીધે સભ્યોની સંખ્યા ઘટી ગઇ છે. મજૂર મહાજનો યોગ્ય રીતે ચલાવવામાં આવે તો મજૂરોને આશીર્વાદ સમાન થઈ પડે છે અને ખોટી હડતાલો પડાવી તેમાં નિષ્ફળ નીવડે છે તો મજૂરોને શાપ સમાન નીવડે છે. મજૂર મહાજનો અમદાવાદના મજૂર મહાજને પાડેલા ચીલે ચાલે તો એ હિલચાલનું ભાવિ ઉજ્જવળ છે.

**ટ્રેડ ડિસ્પ્યુટસ એકટ**

૪૭. ઔદ્યોગિક તકરારોના નિવેડા માટે ૧૯૨૯ ના અખિલ હિન્દ ટ્રેડ ડિસ્પ્યુટસ એકટને કાયમનું સ્વરૂપ આપવાનું બિલ ૧૯૩૪ માં વડી ધારાસભામાં પસાર થયું હતું અને જે સુધારા કરવાની જરૂર છે તે સંબંધે જુદો કાયદો પસાર થવાનો સંભવ છે. તે જ પ્રમાણે કમિશનની સલામતી તથા આરોગ્ય સંબંધે તથા બીજી ભલામણોનો અમલ કરવા માટે કારખાના સંબંધે કાયદામાં સુધારો દાખલ કરતો કાયદો પસાર

કરવાની તજવીજ ચાલે છે. તે ઉપરાંત મુંબઇ સરકારે સ્થાનિક ટ્રેડ ડિસ્પ્યુટ્સ એકટ પસાર કરી જહાલ નેતાઓમાં ભારે અસંતોષ ફેલાવ્યો છે.

**મજૂરો સંબંધે કાયદા કોણ કરે**

૪૮. મજૂરો સંબંધે કાયદા મધ્યસ્થ સરકારે (ભાવિ સમૂહતંત્રે) કરવા એમ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વખતે ઠર્યું હતું, તો પણ આ બાબત પ્રાંતોને પણ નવા બંધારણમાં અધિકાર અપાયા છે. મજૂરોની સર્વદેશીય ઉન્નતિ થવા માટે મધ્યસ્થ સરકારની દરમ્યાનગીરી આવશ્યક છે અને વડી ધારાસભામાં તેમને પૂરતું પ્રતિનિધિત્વ મળે એટલા માટે આખા દેશમાં સાર્વત્રિક મતાધિકાર દાખલ કરવાની જરૂર છે. મજૂરો સામ્યવાદીઓના પ્રચારનો ભોગ ન બને તે માટે ઉદ્યોગપતિઓએ પણ ગાંધીજીના સિદ્ધાંતો સ્વીકારી ઉદારતા તથા સહાનુભૂતિથી મજૂરોના કલ્યાણની દરેક પ્રવૃત્તિ ઉપાડવી જોઈએ.

**મજૂરોની ભરતી**

૪૯. આસામ, બ્રહ્મદેશ વગેરે માટે મજૂરો મેળવવાની રીત સંબંધે કમિશને કેટલીક ભલામણો કરી છે. અજાણ્યાં સ્ત્રીપુરુષોને ફસાવીને મજૂરીના ગુલામીખત ઉપર સહીઓ કરાવવાની પ્રથા ઉપર અંકુશ મૂકી મજૂરો ગમે ત્યાં પોતાની રાજીખુશીથી યોગ્ય સલામતીઓ સાથે મજૂરી કરવા જઇ શકે તથા તેમનાં અપહરણ ન થાય તે માટે યોગ્ય પગલાં લેવાની જરૂર ઉપર ભાર મૂકાયો છે. આસામની મજૂરભરતી સંબંધે નવો કાયદો અમલમાં આવ્યો છે તેથી મજૂરભરતીના કેટલાક દોષો દૂર થયા છે.

**નફો તથા વ્યાજ**

૫૦. ઉત્પન્નની વહેંચણીમાં ખેડૂતો તથા મજૂરોનો ફાળો હોય છે તે આપણે જોઈ ગયા. એ ફાળો અલ્પ છે. વેપારનો નફો તથા મૂડીના વ્યાજ તરીકે મૂડીવાળા લાભ મેળવે છે. પણ હાલમાં વ્યાજના દર ઘટી ગયા છે અને સખત હરીફાઈને લીધે નફા ઉપર કાપ પડતાં શેરહોલ્ડરો અસંતુષ્ટ રહે છે. સોનાનું વેચાણ વધારે પ્રમાણમાં

થવાથી નાણું વધ્યું છે, પણ મંદીને લીધે ઉદ્યોગોને ધીરવાની હિંમત ન રહેવાથી નાણું ઉદ્યોગોની ખીલવણી માટે ઓછું રોકાય છે અને સરકારની ઓછા વ્યાજની લોનોમાં સલામતી ખાતર લોકો ખુશીથી રોકે છે. પણ ઉદ્યોગપતિઓ કમિશન મેળવી નફાની ખોટ પૂરી કરી શકે છે.

નફાની દૃષ્ટિએ આર્થિક પ્રવૃત્તિ થવાથી દારૂ જેવી અનર્થકારક ચીજો પણ ઉત્પન્ન થાય છે. સમાજના કલ્યાણની દૃષ્ટિ રાખવામાં આવે તો એવા ઉદ્યોગો બંધ કર્યે જ છૂટકો છે.

**હડતાલો**

૫૧. હડતાલોથી હમેશ લાભ થતો નથી. દેશકાળ જોઈને હડતાલ પાડવી જોઈએ. ઉદ્યોગો આબાદી ભોગવતા હોય ત્યારે પગાર વધારવાની હડતાલો સફળ થાય છે, ઉદ્યોગો નિર્બળ સ્થિતિમાં હોય ત્યારે હડતાલો પડવાથી માલેકોને આકસ્મિક લાભ થાય છે, ભરાઇ રહેલો માલ ખપાવતાં સુધી ખર્ચમાંથી બચે છે. અને ઉદ્યોગ ચલાવવામાં જે ખોટ સહેવી પડે તેમાંથી તેઓ બચે છે. એવે પ્રસંગે મજૂરોની હડતાલ ઉદ્યોગપતિઓના લોક–આઉટની ગરજ સારે છે.

મુંબઇ શહેરના મજૂરોને હડતાલોનો કડવો અનુભવ ઠીક પ્રમાણમાં મળ્યો છે. તેથી વગર હડતાલે બને ત્યાંસુધી કામ લેવા તથા મજૂર તથા કારખાનાંના માલેકો વચ્ચે વાંધો ઊઠતાં તેનો નિકાલ પંચથી કરાવી લેવાની અમદાવાદ મજૂર મહાજનની પદ્ધત પરિણામે મજૂરોના હિતની હોવાથી તેનું અનુકરણ બીજાં મજૂર મહાજનોએ કરવા જેવું છે.

**મજૂરોને યોગ્ય નિર્વાહ મળતો નથી**

૫૨. આપણા મજૂરો કારખાનામાં સ્થિર થતા નથી, પણ ગામડે જાવ–આવ કરે છે, તેથી તેઓ કારખાનામાં નિયમિત હાજરી આપતા નથી ને તેથી કારખાનાંને અગવડ પડે છે. પણ પ્રથમ કરતાં મજૂરોની છત વધારે રહેતી હોવાથી ઉદ્યોગપતિઓ ફાવે છે. ખાણોમાં નિયમિત મજૂરો પૂરતા પ્રમાણમાં

મળતા નથી. આસામ માટે મજૂરો બિહાર ઓરિસ્સા પ્રાંત તથા સંયુક્ત પ્રાંતોમાંથી લઈ જવામાં આવે છે. તેમને ફોસલાવીને લઈ જવાની મનાઈ થઈ છે. તેમને ચાના બગીચામાં લગભગ ગુલામી જિંદગી ભોગવવી પડતી તેમાં કેટલોક સુધારો થયો છે, તથા તેમનું આરોગ્ય સાચવવા માટે વધુ કાળજી લેવાય છે. કારખાનાંના મજૂરો યંત્રો વાપરવામાં કુશળતા મેળવતા જાય છે અને તેમની કાર્યક્ષમતા વધતી જાય છે. જિંદગીની ઓછામાં ઓછી જરૂરિયાતો પૂરી પાડે એટલું મહેનતાણું મળતું ન હોવાથી મજૂરોનું રહેણીનું પરિમાણ ઘણું જ ઊતરતું રહે છે ને તેથી ઉત્તમ શરીરસંપત્તિના અભાવે કાર્યક્ષમતા ઊતરતી રહે છે. વધુ મહેનતાણું મળતાં રહેણીનું પરિમાણ સુધરશે અને ઉદ્યોગોને એકંદરે ફાયદો થશે. મજૂરોના નિર્વાહનાં બજેટ જોતાં જણાય છે કે મહેનતાણાનો મોટો ભાગ ખોરાક માટે વપરાય છે અને જેમ મહેનતાણું વધારે તેમ ખોરાક ઉપર ખર્ચાતી રકમના સેંકડે ટકા ઘટતા જાય છે. મુંબઈમાં ૨૪૭૩ મજૂર કુટુંબના બજેટની તપાસણી કરતાં ૧૯૨૩ માં એમ માલૂમ પડી આવ્યું કે ૪.૨ માણસના કુટુંબમાં સરેરાશ આવક રૂ. ૫૨ આવતી, તેમાં ૭૫ ટકા કુટુંબોની માસિક આવક રૂ. ૪૦ થી ૭૦ સુધી હતી, ૩૪૦ કુટુંબની આવક ૪૦ થી ઓછી હતી, જ્યારે ૩૯ કુટુંબની આવક રૂ. ૯૦ ઉપરાંત હતી. મુંબાઈ જેવા ખર્ચાળ શહેરમાં રહેઠાણનું ભાડું, ખોરાક, બળતણ વગેરે માટે મોટી રકમ વાપરવી પડે, કપડાનું ઠેકાણું ન રહે, પૂરતો પૌષ્ટિક ખોરાક ન મળે અને અધૂરામાં પૂરું દારૂથી પાયમાલી થતી હોય ત્યાં કેળવણી માટે શો ખર્ચ થઈ શકે? શાહુકારનાં વ્યાજ તથા મુદ્દલ ભરવાનાં હોય, ફરનિચરમાં ફાટીતૂટી સાદડી, દેવદારનાં ખોખાં, કામળી, વાંસની લાકડી વગેરે હોય; દર રૂપિયે એક આનો વ્યાજ લેવાય છે અને ન આપે તો ચક્રવૃદ્ધિ વ્યાજ ભરવું પડે છે; દારૂમાંથી બચે તો મજૂરને પૌષ્ટિક ખોરાક મળે અને કાર્યક્ષમતા વધે. તેથી દારૂડિયા થતા

અટકાવવા ચાની દુકાનો, સિનેમા, કલબ વગેરે વિનોદનાં સાધનોનો ઉપયોગ વધારવા પ્રયત્ન થાય છે. હાલમાં મુંબઈ ઇલાકામાં દારૂબંધી ઘણે ઠેકાણે અમલમાં આવવાથી મજૂરોનાં જીવન સુખમય થયાં છે.

**મજૂર કલ્યાણની પ્રવૃત્તિઓ**

૫૩. મજૂરકલ્યાણની પ્રવૃત્તિઓમાં કેળવણી, વૈદ્યકીય મદદ, પ્રસૂતિ સંબંધે આપવાની રકમો, વિનોદનાં સાધનો, આરોગ્યકારક મકાનોનો પૂરવઠો, સહકારી મંડળીઓ, દાણા તથા કાપડ સસ્તાભાવે મજૂરોને વેચનારી દુકાનો વગેરેનો સમાવેશ થાય છે. અમદાવાદનું મજૂર મહાજન એ ઉપરાંત દારૂ પીતાં અટકાવવા તથા મજૂરોને નીતિમય જીવન ગાળતા કરવા પ્રયત્ન કરે છે.

**બેકારી વધી છે**

૫૪. કારખાનાંના ધંધાઓમાં લગભગ ૧૫ લાખ મજૂરો કામ કરે છે, પરંતુ મંદીને લીધે બેકારી વધી છે અને સમજણ વગરની હડતાલોને લીધે મુંબઈ જેવા સ્થળે એ બેકારી ઉગ્ર બની છે.

મજૂરોના જીવનની જરૂરિયાતોનો અભ્યાસ કરી મુંબઈની લેબર ઓફિસ મહેનતાણું તથા ખર્ચના આંકડા સંબંધે માહિતી બહાર પાડે છે. તે ઉપરથી મજૂરોની સ્થિતિમાં સુધારો કરી સંસ્કારી માનવજીવનની ઓછામાં ઓછી જરૂરિયાતો મેળવવા માટે હજુ ઘણું કરવાનું બાકી છે એમ જણાઈ આવે છે.

**કમિશનની ભલામણોનો અમલ**

૫૫. શાહી મજૂર કમિશનની ભલામણોની દૃષ્ટિએ ૧૯૨૨ ના હિન્દી કારખાનાંના કાયદામાં સુધારા કરી તે નવેસર ઘડી મંજૂર કરાવવા હિન્દી સરકારે ખરડો વડી ધારાસભામાં રજૂ કર્યો હતો. તે મંજૂર થતાં કારખાનાંમાં કામ કરતાં ઓછામાં ઓછા અકસ્માત થાય એવા સલામતીના ઉપાય લેવડાવવા તથા આરોગ્ય સચવાય એવી ગોઠવણ કરાવવાની ફરજ ઉદ્યોગપતિઓને પાડી શકાય છે.

અને માગ ભાવ વધે તોપણ ઘટવાનો સંભવ ન હોય એવે પ્રસંગે જ નાખવી યોગ્ય મનાય છે.

## જકાત–નીતિનો ઇતિહાસ

૭. આયાત–જકાત ૧૮૫૭ ના બળવા પહેલાં પાંચ ટકા હતી. નાણાંની તંગીને લીધે તેમાં સરકારે વધારો કરી કેટલેક પ્રસંગે ૧૦ ટકા તથા કેટલીક ચીજો માટે ૨૦ ટકા રાખી.

**શરૂઆતમાં**

૧૮૭૫ માં તે ઘટાડી ફરી પાંચ ટકા ઉપર સરકારે આણી. લૅંકેશાયરના કાપડ–ઉદ્યોગને હિન્દી મિલોની હરીફાઈથી સહેવું પડતું તેથી આટલી જૂજ જકાત પણ રદ કરવા તેણે હિલચાલ કરી અને ૧૮૮૨ માં તમામ આયાત–જકાત રદ થઈ. રૂપિયાના હૂંડિયામણનો ભાવ પડતાં સરકારના ખજાનાને વધારે ઉત્પન્નની જરૂર પડી અને સૂતર તથા સૂતરાઉ કાપડ સિવાયની ચીજો ઉપર પાંચ ટકા જકાત નાખવામાં આવી. નાણા-ભીડ ચાલુ રહેવાને લીધે કાપડ ઉપર આયાત–જકાત નાખવી પડી. અને લૅંકેશાયરને સંતોષવા હિન્દની મિલોમાં બનતા કાપડ ઉપર ૩॥ ટકાની આબકારી જકાત નંખાઈ, અને લૅંકેશાયરના કાપડ ઉપર પાંચને બદલે ૩॥ ટકાની જકાત પડી. આમ વેપારના છૂટાપણાના નામે બાલ્યાવસ્થામાં રહેલાં હિન્દી સૂતરાઉ કાપડના મિલ–ઉદ્યોગને અન્યાય કરવામાં આવ્યો. ફક્ત હાથવણાટ ઉપર આબકારી જકાત નાખી નહોતી.

૮. ચીન મોકલવામાં આવતા અફીણની નિકાસ ઉપર અંકુશ મૂકાવાથી અફીણ બનાવવા તથા વેચવાથી મળતું ઉત્પન્ન ઘટવા માંડયું; તેથી ચાંદી ઉપરની જકાત ૫ ટકાને

**૧૯૧૦–૧૧**

બદલે દર ઔંસે ૪ પેની રાખી. પેટ્રોલિયમ, તમાકુ, દારૂ વગેરે ઉપરની જકાતમાં વધારો ૧૯૧૦–૧૧ માં કરવામાં આવ્યો.

૯. વિશ્વયુદ્ધને લીધે ખર્ચમાં ખૂબ વધારો થવાથી ઉત્પન્ન

મેળવવા ૧૯૧૬–૧૭ના અંદાજપત્ર (બજેટ) માં જકાતના દર તથા ધોરણમાં ભારે ફેરફાર કરવામાં આવ્યો. સામાન્ય જકાતનો દર કીમતના પાંચ ટકાને બદલે કીમતના ૭॥ ટકા રાખવામાં આવ્યો; ખાંડ ઉપર દસ ટકા આયાત જકાત નાખવામાં આવી. સૂતરાઉ બનાવટો સિવાય બીજી આયાતો ઉપરની જકાતમાં વધારો થયો અને જે ચીજોને જકાતની માફી હતી તેની યાદીમાંથી ઘણી ચીજો બાતલ થઈ. સૂતરાઉ દોરા તથા સૂતર ઉપર જકાત લેવાતી નહિ. ચાની નિકાસ ઉપર દર સો પાઉન્ડે રૂ. ૧॥ જકાત નાખવામાં આવી; શણની નિકાસ ઉપર દર ૪૦૦ પાઉન્ડે રૂ. ૨।, અને દર ટન સેકીંગ ઉપર રૂ. ૧૦ તથા દર ટન હેસિયન ઉપર રૂ. ૧૬ જકાત લેવાનું ઠર્યું.

**૧૯૧૬–૧૭**

૧૦. ૧૯૧૭–૧૮ માં શણ તથા શણની બનાવટો ઉપરની નિકાસ–જકાત બેવડાઈ. સૂતરાઉ કાપડની આયાત જકાત ૩॥ ટકાને બદલે ૭॥ ટકા કરવામાં આવી, પણ હિન્દી મિલ ઉપરની આબકારી જકાતમાં સરકારે ફેરફાર ન કર્યો. આ ફેરફારો અમલમાં રહેતાં ૧૯૨૦–૨૧ માં જકાતનું ઉત્પન્ન રૂપિયા બત્રીસ કરોડ ઉપરાંત આવ્યું.

**૧૯૧૭–૧૮ થી ૧૯૨૦–૨૧**

૧૧. ૧૯૨૧–૨૨ માં બજેટમાં પડેલા ખાડાને પહોંચી વળવા માટે કીમત પ્રમાણે લેવાતી જકાતનો સામાન્ય દર ૭॥ ટકા ઉપરથી ૧૧ ટકા ઉપર લઈ જવામાં આવ્યો. દીવા-સળી ઉપર ૭॥ ટકા જકાત લેવાના ચાલુ દરને બદલે દર ગ્રસ (૧૪૪ પેટીઓ) પેટીઓ ઉપર બાર આના જકાત લેવાની ઠરી. આયાત થતા દારૂ ઉપર દર ગેલનના દરેક પ્રૂફની ડીગ્રીએ ત્રણ આના જકાત પડી. કેટલીક મોજ-શોખની ચીજોની કીમત ઉપર ૭॥ ટકાને બદલે ૨૦ ટકા જકાત નાખી. આયાત થતી સાકર ઉપર ૧૦ ટકાને બદલે ૧૫ ટકા જકાત

**૧૯૨૧–૨૨**

કીમતના ધોરણે નાખી, અને તમાકુની બનાવટો (સીગારેટ વગેરે) ઉપરની જકાત દોઢી થઈ.

**૧૯૨૨–૨૩ થી ૧૯૩૪–૩૫**

૧૨. ૧૯૨૨–૨૩માં કાપડ ઉપરની આબકારી જકાતમાં, મશીનરી ઉપરની આયાત જકાતમાં તથા સૂતરાઉ કાપડની આયાત જકાતમાં વધારો કરવા વડી ધારાસભાએ ના પાડી; પણ જકાતનો સામાન્ય દર બીજી ચીજો માટે ૧૧ ટકાને બદલે ૧૫ ટકા, ખાંડ માટે ૧૫ ને બદલે ૨૫ ટકા, આયાત થતા સૂતર ઉપર ૫ ટકા, અને મોજશોખની ચીજો ઉપર ૨૦ ને બદલે ૩૦ ટકા જકાત લેવાની સરકારની દરખાસ્ત મંજર રાખી. ૧૯૨૫માં હિન્દી મિલકાપડ ઉપરની આબકારી જકાત રદ થઈ. ત્યાર પછી ઉત્પન્ન કરવા તેમ કેટલાક ઉદ્યોગોને રક્ષણ આપવા માટે જકાતના દરોમાં વધારો થતો રહ્યો. ૧૯૩૪–૩૫ ની સાલમાં જકાતનું ઉત્પન્ન રૂપિયા ૪૪, ૬૨ લાખ આવશે એવો અંદાજ હતો. સંરક્ષણને લીધે દેશી ખાંડનો ઉદ્યોગ વિકાસ પામ્યો છે, તથા હિન્દી સૂતરાઉ મિલ ઉદ્યોગને અપાયેલા રક્ષણને લીધે જકાતની આવકમાં ૧૯૩૩–૩૪માં એક કરોડ ઉપરાંત ઘટાડો થયો છે. પેટ્રોલ ઉપરનો કર રસ્તા–ફંડમાં વપરાય છે, અને તે ૧૧૮ લાખ વસૂલ આવવાનો અંદાજ હતો. ૧૯૩૯ માં જર્મની સામે બ્રિટને યુદ્ધ પોકારેલું હોવાથી ૧૯૪૦ ના હિન્દી બજેટમાં જકાત–નીતિમાં મહત્ત્વના ફેરફાર નજરે પડશે.

**દરિયાઈ દેશીરાજ્યો જકાતના ઉત્પન્નમાં ફાળો માગે છે**

૧૩. શાહી જકાતનો બોજો દેશી રાજ્યોની રૈયત ઉપર પડે છે, તેથી કેટલાંક દેશી રાજ્યોએ હિન્દી સરકારના જકાતના ઉત્પન્નમાં ફાળો માગવા માંડયો છે. તેથી બંદરી રાજ્યો તથા હિન્દી સરકાર વચ્ચે તે સંબંધે વાટાઘાટ ચાલે છે. સામાન્ય રીતે એવું ધોરણ જણાય છે કે જે તે બંદરી દેશી રાજ્યની વસ્તીના પ્રમાણમાં જકાતના ઉત્પન્નમાં જેને તેને ફાળો મજરે આપવો, અને દરિયાઈ જકાત લેવાનું જે ધોરણ હિન્દી

સરકાર વખતો વખત ઠરાવે તેનો જે તે દેશી રાજ્યના બંદરમાં અમલ કરવો. આમ થતાં વસ્તીના પ્રમાણમાં દેશી રાજ્યને ઉત્પન્ન મળશે; તેથી ભાવનગર જેવું રાજ્ય ખાસ કરારને આગળ કરી પોતાના બંદરના ઉત્પન્નમાં કાપ ન પડે તે માટે રાજદ્વારી ખાતા સાથે પત્રવ્યવહાર ચલાવે છે. વસ્તીના પ્રમાણમાં ફાળો મળે તો ભાવનગરને ભારે ખોટ જાય. તેથી એ ખોટ સહન કરવા તે રાજી નથી ને તેથી કાઠિયાવાડના લોકોને વિરમગામની જકાતની લાઈનદોરીનો ત્રાસ સહન કરવો પડે છે. જામનગર સાથે થયેલું સમાધાન વસ્તીના ધોરણે દેખાય છે; કારણ તેને બેડી બંદર વગેરે માટે દર સાલ પાંચ લાખ વળતર આપવાનું ઠર્યું છે. મોટી વસ્તી ધરાવનાર રાજ્યને આ ધોરણથી ખાસ નુકશાન જવાનું નથી.

**સમૂહતંત્રને જકાતનું ઉત્પન્ન મળશે**

૧૪. જકાતનું ઉત્પન્ન અખિલ હિન્દ સ્વરૂપનું છે; તેથી ભાવિ સમૂહતંત્રના બંધારણમાં આયાત–નિકાસ જકાત સમૂહતંત્ર માટે રાખવા ભલામણ થઇ છે, તે યોગ્ય જ છે.

## આબકારી જકાત

**આબકારી જકાતના પ્રકાર**

૧૫. આબકારી જકાત પૈકી અફીણનું ઉત્પન્ન હિન્દી સરકારને મળે છે, તેમ જ જે આયાત વસ્તુઓ ઉપર જકાત નાખવામાં આવે છે તે દેશોમાં બનતી હોય તો તે ઉપર આંતરિક આબકારી જકાત હિન્દી સરકાર નાખી શકે છે ને ઉત્પન્ન લઇ શકે છે. એ ધોરણે પહેલાં આયાત થતા કાપડ ઉપર આયાતજકાત નખાતાં હિન્દી સૂતરાઉ મિલકાપડ ઉપર હિન્દી સરકારે ૩॥ ટકાની આબકારી જકાત નાખી હતી અને તે છેક ૧૯૨૫–૨૬ માં રદ થઈ. હાલમાં પોલાદ તથા લોખંડના ઉદ્યોગની બનાવટો, ખાંડ તથા દેશમાં બનતી દીવાસળીઓ ઉપર આબકારી જકાત નાખવામાં આવી છે.

**અફીણનું ઉત્પન્ન**

૧૬. અફીણ સરકાર પરવાનાવાળાને વેચે છે ને તેઓ લોકોને વેચે છે. પરવાના હરાજીમાં વધારે રકમ આપનારને અપાય છે. સરકારે અફીણ પરદેશ ચઢાવવાનો વેપાર પોતાના હાથમાં રાખ્યો છે; દેશમાં ખપતું અફીણ હિન્દી સરકાર પ્રાંતિક સરકારોને વેચે છે અને પરરાજ્યની સરકારોને પણ વેચે છે. ૧૯૨૬ના એપ્રિલથી પરરાજ્યના વેપારીઓને વેચતી નથી. ૧૯૨૬ થી દર વરસે દસ ટકા અફીણની નિકાસમાં ઘટાડો કરવામાં આવે છે અને ૧૯૩૫ આખરે અફીણની પરદેશ થતી નિકાસ સમૂળગી બંધ થાય એવી યોજના હતી. પ્રાંતિક સરકારોને અફીણ ઠરાવેલા ભાવે વેચાય છે, અને દરેક પ્રાંત જે તે પ્રાંતને અનુકૂળ ઠરાવેલા ભાવે અફીણ વેચવાની દુકાનોની હરરાજી કરી પરવાના આપે છે.

**દારૂ–તાડીનું ઉત્પન્ન**

૧૭. પરદેશથી આયાત થતા દારૂ ઉપરની જકાત હિન્દી સરકાર લે છે, પણ દેશમાં બનતા દારૂ, કેફી પીણા તથા ભાંગ, ગાંજો, ચરસ, કોકેન વગેરે કેફી પદાર્થો ઉપર લેવાતી આબકારી જકાત પ્રાંતિક સરકારના ઉત્પન્નનું સાધન છે, પરંતુ દારૂબંધીની નીતિ અખત્યાર થયાને લીધે ઘણાખરા પ્રાંતોમાં એ ઉત્પન્ન જવા બેઠું છે.

**હાનિકારક પદાર્થો સામે પ્રતિબંધ મૂકવાની જરૂર**

૧૮. દારૂ તાડી ભાંગ ગાંજો ચરસ કોકેન અફીણ વગેરે પદાર્થો રાષ્ટ્રને હાનિકારક હોવાથી એ પદાર્થોનું ઉત્પાદન, વેચાણ તથા ઉપ-ભોગની બંધી કરવી જોઇએ, તથા ફક્ત દાક્તરી (વૈદ્યકીય) ઉપયોગ પૂરતા અપવાદ રાખવા જોઇએ. ઠંડા પ્રદેશમાં દારૂ ઓછું નુકશાન કરે પણ હિન્દ જેવા ઉષ્ણ દેશમાં તે પ્રજાની પાયમાલી કરે છે, તેથી હિન્દની સરકારોએ દારૂબંધી તેમજ હરેક પ્રકારના માદક અથવા કેફી પદાર્થ prohibition ની નીતિ ધારણ કરી પ્રજાશરીરમાં અનર્થ થતો

અટકાવવો જોઇએ. દેશની કોન્ગ્રેસ સરકારોને આ વાતનું ભાન હોવાથી આવી હાનિકારક ચીજોના વાપર સામે પ્રતિબંધ કેટલાક પ્રદેશોમાં અમલમાં આવ્યો છે.

**રક્ષિત ઉદ્યોગ ઉપર આબકારી જકાત ન જોઇએ**

૧૯. સંરક્ષણને પાત્ર ઉદ્યોગો ઉપર આબકારી જકાત નાખવાનું ધોરણ ઉદ્યોગોના વિકાસની દૃષ્ટિએ તદ્દન નિન્દવા જેવું છે. સરકાર ખર્ચમાં કાપકૂપ કરે અને રાષ્ટ્રના વિકાસને પોષતી પ્રવૃત્તિઓ માટે આવકના પ્રમાણમાં ખર્ચ કરે.

## મીઠા–વેરો

**મીઠાવેરાનું સ્વરૂપ**

૨૦. મીઠા–વેરો મહાત્મા ગાંધીજીની દાંડી કૂચના ઐતિહાસિક બનાવથી ઘણો પ્રસિદ્ધિમાં આવેલો છે. મીઠા વગર કંગાલમાં કંગાલ માણસને પણ ચાલતું નથી. એ જીવનની આવશ્યક વસ્તુ છે. કરવેરો, આપવાની શક્તિ હોય તેના ઉપર નાખી શકાય; પરંતુ મીઠાવેરો કરવેરાશાસ્ત્રના ધોરણનો ભંગ કરે છે. એ વેરા સંબંધે બ્રિટિશ સામ્રાજ્યના માજી વડા પ્રધાન મિ. રામસે મેકડોનાલ્ડ જણાવે છે કે: "આ મીઠાવેરો એ એક જોરજુલમથી લેવામાં આવતો ત્રાસદાયક વેરો છે. અને જો લોકો સમજે તો તેમાંથી અશાંતિ જ પેદા થાય. કેવળ નફો કરવાને માટે આવેલી ( ઇસ્ટ ઇંડિયા ) કંપનીએ ગરીબ હિન્દુસ્તાનની જે લૂંટ ચલાવી તે લૂંટમાંની હજુ આ લૂંટ કાયમ રહી છે. એ મીઠાવેરો કાયમ રાખવાને માટે જે દલીલો થાય છે તે દલીલમાં એક ભ્રમ રહેલો છે. તે ભ્રમ એ કે સ્વરાજ્ય ભોગવતા કોઈ પાશ્ચાત્ય દેશની રાજબુદ્ધિ અને આપખુદ રાજાના અથવા નોકરશાહીના તંત્ર તળે રહેતા દેશની રાજબુદ્ધિ સરખી છે. અને એ ભ્રમ પણ રહેલો છે કે પ્રજાએ નીમેલી પોતાને જવાબદાર એવી ધારાસભાને તે પ્રજા ઉપર જે બોજા લાદવાનો અધિકાર છે તેજ બોજા નોકરશાહીને પણ લાદવાનો અધિકાર છે. જ્યારે ખરી વાત તો એ છે કે હિન્દુસ્તાનમાં

મીઠાવેરો ભરનારાને તો બિચારાને હિન્દુસ્તાનનાં ખર્ચના સંબંધમાં એટલી જ ખબર હોય છે જેટલી ચંદ્ર ઉપર રહેનારા કોઈ માણુસને ખબર હોય, અને નોકરશાહીને તે બિચારાના લગ્નવરામાં થતા ખર્ચની કશી પડી નથી તેમ તેના મીઠાની કીમતની પણ પડી નથી. એ કર માથા દીઠ ગમે એટલો ઓછો હોય, પણ હિન્દી કુટુંબની આવક જોતાં તેનો બોજો કાંઈ ઓછો ન કહેવાય." મીઠાવેરો લેવામાં પડતર કીમત સાથે યોગ્ય પ્રમાણ પણ રાખવામાં આવ્યું નથી.

**ગાંધીજીનો અભિપ્રાય**

૨૧. મહાત્મા ગાંધીજીએ ૧૯૩૦ માં 'યંગ ઈંડિયા' માં લખતાં જણાવ્યું છે કે: "હવા અને પાણી બાદ કરતાં મીઠાના જેવી જીવનની જરૂરિયાતની વસ્તુ બીજી એકે નથી. ગરીબોને મીઠા સિવાય બીજો કોઇ મરી મસાલો નથી. પશુઓ મીઠા વિના જીવી શકતાં નથી. અનેક રાસાયનિક પદાર્થોની બનાવટમાં મીઠાની બહુ જરૂર પડે છે. વળી મીઠું કીમતી ખાતર પણ છે. પાણી સિવાય મીઠા જેવી એક પણ વસ્તુ નથી કે જેના ઉપર વેરો નાખીને સરકાર કરોડો ગરીબ ગુરબાં, લૂલાં લંગડાં અને બિમાર અને તેમના પશુ પાસેથી પણ કર ઉઘરાવી શકે. એટલે આ મીઠા વેરો એ મનુષ્યની કુટિલ બુદ્ધિમાંથી નીકળેલો અતીવ નિર્દય હેડિયા વેરો છે. સરકારી પુસ્તકો મુજબ દર રતલના મણ મીઠાની ઓછામાં ઓછી કીમત ૧૦ પાઈ છે અને તેની ઉપર કર ૨૦ આના એટલે ૨૪૦ પાઈ છે. એટલે બનાવટની કીમતના ૨૪ ગણા દામે મીઠું બજારમાં મળે છે. ગરીબને આ કેટલું ભારી પડે છે એની આપણને કલ્પના ન આવી શકે. આ અમાનુષી ઇજારો ચાલુ રાખવાને અર્થે મીઠું પકવવાનું સરકારે અમુક જ જગ્યાએ રાખ્યું છે. બીજે હજારો સ્થળે એ ઉત્પન્ન થઇ શકે, પણ ત્યાં તે ઉત્પન્ન નથી કરવામાં આવતું, નથી કરવા દેવામાં આવતું... મીઠાના એકહથ્થુ ઇજારાનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે હજારો જગ્યાએ ગરીબ

લોકો પોતાને માટે મીઠું બનાવતા બંધ પડયા... કુદરત કિનારા ઉપર મીઠું બનાવે છે કે લાગલાજ સરકારી અમલદારો તેને પાછું દરિયામાં પહોંચાડવા ચૂકતા નથી.''

**મીઠાવેરો રદ થવા પાત્ર છે**

૨૨. બ્રિટનના વડા પ્રધાન તથા મહાત્મા ગાંધીજી મીઠાવેરો અમાનુષી છે ને પહેલી તકે રદ થવો જોઈએ એમ માનવામાં એકમત છે. ગાંધી–અર્વિન કરાર ૧૯૩૧ ના માર્ચમાં થયા ત્યારે કિનારા ઉપર આવેલાં આજુબાજુનાં ગામડાં પોતાના ખાનગી ઉપયોગ માટે વેરો ભર્યા વગર મીઠું ભેગું કરી લઈ જઈ શકે એવી સગવડ આપવામાં આવી હતી. પરંતુ ફરી સવિનય ભંગની લડત ૧૯૩૨ ના જાન્યુઆરીમાં શરૂ થતાં કેટલેક ઠેકાણે અપાયેલી છૂટનો દુરુપયોગ થાય છે એવા બહાના હેઠળ એ છૂટ ખેંચી લેવાઈ અથવા સંકોચાઈ. પ્રાંતિક સ્વરાજ્ય શરૂ થતાં કૉન્ગ્રેસ પ્રધાન મંડળો અસ્તિત્વમાં આવતાં ગરીબોને વધુ છૂટ મળી છે.

**મીઠા ઉપરના કરના ઉત્પન્નના પ્રકાર**

૨૩. મીઠાના કરનું ઉત્પન્ન ત્રણ માર્ગે લેવાય છેઃ–(૧) સરકારી મીઠાના અગરોમાં તૈયાર થતા મીઠાનું વેચાણ; (૨) મીઠું તૈયાર કરવાનો ઈજારો રાખનાર અગરિયાના મીઠા ઉપર લેવાતો વેરો; (૩) પરદેશથી આવતા મીઠા ઉપર નાખવામાં આવેલી આયાત જકાત. હિન્દને મીઠાની બાબતમાં સ્વાશ્રયી બનાવવા માટે કેટલી શક્યતા છે તેની તપાસ ટેરિફ બોર્ડ પાસે સરકારે કરાવી છે, અને મીઠાનું ઉત્પાદન વધારી હિન્દને સ્વાયત્ત કરવા બોર્ડે કેટલીય ભલામણો કરી છે.

**બંગાળાની વિશિષ્ટ પરિસ્થિતિ**

૨૪. બંગાળામાં પરદેશી મીઠું ઘૂસી ગયું છે. ગંગા તથા બ્રહ્મપુત્રાના અનેક મુખોમાંથી મીઠું પાણી મોટા પ્રમાણમાં બંગાળાના ઉપસાગરમાં આવતું હોવાથી બંગાળાના દરિયા કિનારે મીઠું બની શકે એમ નથી એમ સરકાર કહે છે. આ

સંબંધે બંગાળાના પહેલા લેફ્ટનન્ટ ગવર્નરના પત્રમાં જણાવ્યું છે કે:—

"બંગાળામાં મીઠાના વેચાણભાવ ગરીબોને કચડી નાખે એવા છે. મીઠું બનાવવાની કુલ સત્તા સરકારે પોતાના હાથમાં રાખી છે. બનાવવાની પદ્ધતિ ખરચાળ રહી, તેમનું ખાતું લાંચિયું રહ્યું, એટલે કુદરતી રીતે તેમનું બનાવેલું મીઠું મોંઘું જ પડે છે. મારું દૃઢ માનવું છે કે જો સરકાર મીઠાનો ઇજારો છોડી દે અને હિન્દુસ્તાનની પ્રજાને પોતાનું મીઠું બનાવી લેવાની છૂટ આપે તો લોકોને અહીંનું મીઠું અત્યંત સસ્તું પડે અને વિલાયતી મીઠાંનો એક ગાંગડો પણ બંગાળામાં આવી ન શકે."

એટલે સરકારી ઇજારો ન હોય તો બંગાળાની પ્રજા વિલાયતી મીઠું ન લેતાં જરૂરી મીઠું ઘણું જ સોંઘું મેળવી શકે એ વાતનો સ્વીકાર થાય છે. તો પછી બંગાળામાં મીઠું પકવવાની કુદરતી અનુકૂળતા નથી એમ કહેવું નકામું છે. બંગાળામાં લિવરપૂલનું મીઠું આવે છે તેમ બ્રિટનના બીજા ભાગમાંથી પણ આવે છે. એ મીઠું સ્ટીમરમાં બેલાસ્ટ તરીકે નામના ભાડાથી હિન્દ આવે છે, અને સરકારના મીઠાવેરા જેટલી આયાત જકાત ભરી ઘૂસે છે. આયાત જકાત મળતી હોવાથી સરકારનું ઉત્પન્ન કાયમ રહે છે, અને ખર્ચાળ પદ્ધતિએ મીઠું બનાવવાની ફરજમાંથી સરકાર મુક્ત રહે છે. થોડા વખતથી સરકારી દૃષ્ટિકોણ બદલાયો છે, તેથી આયાત જકાત દેશના મીઠા ઉપરના દર કરતાં જરા વધારે રખાય છે. અને વડોદરા, ધાંગધ્રા જેવાં દેશી રાજ્યોને સવલતથી કલકત્તે મીઠું પહોંચાડવાની સગવડ અપાઈ છે.

**મીઠું ક્યાં ક્યાં મળે છે**

૨૫. મીઠું કોહાટ નજીક આવેલા મીઠાના ડૂંગરોમાં આવેલી ખાણોમાંથી, સંભર સરોવરના બહુ જ ખારા પાણીમાંથી, કચ્છના નાના રણની સરહદ ઉપર આવેલાં ખારાં પાણીમાંથી અને મુંબઈ, મદ્રાસમાં તેમ જ સિંધુ નદીના મુખ આગળ આવેલાં મીઠાનાં કારખાનાંમાંથી મેળવવામાં આવે છે. નીમે

મીઠું સરકાર બનાવે છે અને બાકીનું પરવાના તથા આબકારી જકાત-ની પદ્ધતે ઇજારદાર બનાવે છે.

૨૬. મીઠાવેરો ૧૮૮૮ થી ૧૯૦૩ સુધી દર ૮૨ રતલના બંગાલી મણે રૂ. ૨॥ હતો; ૧૯૦૩ માં તેમાં ઘટાડો થઈ રૂ. ૨ દર રખાયો; ૧૯૦૫ માં રૂ. ૧॥ અને ૧૯૦૭ માં રૂ. ૧ વેરો થયો. ૧૯૧૬ માં ફરી રૂ. ૧। મીઠા વેરો દર બંગાલી મણે ઠર્યો. વેરો ઘટતાં ખપત વધતી હતી, અને ૧૯૦૩–૦૮ માં સરેરાશ ખપતમાં વધારો ૨૫ ટકા માલૂમ પડયો. ૧૯૨૩ માં ફરી મીઠાવેરો રૂ. ૨॥ કરવામાં આવ્યો. ૧૯૨૪ માં તેમાં ઘટાડો થઈ વેરાનો દર રૂ. ૧। ઠર્યો. ૧૯૩૧ ના સપ્ટેબર સુધી આ દર કાયમ રહ્યો અને પછી રૂ. ૧–૯–૦ નો દર અમલમાં આવ્યો. ૧૯૩૧ ના માર્ચ સુધી આયાત જકાત તથા મીઠાવેરો સરખા દરે લેવાતાં, પરંતુ મીઠા ઉપરની આયાત જકાતમાં ત્યાર પછી પરદેશી મીઠાના દર મણે ૪॥ આના ચઢાવવામાં આવ્યા. એવા વધારાના દરમાં ૧૯૩૩ ના માર્ચમાં ઘટાડો કરી ૪॥ આનાને બદલે ૨ આના વધારો કાયમ રહ્યો હતો અને ૧૯૩૬માં ૧॥ આનો રખાયો હતો; મીઠાવેરો દર બંગાળી મણે રૂ. ૧–૪–૦ રખાયો છે. મીઠાના વેરાનું ઉત્પન્ન ૮॥–૮॥। કરોડ રૂપિયા આવે છે.

**મીઠાવેરામાં થતો ફેરફાર**

## આવક–વેરો

૨૭. આવક વેરો એ કરવેરાશાસ્ત્ર પ્રમાણે સૌથી સારો સીધો કર ગણી શકાય. જુદા જુદા ધંધા ચલાવનાર પાસેથી જુદા જુદા પરચૂરણ વેરા દેશી રાજ્ય-કર્તાઓ લેતા તેને બદલે બ્રિટિશ રાજ્યતંત્રે આવક–વેરો વધારે પસંદ કર્યો છે.

**આવક ઉપરનો વેરો એ સીધો કર છે**

૨૮. સિપાઈઓના બળવાને લીધે નાણાં સંબંધે થયેલી મુશ્કેલીને પહોંચી વળવા ૧૮૬૦ માં અમુક ઇયત્તા સુધી આયપતને

માફી આપી તે ઉપરાંત કમાણી કરનાર પાસેથી આયપતવેરો અથવા આવકવેરો લેવાવા માંડયો. આ આવક ખેતી સિવાયના ધંધામાંથી આવેલી હોવી જોઈએ. તે વખતે માફીની ઇયત્તા રૂ. ૪૯૯ હતી. ૧૮૮૬ માં નવેસર આવકવેરાનું પરિશિષ્ટ બનાવવામાં આવ્યું. તેમાં રૂ. ૫૦૦ થી ૨૦૦૦ સુધી રૂપિયે ૪ પાઈ અથવા દર પાઉન્ડે ૫ પેની પ્રમાણે અને રૂ. ૨૦૦૦ ને તે ઉપરાંતની આવક ઉપર રૂપિયે ૫ પાઈ અથવા પાઉન્ડે ૬॥ પેની પ્રમાણે લેવાનું ઠર્યું. ૧૯૦૩ માં વાર્ષિક રૂ. ૫૦૦ ને બદલે રૂ. ૧૦૦૦ ની આવકને આવકવેરામાંથી માફી આપી. તે ઉપરાંતની આવક ઉપર વેરો લેવાનું ઠર્યું. ૧૯૧૬–૧૭ માં આયપતવેરાના દરના પરિશિષ્ટમાં વધારો થયો અને જેમ આવક વધારે તેમ વેરાનું પ્રમાણ પણ વધારે એવું ધોરણ સ્વીકારાયું.

૨૯. ૧૯૩૯ પહેલાં રૂ. ૨૦૦૦ સુધી વાર્ષિક આવકને માફી આપી આયપત વેરાના દર નીચે પ્રમાણે હતાઃ—

## આવક વેરાનું ધોરણ

| | વાર્ષિક આવક | દર રૂપિયે |
|---|---|---|
| ૧ | રૂ. ૨૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૫૦૦૦ અંદર | ૬ પાઈ |
| ૨ | રૂ. ૫૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૧૦૦૦૦ અંદર | ૯ પાઈ |
| ૩ | રૂ. ૧૦૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૧૫૦૦૦ અંદર | ૧ આનો |
| ૪ | રૂ. ૧૫૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૨૦૦૦૦ અંદર | ૧ આનો ૪ પાઈ |
| ૫ | રૂ. ૨૦૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૩૦૦૦૦ અંદર | ૧ આનો ૭ પાઈ |
| ૬ | રૂ. ૩૦૦૦૦ તથા તે ઉપરાંત અને રૂ. ૪૦૦૦૦ અંદર | ૧ આનો ૧૧ પાઈ |
| ૭ | રૂ. ૪૦૦૦૦ ઉપરાંત અને રૂ. ૧૦૦૦૦૦ અંદર | ૨ આના ૧ પાઈ |

| | | |
|---|---|---|
| ૮ | રૂ. ૧૦૦૦૦૦ તથા તે ઉપરાંત | ૨ આના ૨ પાઈ |
| | દરેક કંપની અથવા નોંધાયેલી પેઢીના પ્રસંગે (ગમે એટલી કમાણી હોય તોપણ) | ૨ આના ૨ પાઈ. |

આ સિવાય અમુક આવક તથા તે ઉપરાંતની આવક ઉપર સુપરટેક્ષ (વધારાનો શ્રેષ્ટ આવકવેરો) લેવાય છે તે નીચે પ્રમાણે:—

એકંદર આવકના ૩૦૦૦૦ સુધી સામાન્ય વેરો ઉપરના દરે લેવાય છે. તે ઉપરાંતની આવક ઉપર એ સિવાય દરેક કંપનીને પ્રસંગે

| | | |
|---|---|---|
| (૧) | (અ) વધારાના પહેલા વીસ હજાર ઉપર | કાંઈ નહિ |
| | (બ) તે ઉપરાંતના વધારાના દર રૂપિયે | ૧ આનો |
| (૨) | દરેક અવિભક્ત હિન્દુ કુટુંબને પ્રસંગે | |
| | (૩) વધારાના પહેલા ૪૫૦૦૦ના દર રૂપિયે | ૧ આનો ૩ પાઇ |
| | (બ) તે પછીના ૨૫૦૦૦ ના દર રૂપિયે | કાંઈ નહિ |

(૩) દરેક વ્યક્તિ, બિનનોંધાયેલી પેઢી અને નોંધાયેલી પેઢી કે કંપની સિવાયની બીજી મંડળીના પ્રસંગે

| | |
|---|---|
| (અ) વધારાની આવકના પહેલા વીસ હજારના દર રૂપિયે | ૯ પાઈ |
| (બ) તે પછીના રૂ. ૫૦૦૦૦ | ૧ આ. ૩ પા. |

(૪) દરેક વ્યકિત, હિન્દુ અવિભક્ત કુટુંબ, બિનનોંધાયેલી પેઢી અને નોંધાયેલી પેઢી કે કંપની સિવાયની વ્યકિતઓની બનેલી બીજી કોઈ મંડળીના પ્રસંગે—

(૧) તે પછીના રૂ. ૫૦૦૦૦ ના દર રૂપિયે } ૧ આ. ૯ પાં.

(૨) તે પછીના ૫૦૦૦૦ ના દર રૂપિયે } ૨ આ. ૩ પા.

(૩) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૨ આ. ૯ પા.

(૪) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૩ આ. ૩ પા.

(૫) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૩ આ. ૯ પા.

(૬) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૪ આ. ૩ પા.

(૭) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૪ આ. ૩ પા.

(૮) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૫ આ. ૩ પા.

(૯) તે પછીના ૫૦૦૦૦ના દર રૂપિયે ૫ આ. ૯ પા.

(૧૦) તે પછીના વધારાના દર રૂપિયે ૬ આ. ૩ પા.

આવકવેરાનું ૧૯૩૪–૩૫માં રૂ. ૧૭૨૫ લાખ ઉત્પન્ન આવશે એવો અંદાજ હતો.

૧૯૩૯માં રજૂ થયેલા બજેટ એસ્ટિમેટ વખતે આવકવેરાનું ઉત્પન્ન વધારે એવા ઈન્કમટેક્ષ એક્ટમાં સુધારા થઈ 'સ્લેબ સિસ્ટીમ' દાખલ કરવામાં આવી છે. તે મુજબ એક કરતાં વધુ પુખ્ત ઉમરના સભ્યવાળા હિન્દુ કુટુંબોને હિન્દુ અવિભક્ત કુટુંબો તરીકે ગણવામાં આવશે. આ સ્લેબ પદ્ધત પ્રમાણે કંપનીઓ ન હોય એવી વ્યક્તિઓ, બિનનોંધાયેલી પેઢીઓ, હિન્દુ અવિભક્ત કુટુંબો તથા સંસ્થાઓના ઉત્પન્ન ઉપર રૂ. ૨૦૦૧ થી ૫૦૦૦ સુધી દર રૂપિયે નવ પાઇ પછીના ૫૦૦૧ થી ૧૦૦૦૦ સુધી દર રૂપિયે ૧ આનો ૩ પાઈ તે પછીના ૫૦૦૦ સુધી દર રૂપિયે ૨ આના, અને તે પછીની આવક-ના દર રૂપિયે ૨ આના ૬ પાઇ લેવાનું ઠર્યું છે. હાલમાં મહાયુદ્ધ ફાટવાને લીધે આવતા બજેટમાં આવકવેરાના દરમાં મહત્ત્વના ફેરફાર થવાનો દરેક સંભવ છે.

૩૦. આચાર્ય કુમારાપ્પા આ કર સંબંધે વિવેચન કરતાં જણાવે છે કે સ્ટર્લિંગ લોનનું વ્યાજ બ્રિટનમાં આપણે ભરીએ છીએ તેમાંથી

**કુમારાપ્પાની સૂચના ૧ લી**

આપણુને કર મળતો નથી; તેથી કાયદામાં એવો ફેરફાર કરવો જોઇએ કે જેમ બીજા દેશો પરદેશી લેણિયાતને અપાતાં વ્યાજમાંથી કર કાપી લે છે તેમ આપણે પણ કાપી શકીએ, અને આમ થાય તો પ્રો. શાહ તથા ખંભાતાના કહેવા પ્રમાણે હિન્દી સરકારને આવકવેરામાં ૨ કરોડ રૂપિયા વધુ મળે.

૩૧. તેમની બીજી સૂચના એવી છે કે નિર્વાહના સાધનની હદ બાંધીને એનાથી વધારે ખેતીની કે ઉદ્યોગની આવક માત્ર ઉપર

**સૂચના ૨ જી**

સરખો કર લેવાનું ઠરાવી જેમ આવક વધારે તેમ કરના વધારે ટકા લેવા જોઈએ. તેથી હિન્દી સરકારને બીજા દસ કરોડ આવકવેરાથી મળે એમ પ્રો. શાહ તથા ખંભાતા માને છે. હાલ ખેતીની આવકમાં પ્રત્યક્ષ ખેતી ન કરનારા પણ દાણ લેનારા જમીનદારો ગમે એટલી આવક મેળવે તોપણ તે ઉપર આવકવેરો લેવાતો નથી તેથી રાજ્યને નાણાંની તૂટ પડતાં બીજા કર નાખી ગરીબ લોકો ઉપર બોજો વધારવો પડે છે તેને બદલે અમુક હયત્તા સુધી ચોકખી આવકને માફી રાખી તે ઉપરાંતની ખેતીની આવક ઉપર ચઢતા અનુક્રમે ચઢતા દરથી લેવાતા આયપતવેરાના ધોરણે વેરો લેવામાં આવે તો ગરીબ લોકો ઉપર વધારે બોજો નાખવાની જરૂર ન પડે.

૩૨. ત્રીજી સૂચના એવી છે કે હિન્દમાં રળીને ધન લઈને વિલાયત જઈ રહેતા પરદેશી વેપારીઓના મરણ પ્રસંગે હિન્દને

**સૂચના ૩ જી**

મરણ કર (death–duties) નો લાભ મળતો નથી, તેથી તેવે પ્રસંગે ઈંગ્લાંડની સરકાર હિન્દને તેમાં હિસ્સો આપે એવી ગોઠવણ થવી જોઇએ. હિન્દમાં કમાઇને ધન લઈને ચાલ્યા જાય એવા કામચલાઉ રહેવાસીઓ હિન્દની કાયમ પ્રજા ઉપર વધારે બોજો નાખીને જાય તે વ્યાજબી નથી, તેથી આ સૂચના વિચારવા જેવી છે.

૩૩. ૧૯૩૩–૩૪ના ફરી તપાસાયેલા (revised) જમાખર્ચના પત્રક પ્રમાણે હિન્દી સરકારને નીચે પ્રમાણે આવક મળી હતી:

**હિન્દી સરકારનું ઉત્પન્ન**

| બાબત | | આવક લાખ રૂપિયામાં |
|---|---|---|
| જકાત | રસ્તા ફંડ માટે | ૧૧૭ |
| | પેટ્રોલ ટેક્ષ | |
| | બીજી જકાત | ૪૫૭૦ |
| આવકવેરો | | ૧૭૧૩ |
| મીઠાવેરો | | ૮૫૫ |
| અફીણ | | ૧૫૯ |
| ઉત્પન્નની બીજી મુખ્ય બાબતો | | ૧૮૬ |
| નહેર ( ચાલુ ખર્ચ જતાં આવક ) | | ...... |
| વ્યાજ | | ૧૫૯ |
| મુલકી કારોબાર | | ૭૭ |
| સિવિલ વર્ક્સ (જાહેર બાંધકામ ) | | ૨૪ |
| ચલણ અને ટંકશાળ | | ૧૨૩ |
| ફીરકોળ | | ૬૮ |
| અણધારી આવક | | ૩૬ |
| પ્રાંતો તથા હિન્દી સરકાર વચ્ચેના હિસાબના | | ...... |
| ટપાલ તથા તાર ( ચાલુ ખર્ચ જતાં ) | | ૩૨ |
| રેલ્વે ( ચાલુ ખર્ચ જતાં ) | | ૩૨૮૭ |
| લશકરી આવક | | ૫૨૫ |
| એકંદર આવક | | ૧૧૯૩૧ (લાખ) |

૩૪. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સે નીમેલી પીલ સમિતિએ સમૂહ-તંત્રના ઉત્પત્ન માટે કરેલી સામાન્ય ભલામણો મુજબ સમૂહતંત્રના ઘટક પ્રાંતો તથા દેશી રાજ્યો તરફથી મળવા જોઇતા ફાળાનો સમૂહતંત્રના ઉત્પન્નમાં સમાવેશ કર્યો છે. તેમ જ આયાત થતા માલ જેવી બનાવટો તથા પેદાશ હિન્દમાં થતી હોય તો તે ઉપર આબકારી જકાત નાખી હિન્દી સરકાર ઉત્પન્ન કરે તથા આખા હિન્દભરની કંપનીઓ પાસેથી કોર્પોરેશન ટેક્ષ લે તથા વેપારી વ્યવહાર સંબંધે વાપરવામાં આવતા સ્ટેમ્પનું ઉત્પન્ન સમૂહતંત્રના ભાગે આવે એમ સૂચવ્યું છે. તેમ જ કેટલાક એકહથ્થુ ઇજારા સરકાર રાખે એમ કહ્યું છે. તે સંબંધે બારીક તપાસ કરવા પર્સી કમિટી નિમાઇ હતી. પર્સી કમિટીએ તપાસ કરી ઉત્પન્નનાં નવાં સાધનો સંબંધે અભિપ્રાય આપ્યો છે કે તમાકુ ઉપર આબકારી જકાત નાખીને વસૂલ કરવી મુશ્કેલ છે. કારણ એ ઝૂંપડે ઝૂંપડે ચાલતો ગૃહઉદ્યોગ છે; દિવાસળીઓ ઉપરની આબકારી જકાતથી સમૂહતંત્રને ફક્ત બ્રિટિશ હિન્દમાંથી ૨॥ કરોડ આવક શરૂઆતથી જ મળશે. દેશી રાજ્યો સાથે એ આવક ૩ કરોડ થાય; બીજી આબકારી જકાતો સમૂહતંત્રનાં શરૂઆતનાં વર્ષોમાં નહિ નાખી શકાય. તમાકુ વેચવા પ્રાંતિક સરકાર પરવાના કાઢે ને ફી રાખે તે સિવાય અમુક ચીજનો એકહથ્થુ વેપાર ઇજારા પદ્ધતે સમૂહતંત્ર ચલાવી શકે એવી ભલામણ કરવા જેવી પરિસ્થિતિ નથી. હથિયાર તથા દારૂગોળા સંબંધે પરવાનાની પદ્ધત ચાલૂ છે જ; પણ બ્રોડકાસ્ટિંગ ( રેડિઓ મારફત હિન્દભરમાં ખબરો, મનોરંજક કાર્યક્રમ સંભળાવવો ) ના ઇજારાનો વેપાર કરીને સમૂહતંત્ર ઉત્પન્ન મેળવી શકે. જાહેર ઉપયોગની વસ્તુઓના ઇજારાને સમૂહતંત્ર સાથે સંબંધ નથી. તેનો સંબંધ મ્યુનિસિપાલિટીઓ વગેરે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના ઉત્પન્ન સાથે છે; જેમકે અમુક ક્ષેત્રમાં ચોખ્ખું દૂધ પૂરું

**સમૂહતંત્ર અને કરવેરા**

પાડવા દુગ્ધાલય ચલાવવું, વીજળી પૂરી પાડવી, વગેરે. વેપારી સ્ટૅમ્પોનું ઉત્પન્ન પ્રાંતોને મળે, સમૂહતંત્રને ન મળી શકે. માત્ર જે બાબતમાં સમૂહતંત્રને કાયદા ઘડવા હકુમત છે તે બાબતના અંગે વાપરવાના સ્ટૅમ્પ સંબંધે પ્રાંતોવતી સમૂહતંત્ર આખા હિન્દને લાગુ પડે એવા કાયદા તથા દર ઠરાવી શકે. દેશી રાજ્યોમાંથી ઉત્પન્ન મેળવવા પીલ કમિટીએ કૉર્પોરેશન ટૅક્ષની ભલામણ કરી હતી, પણ પર્સી કમિટી કહે છે કે બ્રિટિશ હિન્દની કંપનીઓ સુપરટૅક્ષ આપે છે; દેશી રાજ્યોમાં નોંધાયેલી કંપનીઓ ઉપર સુપરટૅક્ષના ધોરણે કૉર્પોરેશન ટૅક્ષ લેવાનો અધિકાર સમૂહતંત્રને આપવામાં આવે તો તેનું ઉત્પન્ન નામનું જ આવે, તેમ એ કરને ઉત્પન્નનું સંગીન સાધન ગણવું મુશ્કેલ છે. છેવટે પર્સી કમિટી માત્ર દિવાસળી ઉપરની આબકારી જકાતને ઉત્પન્નના સાધન તરીકે ઉપયોગી ગણે છે. બાકીના મધ્યસ્થ સરકારનાં ઉત્પન્નનાં સાધનો સમૂહતંત્રને મળવાનાં છે. આવકવેરો વડી સરકાર લે છે તેમાંથી જે તે પ્રાંતમાંથી લેવાના આવકવેરામાં અમુક ટકા જે તે પ્રાંતને પરત આપવા પીલ કમિટીએ ભલામણ કરી હતી અને તે માટે સમિતિ નીમી તપાસ કરાવી ટકા ઠરાવવા જણાવવામાં આવ્યું હતું; તેમ છતાં સમૂહતંત્ર શરૂ થતી વખતે કેટલાક પ્રાંતોને બજેટમાં ખાડો પડે તો તે પૂરવા માટે સમૂહતંત્ર, શરૂઆતમાં ન્યાયબુદ્ધિથી બીજા પ્રાંતોને જે ફાળો મળી શકે તે કરતાં ઓછો ફાળો તેમને આપે અને વધારાનો ઉપયોગ ખોટવાળા પ્રાંતોને વહેંચી આપવામાં કરે એવી ભલામણ થઈ છે. હિન્દી જકાતમાં દેશી રાજ્યોને ન્યાયસર ફાળો આપતાં લગભગ એક કરોડ રૂપિયા ફાળવવા પડશે. શણની નિકાસ ઉપરનો કર હિન્દી સરકાર લે છે. તે સામે બંગાળાએ વિરોધ ઉઠાવી તેમાં પોતાને હિસ્સો મળે એવી માગણી કરવાથી શણની નિકાસ જકાતમાં બંગાળાને અડધું ઉત્પન્ન મળે એવા ધોરણે અમલ થયો છે. આવક–વેરામાંથી પોતાના ઇલાકામાંથી લેવાતી આવક-

ના પ્રમાણમાં હિસ્સો મેળવવા મુંબઈ સરકાર લડત ચલાવે છે; પણ તેમાં પૂરી સફળતા મળે એમ જણાતું નથી. હિન્દી સરકારના ઉત્પન્નમાં તાર, ટપાલ, ટેલીફોન, વાયરલેસ, ચલણ, ટંકશાળ એ ભારતીય વિષય હોવાથી સારો ફાળો આપે છે. રેલ્વેઓનો મોટો ભાગ સરકાર માલેકીનો છે, એટલે આ બધાં સાધનો સમૂહતંત્રને જ મળવાનાં છે. રેલ્વેનું ઉત્પન્ન ઘટી જવાથી તેમાંથી હિન્દી સરકારને મળવાનો ફાળો જોખમાયો છે, તેથી રેલ્વેના વહીવટનો ખર્ચ ઘટાડવા તથા ઉત્પન્ન વધારવા શું કરવું જોઈએ તેની વિચારણા ચાલે છે. ૧૯૩૭ માં પ્રાંતિક સ્વરાજ્ય દાખલ થયા પછી પણ રેલ્વે બજેટ સાથે એકંદર હિન્દી બજેટ ૧૯૩૮–૩૯ માં ૧૨૨૨ લાખ મહેસૂલ ખાતે ઉત્પન્ન ખર્ચનું અડસટ્ટાયું હતું. મૂડી ખાતે ખર્ચ ઘણે ભાગે લોન વગેરે માર્ગે મેળવાય છે.

## હિન્દી સરકારનો ખર્ચ

૩૫. લગભગ ૧૨૦ કરોડ ઉત્પન્નમાંથી આશરે ૫૦ કરોડ ખર્ચ લશ્કર વગેરે બચાવનાં સાધનો નભાવવા ખર્ચાય છે; એટલે હિન્દી સરકારના ઉત્પન્નમાંથી લગભગ ૪૨ ટકા બચાવના સાધન નભાવવામાં જાય છે. માજી વડા પ્રધાન મિ. રેમ્સે મેકડોનાલ્ડ કહે છે કે "હિન્દમાંના લશ્કરનો મોટો ભાગ—અર્ધું તો નક્કી—સામ્રાજ્યોપયોગી લશ્કર છે ને એની આપણને—હિન્દુસ્તાનને નહિ, બીજે કારણે જરૂર છે; એટલે એનું ખર્ચ ઈંગ્લાંડે આપવું જોઈએ, નહિ કે હિન્દુસ્તાને" લશ્કરના હિન્દીકરણ સંબંધે 'હિન્દી બચાવ' નામનું અંગ્રેજીમાં પુસ્તક લખનાર કેપ્ટન મોડકે લશ્કરના અનુભવ ઉપરથી જણાવ્યું છે કે "હિન્દમાં બ્રિટિશ લશ્કરની જરૂર નથી. હિન્દી લશ્કર દેશમાં શાંતિ રાખવાનું તથા બહારના દુશ્મનોથી દેશનું રક્ષણ કરવા સમર્થ છે; કદાચ લશ્કરના હિન્દીકરણ માટે પૂરતી સંખ્યામાં લાયક અમલદારો ન મળે, પણ હુકમનો અમલ કરવાને ટેવાયેલા સામાન્ય

**લશ્કરનો ખર્ચ**

લશ્કરી સિપાઈઓ તો જરૂર મળી શકે, અને તેથી બ્રિટિશ સોલ્જરોને બદલે હિન્દી સોલ્જરો રાખવામાં આવે અને ખૂટતા અમલદાર બ્રિટિશ રહે તોપણ બચાવના ખર્ચમાં ઘણો મોટો ઘટાડો થશે. તેથી ખર્ચની દૃષ્ટિએ સોંઘા પણ આવડત તથા હોશિયારીમાં બ્રિટિશ સોલ્જરોથી ઊતરતા નહિ એવા હિન્દી સૈનિકોની ભરતી કરી બ્રિટિશ સોલ્જરોની નોકરી લેવાનું બંધ કરવાથી હિન્દના રક્ષણમાં તથા આંતરિક સુલેહ શાંતિ જાળવવામાં ખામી આવશે નહિ." મહાયુદ્ધને લીધે લશ્કરી ખર્ચમાં ભારે વધારો થવાનો સંભવ ઊભો થયો છે.

**જાહેર કરજ**

૩૬. ૧૯૩૪ના માર્ચ આખરે હિન્દને માથે ૪૩૫ કરોડ 'રૂપી લોન'નું દેવું હતું. પોસ્ટલ સેવિંગ્જ બૅંકમાં લોકોની પ૨ાા કરોડ રૂપિયા બચત હતી, કૅશ સર્ટિફિકેટ લગભગ ૬૩ાા કરોડનાં લોકોએ લીધેલાં અમલમાં હતાં. પ્રોવિડન્ટ ફંડ ખાતે સરકારને ૮૨ કરોડનું દેવું હતું; તથા બીજું પરચૂરણ દેવું મળી રૂ. ૭૦૦ કરોડ ઉપરાંત રકમના દેવાના વ્યાજની તથા મુદલની જવાબદારી હિન્દને માથે હતી. ગ્રેટબ્રિટનનું સ્ટર્લિંગ દેવું હિન્દને માથે ૧૮ પેનીના હૂંડિયામણે ૫૧૧ાા કરોડ રૂપિયા ઉપરાંત હતું. આમ હિન્દ તથા બ્રિટન મળી હિન્દને માથે ૧૨૧૨ કરોડ રૂપિયાની વ્યાજની જવાબદારીવાળું દેવું હતું.

**કરજ સામે મિલ્કત**

૩૭. તેની સામે હિન્દી સરકારને વ્યાજ આપી શકે એવી મિલ્કત આશરે ૯૭૭ાા કરોડ રૂપિયાની છે. તેમાં ૭૫૭ા કરોડ તો રેલ્વેઓને ધીરેલી મૂડી, ૨૨ાા કરોડ બીજાં વેપારી ખતાંઓને ધીરેલી મૂડી, પ્રાંતોને ધીરેલી ૧૭૬ાાા કરોડ મૂડી અને દેશી રાજ્યોને ધીરેલી તથા બીજી વ્યાજ આપતી ૨૧ા કરોડ મૂડી છે. તે સિવાય ખજીના ખાતે રોકડ, સોના ચાંદીની પાટો, અને જામીનગીરીઓ મળી લગભગ ૨૭ કરોડ છે. તે જતાં જેને માટે મિલ્કત નથી એવું દેવું ૨૦૭ાા કરોડ લગભગ રહે છે.

૩૮. રેલ્વે તથા પોસ્ટ અને ટેલીગ્રાફના દેવાની મૂડી તથા વ્યાજ, નહેરનું વ્યાજ તથા લોકોપકારક ખાતાંનો ખર્ચ બાજુએ મૂકવામાં આવે તોપણ વ્યાજખાતે ૯૬૬ લાખ અને દેવાના ઘટાડા માટે અથવા દેવું થતું ટાળવા માટે વપરાતા ૩૦૦ લાખ મળી ૧૨૬૬ લાખ રૂપિયા હિન્દના અનુત્પાદક દેવા માટે ખર્ચાય છે. કન્વર્ઝન લોનોનો વ્યાજના ઘટેલા દરનો લાભ હિન્દી સરકારને મળ્યો છે અને હિન્દી સરકારે ભરવાના વ્યાજમાં સારો ઘટાડો થઈ શક્યો છે. છેલ્લા આંકડા પ્રમાણે ૨૦૭॥ કરોડ રૂપિયાનું કરજ અનુત્પાદક સ્વરૂપનું ગણી શકાય; અને તેમાં હિંદુસ્તાને ૧૫૦ કરોડ રૂપિયા ગ્રેટબ્રિટનને વિશ્વયુદ્ધ વખતે યુદ્ધના ખર્ચ માટે દેણગી તરીકે આપ્યા હતા, તેનો સમાવેશ થાય છે, તેમ જ ઉત્પન્ન કરતાં ખર્ચ વધારે હોવાથી, ખર્ચને પહોંચી વળવા કરેલા કરજનો સમાવેશ થાય છે. વિશ્વયુદ્ધ પહેલાં થયેલાં અનુત્પાદક કરજ લગભગ ભરપાઈ થઈ ગયાં હતાં એમ અધ્યાપક કાળે "ભારતીય અર્થ (સંપત્તિ) શાસ્ત્રમાં" જણાવે છે.

**જાહેર કરજનો બોજો**

૩૯. પરંતુ હિન્દી સરકારે કાઢેલા કરજની જવાબદારી ભવિષ્યની રાષ્ટ્રીય સરકાર ઉપર ન્યાયબુદ્ધિથી કેટલી પડવી જોઈએ તે સંબંધે હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ નીમેલી સમિતિએ કરેલા નિવેદન પ્રમાણે હિન્દ જ ઇંગ્લાંડનું લેણદાર થઈ જાય છે, અને હિન્દના હિત માટે ન લડાયેલાં યુદ્ધોમાં આપેલા ફાળાને લીધે થયેલા કરજની જવાબદારી હિન્દને માથે ન રહેવી જોઈએ, પણ સામ્રાજ્યના હિત માટે લડાયેલાં યુદ્ધોના કરજ અગર ખર્ચની જવાબદારી શાહી સરકારને માથે પડવી જોઈએ એમ તેનું કહેવું છે. ભરપાઈ થયેલું કરજ અનુત્પાદક દેવું વાળવામાં અપાઈ જવાથી મહાયુદ્ધ પહેલાંનું અનુત્પાદક દેવું રહ્યું જ નહોતું એ દલીલ સ્વીકારતાં

**જાહેર કરજ સંબંધે હિન્દની માગણી**

અનુત્પાદક દેવા માટે હિન્દ જવાબદાર નહિ હોવાથી એ દેવું આપવા માટે વપરાયેલાં નાણાં ઇંગ્લાંડ પાસે માગવા હિન્દનો હક્ક છે એમ એ સમિતિ માનતી હોવાનું જણાય છે. ગમે તેમ હો આજે તો એ પ્રશ્ન ફક્ત કલ્પનાસૃષ્ટિમાં છે અને હિન્દને નામે હિન્દની આંટ ઉપર કરવામાં આવેલાં દેવાના વ્યાજની જવાબદારી હિન્દી સરકારના ઉત્પન્નમાંથી અપાય છે તથા મૂડી માટે જોખમદારી કબુલાય છે એ નક્કર હકીકત છે. ૧૯૩૪–૩૫ ના આંકડા પ્રમાણે અનુત્પાદક કરજ માટે વ્યાજ તરીકે ૧૦૩૪ લાખ રૂપિયા ભરવાનો અંદાજ છે. પાંચ છ ટકાના વ્યાજને બદલે હવે ૩ થી ૪ ટકાના વ્યાજે ઘણું ખરું દેવું છે; તેથી વ્યાજના ઘટાડાને લીધે ખર્ચ પાસાને ફાયદો થયો છે. વ્યાજ તથા મુદલ પરત આપવા માટે રાખેલા સિંકિંગ ફંડની રકમ મળી ૧૩–૧૪ કરોડ થાય છે તે જોતાં ઉત્પન્નના લગભગ ૧૦–૧૧ ટકા હિંદી સરકારના દેવાનું વ્યાજ આપવામાં તથા સિંકિંગ ફંડમાં ખર્ચ થાય છે.

**રેલ્વે માટે મૂડી ખર્ચ**

૪૦. હિન્દી સરકારે રેલ્વેની ખીલવણી માટે ૭૫૭ કરોડ રૂપિયા ધીર્યા છે તે ઉપરથી રેલ્વે તરફ સરકારનો પક્ષપાત જણાઈ આવે છે. એ રેલ્વેઓ બ્રિટનના વેપારીઓએ મોકલેલી બનાવટો દેશને ખૂણે ખૂણે પહોંચાડવામાં, બ્રિટનને જોઇતી કાચી પેદાશો તથા અનાજ વગેરે ખૂણે ખૂણેથી ઘસડી લાવી બંદરે પહોંચાડી નિકાસ તરીકે મોકલી આપવામાં તથા હિન્દના લશ્કરી બચાવની દૃષ્ટિએ તથા હિન્દ બ્રિટન પાસે સલામત રહે એ દૃષ્ટિએ રેલ્વેઓનો વિકાસ સરકારે કર્યો અને નૂર સંબંધે હિંદી વેપાર ઉદ્યોગ સાથે સાવકા છોકરા જેવું વર્તન રેલ્વેઓને રાખવા દીધું હતું. વળી રેલ્વેઓના વિકાસથી રેલ્વેઓ બાંધવાનો સામાન પૂરો પાડનારાં વિલાયતના લોખંડ તથા પોલાદનાં કારખાનાંઓને સારી કમાણી થઈ હતી.

૪૧. મુલકી રાજ્યવહીવટમાં હિન્દી સરકાર તથા પ્રાંતિક સરકારો ખર્ચાળ રહી છે. ઇમ્પિરિયલ સર્વિસીસના મોટા મોટા બાહ-

**ખર્ચાળ મુલકી કારોબાર** શાહી પગારોને લીધે આખા તંત્રના પગાર ઊંચા રાખવામાં આવ્યા છે. શાહી નોકરીઓના પગાર જેટલા પગાર દુનિયાના કોઈ પણ દેશમાં મુલકી વહીવટ ચલાવનાર અમલદારોને મળતા નથી. શાહી નોકરીઓના પ્રમાણમાં પગાર રાખતાં પ્રાંતિક નોકરીઓ પણ ખર્ચાળ બની છે, અને તાબાની નોકરીઓમાં પણ નમતું મૂકવું પડયું છે.

**હિન્દી ધોરણે પગાર જોઇએ** ૪૨. ઈંગ્લાંડના એક વખતના વડા પ્રધાન રૅમ્સે મેકડોનાલ્ડ જણાવે છે કે "નોકરોને પગાર હિન્દી ધોરણે આપવા જોઈએ, પરદેશી ધોરણે નહિ; આજ સુધી આપણે હિન્દને બહુ નુકશાન કર્યું છે અને સ્વરાજ્ય થાય તે વખતે આ સુધારો કરવા જેવો છે."

**રાજ્યવહીવટના ખર્ચમાં યુરોપિયનોનો મોટો હિસ્સો** ૪૩. આવકનો મોટો ભાગ રાજ્યવહીવટમાં ખર્ચાઈ જાય છે; તેમાંથી મોટો ભાગ યુરોપિઅન અમલદારોના હાથમાં જવાથી મોટી રકમ, બચત, બાળકોના શિક્ષણ તથા પેન્શનના રૂપમાં વિલાયત ખેંચાઈ જાય છે. પેન્શન સંબંધે મિ. મેકડોનાલ્ડ કહે છે કેઃ–"પરદેશી રાજ્યની અંદર આ ખર્ચ બમણું ગંભીર છે; કેમકે તે હિન્દુસ્તાનની ઉપજમાંથી નહિ પણ હિન્દુસ્તાનમાંથી જ ઊપડી જાય છે....આને લીધે પોષક પ્રવાહમાંથી આવશ્યક પાણીનો ઘણો મોટો જથ્થો હરાઈ જાય છે...ભારે ખંડણી પરદેશ જાય તો લોકો આબાદ ન થઈ શકે."

**પગાર ઘટાડાની જરૂર** ૪૪. આ ખર્ચ ઘટાડવા માટે ઊંચી પદવીના અમલદારોના પગારમાં ૫૦ ટકા ઘટાડો કરવાની મહાત્મા ગાંધીએ ૧૯૩૦ માં માગણી કરી હતી. અને ૧૯૩૧ ની કરાંચી કોંગ્રેસમાં રૂ. ૫૦૦ થી વધારે પગાર વાઇસરોયને પણ ન મળે એવો ઠરાવ પસાર કરાવ્યો હતો. દેખીતી રીતે આ માગણી

કેટલાકને હસવા જેવી લાગશે, પણ સૂરતની સાર્વજનિક કૉલેજ-વાળા પ્રોફેસર ડી. આર. ગાડગીલે જુદા જુદા દેશોમાં અપાતા પગારની સરખામણી કરી ગાંધીજીના ધોરણનું સમર્થન કર્યું છે.

૪૫. મહાત્મા ગાંધીએ લૉર્ડ અર્વિનને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે "આપનો માસિક પગાર રૂ. ૨૧૦૦૦ થી વધારે છે, એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડા અવળા ઉમેરા જુદા. બ્રિટિશ મુખ્ય પ્રધાનને દરવર્ષે ૫૦૦૦ પાઉન્ડ મળે છે, એટલે આજના હૂંડિયામણના હિસાબે રૂ. ૫૦૦૦ મહિનાના. હિન્દની સરેરાશ આવક બે આનાની ત્યારે તેના હાકેમનો રોજનો પગાર રૂ. ૭૦૦ નો' અને બ્રિટિશરની સરેરાશ રોજીંદી આવક રૂ. ૨ ની ત્યારે તેના મુખ્ય મંત્રીનો પગાર રૂ. ૧૮૦ નો. એટલે કે આપને સાધારણ હિન્દીની રોજીંદી આવક કરતાં ૫૦૦૦ ગણો મોટો પગાર અપાય છે, જ્યારે બ્રિટિશ મુખ્ય મંત્રીને ત્યાંની રોજીંદી આવકથી માત્ર નેવું ગણો વધારે પગાર મળે છે!"

**એક તુલના**

૪૬. જાપાનમાં વડા પ્રધાન તથા નાનામાં નાના નોકરોના પગારમાં હિન્દના જેટલો ભારે તફાવત રહેતો નથી. રુશિયામાં તો દર મહિને રૂ. ૫૦૦ પણ ભાગ્યે જ મળે છે. યુરોપિયન અમલદારોએ ચાલુ કરેલા ખર્ચાળ ગૃહજીવનની નકલ કરી આપણા હિંદી અમલદારો પણ બે આના રોજ કમાતી પ્રજાના પરસેવામાંથી મળતા ભારે પગારને લીધે ખર્ચાળ જીવન ગાળતા થઈ ગયા છે. હિન્દી રહેણીના ધોરણે સાદું, સ્વચ્છ તથા આરોગ્ય-મય જીવન ગાળનારને ઘણા ઓછા પગારે ચાલે એમ છે, અને અધ્યાપક ગાડગીલ એક જાણીતા વિનીત અર્થશાસ્ત્રી છતાં તેમણે નોકરીઓના સંપૂર્ણ હિન્દીકરણ મારફત મુલકી વહીવટના ખર્ચમાં ખૂબ ઘટાડો થઈ શકવાની શકયતા દાખલા દલીલોથી બતાવી છે. હિન્દીમય નોકરીઓ થતાં ઘણા ઓછા પગારે પ્રામાણિક, ચારિત્ર્યવાન

**ભારે પગારની માઠી અસર**

તથા બાહોશ અમલદારો મળી શકશે અને આ મથાળા નીચેના ખર્ચમાં ભારે ઘટાડો થતાં રૈયતને રાહત મળશે.

**ગરીબાઇ ઘટતી નથી**

૪૭. આમ હિન્દી સરકારનો ખર્ચ જોતાં રાષ્ટ્રવિધાયક કામ માટે ઘણો ઓછો ખર્ચ થાય છે, ને મોટો ભાગ લશ્કર, દેવાનું વ્યાજ તથા મુલકી વહીવટમાં ખર્ચાઈ જાય છે. પરિણામે દેશની ગરીબાઈ ઘટતી નથી, અને પ્રજાની ગરીબાઈ ટકાવવામાં સરકારની કારોબાર ચલાવવાની ખર્ચાળ પદ્ધતિ કારણરૂપ બને છે.

## પ્રાંતિક ઉત્પન્ન

### જમીન મહેસૂલનું ભારણ

૪૮. પ્રાંતિક ઉત્પન્નમાં જમીન મહેસૂલ મુખ્ય ગણાય છે. તે આશરે ૨૮૦ લાખ પાઉન્ડ એટલે ૩૭૩૩ લાખ રૂપિયા આવે

**જમીન મહેસૂલ કયા ધોરણે લેવાય છે**

છે. આ ઉત્પન્ન જમીનદારીમાં મુદતબંધી સેટલમેન્ટના ધોરણે ગણોતના ૫૦ ટકાથી વધારે હોતું નથી. રૈયતવારી પ્રાન્તોમાં પ્રાંત પ્રાંતનો વહીવટ જુદો છે, પણ એકંદર ઉત્પન્નના વીસ ટકાથી વધારે લેવાતું નથી એમ કહેવામાં આવે છે. ભાડાના ૫૦ ટકા લેવા વ્યાજબી છે એમ પણ કેટલાક કહે છે. માજી વડા પ્રધાન મિ. મેકડોનાલ્ડ જણાવે છે કે, "ભારે આકારણી અને ભરણાની સખતાઈને લીધે લોકો અવશ્ય દરિદ્ર થઈ જાય એવું છે અને મહેસૂલ પદ્ધતિ તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય તથા અર્થશાસ્ત્રના નિર્વિવાદ સિદ્ધાન્તને અનુસરતી હોવા છતાં વ્યવહારમાં એ ભારે પીડા કરનારી નીવડી છે અને એના ઉપર ભારે આક્ષેપ થયા છે."

૪૯. હિન્દી કરવેરા સમિતિ (Indian Taxation Committee) જણાવે છે કેઃ—"બ્રિટિશ બલુચિસ્તાન બાદ કરીએ

**કરવેરા સમિતિ શું કહે છે**

તો અન્ય સર્વત્ર મહેસૂલ અને જમીનની કુલ પેદાશ વચ્ચે હવે કશું પ્રમાણ રહ્યું નથી. સંયુક્ત પ્રાંત, પંજાબ અને મધ્ય પ્રાંતોમાં મહેસૂલનો વેરો આર્થિક સુખડી માફક ગણવામાં આવે છે; પણ તે મુકરર કરવા પહેલાં,–તેની વસૂલાતમાં–બીજા અનેક સંજોગોનો ખ્યાલ કરવામાં આવે છે. મદ્રાસ અને બ્રહ્મદેશમાં મહેસૂલ જમીનની ચોખ્ખી પેદાશમાંથી લેવામાં આવે છે; જ્યારે મુંબઈ ઈલાકામાં તે દેખીતી રીતે તો આર્થિક સંજોગોને ધ્યાનમાં લઈ નિણાત કરવામાં પણ આવે છે. પણ વસ્તુતઃ તો તે જે ચાલુ સુખડી અપાતી હોય તે મુજબ લેવાય છે અને જમીનની ખરી ચોખ્ખી પેદાશનો બહુ ખ્યાલ કરવામાં આવતો નથી"

૫૦. જમીન મહેસૂલ પ્રાંતિક સરકારના ઉત્પન્નનું સાધન ગણવાને લીધે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ માટે રૂપિયે એક આનો

**જ. મ. સ્થાનિક ઉત્પન્ન ગણાવું જોઈએ**

કે બે આના લોકલ સેસ લેવાય છે. પરંતુ હાલની પદ્ધતને લીધે જમીન મહેસૂલ ભરનાર ગ્રામપ્રજાને કરવેરાના ખર્ચનો બહુ જ થોડો લાભ મળે છે. ખરેખર જમીન મહેસૂલ ખેડૂત પાસેથી સીધા કર કે દાણ તરીકે ઉઘરાવાતું હોવાથી તેમાંથી મોટો ભાગ ગામડાંઓની પ્રજાના કલ્યાણ માટે ગામડાંઓમાં જ ખર્ચાવો જોઇએ. તેને બદલે હાલમાં મોટો ભાગ કસ્બા તથા શહેરોનાં સુખ સગવડ માટે વપરાય છે. તેથી જમીન મહેસૂલની એવી વ્યવસ્થા કરવી જોઈએ કે જે તે ગામના જમીન મહેસુલના ઉત્પન્નના ૫૦ ટકા જે તે ગામની સુખસગવડો તથા પ્રજાકલ્યાણ માટે ખર્ચવા માટે ગામને મળે. બાકી રહેલા ૫૦ ટકામાંથી નીમે ઉત્પન્ન તાલુકાને, બાકીના ૨૫ ટકામાંથી નીમે ઉત્પન્ન જિલ્લાના ઉપયોગ માટે અને બાકીનું ૧૨॥ ટકા ઉત્પન્ન સરકારને મળવું જોઇએ. ફ્રાન્સમાં દરેક કોમ્યુન નીમે જમીન મહે-

સૂલ પોતાને માટે રાખે અને બાકીની રકમ એરોન્ડાઇઝમેન્ટને સોંપે, એ વિભાગ નીમે રાખી ડીપાર્ટમેન્ટ (જિલ્લા) ને બાકીની રકમ આપે, અને ડીપાર્ટમેન્ટ તેમાંથી નીમે રાખી બાકીની રકમ મધ્યસ્થ સરકારને આપે એવો વહીવટ લગભગ પોણોસો વર્ષથી ચાલતો આવ્યો છે. આવી પદ્ધતિ સ્વીકારાય તો ગામડાંને દાકતરી મદદ મળી શકે, શાળાનું સુખ મળી શકે, આરોગ્યજીવનને જરૂરી સ્વચ્છતા તથા રોગ અટકાવ-વાના ઉપાયોનો લાભ મળી શકે, પુસ્તકાલય મળે, રસ્તા સારા બને, ગામડાંઓની પુનર્ઘટના થાય અને ગ્રામજીવન આદર્શ બને. રૂપિયે આનો કે બે આના લોકલસેસથી ગામડાંનું કલ્યાણ જિલ્લા બોર્ડો કરતી નથી, અથવા કરી શકતી નથી. માટે હું જમીન મહેસૂલનું ઉત્પન્ન સ્થાનિક ગણી ગ્રામજીવન સમૃદ્ધ તથા સંસ્કારી બનાવી ગામડાંનો ઉદ્ધાર કરવાની હિમાયત કરું છું. ગામડાંને ભોગે શહેરો કે કસ્બા આબાદ થાય છે તેમ ન થતાં હવે શહેરોને બદલે ગામડાંઓને આબાદ કરવાનો વખત આવી લાગ્યો છે ને તેથી જમીન મહેસૂલના નિદાન ૫૦ ટકા તો જે તે ગામડાંના ભલા માટે વપરાવા જ જોઇએ, અને એટલી રકમ તે માટે અનામત રાખવી જોઇએ. એ વાપરવા માટે લાયક ગામપંચાયતોનો ઉપયોગ સર-કાર કરે અને જ્યાં એવી ગામપંચાયતો ન મળે ત્યાં સરકારી તંત્ર પોતે જ એ સિદ્ધાન્તનો બિનચૂક અમલ કરે.

**મદ્રાસ, મુંબઇ તથા બંગાળામાં જ.મે.નું ઓછુંવત્તું ભારણ**

૫૧. અધ્યાપકો કાળે તથા કર્વે જણાવે છે કે મદ્રાસ, મુંબઇ તથા બંગાળામાં જમીન મહેસૂલનું દર એકરે સરેરાશ પ્રમાણ અનુક્રમે રૂ. ૨॥, રૂ. ૧–૧૦–૦, તથા રૂ. ૧–૨–૦ આવે છે અને દર માણસ દીઠ પ્રમાણ અનુક્રમે રૂ. ૨, રૂ. ૨–૫–૦, તથા રૂ. ૦–૧૦–૦–૦ આવે છે. એટલે બંગાળામાં કાયમ જમીન મહેસૂલની પદ્ધતને લીધે સરકારને ઓછું ઉત્પન્ન મળે છે.

## આબકારી (દારૂ તાડી વગેરે)

૫૨. અફીણ તથા આયાત થતી ચીજો જેવી વસ્તુઓ દેશમાં બનતી હોય તો તે ઉપર નખાતી આબકારી જકાત સિવાય દારૂતાડી વગેરે માદક પદાર્થ તથા ભાંગ, ગાંજા, ચરસ વગેરે કેફી પદાર્થ ઉપર નાખવામાં આવતા આબકારી કરનું ઉત્પન્ન પ્રાંતિક ગણાય છે. મુંબઇ ઇલાકામાં ૧૯૨૨ થી ચરસ વેચવાની મનાઇ થઇ છે.

**દારૂતાડી વગેરેનું ઉત્પન્ન**

હિન્દના ઘણાખરા ભાગમાં દારૂ બનાવવાના ઇજારા ખુલ્લી હરરાજીથી, અથવા ટેન્ડરથી જિલ્લાવાર અપાય છે, પીઠાવાળા માટે દારૂની ભઠ્ઠીમાંથી દારૂ બહાર કાઢતાં પહેલાં દારૂ ઉપર અમુક કર લેવાય છે, તથા અમુક ભાવે દારૂ વેચવો એમ નક્કી કરી આપવામાં આવે છે અને દારૂની દુકાનોની બેઠકોની હરરાજી કરી પરવાના અપાય છે, અને બેઠક ફી લેવાય છે. દારૂનો ખપ ઘટાડવા માટે કરમાં વધારો કરવામાં આવે છે અને સ્થાનિક સલાહકાર સમિતિઓની દોરવણી તથા અંકુશ નીચે દુકાનોમાં ઘટાડો કરવા તજવીજ રખાય છે એમ સરકાર તરફે કહેવામાં આવતું.

૫૩. મુંબઇ ઇલાકામાં ૧૯૨૦–૨૧ના ખપના ધોરણે દારૂ દુકાનોને આપવાનું ઠરાવી તેમાં ખપતા દારૂના પ્રૂફ ગેલન બનાવી, મુંબઇ શહેર માટે દશ ટકા અને બહારના માટે પાંચ ટકા તેમાંથી કમી કરી બાકીનો દારૂ જે તે દુકાનદારને ૧૯૨૦–૨૧ના ખપતના ધોરણે ફાળવી આપવામાં આવતો; એ મોટી દારૂની ભઠ્ઠીઓનો મુંબઇ સરકાર વહીવટ કરતી.

**મુંબઇ**

**નીરો તથા તાડીનો ઉપયોગ કેફી પીણા તરીકે થઈ શકે છે ને તે ખજૂરી અથવા તાડ તથા નાળિયેરીના ઝાડમાંથી મેળવી શકાય છે.**

મદ્રાસ તથા મુંબઇ ઇલાકામાં દરેક એવા ઝાડ દીઠ તથા દુકાનના પરવાનાની ફી લેવાતી. દ્રાક્ષના રસમાંથી બ્રાન્ડી તથા વ્હિસ્કી જેવાં પીણાં ખાનગી ભઠ્ઠીઓમાં તૈયાર કરવામાં આવતાં. યુરોપિયનો તથા યુરેઝિયનો માટે હલકો બીર દારૂ બનાવવાની ભઠ્ઠીઓ ડૂંગરી પ્રદેશમાં સ્થપાઇ છે. મહાયુદ્ધ પછી બ્રાન્ડી તથા વ્હિસ્કી વડોદરામાં એલેમ્બિક કેમિકલ વર્ક્સ બનાવે છે; તે મુખ્યત્વે મહુડાનાં ફૂલમાંથી બને છે અને જર્મન દારૂને બદલે મોટાં શહેરોમાં વપરાય છે. તે ઉપર ઠરેલા દર લેવાય છે.

૫૪. હિન્દમાં વસ્તીના ૯૦ ટકા હિન્દુ તથા મુસલમાન છે. બન્નેના ધર્મમાં મદ્ય તથા શરાબનો સંપૂર્ણ નિષેધ છે. બ્રિટિશ અમલ પહેલાં દારૂનો પ્રચાર બહુજ જૂજ હતો; પરંતુ બ્રિટિશ અમલના આગમન તથા તેની ગમે તેવાં સાધનોમાંથી આવક મેળવવાની નીતિને લીધે દેશમાં દારૂનો ખૂબ પ્રચાર થઈ પ્રાંતિક સરકારો લગભગ ૨૦ કરોડની આવક પ્રજા જીવનને પાયમાલ કરનારા એ અનર્થકારક અર્થમાંથી મેળવતી. જે સરકાર ચીનની પ્રજાની પાયમાલી અટકાવવા દશ કરોડનો અફીણની આવકનો ભોગ આપે છે તે સરકાર પોતાનીજ પ્રજાની પાયમાલી અટકાવવા દારૂ તાડી વગેરે કેફી પીણાંનું ઉત્પન્ન જતું કરવા તૈયાર નહતી, અને દારૂનિષેધની નીતિનો સામનો ગમે તેવાં કારણો લગાડીને કરતી. ૨૦ કરોડનું દારૂ તાડીમાંથી આવતું સરકારી ઉત્પન્ન ખેડૂત તથા મજૂર વર્ગમાંથી ઘણે ભાગે મળતું. ત્યારે દારૂ બનાવવાની કીમત તથા બનાવનારનો નફો, પીઠાવાળાનો નફો વગેરે મળી બીજા ૮૦ કરોડ રૂપિયા તેમના ઘરમાંથી જતા હોવા જોઈએ. અધ્યાપક ખુશાલ ટી. શાહ મહાત્માજીની ૧૧ શરતોની સમાલોચના લેતાં જણાવે છે કેઃ

**દારૂબંધીની જરૂર**

"દેશમાં મદ્યપાનનો આંકડો ધારો કે ૧૦૦ કરોડનો વર્ષનો હશે અને તે ખેડૂતની કુલ આવક ૧૦૦૦ કરોડમાંથી. આ આમ-

દાનીમાંથી ખેડૂતને વિધવિધ કર આપવાના–જમીનની મહેસૂલ ઇત્યાદિ; કુટુંબનું ભરણપોષણ કરવું; ઢોરોને નિભાવવાં; વાવેતર માટે બીજ સાચવવાં; મહાજનને વ્યાજ આપવું; અને માંદગી થાય તો દવા કરવી. એકલા કરવેરાનો વિધવિધ બોજો–સ્થાનિક અને વડી સરકારને સાથે ગણીએ તો વર્ષે રૂ. ૩૦૦ કરોડથી વધારે થવા જાય છે. વ્યાજનો ભાર તો અગણિત અને અસહ્ય છે; પણ કુલ કરજ ૮૦૦ કરોડ જેટલું ગણો–સરકારી અમલદારે જ અને તે પણ એક ગોરા સાહેબે ગણત્રી કરી આ આંકડો જણાવ્યો છે; અને તેના પર ૧૨½ ટકા જેટલું સ્વલ્પ વ્યાજ ગણીએ તો વર્ષે ખેડૂત વર્ગને ૧૦૦ કરોડ જેટલો તો વ્યાજ ખાતે બોજો ઉઠાવવો પડે છે. બાકી રહ્યું શું? ૨૦ કરોડ જેટલી કૃષિકાર વર્ગની વસ્તીના નિભાવ માટે ૪૦૦ કરોડ રૂપિયા જેટલી વાર્ષિક સંપત્તિ.” (૧૯૨૧ ના આંકડા પ્રમાણે વસ્તી ગણાયેલી છે) એ સંપત્તિમાંથી ૭૫ કરોડ, વેરો બાદ કરતાં દારૂમાં જાય; એટલે તે કેળવણીમાં શું ખર્ચે, શું ખાય પીએ, આરોગ્ય કેમ સાચવે, તથા દેશની સેવામાં શું આપે? મદ્યપાનથી કુટુંબજીવનની પાયમાલી થાય છે, નૈતિક અધોગતિ થાય છે, શક્તિનો નાશ થાય છે, કંગાલિયત આવે છે, બુદ્ધિ મંદ થાય છે, આળસ આવે છે, વારસામાં વંશજોને પણ દુર્ગુણ ઊતરે છે, વ્યભિચાર તથા બળાત્કાર વધે છે અને હરેક રીતે અનર્થ ઉદ્‌ભવે છે; તેથી દારૂનિષેધ સંપૂર્ણ રીતે કરે, દારૂ બનાવવાનાં સાધનરૂપ મહુડા, ખજૂરી વગેરેનો નાશ કરવાનું અથવા તેનો બીજો શુભ ઉપયોગ કરવાનું ઠરાવી ગેરકાયદે દારૂ ગાળવાનું તથા તાડી બનાવવાનું અશક્ય કરી મૂકે તથા પરદેશથી દારૂની આયાત થતી અટકાવે. તેથી આબકારી ખાતા પાછળ થતો ખર્ચ બચશે અને ખોટ વીસ કરોડને બદલે ૧૬–૧૭ કરોડની રહેશે. એ ખોટ ખર્ચમાં કાપકૂપ કરી તથા નોકરીઓનું હિન્દીકરણ કરી પગારના દર હિન્દની જણ દીઠ ૨ આનાની આવકના પ્રમાણમાં રાખવાથી ભરાઇ આવશે.

૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજ્યનો અમલ થતાં હિન્દના ૭–૮ પ્રાંતમાં કોન્ગ્રેસનાં પ્રધાનમંડળો સ્થપાયાં છે અને મુંબઈ, મદ્રાસ, મધ્ય પ્રાંત, સંયુક્ત પ્રાંત, બિહાર, ઓરિસ્સા, આસામ તથા સરહદ પ્રાંતમાં દારૂબંધીની નીતિ અમલમાં આવવા માંડી છે, સિન્ધ, પંજાબ તથા બંગાલે એ નીતિ દાખલ કરવા પ્રવૃત્તિ શરૂ કરવાની ઇચ્છા વ્યક્ત કરી છે, અને પ્રજાને પાયમાલીમાંથી ઉગારવા સંગીન પ્રયત્ન શરૂ થયા છે.

**પ્રાંતિક ઉત્પન્નનાં બીજાં સાધનો**

૫૫. પ્રાંતિક ઉત્પન્નનાં બીજાં સાધનોમાં જંગલ, નોંધણી, દસ્તાવેજ સ્ટેમ્પ તથા કોર્ટ ફી સ્ટેમ્પ તથા પરચૂરણ વેરા, જે તે વહીવટી ખાતાનું ઉત્પન્ન, જાહેર બાંધકામનું ઉત્પન્ન, વ્યાજ, નહેર, ફીરકોળ ઉત્પન્ન વગેરે મુખ્ય છે. તે સિવાય દારૂના ઉત્પન્નની ખોટને પહોંચી વળવા વેચાણવેરા તથા મિલ્કતવેરા, ધંધા-રોજગાર ઉપર આવકના ધોરણે કર પ્રાંતિક સરકારોએ નાખ્યા છે. મુંબઇ ઇલાકાની આવક આશરે ૧૨ થી ૧૫ કરોડ રહે છે. નવ ગવર્નરના પ્રાન્તોની આવક ૧૯૩૩–૩૪ના સાલ માટે ૮૫ કરોડ થતી અને ૧૨૦ કરોડ મધ્યસ્થ સરકારની આવક ગણીએ તો એકંદર ૨૦૫ કરોડ રૂપિયા કરવેરો રાજ્ય પ્રજા પાસેથી તે વખતે લેતું ને રાષ્ટ્રિય આવકમાંથી એટલો ફાળો મેળવતું.

## પ્રાંતિક ખર્ચ

**પ્રાન્તિક ખર્ચમાં પ્રગતિ ખાતાંનો જૂજ હિસ્સો**

૫૬. મધ્યસ્થ સરકારની આવકના મોટાભાગનો ઉપયોગ કઇ બાબતોમાં મુખ્યત્વે થાય છે તે આપણે જોઈ ગયા. પ્રાંતિક ઉત્પન્ન-માંથી લગભગ ૧૨॥ કરોડ કેળવણી પાછળ પ્રાન્તોમાં ખર્ચાયા હતા. એટલે પ્રાંતિક ઉત્પન્નનો લગભગ સાતમો ભાગ પણ એકંદર કરવેરાના ૨૦૫ કરોડ રૂપિયા ઉત્પન્નમાંથી ફક્ત ૧૬મો ભાગ અથવા ફક્ત ૬। ટકા કેળવણી જેવા રાષ્ટ્રવિધાયક કામ માટે ૧૯૩૩–૩૪ માં વપરાતા. તેમાં માધ્યમિક કેળવણી તથા સર-

કારી કૉલેજો તથા યુનિવર્સિટીઓ પાછળ થતો ખર્ચ તેમ જ યુરોપિયન તથા ઍંગ્લો ઇન્ડિયન બાળકો માટે થતો ખર્ચ બાદ કરવામાં આવે તો પ્રાથમિક કેળવણી માટે સરકાર ઘણો ઓછો ફાળો આપે છે એમ કહેવું જોઇએ. અધ્યાપક કુમારાપ્પા કહે છે કે કેળવણી માટે થતા ખર્ચમાં હિન્દુસ્તાનમાંની યુરોપિયન વસ્તીના માથા દીઠ રૂ. ૨૫ ખર્ચાય છે અને દેશી બાળકોને અર્થે માથા દીઠ ચાર આના ખર્ચાય છે. હાલમાં ઘણીખરી પ્રાંતિક સરકારો પ્રાથમિક કેળવણી માટે ઠીક ઠીક ખર્ચ કરે છે.

**મુંબઇ ઇલાકાનું ખર્ચ**

૫૭. મુંબઈ ઇલાકામાં ૧૯૩૩–૩૪ના બજેટ પ્રમાણે આરોગ્ય ખાતા માટે ૨૫ાા લાખ, ખેતીવાડી માટે ૨૫ાાા લાખ, ઉદ્યોગો માટે ૩ાા લાખ, મેડિકલ ખાતા માટે ૪૮ લાખ, કેળવણી માટે ૧૮૦ાાા લાખ, વૈજ્ઞાનિક ખાતા માટે ૯૧ હજાર, પોલિસ માટે ૧૭૯ લાખ, જેલ માટે ૨૨ લાખ, ઇન્સાફ માટે ૬૬ાાા લાખ, સામાન્ય રાજ્યકારોબાર માટે ૨૦૮ લાખ, જાહેર બાંધકામ માટે ૯૯ લાખ ખર્ચ થવાનું જણાવ્યું હતું તે ઉપરથી રાષ્ટ્રવિધાયક ખાતાં ઉપર કેટલો ઓછો ખર્ચ થતો તે જણાઇ આવશે. અનામત ખાતાના ખર્ચ માટે નાણાંની જોગવાઇ કરતાં કાંઈ વધે તો રાષ્ટ્રવિધાયક સોંપાયેલાં ખાતાં માટે નાણાં મળે અને તેથી રાષ્ટ્રવિધાયક પ્રવૃત્તિઓને ભૂખે મરવું પડતું. સરકારને આપણી દારૂતાડીની આબકારી જકાતમાંથી કેળવણી નભાવવી હતી અને સુલેહશાંતિ રાખવા માટે રાખેલી પોલિસ તથા બીજાં વહીવટી અનામત ખાતાં માટે ભારે ખર્ચ કરવો હતો. રાષ્ટ્રવિધાયક ખાતામાં પણ મોટી રકમ તો મોટા પગાર ખાનાર ગોરા અમલદારોના ભાગે જાય છે. અને પ્રજાને એ ખર્ચનો પૂરતો બદલો મળતો નથી. ગામડાંઓનું આરોગ્ય આરોગ્યખાતું સુધારી શક્યું નથી અને શહેર તથા કસ્બાના આરોગ્યનો આધાર તો મ્યુનિસિપાલિટીઓ ઉપર છે. વૈદ્યકીય ખાતાના ખર્ચમાં મોટો ભાગ જિલ્લાના અમલદારોનું આરોગ્ય

સાચવવા નિમાયેલા આઇ. એમ. એસ. દાક્તરોના પગારમાં જાય અને રૈયતને તો તાલુકા ડિસ્પેન્સરીઓથી નભાવવું પડે છે; અને તેમાં પણ મ્યુનિસિપાલિટીઓ પાસે ફાળો લેવાય છે. મુંબઈ શહેરમાં મેડિકલ ખાતાનો મોટો ખર્ચ થાય છે, કારણ ત્યાં યુરોપિયનો માટે સુખ સગવડવાળાં હોસ્પિટલ તથા બીજાં શ્રીમંતોને ઉપયોગી ઇસ્પિતાલો નભાવાય છે. ખેતીવાડી ખાતા ઉપર થતા ખર્ચના પ્રમાણમાં પ્રજાને બદલો મળતો નથી એવો પ્રજાપોકાર છે. ઉદ્યોગ ખાતા તરફ સરકારને એટલો પ્રેમ છે કે કાપકૂપમાં એ ખાતું જ એક વખત સપડાયું હતું. મુંબઈ ઇલાકો એ બીજા પ્રાંતોનો પ્રતીક છે, એટલે પ્રાંતોમાં રાષ્ટ્રવિધાયક પ્રવૃત્તિઓ માટે ઘણું ઓછું ખર્ચાય છે તથા તેમાં પણ એ બધા ખર્ચનો બદલો પ્રજાને ઘણો ઓછો મળે છે એ વાત નિર્વિવાદ છે. આ સ્થિતિમાં ૧૯૩૭માં જે તે પ્રાંતમાં તમામ ખાતાં પ્રજાને જવાબદાર પ્રધાનમંડળને સોંપાવાથી આવકારદાયક સુધારો થયો છે.

**પ્રાન્તિક ઉત્પન્નનાં નવાં સાધનો**

૫૮. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સે નીમેલી પર્સી કમિટીએ પ્રાંતિક ઉત્પન્નનાં નવાં સાધનોની તપાસ કરીને જણાવ્યું છે કે તમાકુ ઉપર જ્યારે આબકારી જકાત લેવાનું વ્યવહારુ બને ત્યારે તેનું ઉત્પન્ન સમૂહતંત્રોના ઘટકોને પરત આપવા સમૂહતંત્રને હરકત આવશે નહિ; વારસા ઉપરનો કર નાખવાનો મુંબઈ સરકારનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. એ કર સમૂહતંત્ર ઘટકોના લાભ માટે નાખે પણ તેમાંથી નજીકના ભવિષ્યમાં ખાસ ઉત્પન્ન મળે એમ નથી; ટર્મિનલ ટેક્ષ જો નાખવા હોય તો ઘટકોના લાભ માટે ભલે સમૂહતંત્ર નાખે, પણ તે અમુક ધોરણે નાખવાનું કામ જે તે પ્રાંત તથા સુધરાઇ કરે. એ કર રેલ્વેના નૂર સાથે ભરવાનો હોય છે, અને ઉત્પન્નના સામાન્ય ધોરણ તરીકે ટર્મિનલ ટેક્ષને ગણવા બરોબર નથી. ખેતીવાડીની દાણમાંથી મળતા ઉત્પન્નમાં અમુક મર્યાદા

સુધી માફી આપી તે ઉપરાંતની આવક ઉપર આવકવેરો લેવાનો અધિકાર પ્રાંતોને આપવો.

### રેલ્વે બજેટ

**રેલ્વે બજેટ**

૫૯. રેલ્વેઓનો વેપારી પદ્ધતે વહીવટ કરવા માટે વડી સરકારના સાધારણ બજેટથી રેલ્વે બજેટ ૧૯૨૪–૨૫થી એક્વર્થ કમિટીની ભલામણ પ્રમાણે જુદું પાડવામાં આવ્યું છે. સરકાર પોતે ઘણી રેલ્વેઓની માલેક છે, અને કેટલીક રેલ્વેઓનો કંપનીઓ મારફત અને કેટલીકનો પોતે વહીવટ કરે છે. રેલ્વેઓના નિયમન માટે રેલ્વે બોર્ડ છે. રેલ્વે બજેટ છૂટું પાડયા પછી અમુક પ્રમાણમાં રેલ્વેઓ નફામાંથી રાજ્યવહીવટના ખર્ચમાં ફાળો આપે એમ ઠર્યું છે. સમૂહતંત્ર વખતે વડી ધારાસભાના અંકુશમાંથી રેલ્વેઓને મુકત રાખી બ્રિટિશ મૂડીદારોનું હિત સાચવવા તથા વિકસાવવા યોજના અમલમાં મૂકવાનું ઠર્યું છે. જેમ રિઝર્વ બેંકને નામે ચલણ તથા હૂંડિયામણ તથા શરાફી ઉપરનો અંકુશ વડી ધારાસભા ન રાખે એવી તજવીજ થઇ છે, તે જ પ્રમાણે રેલ્વેઓ માટે પણ ગોઠવણ કરી સમૂહતંત્રની સરકારનો અંકુશ દૂર રાખવાનું ઠર્યું છે. રેલ્વેઓમાં ઉપરના દરજ્જાની જગ્યાઓમાં ૭૫ ટકા હિન્દીકરણ કરવાની નીતિ સ્વીકારાઇ છે. પણ એન્ગ્લો ઇંડિયનોનું રેલ્વેઓનું ચાલુ પ્રમાણ કાયમ રહેવાનું છે. ઉત્પન્ન વેપારી સ્વરૂપનું છે, એટલે તે સંબંધે વધુ વિવેચન કરવાની જરૂર નથી.

### સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનું ઉત્પન્ન તથા ખર્ચ.

**સ્થાનિક સંસ્થાઓ**

૬૦ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં લોકલબોર્ડો, મ્યુનિસિપાલિટીઓ, અને થોડા વખતથી સ્થપાયેલી ગામપંચાયતો મુખ્ય છે.

૬૧. લોકલબોર્ડોનું ઉત્પન્ન જમીન મહેસૂલના આકારના દર રૂપિયે એક અગર બે આના પ્રમાણે લેવાતા લોકલ સેસ (provincial

**લોકલબોર્ડનું ઉત્પન્ન-ખર્ચ**

rates), રસ્તા દસ્તૂરી, પૂલ દસ્તૂરી, મદ્રાસ જેવા ઇલાકામાં કેળવણી વેરો, તથા પ્રાથમિક કેળવણી માટે પ્રાંતિક સરકાર તરફથી મળતી ગ્રાન્ટ, દવાખાનાં તથા આરોગ્યરક્ષણ માટે મળતા ફાળા વગેરે સાધનોથી મેળવાય છે. ૧૯૩૦-૩૧ માં હિન્દમાં ૨૦૭ જિલ્લા બોર્ડ, ૫૮૪ તાલુકા બોર્ડ અને મદ્રાસ ઇલાકામાં ૪૫૫ યુનિયન પંચાયતો હોઈ એમની હકુમત નીચે ૨૨.૧ કરોડ માણસો હતા. ઉત્પન્ન ૧૬.૫૭ કરોડ હતું. ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવાનું કામ જિલ્લા બોર્ડ ઉપર રાખ્યું છે, તેથી ફરજિયાત કેળવણીને પહોંચી વળવા માટે વધારે ઉત્પન્નની જરૂર છે. તે જ પ્રમાણે ગામડાંની પ્રજાને વૈદ્યકીય મદદનો લાભ આપવા માટે દવાખાનાં કાઢવાં હોય તો તે માટે પણ હાલનું ઉત્પન્ન પરતું નથી. મોટર વ્યવહારને લીધે જિલ્લાના રસ્તા માટે પણ ખર્ચ વધારે કરવાની જરૂર છે. ગામડે ગામડે આરોગ્યરક્ષણ માટે તથા પીવાના પાણીના પૂરવઠા માટે ઘણા ખર્ચની જરૂર છે. તેથી ઉત્પન્ન વધારે મેળવવું જોઇએ. પરંતુ લોકોની આવક એટલી કંગાલ છે કે હાલનો જ કરવેરાનો બોજો સહન કરવો કઠણ થઇ પડયો છે ત્યાં વધુ કરનો ભાર વહન કરવાની પ્રજાની શક્તિ રહી નથી. લોકલબોર્ડો ધંધાદારી વેરો નાખી શકે છે, પણ તેથી પ્રજામાં પોકાર ઊઠે છે. ગ્રેટબ્રિટનમાં જમીન મંહેસૂલનો મોટો ભાગ સ્થાનિક સત્તાઓને મળે છે અને જમીનના કર તરીકે મધ્યસ્થ સરકાર જૂજ ઉત્પન્ન લે છે. તેથી જમીન મહેસૂલનું ઉત્પન્ન **પ્રાંતિકને બદલે સ્થાનિક** ઠરાવી તેમાંથી ફક્ત જૂજ અંશ પ્રાંતિક સરકાર પોતાના ફાળા તરીકે રાખી મોટો ભાગ લોકલબોર્ડો તથા ગામપંચાયતોને અગાઉ સૂચવેલા ધોરણે પરત સોંપે તો ગ્રામહિન્દ આબાદ થાય, તથા ગ્રામપ્રજાને આરોગ્યવાળું સંસ્કારી જીવન જીવતી બનાવી શકાય. જિલ્લા બોર્ડોની હકુમતનું ક્ષેત્રફળ ઘણું બહોળું છે. તેમાં ઘટાડો કરી વધુ જિલ્લા

બોર્ડો સ્થાપવામાં આવે તો પહોંચી વળાય એટલા ક્ષેત્રમાં તે કર ભરનારાના સંબંધમાં વધુ આવી ગ્રામજીવનની સુધારણાના કામ વધારે સંગીનતાથી કરી શકશે, તથા ગ્રામપંચાયતો મારફત જે તે ગામડાંની સ્થિતિ સુધારાશે. જમીનનું કિરાયું, ગભાણ ઉપર કર, ખાનગી ઘરગુતી નોકરો રાખવામાં આવતાં તે સંબંધે કર, સુધરાઇ અથવા જિલ્લા બોર્ડની જકાત અથવા ટર્મિનલ ટેક્ષ, જિલ્લા કે સુધરાઇની હદમાં આયાત કે નિકાસ થતા માલ ઉપર કર, ધંધાદારી વેરા, ખાનગી બજારો ઉપર કર, સેવાના કર (જાજરૂપટ્ટી, પાણીવેરો, કુંડીવેરો વગેરે) લોકલબોર્ડ કે સુધરાઇના માર્કેટના વાપર માટે લેવાતાં ભાડાં, બીજી જાહેર સગવડો પૂરી પાડવા માટે ફી, એટલાં સાધનો સરકારે શ્યેડુલમાં (યાદીમાં) ઠરાવી આપ્યાં છે. હાલમાં રસ્તાવેરો પ્રાંતિક ઠરાવી સ્થાનિક સત્તાઓને તેમાંથી ફાળો આપવામાં આવે છે, અને રસ્તા–દસ્તૂરી બંધ પડી છે.

**કરવેરા સમિતિની ભલામણો**

૬૨. સ્થાનિક સત્તાઓએ નાખવાના કર સંબંધે 'કરવેરા સમિતિ'એ એવી ભલામણ કરી છે કે (૧) બ્રહ્મદેશમાં જમીન ઉપર લેવામાં આવતો 'થથ મેડા' નામથી ઓળખાતો સામાન્ય કર, માથાવેરો, અને ચોકીદારી કરને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના ઉત્પન્નનું સાધન ઠરાવવું. (૨) જમીન મહેસૂલનો એટલો ઓછો એક સરખો દર ઠરાવવો કે જેથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ વધુ કર એ જમીનમાંથી મેળવી શકે. (૩) કસ્બામાં લેવાતાં જમીનનાં ભાડાં તથા ખેતીને બિનઉપયોગી જમીન ઉપર લેવાતા વધારાના કરમાંથી અમુક ભાગ સ્થાનિક સત્તાઓને આપવો; (૪) સુધરાઇઓને જાહેરાતો ઉપર વેરો લેવા અધિકાર આપવો; (૫) રમત ગમત તથા હોડ ઉપર નાખેલા કર વિસ્તારી તેનું ઉત્પન્ન સ્થાનિક સત્તાઓને આપવું; (૬) મિલ્કત, ધંધા તથા આવક ઉપરના કરો વિસ્તારવા તથા સુધારવા; (૭) સ્થાનિક સત્તાઓને વહેંચી આપવા માટે રસ્તા–દસ્તૂરીને બદલે પ્રાંતિક સરકાર વેરો નાખી શકે એટલા

માટે વડી સરકાર મોટરકાર ઉપરની આયાત જકાત ઘટાડે; (૮) લગ્ન–નોંધ માટે અમુક પસંદ કરેલા ક્ષેત્રોમાં લાગત લેવા સ્થાનિક સત્તાઓને અધિકાર આપવો; અને (૯) રાષ્ટ્રિય મહત્ત્વની સેવા માટે પ્રાંતિક ઉત્પન્નમાંથી મદદ આપવી.

**મ્યુનિસિપલ વેપાર ઉદ્યોગ**

૬૩. આ સિવાય પ્રજોપયોગી વેપાર તથા ઔદ્યોગિક કામો હાથ ઉપર લઇ સ્થાનિક સત્તાઓ ઉત્પન્ન વધારી શકે; જેમકે મ્યુનિસિપલ ટ્રામ્વે, ગૅસ તથા વીજળી પૂરાં પાડવાનાં કારખાનાં, દુગ્ધાલયો, નાટકગૃહો રેસ્ટોરાં, હોટેલો, વીશીઓ, વગેરે. આથી જે તે શહેર તથા કસ્બાની પ્રજાનાં સુખસગવડમાં વધારો થાય છે ને સારી આવક મળે છે.

**ગામડાં આકર્ષક બને**

૬૪. સુધરાઇઓ તથા લોકલબોર્ડો બન્ને માટે ઉત્પન્નનાં સાધનો લગભગ સરખાં છે. તોપણ કેટલાંક સાધનો મ્યુનિસિપાલિટીઓને વધારે અનુકૂળ આવે છે. ગામડાંની ગામપંચાયતો પણ પોતપોતાનાં ગામ અથવા ગામનાં જૂથ પૂરતાં સુધરાઇનાં કામ કરે છે. એવાં કામ પરિસ્થિતિને અનુકૂળ ઉપરનાં સાધનો પૈકી ગમે તેટલાં સાધનોથી ઉત્પન્ન મેળવી કરી શકે છે. ગામડાંમાં દીવાબત્તી, રસ્તાની સાફસૂફી, પાકા રસ્તા તથા ગંદાપાણીના નિકાલ વગેરેની જરૂર ઓછી નથી. ચોમાસામાં ગામડાં ગંધાઈ ઊઠે છે અને રસ્તા બિલકુલ નકામા થઇ પડે છે. તેથી ગ્રામજીવન આકર્ષક કરવા માટે ગામડાંમાં સુઘડતા, આરોગ્ય, તથા સંસ્કારી જીવન આણવાની જરૂર છે, ને તે માટે ખાસ કરીને જે તે ગામના જમીન મહેસૂલમાંથી નિદાન ૫૦ ટકા જે તે ગામને આપવા આવશ્યક છે. તે ઉપરાંત ગામડાં બીજું ઉત્પન્ન કરી લે અને જરૂર હોય ત્યાં જાતમજૂરી વરસમાં બાર દહાડા આપી સહકાર તથા સંઘબળથી ગ્રામોપયોગી કામો કરી લે.

૬૫. ઇ. સ. ૧૯૩૦–૩૧ ના આંકડા પ્રમાણે બ્રિટિશ હિન્દમાં ૭૮૧ સુધરાઈઓ છે અને તેમની હદમાં ૨.૧ કરોડની વસ્તી રહે છે. ૭૧ સુધરાઈઓ એવી છે કે જે દરેકની હદમાં ૫૦૦૦૦ અને તે ઉપરાંતની વસ્તી વસે છે. મુંબઇ ઇલાકાની વસ્તીના ૨૦ ટકા સુધરાઇઓની હદમાં અને આસામમાં ફક્ત ૨ ટકા સુધરાઇઓની હદમાં વસે છે, બીજા પ્રાંતોમાં ૪થી ૯ ટકા વસ્તી સુધરાઇઓની હદમાં રહે છે. જાહેર સલામતી, આરોગ્ય, સગવડો, તથા કેળવણી એ ચાર મુખ્ય મથાળા નીચેનાં કામો સુધરાઇ કરે છે. સુધરાઇઓનું ઉત્પન્ન ૧૯૩૦–૩૧ના આંકડા પ્રમાણે ૩૬.૫૯ કરોડ છે. તેમાં $\frac{2}{3}$ કરવેરાથી ઉત્પન્ન આવે છે. અને બાકીનું સુધરાઈની મિલ્કતના વાપરના ભાડામાંથી, સરકારી ગ્રાન્ટ કે ફાળામાંથી અને બીજાં પરચૂરણ સાધનોથી મળે છે. કલકત્તા, મુંબઇ, મદ્રાસ અને રંગુન મ્યુનિસિપાલિટીઓ આ ઉત્પન્ન પૈકી ૪૦ ટકા મેળવે છે, અને બાકીના ૬૦ ટકામાં બીજી સુધરાઇઓ આવી જાય છે. એટલે સુધરાઇઓનું ઉત્પન્ન તેમણે કરવાના કામના પ્રમાણમાં ઘણું થોડું આવે છે. તેમને પણ પોતાના ક્ષેત્રફળ પૂરતું જમીન મહેસૂલનું ઉત્પન્ન આપવામાં આવે, ખેતી સિવાયના ઉપયોગમાં લેવાતી જમીન ઉપર લેવાના વધારાના કર આપવામાં આવે, કરવેરા સમિતિએ સૂચવેલા ફેરફારોનો લાભ આપવામાં આવે તેમ જ મ્યુનિસિપલ વેપારઉદ્યોગનાં કામ ઉપાડવામાં આવે તો સારી આવક થાય એમ છે. સુધરાઇના ખર્ચમાં શહેર સફાઇ તથા આરોગ્ય માટે ૧૪ ટકા, જાહેર બાંધકામ માટે ૧૩ ટકા, પીવાના પાણી માટે ૧૩ ટકા, કેળવણી માટે ૧૧ ટકા અને ગટરો માટે ૪ ટકા વપરાય છે. મુંબઈ ઇલાકામાં કેળવણી ઉપર મુંબઇ શહેર બાદ કરીએ તો પણ ૨૧ ટકા ખર્ચાય છે જ્યારે મધ્યપ્રાંતો તથા વરાડમાં ૧૭ ટકા ઉપરાંત ખર્ચ કેળવણી પાછળ ત્યાંની મ્યુનિસિપાલિટીઓ કરે છે.

**સુધરાઈઓ**

૬૬. લોકલબોર્ડો તથા સુધરાઇઓનું ઉત્પન્ન મળી રૂ. ૫૩ કરોડ ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને મળે છે. સુધરાઇ-ઓના ઉત્પન્નમાં કરવેરાથી $\frac{2}{3}$ આવે છે એમ માનીએ તો બાકીનું $\frac{1}{3}$ ઉત્પન્ન કરવેરા સિવાયનું ગણાય અને તે ધોરણે લોકોએ સુધરાઇઓના ૩૬॥ કરોડમાંથી ૨૪ કરોડ રૂપિયા કરવેરા તરીકે ભર્યા એમ માનવું જોઇએ. સુધરાઇઓની હદમાં રહેતી વસ્તી ૨·૧ કરોડ હોવાથી જણદીઠ મ્યુનિસિપલ કરનો બોજો લગભગ ૧૨ રૂપિયા આવે છે.

**સ્થાનિક કરવેરાનું ભારણ**

૬૭. એકંદર રીતે હિંદી સરકાર, પ્રાંતિક સરકાર તથા સ્થાનિક સત્તાઓ મળી ૨૫૦ કરોડ ઉપરાંત કર લઇ રાષ્ટ્રીય આવકમાં ભાગ પડાવે છે અને તેનો ખર્ચ કેવી રીતે થાય છે તે આપણે જોઇ ગયા. તે ઉપરથી જણાશે કે રાષ્ટ્રવિધાયક કામમાં ઘણો ઓછો ખર્ચ થાય છે તેમાં સુધારો થવાની જરૂર છે, અને રાષ્ટ્રવિધાયક કામોમાં ઉત્પન્નનો મોટો ભાગ ખર્ચાય એવી ગોઠવણ કરવી જોઇએ. જણ-દીઠ બોજો બ્રિટિશ ઇંડિયામાં રૂ. ૯—૯॥ આવે છે. જો જણદીઠ વાર્ષિક ઉત્પન્ન રૂ. ૪૫ ગણવામાં આવે તો આ બોજો કેટલો ભારે છે તે સમજવું સહેલ છે. તેમ છતાં સમૂહતંત્રના નામે વધારે કરવેરા નાખી ઉત્પન્ન કરવાના તથા પ્રજાને એ બોજા નીચે વધુ ચગદવાના ભણકારા વાગી રહ્યા છે. અને સ્વરાજ્યના બીજા એક ટૂકડાની ભારે કીમત આપવી પડશે, એવાં ચિહ્ન જણાય છે. જે દેશમાં ૯૦ ટકા વસ્તી દુકાળ કે કમી વરસાદને લીધે તંગ વખત સામે ટક્કર ઝીલવા અસમર્થ છે તે વસ્તી ઉપર કરવેરાના બોજાનો ભાર અસહ્ય થઇ પડયો છે, ને તેથી પ્રજામાં ભારે અસંતોષ ફેલાઇ ક્રાન્તિનાં બળ ન વધે તે માટે સરકારે એ બોજો હળવો કરવાની જરૂર છે.

**એકંદર ભારણ**

---

# પ્રકરણ ૧૫ મું

## રાષ્ટ્રીય ઉત્પન્ન, કીમતમાં ફેરફાર તથા રહેણીનું પરિમાણ (ધોરણ)

રાષ્ટ્રીય ઉત્પન્નમાં ખેતી, વેપાર તથા ઉદ્યોગની આવકનો સમાવેશ થાય છે. તેમ જ કેટલીક સેવાઓની આવક પણ તેમાં ગણાવી જોઈએ.

### જણ દીઠ ઉત્પન્ન

**દાદાભાઇ નવરોજીના મત પ્રમાણે**

૧. મરહૂમ દાદાભાઈ નવરોજીએ 'Poverty & Un-British Rule in India' નામના પુસ્તકમાં ૧૮૬૭–૭૦ સુધીના સરકારી આંકડાઓનો ઉપયોગ કરી ખેતીનું એકંદર ઉત્પન્ન ૨૭૭,૦૦૦,૦૦૦ પાઉંડ ગણી તેમાંથી ૬ ટકા બીજ માટે બાદ કરી વાર્ષિક ૨૬,૦૦૦,૦૦૦ પાઉંડ માનવ વપરાશ માટે ખેતીનું ઉત્પન્ન ગણ્યું હતું. મીઠું, અફીણ, કોલસા અને વેપારના નફાતરીકે ૧૭,૦૦૦, ૦૦૦ પાઉંડ મૂલ્ય ગણ્યું. કારખાનાની બનાવટો ખાતે ૧૫.૦૦૦,૦૦૦ પાઉંડ ગણ્યા. માછલી, દૂધ, માંસ, તથા ઢોર ખાતે ૧૫,૦૦૦,૦૦૦ પાઉંડ ગણ્યા; અને ૩૦,૦૦૦,૦૦૦ પરચૂરણ સંયોગોને લીધે થતા ઉત્પન્ન ખાતે ગણ્યા. આ બધું મળી રાષ્ટ્રીય ઉત્પન્ન પાઉંડ ૩૪૦,૦૦૦,૦૦૦ થાય. બ્રિટિશ હિન્દની તે વખતની વસ્તી ૧૭૦,૦૦૦,૦૦૦ હતી, તેથી તે આંકડાથી ઉત્પન્નને ભાગતાં માણસ દીઠ ૪૦ શિલિંગ અથવા ૨૦ રૂપિયા ઉત્પન્ન આવ્યું. દાદાભાઈએ જેલમાં અપાતા ખોરાક તથા બહાર દેશ જતા મજૂરોને અપાતા ખોરાકના પ્રમાણની તુલના કરી જીવવા માટે ઓછામાં ઓછી કેટલી આવક જોઈએ તે જે તે વખતના ભાવ પ્રમાણે કીમત ગણી દર વર્ષે રૂ. ૪ માણસ દીઠ જોઈએ એવી શોધ સરકારી આંકડાઓથી કરી અને હિન્દીને માથાદીઠ ઉત્પન્ન ફક્ત

૨૦ રૂપિયા થતું હોવાથી તેમણે જણાવ્યું કે એક ગુન્હેગારને પણ જે ખોરાક તથા કાપડ મળે છે તેટલા ખોરાક તથા કાપડ જેટલી પણ આવક સરેરાશ એક હિન્દીને ફાળે આવતી નથી અને આ પરિસ્થિતિ સારા પાકની મોસમમાં રહે છે. તેમાં નાની નાની સુખ-ચેનની ચીજોનો, સામાજિક તથા ધાર્મિક જરૂરિયાતોનો, આનંદ કે શોકના પ્રસંગોનો તેમ ખરાબ મોસમમાં નભવા માટે કરવાના સંગ્રહનો સમાવેશ થતો નથી. તેથી લોકોને મૂડીમાંથી ઉપાડીને નિર્વાહમાં પડતી તૂટ પૂરી કરવી પડતી હતી અને દેશ વધારે ને વધારે ગરીબ થતો હતો. દાક્તર, વકીલ વગેરે વર્ગની સેવાઓનો ફાળો ઉત્પન્નમાં દાદાભાઈ ગણતા નહોતા, કારણ તેઓ કહેતા કે સેવાનો બદલો ભૌતિક પેદાશમાંથી જ આખરે અપાય છે અને ભૌતિક પેદાશ તો હિસાબમાં લેવાઈ છે, તેથી સેવાઓની આવક જુદી ગણતાં આવક વિના કારણ બેવડાય છે. દેશનું વાર્ષિક ભૌતિક ઉત્પન્ન એ એકલું જ વાર્ષિક ઉત્પન્ન છે અને સેવાઓ વગેરેનો બદલો તેમાંથી જ મળે છે.

**સેવાના મૂલ્ય સંબંધે મતભેદ**

૨. અધ્યાપક ખુશાલ તલકચંદ શાહ તથા ખંભાતાએ આ જ વિચારસરણી Wealth and Taxable capacity of India માં વસ્તુતઃ સ્વીકારી છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ આ પદ્ધતિને સદોષ માને છે. તેઓ કહે છે કે સેવાઓ ઉપયોગી સંપત્તિ છે, કારણ તેથી માનવની અમુક ઇચ્છાઓ સંતોષાય છે અને તે મફત મળતી નથી અને તેથી સેવાઓના મૂલ્યને રાષ્ટ્રીય ઉત્પન્નમાં ઉમેરવું જોઇએ.

**બેરિંગ તથા બાર્બરનો મત**

૩. દાદાભાઈ નવરોજી પછી મેજર એવલીન બેરિંગ (પાછળથી અર્લ ક્રોમર) તથા મિ. ડેવિડ બાર્બરે ૧૮૮૨ માં આવી તપાસ કરીને જણાવ્યું કે ખેતીનું ઉત્પન્ન રૂ. ૩,૫૦,૦૦,૦૦,૦૦૦ અને ખેતી સિવાયનું ઉત્પન્ન ૧,૭૫,૦૦,૦૦,૦૦૦ મળી એકંદર રાષ્ટ્રીય ઉત્પન્ન રૂ. ૫, ૨૫,૦૦,૦૦,૦૦૦ હતું, તેને તે

વખતની વસ્તી ૧૯૪,૫૩૯૦૦૦ થી ભાગતાં માણસ દીઠ ઉત્પન્ન રૂ. ૨૭ આવે છે.

૪. મિ. ડિગ્બીએ ઉત્પન્નના અમુક અંશ જમીન મહેસૂલ લેવાય છે એમ માનીને ૧૮૯૮–૯૯ માટે ખેતીનું ઉત્પન્ન ૨૮૫ કરોડ રૂપિયા અને ખેતી સિવાયનું તેથી નીમે ગણી રૂ. ૧૪૩ કરોડ મૂક્યું અને રાષ્ટ્રીય ઉત્પન્નનો સરવાળો રૂ. ૪૨૮ કરોડ મૂક્યો. તે વખતે વસ્તી ૨૪.૫ કરોડ ગણી ઉત્પન્નને ભાગતાં માણસ દીઠ આવક રૂ. ૧૭-૮–૫ આવી. ૧૯૦૧ ની વસ્તીગણત્રી પ્રમાણે વસ્તી ૨૪.૫ કરોડને બદલે ૨૩.૧ ઠરી. તેથી સારી મોસમમાં જણ દીઠ ઉત્પન્ન રૂ. ૧૮–૮–૧૧ આવ્યું. ૧૮૯૯–૧૯૦૦ ના દુષ્કાળના વખતમાં રૂ. ૧૨–૬–૦ જેટલું જ જણદીઠ ઉત્પન્ન આવેલું હોવું જોઇએ એમ તેણે હિસાબ કરીને ઠરાવ્યું.

**ડિગ્બી શું કહે છે**

૫. લોર્ડ કર્ઝને ખેતીની આવક રૂ. ૧૮ ને બદલે રૂ. ૨૦ જણ દીઠ થઈ છે એમ ગણી, ખેતી સિવાયનું ઉત્પન્ન પણ તે જ ધોરણે વધવું જોઈએ એમ માની ઠરાવ્યું કે ૧૮૮૦ માં રૂ. ૨૭ જણદીઠ ઉત્પન્ન આવતું તે ૧૯૦૦ માં જણદીઠ રૂ. ૩૦ આવવા માંડયું.

**લોર્ડ કર્ઝન રૂ. ૩૦ જણદીઠ ઉત્પન્ન માને છે.**

૬. મિ. ડિગ્બીએ લોર્ડ કર્ઝનને જવાબ વાળતાં તપાસ કરી ખેતી સિવાયનું ઉત્પન્ન તથા ખેતીનું ઉત્પન્ન મળી ૨૫૯૦ લાખ પાઉંડ એકંદર રાષ્ટ્રીય આવક થયાનું જણાવી ૨૨૬૦ લાખ વસ્તીથી ભાગતાં જણદીઠ ઉત્પન્ન રૂ. ૧૭–૪–૦ની સરેરાશ પડે છે એમ બતાવ્યું.

**લોર્ડ કર્ઝનને ડિગ્બીનો જવાબ**

૭. અધ્યાપક વાડિયા અને જોશી ૧૯૧૩–૧૪ ની સાલમાં રાષ્ટ્રીય આવકનો હિસાબ ગણતાં જણાવે છે કે બીજ, ખાતર,

**પ્રો. વાડિયા તથા જોશી જણદીઠ આવક રૂ. ૪૪ ગણે છે.**

વગેરે માટે રોકેલી અથવા અનામત રાખેલી મૂડી તરીકે ખેતીના ઉત્પન્નમાંથી ૨૦ ટકા કાપતાં ખેતીનું ચોખ્ખું મૂલ્ય રૂ. ૮૫૮, ૩૯, ૯૪, ૬૨૬ આવ્યું હતું. ખનિજોના એકંદર વાર્ષિક ઉત્પન્નમાંથી ૨૦ ટકા મજૂરી પૂરતો ખર્ચ તથા ઘસારા માટે કાપતાં ખનિજોનું ચોખ્ખું મૂલ્ય રૂ. ૧૧, ૫૨, ૭૬૦૦૦ ગણાય. ચામડાં, કાતડાં, ઊંન, વગેરે પરચૂરણ પેદાશો અને કારીગરો વગેરેની મજૂરી મળી મૂલ્ય રૂ. ૧૫૪, ૨૯, ૫૮, ૭૫૦ અજમાસે થાય. ઢોરની પેદાશ. રૂ. ૧૪૫, ૧૦, ૩૪, ૬૩૪ અને કારખાનાંની બનાવટોનું મૂલ્ય રૂ. ૪૦, ૯૫, ૩૩૦૦૦ આવે. આ બધી બાબતોનો સરવાળો રૂ. ૧, ૨૧૦, ૨૭, ૯૭, ૦૧૦ થાય છે; તેમાંથી સરકારી નોકરોનાં પેન્શન, પગાર,બચત, વેપારનો નફો વગેરે બદલ વિલાયત મોકલવી પડતી રકમ (Home charges) રૂ. ૧૨૩,૦૦,૦૦,૦૦૦ બાદ કરતાં વાર્ષિક ઉત્પન્ન રૂ. ૧,૦૮૭,૨૭, ૯૭,૦૦૦ આવ્યું હતું તેને બ્રિટિશ હિન્દની વસ્તી ૨૪૫,૧૮૯, ૭૧૬ થી ભાગતાં માણસ દીઠ રૂ. ૪૪–૫–૬ અથવા પા. ૨–૧૯ શિ–૧ પે. આવક આવે છે.

**પ્રો. શાહ તથા ખંબાતાનીગણત્રી**

૮. અધ્યાપક ખુશાલ શાહ તથા ખંબાતાએ કરેલી ગણત્રી પ્રમાણે દર માણસ દીઠ ઉત્પન્ન ૧૯૦૦ થી (મહાયુદ્ધ પહેલાં), મહાયુદ્ધ પછી ૧૯૧૪થી ૧૯૨૨ સુધીની મુદતો માટે અનુક્રમે સરેરાશ રૂ. ૩૬ તથા રૂ. ૫૮ાા મૂકી ૧૯૨૧–૨૨ માટે રૂ. ૭૪ એકંદર ઉત્પન્ન માન્યું છે. કીમતની સપાટીમાં થયેલા ફેરફારો ધ્યાનમાં લેતાં યુદ્ધ પહેલાં દર માણસે રૂ. ૩૬ અને યુદ્ધ તથા યુદ્ધ પછીની મુદત માટે વાર્ષિક રૂ. ૩૮–૨–૦ સરેરાશ આવે છે. હોમચાર્જીસ વગેરે માટે બાદબાકી કરીને આ અધ્યાપકો જણાવે છે કે દર માણસ દીઠ રૂ. ૭ એ ખાતે કાપતાં ૧૯૨૧-૨૨ માટે

જણદીઠ ઉત્પન્ન (કીમતની સપાટીમાં થયેલા ફેરફાર ધ્યાનમાં ન લેતાં) રૂ. ૬૭ આવે છે.

**પ્રો. ફિન્ડલે શિરાજની ગણત્રી**

૯. મિ. ફિન્ડલે શિરાજ બીજ વગેરે માટે કપાત કરતા નથી અને બનાવટોનું ઉત્પન્ન ખેતીના ઉત્પન્નના ૪૦ ટકા મૂકે છે અને સેવાઓની આવક જુદી ગણે છે. એમની ગણત્રી મુજબ એક હિન્દીની જણદીઠ આવક ૧૯૨૧ માટે રૂ. ૧૦૭ અને ૧૯૨૨ માટે રૂ. ૧૧૬ આવે છે.

**ગણત્રીની જુદી જુદી પદ્ધતો**

૧૦. આ આવકની સરેરાશ કાઢવામાં જુદા જુદા અધ્યાપકોએ જુદી જુદી પદ્ધત સ્વીકારી છે, તેથી તુલના કરવી મુશ્કેલ છે, તેમ જ કીમતની સપાટીમાં થયેલા ફેરફારોને લીધે સાચી આવકમાં શો ફેરફાર થયો તે ધ્યાનમાં લેવાની જરૂર છે. દાખલા તરીકે કીમતના દર્શક આંક (Index number) મુજબ ૧૯૧૩–૧૪ ના રૂ. ૪૫= ૧૯૨૧–૨૨ ના રૂ. ૮૧; આમ ગણવામાં કીમતમાં ૮૦ ટકા વધારો થયાનું માન્યું છે.

**દેશની અત્યંત ગરીબાઈ**

૧૧. આ બધા ઉપરથી એક વાત ચોક્કસ સાબિત થાય છે અને તે હિન્દની અત્યંત ગરીબાઇ. જરૂરી પોષક ખોરાક સુદ્ધાં વસ્તીના મોટા ભાગને મળતો નથી અને તેઓ અર્ધ ભૂખ્યાં રહે છે.

**ઓછીવત્તીઆવક**

૧૨. આ રાષ્ટ્રીય આવકની સરેરાશમાં એક છેડે શ્રીમંત તથા મધ્યમવર્ગની ભારે તથા સાધારણ આવક તથા બીજે છેડે સરેરાશથી ઘણું ઓછું મેળવી શકનાર કંગાળ મજૂર વગેરેની આવકનો સમાવેશ થયો છે. મિ. શાહ તથા ખંભાતાના કહેવા પ્રમાણે બ્રિટિશ હિન્દ તથા હિન્દી હિન્દમાં ૬૦૦૦ વ્યક્તિઓ સરેરાશ જણદીઠ રૂ. ૧૦૦, ૦૦૦ કમાઇને રાષ્ટ્રીય ઉત્પન્નમાંથી રૂ. ૬૦ કરોડ લઇ જાય છે ને તેમાં ૩૦૦૦૦ માણસો પોષાય છે. (કુટુંબ દીઠ ૫

માણસની સરેરાશ ગણી છે.) ૨૩૦, ૦૦૦ માણસો આયપતવેરો ભરે છે ને તેમાં ૧, ૧૫૦, ૦૦૦ માણસો પોષાય છે. આવકવેરામાંથી છૂટી ગયેલી પણ એ વેરાને પાત્ર ૨૭૦,૦૦૦ વ્યક્તિઓનું વાર્ષિક ઉત્પન્ન રૂ. ૫૦૦૦ પ્રમાણે જણદીઠ ગણતાં તેમાં ૧૩૫ કરોડ રૂપિયા જાય છે અને તેમાં ૧, ૩૫૦, ૦૦૦ માણસોનું પોષણ થાય છે. રૂ. ૧૦૦૦) ની સરેરાશ ઉત્પન્નવાળી ૨, ૫૦૦, ૦૦૦ વ્યક્તિઓ ગણતાં ૧૨, ૫૦૦,૦૦૦ માણસોને પોષવામાં ૨૫૦ કરોડ રૂપિયા જાય છે. રૂ. ૨૦૦ નું સરેરાશ વાર્ષિક ઉત્પન્ન મેળવનાર ૩ાા કરોડ માણસો ૭૦ કરોડ ઉત્પન્ન લઇ જાય છે ને તેમાં ૧૦ કરોડ માણસો પોષાય છે. આમ ૧૧ાા કરોડ માણસોની વ્યવસ્થા થાય છે. બાકીની ભારતવર્ષની વસ્તી ૧૮ાા કરોડ રહી તેમની આવક સરેરાશ રૂ. ૫૦ હોઇ રૂ. ૮૨૫ કરોડ તેમના ભાગે જાય છે.

**ઉત્પન્નની અસંતોષકારક વહેંચણી**

૧૩. આ ગણત્રી ઉપરથી જણાશે કે વસ્તીના એક ટકાના ભાગે રાષ્ટ્રીય ઉત્પન્નના ૩૩ ટકા આવે છે તથા આશ્રિતો ગણીએ તો વસ્તીના ૫ ટકાના હાથમાં રાષ્ટ્રીય ઉત્પન્નના ૩૩ ટકા આવે છે, ૩૫ ટકા ઉત્પન્ન વસ્તીના ત્રીજા ભાગના હાથમાં જાય છે, જ્યારે બાકીના ૬૦ ટકા વસ્તીના હાથમાં ૩૦ ટકા રાષ્ટ્રીય ઉત્પન્ન આવે છે.

## ગૂજરાતના ખેડૂતોની આર્થિક સ્થિતિ

**ગ્રામતપાસ**

૧૪. જુદા જુદા ગ્રામો સંબંધે આર્થિક તપાસ કરી કેટલાક અભ્યાસકોએ કુટુંબદીઠ ઉત્પન્ન કેટલું આવે તથા ગામડાંની સ્થિતિ કેવી છે તેનાં પરિણામ બહાર પાડયાં છે.

૧૫. વડોદરા કોલેજના અર્થશાસ્ત્રના અધ્યાપક તથા હાલના વડોદરા રાજ્ય વિદ્યાધિકારી મિ. જ્યોતીન્દ્ર મહેતાએ 'ગૂજરાતનાં ગામડાંની આર્થિક સ્થિતિ ( Rural Economy of

Gujarat ) માં પોતાના પ્રત્યક્ષ સ્થળ ઉપરના અભ્યાસનું પરિણામ જણાવ્યું છે; તેમાં તેઓ જણાવે છે કે ઉત્તર ગૂજરાતમાં પતિપત્ની તથા બે છોકરાંના બનેલા એક પાટીદાર કુટુંબને ચાલતા આવેલા રહેણીના પરિમાણ પ્રમાણે ફક્ત જીવન ટકાવવા માટે દર વરસે રૂ. ૩૦૦ ખર્ચ આવે છે; તેમાં રૂ. ૨૦૬ નો ખોરાક, રૂ. ૪૭ નાં કપડાં, ઉત્સવ તથા ધાર્મિક ક્રિયાઓ માટે રૂ. ૧૫, ઘરની દુરસ્તી તથા વાસણ માટે રૂ. ૧૦ અને પરચૂરણ ખર્ચ માટે રૂ. ૧૫ મળી રૂ. ૩૦૦ ખર્ચ આવે છે. ધારાળાના એટલા જ કુટુંબનો ખર્ચ લગભગ નીમે આવે. તેઓ જણાવે છે કે બ્રિટિશ ગૂજરાત તથા વડોદરા રાજ્યનાં ગામડાંની સ્થિતિ લગભગ સરખી છે. ગૂજરાતમાં પૈસાનું ઉત્પન્ન આપે એવા વેપારી પાક નીચે ઘણી જમીન છે, પરન્તુ છેલ્લી મંદીની અસરને લીધે તેમાં ઘટાડો થયો છે. કપાસના પાક ઉપર આધાર ન રાખતાં ગૂજરાતના ખેડૂતોએ અનાજના પાક ઉપર આધાર રાખ્યો હોત તો તેમની આટલી દીન દશા ન થાત. જમીન દાણે આપવાની વધતી જતી પદ્ધતને ડો. મહેતા નાપસંદ કરે છે. અનાવલા તથા પાટીદાર જેવા કુશળ ખેડૂત ભાગ્યેજ મળી આવે. દરેક જમીનના ગુણદોષ તથા દરેક પાકની જરૂરિયાતોની તેમને ખબર હોય છે; તેથી એમના જેવા સારામાં સારા ખેતીનો અનુભવ તથા જ્ઞાન ધરાવનાર ખેડૂતો ધારાળા જેવી બીજી પછાત તથા ઉત્તમ ખેતીની રીતોથી ઓછી પરિચિત જાતોના ગણોતિયાઓને જમીન ગણોતે આપે ત્યારે ખેતી ઊતરતા પ્રકારની થાય એ કુદરતી છે. વળી જમીનમાં કાયમનો હિતસંબંધ ધરાવનાર માલેકો જમીનના રસકસ ખાતરપૂંજા વગેરે ખેતીનાં સુધારાનાં સાધનોથી જાળવવા તથા વધારવા માટે દરકાર રાખે એવો સંભવ વધારે હોવાથી, ઊતરતા પ્રકારની ખેતી કરનારા તથા જમીનમાં કામચલાઉ થોડા વખત માટે હિત

**ડૉ. મહેતાની પ્રત્યક્ષ તપાસનું પરિણામ**

સંબંધ ધરાવનારા ગણોતિયાને દાણે આપવાની પદ્ધત નુકશાનકારક છે. દરેક ખેડૂતકુટુંબ ખોરાક પાછળ ૮૦ ટકા આવક ખર્ચે છે. બાકીના ૨૦ ટકામાં કપડાં, બાળકોની કેળવણી, દવાદારૂ તથા ચા-તમાકુ જેવી શોખની ચીજો તથા રમતગમત, ઉત્સવ તથા સારામાઠા પ્રસંગોનો સમાવેશ થાય છે. દક્ષિણનાં ગામડાં કરતાં તેમ જ પંજાબ સિવાય હિન્દના બીજા ભાગોના ખેડૂતો કરતાં ગૂજરાતના ખેડૂતોની સ્થિતિ ઠીક કહેવાય, તોપણ તેઓ ફક્ત જીવનની જરૂરિયાતો પૂરતું જ કમાય છે. વ્યાજના ભારે દર તથા અનુત્પાદક કારણો માટે લેવાતા કરજને લીધે ગૂજરાતના ખેડૂતો પણ દેવામાં ડૂબેલા હોય છે.

**વડોદરા રાજ્યનો અનુભવ**

૧૬. વડોદરા રાજ્યમાં જુદા જુદા જિલ્લાના એક એક ગામની આર્થિક તપાસ કરતાં એમ જણાઈ આવ્યું છે કે લોકોની રહેણીનું પરિમાણ ઘણું ઊતરતું છે, આવકમાંથી ખર્ચને પહોંચી વળાતું નથી અને ભારે કરજના બોજા નીચે કચડાવું પડે છે અને તેમાં પણ લગ્ન, મરણ, સીમંત વગેરે કારણે ભારે વ્યાજે કાઢેલા કરજનો ફાળો નાનો હોતો નથી.

**ડૉ. મહેતા સહાયક ધંધાની જરૂર બતાવે છે**

૧૭. જમીનના નાના નાના ટૂકડા તથા ખાતાંના ભાગલા થવાને લીધે ફાયદાકારક ખેતી થઈ શકતી નથી એવી ફરિયાદ ઘણાખરા તપાસ કરનાર અર્થશાસ્ત્રીઓ કરે છે; પણ ડૉ. મહેતા જણાવે છે કે દેશમાં મોટા પાયા ઉપર ચાલનારા ઉદ્યોગો એટલા પ્રમાણમાં વિકાસ પામ્યા નથી કે જેથી ખેતી કરવા માટે જેટલા માણસોની જરૂર હોય તે કરતાં વધારાના ફાજલ પડતા પણ ખેતી ઉપર પોતાનો બોજો નાખતા માણસોને મોટા પાયા ઉપર ચાલતા ઉદ્યોગોમાં કામે વળગાડી શકાય, તેમજ પ્રકૃષ્ટ ખેતી (Intensive cultivation) માટે જે વધારાની મૂડી તથા સારાં ઓજાર અને પાણી પાવાનાં સાધનો જોઈએ

તે મેળવવાનું ખેડૂત પાસે સાધન નથી; તેથી **લાયક સહાયક ધંધો મેળવી આપ્યા સિવાય હિન્દના ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધરવાનો બીજો ઉપાય નથી.** એ ઉદ્યોગ એવો હોવો જોઈએ કે જે તેમનું ઘર છોડાવ્યા સિવાય કરી શકાય. કેટલાક સહાયક ઉદ્યોગોમાં શરૂઆતની મૂડી તથા તાલિમની જરૂર પડે છે. એવાં સાધનો ન હોય તો વગર તાલિમે અને વગર મૂડીએ થઈ શકતો ધંધો માત્ર હાથે કાંતવાનો છે એમ ડૉ. મહેતા જણાવે છે. ખેતીના સુધારા માટે પ્રચારકામ કરવાની તેઓ તરફેણ કરે છે. ઇટાલીમાં આવું પ્રચારકામ અનેક રીતે થાય છે. પણ ખેતીના સુધારા માટે વ્યાજના ભારે દરમાં ઘટાડો થવાની ખાસ જરૂર છે, તેમ જ સીમંત, પરણ તથા મરણ વગેરે પ્રસંગે થતા અનાવશ્યક ખર્ચ બંધ પાડી કરજના બોજામાંથી ખેડૂતોને મુક્ત કરવા જોઇએ. ડૉ. મહેતાના કહેવા પ્રમાણે જમીન ગણોતે આપવામાં આવે તોપણ જો કુશળ માલેક મૂડી આપે તથા ખર્ચમાં અર્ધો ભાગ આપે તો જમીનમાંથી વધારે સારા પાક લેવાય અને માલેક તથા ગણોતિયા વચ્ચે માનવસંબંધ રહે.

## ગરીબાઈ વધતી ગઇ છે

૧૮. ઊંચા ભાવના વખતમાં જમીન–મહેસૂલ ઠરેલું હોવાથી અત્યારના કપાયેલા ભાવમાં લગભગ બમણો માલ વેચીને તે ભરવું પડે છે, લેણદારોનાં લેણાં રોકડામાં ચૂકવતાં એ જ ધોરણે દેણદારોને ખોટ જાય છે અને ખેડૂતોની પાયમાલીનો આરો નથી. અધૂરામાં પૂરું રૂપિયાનું લગ્ન સ્ટાલગ સાથે ચાલુ રહેવાથી બ્રિટિશ વેપારઉદ્યોગની હરીફાઈ હિન્દી વેપારઉદ્યોગને સહન કરવી પડે છે અને ઓટાવા કરાર જેવા વેપારી કરારોને લીધે બ્રિટનને મળતી પસંદગીએ આપણા હુન્નર-ઉદ્યોગો તથા વેપારને તેમ જ ખેતીના માલની નિકાસને જોખમાવ્યા છે.

૧૯. મિ. એમ. ડી. પી. વેએ બહાર પાડેલા India's Plight (હિન્દની દુર્દશા) નામના પુસ્તકમાં છેલ્લા થોડાં વરસથી

**ગરીબાઇ વધ્યાનું અનુમાન**

પ્રવર્તતી ભયંકર જગતમંદીને પરિણામે ખેતીના પાકના ભાવ ૫૦ ટકા ઘટી ગયાનું તથા વેપાર–ઉદ્યોગોને ફટકો પડવાથી તેમાં પણ રાષ્ટ્રીય આવક ઘણી ઘટી ગયાનું જણાવ્યું છે. તે ધ્યાનમાં લેતાં હિન્દની જણદીઠ આવક પણ લગભગ ૪૦ થી ૫૦ ટકા ઘટી ગયેલી હોવી જોઈએ અને તેથી હિન્દની ગરીબાઇમાં ભારે વધારો થયેલો હોવો જોઇએ એવું મજબૂત અનુમાન કરવા કારણ મળે છે. વળી ૧૯૩૧ ની વસ્તીગણત્રી પ્રમાણે થયેલા વસ્તીના વધારા (સેંકડે દસ ટકા ઉપરાંત)ના પ્રમાણમાં રાષ્ટ્રીય ઉત્પન્ન વધ્યું નથી, પણ ભારે જગતમંદીને લીધે કીમતમાં ભયંકર ઘટાડો થયો છે. આવા સંજોગોમાં રહેણીનું પરિમાણ પ્રથમ કરતાં ઊતર્યું છે એ કુદરતી છે.

૨૦. જે ઉત્પન્ન જણદીઠ ગણવામાં આવ્યું તે રૂપિયાના રૂપમાં ગણ્યું છે; પરંતુ જુદાજુદા વખતે ભાવોમાં ફેરફાર થતા હતા તે જોતાં

**રૂપિયાની ખરીદ-શક્તિમાં થતા ફેરફારનું પરિણામ**

રૂપિયાની ખરીદશક્તિ એકસરખી રહી નથી. આ બાબતમાં અધ્યાપક જે. સી. કુમારાપ્પા જણાવે છે કે ૧૮૮૧ માં જે ચીજનો ભાવ ૧૦૦ હતો તે ચીજનો ભાવ ૧૯૦૧માં ૧૨૦ અને ૧૯૨૧માં ૩૭૮ હતો. એ હિસાબે જોતાં સરકારી ગણત્રી પ્રમાણે કબૂલ રખાયેલી ૧૮૮૧માં રૂ. ૨૭, ૧૯૦૧ માં રૂ. ૩૦ અને અધ્યાપક ખુશાલ શાહના કહેવા પ્રમાણે ૧૯૨૧ માં રૂ. ૭૪ની આવકની ખરીદશક્તિ પ્રમાણે ખરી આવક અનુક્રમે રૂ. ૨૭, રૂ. ૨૦·૩૭ અને રૂ. ૧૯·૬ થાય એટલે આવક ઓછી થતી જ ચાલી છે. ત્યાર બાદ જગતમંદીને લીધે ભાવમાં જે ભયંકર ઘટાડો થયો છે તેને લીધે રૂપિયામાં આવક ઘટી છે એટલું જ નહિ પણ ખરીદશક્તિના ધોરણે પણ ભારે ઘટાડો થયો છે અને તે ઘટાડાનો ખરો બોજો તો માસિક પગાર ન મેળવનાર મધ્યમવર્ગ તથા નીચલા વર્ગ ઉપર પડયો છે. સરાસરી

આવકમાં સરાસરીથી વધારે મેળવનારની આવક ગણાતી હોવાથી જેમને સરાસરીથી ઓછી આવક મળે છે તેમની આવકમાં વધારો થઈ જાય છે, પણ સરાસરીથી ઓછું કમાનાર વર્ગ નિદાન ૬૦ ટકા છે એમ અધ્યાપક શાહે કરેલા વર્ગીકરણ ઉપરથી દેખાય છે, એટલે એ વસ્તી લગભગ અર્ધભૂખી તથા અર્ધનાગી રહે છે એમાં શક નથી.

૨૧. બીજા દેશોના પ્રમાણમાં હિન્દની જણદીઠ આવક તદ્દન કંગાલ છે, એ વાત માટે અર્થશાસ્ત્રીઓમાં બે મત છે જ નહિ.

**બીજા દેશો સાથે તુલના**

૧૯૨૬ માં અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં જણદીઠ આવક રૂ. ૧૯૨૫, બ્રિટનમાં રૂ. ૧૦૦૦, ઑસ્ટ્રેલિયા અને કૅનેડામાં રૂ. ૫૫૦ હતી, જ્યારે હિન્દમાં રૂ. ૬૭ થી ૧૧૬ સુધી અંદાજી આવક મુકાઇ છે. તેમ છતાં આજે અમેરિકામાં રૂ. ૧૯૨૫ ની આવક કંગાલ ગણી રૂ. ૫૦૦૦ જેટલી આવકને ઓછામાં ઓછી માનવજીવનની જરૂરિયાતોને પહોંચી વળનારી આવક ગણવા સમાજવાદીઓ આગ્રહપૂર્વક જણાવે છે.

## કીમતમાં ચઢઊતર

૨૨. કીમતમાં દર્શક આંકો અમુક મોટા પ્રમાણમાં વપરાતી ચીજોના ભાવ ઉપરથી નક્કી કરવામાં આવે છે. એ ગણવાની

**દર્શક આંક**

જુદી જુદી પદ્ધતોને લીધે ભાવોની સરખામણી કરવી મુશ્કેલ છે. સદોષ પદ્ધતિઓએ આંક તૈયાર થયા છતાં સામાન્ય રીતે તે ઉપરથી ભાવોની ચઢઊતરનો ખ્યાલ આવી શકે છે.

૨૩. ૧૮૭૩ નું વર્ષ સરાસરી વર્ષ હોવાથી તે વર્ષને પાયારૂપ ગણી તેનો દર્શક આંક સો ગણવામાં આવે તો ૧૮૬૧ સોંઘ-

**ભાવની ચઢઊતરની કહાણી**

વારી (મંદી) નું વર્ષ ગણાય. ત્યાર પછી ભાવ તેજ થતા ગયા તે ૧૮૬૫ માં વધારે તેજ થઈ ત્યારપછી ઊતરવા માંડયા અને ૧૮૭૫ માં એ દસકામાં ઓછામાં ઓછા

થયા એટલે મંદી આવી. ફરી તેજ થતા જતાં ૧૮૮૦ માં તેજી વધારેમાં વધારે રહી, ભાવ ઘટવા માંડી ૧૮૮૫ માં એ દસકામાં ઓછામાં ઓછા થઈ વધારેમાં વધારે મંદી આવી. ફરી ભાવ વધવા લાગી ૧૯૦૦ માં સૌથી વધારે થઈ ૧૯૦૫ માં જરા પડી ૧૯૧૪ સુધી વધતા ગયા. એ ભાવ ૧૮૭૩ ના ભાવ સાથે સરખાવતાં દોઢાથી બમણા સુધી ગયા. ૧૯૨૦ માં એ ભાવ ૧૮૭૩ કરતાં ૩ થી ૪ ગણા થયા અને ત્યાર પછી ઊતરતા જતાં ૧૯૨૪ માં ઠીક ઘટી ફરી ચઢવા લાગ્યા ને ૧૯૨૫ માં થોડા વધી ફરી ઘટવા લાગ્યા. ૧૯૨૯ માં ફરી વધ્યા અને ૧૯૩૦ માં જગતમંદી શરૂ થતાં ઘટતા જ ગયા તે ૧૯૧૪ ના ભાવ સો ગણાય તો તે ૧૯૩૩ ના ભાવને લગભગ મળતા ગણાય. હાલના ભાવ ૧૮૭૩ ના ભાવ કરતાં લગભગ સવાયા ગણાય; ૧૯૩૩ ના ભાવ કરતાં ૧૯૨૦ ના ભાવ અઢીગણા ઉપરાંત હતા. ૧૯૩૯ માં યુરોપમાં યુદ્ધ ફાટતાં ભાવ ચઢવા લાગ્યા છે.

**ભાવ ઉપર ચલણ તથા હૂંડિયામણની અસર**

૨૪. હિન્દમાં ભાવની ચઢઊતરમાં ચલણ તથા તેનાં હૂંડિયામણમાં થતાં ગયેલા ફેરફારોનો મોટો ફાળો છે. જરૂર કરતાં વધારે રૂપિયા ફરતા હોય તો ભાવ ચઢતા જાય. ચાંદીનું ચલણ હતું ત્યારે ચાંદીના ભાવની ચઢઊતરની હિન્દમાં ચીજોના ભાવ ઉપર અસર થતી અને અમર્યાદ પ્રમાણમાં રૂપિયા પડાવી લેવાના હક્કને લીધે ભાવ ચઢતા. ચાંદીના સિક્કા પાડી આપવાની ટંકશાળે ના પાડતાં ચલણનો પૂરવઠો મર્યાદિત થયો અને ભાવ ઘટવા માંડયા. છપ્પનિયો દુકાળ પડતાં ભાવ ઘણા વધી ગયા. તે વખતે વરસાદ ન પડવાથી દુષ્કાળની અસર ભાવ ઉપર થઈ. વરસાદ ઉપર ભાવનો આધાર કેટલેક અંશે રહે છે એ વાત દુકાળે બતાવી. રૂપિયાનું હૂંડિયામણ ઊતરી જતાં ભાવ વધતા અને હૂંડિયામણ ઊંચું રાખતાં ભાવ

ઘટતા એવો પણ અનુભવ હિન્દને મળ્યો છે. ઊંચું હૂંડિયામણ હિન્દના આયાતવેપારને વધારે છે અને નીચું હૂંડિયામણ નિકાસ વેપારને ઉત્તેજે છે એ સાર્વત્રિક અનુભવ છે.

**ભાવની ચડઉતરનાં બીજાં કારણો**

૨૫. ખેતીની પેદાશના ભાવ ઉપર પરદેશના પાકના ભાવ તથા માગની અસર થાય છે. પરદેશની માગ ઘટે તો ભાવ પડે, અગર પરદેશમાં ભાવ પડે તો દેશની પેદાશના ભાવ પણ ઘટે. પરદેશોમાં માલની ગમે તે કારણસર અછત થાય અને માગ વધારે હોય તો ભાવ ચડે અને દેશની પેદાશના ભાવ સારા ઉપજે. આખા જગતભરમાં ખપ કરતાં ઘણી વધારે પેદાશ થાય તો ભાવ પડવા માંડે અને હાલના જેવી ભયંકર મંદીમાંથી પસાર થવું પડે. બેકારીને લીધે જનસમુદાયની આવક ઘટી જતાં ખરીદશક્તિ ઘટે અને ખરીદશક્તિના અભાવે ખપ ઘટે અને માલની પેદાશ ઘણી વધી ગઈ હોય તો ભાવમાં ભારે કાપ પડે, પડતર ખર્ચ પણ કેટલીક વખતે ન મળે અને ભાવ ચડાવવા માટે અમેરિકા જેવા દેશોમાં માલની પેદાશ મર્યાદિત કરવા કૃત્રિમ ઉપાય લઈ પાકના અમુક ભાગનો નાશ કરવામાં આવે છે. ગયા મહાયુદ્ધ દરમ્યાન માલ એકહથ્થુ કરી નફાખોરી (Profiteering) ને લીધે વેપારીઓ ખૂબ ભાવ ચડાવી દેતા, તેથી સરકારને તે ઉપર અંકુશ મૂકવા માટે અનેક ઉપાયો લેવા પડયા હતા અને હાલમાં પણ મહાયુદ્ધ ફાટતાં એવાજ ઉપાય લેવા પડયા છે.

**તેજીમંદીના વારા**

૨૬. આમ ભાવની ચડઉતરમાં અનેક કારણો જણાઈ આવે છે તેમ તેજીમંદીનો ક્રમ લગભગ **દસકે દસકે** ઘણે પ્રસંગે માલમ પડે છે. ખાસ કરીને સરકારની ચલણનીતિ, વરસાદની અનિશ્ચિતતા, આયાતનિકાસને અંગે દેશપરદેશના ભાવોની અસર થતાં આંતરિક ભાવો ઉપર થતી અસર, જીવનની જરૂરયાતની ચીજો એકહથ્થુ થતાં

કરવામાં આવતી નફાખોરી, ખરીદશક્તિમાં ઘટાડો, અતિઉત્પાદન વગેરેની અસર ભાવ ઉપર ઘણી થાય છે.

**હિન્દમાં ખેતીની પેદાશના ઉંચા ભાવ લાભદાયક છે**

૨૭. જે ખેડૂતો અનાજ પકવીને પોતે ખાય છે તેમના ઉપર ભાવની ચડઉતરની વધારે અસર થતી નથી. માત્ર બજારમાંથી જે ચીજો ખરીદવી પડે તેના પૂરતી અસર રહે છે. પરંતુ જમીન મહેસૂલનો બોજો દરેકને માથે છે તેમ ઘણાખરા ખેડૂતો કરજદાર છે એ વાત વિચારમાં લેતાં હિન્દમાં ખેતીની મોસમ પૂરી થતાં થતી કાચી પેદાશના ઉંચા ભાવ ૮૦ ટકા વસતિને લાભકારક છે. મજૂરોને ઉતરતા ભાવ પસંદ છે, કારણ તેથી તેમની રોકડ રોજીની ખરીદશક્તિ વધે છે પણ આપણા દેશમાં સંઘટિત ઉદ્યોગોમાં રોકાયલા મજૂરો તથા તેમના ઉપર નભતા આશ્રિતોની સંખ્યા દેશની મોટી વસતિના પ્રમાણમાં જૂજ છે તેથી તે ઘણી નાની સંખ્યાનું હિત આગળ ધરી હૂંડિયામણના દર ઉંચા રાખી રૂપિયાની ખરીદશક્તિ કૃત્રિમ રીતે વધારવી ગેરવાજબી છે. ચાલુ જગતમંદીમાં કારખાનાંની બનાવટો કરતાં ખેતીની પેદાશના ભાવ પ્રમાણમાં વધારે પડયા છે એ વાત ખાસ ધ્યાન ખેંચે છે. ચલણમાં થએલા ભારે વધારાને લીધે ૧૯૦૦ થી ૧૯૧૨ સુધી ખૂબ ભાવ વધ્યા હતા. આ ભાવની ચડઉતરની અસર લાંબે ગાળે મજૂરીના દર ઉપર થાય છે. સંધિકાળમાં ઘણી વખતે ભાવ ઉતર્યા છતાં પ્રથમ ઠરેલી રોકડ રોજી આપવી પડે છે. ચડતા ભાવમાં તથા આબાદીનું મોજું ફરી વળ્યું હોય તે વખતે ઉદ્યોગોમાં મજૂરીના દર હડતાલો પાડીને અને હડતાલનો ડર આપીને વધારી શકાય છે; પણ ભાવ ઉતરવા માંડતાં એ દરમાં ઘટાડો કરવાના પ્રયત્નનો મજૂરવર્ગ ખૂબ સામનો કરે છે અને કામે લગાડનાર શેઠવર્ગ તથા મજૂરવર્ગ વચ્ચે કડવાશ વધે છે. ઠરેલી આવકવાળાને મોંઘવારીથી નુકસાન છે પણ તેમની સંખ્યા વસતિના પ્રમાણમાં નાની છે. એકંદર રીતે જોતાં

હિન્દની હાલની સ્થિતિમાં કાચી પેદાશના ચડતા ભાવથી ખેડૂતો ન્યાલ થાય છે.

૨૮. જણુ દીઠ આવકમાંથી ૭૫ થી ૮૦ ટકા ખોરાકમાં ખર્ચવા પડે છે એ ઉપરથી રહેણીના પરિમાણનો વિચાર થઈ શકે છે.

**રહેણીનું પરિમાણ ઘણું ઉતરતું છે**

લોકોમાં ચા, બીડી તથા પાન, તમાકુના વ્યસન વધ્યાં છે. હૉટેલોમાં કચરા જેવો ખોરાક ખવાય છે. નાટકસિનેમા જોવા તરફ વૃત્તિ નજરે પડે છે એટલા ઉપરથી રહેણીનું પરિમાણ સુધર્યું છે એમ કહેવાય નહિ. ઉલટ આરોગ્યજીવન માટે પોષક ખોરાક ઉપર કાપ મૂકીને પણ આવાં વ્યસનો તથા મોજશોખ થઈ શકે છે. અને દારૂ પીવાની છૂટવાળા પ્રદેશમાં દારૂ પીનારા તો દારૂની લહેજત ખાતર બૈરાંછોકરાંને અર્ધભૂખ્યાં રાખે છે અને પોતે ઓછો પોષક ખોરાક લે છે. દેશમાં થતાં મૃત્યુનું પ્રમાણ જોતાં પણ લોકોને જીવન ટકાવવા માટે ઓછામાં ઓછો જે ખોરાક મળવો જોઈએ, પહેરવા માટે જે કપડાં મળવાં જોઇએ તથા રહેવા માટે જે આરોગ્યપોષક રહેઠાણ મળવાં જોઈએ તે તેમને પૂરતાં મળતાં નથી અને અનેક રોગ સામે ટક્કર ઝીલવાની શક્તિ ન હોવાને લીધે રોગના ભોગ થવું પડે છે એ વસ્તુસ્થિતિ તરફ આંખમીચામણાં થઇ શકે એમ નથી. માણસને આરોગ્યજીવન માટે શું જોઇએ અને શું મળે છે તેની તુલના નિષ્ણાતોએ કરી છે અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ઘણાખરા હિન્દીઓને પૂરતો પોષક ખોરાક મળતો નથી, જરૂરી કપડાં મળતાં નથી તથા રહેવા માટે આરોગ્યવાળું રહેઠાણ મળતું નથી. ઊલટ એ બાબતોમાં લોકોની સ્થિતિ ઘણી જ ખરાબ છે. કંગાળ આવકને લીધે આ પરિણામ આવ્યું છે, તેથી આવક વધારવાના અસરકારક ઉપાય સાથે, આરોગ્યજીવન જીવવાની માહિતી સાથે તેમ સારું જીવન જીવવાની ઇચ્છા પેદા કરવા માટે પ્રચાર કરવો જોઇએ. આરોગ્યજીવન

જીવવાની ઇચ્છા જાગતાં તથા કેવી રીતે જીવવું તેની માહિતી મળતાં આવકનો સદુપયોગ કરવાની કળા આવડશે તેમ જ આવક વધારવા માટે ધગશ ઉત્પન્ન થશે. ઘી, દૂધ, દહીં, છાશ, માખણ જેવા પોષક પદાર્થો જનસમૂહને ઘણા ઓછા પ્રમાણમાં મળે છે, તેમ ચોખાને બદલે ઘઉં જેવા ખોરાકનો વધુ ઉપયોગ થતો નથી, તેથી એ બાબતમાં પણ લોકોની સ્થિતિ સુધારવી જોઇએ.

**બેકારી**

૨૯. બેકારીનો પ્રશ્ન પણ ઘણો ચર્ચાય છે. તે માટે ગૃહઉદ્યોગોનું પુનરુત્થાન આવશ્યક છે. ભણેલો વર્ગ જો અંગમજૂરીની ખાનદાની સ્વીકારી અંગમજૂરીનાં કામ કરવા તૈયાર થાય તો તેમની સ્થિતિમાં સુધારો થાય. ફક્ત સાહિત્યની કેળવણી આપનારી વિદ્યાપીઠોમાંથી નીકળ્યા પછી ધંધાનો પ્રશ્ન સૌને મૂંઝવે છે. ઉદ્યોગોનો વિકાસ થયેલો નહિ હોવાથી ઉદ્યોગોને ઉપયોગી કેળવણી લેનારા બધાને રોજી મળતી નથી. મૂડી વગર નાના અર્વાચીન ઉદ્યોગો નીકળી શકતા નથી અને મૂડીના અભાવે અનેક યુવાનો બેકારીમાં દહાડા કાઢે છે. રાજ્ય તરફથી બેકારોને થોડીથોડી મૂડી ધીરી કામધંધે વળગાડવામાં આવે, જ્યાં પડતર જમીન પુષ્કળ હોય ત્યાં બેકારોનાં સંસ્થાનો જમાવવામાં આવે, જે પ્રકારની કારીગરી તથા મજૂરી તથા જ્ઞાન માટે માગ હોય તેવા પ્રકારની કારીગરી માટે લાયક બનાવવા માટે ખેતીવાડી, હુન્નરઉદ્યોગ, વેપાર વગેરે સંબંધે વ્યવહારુ કેળવણી આપવા માટે રાજ્ય સવડ કરે, તથા ગૃહઉદ્યોગોને ખાસ રક્ષણ આપી ગામડેગામડે એ ઉદ્યોગોનો ગુંજારવ સંભળાવે તો બેકારી ઘટે. જરૂર પડયે રાજ્યે મૂડી લોનથી ઊભી કરી દેશ માટે આવશ્યક રસ્તાઓ, પૂલો વગેરે જાહેર બાંધકામ ઓછી મજૂરીના વખતમાં કાઢીને લાભ ઉઠાવવો જોઈએ તથા બેકારોને કામે લગાડવા જોઈએ.

૩૦. દુષ્કાળશમન માટે હવે સુંદર વ્યવસ્થા થઇ ગઇ છે, તેમ જ દુષ્કાળ માટે ફેમીન ઇન્સ્યુરન્સ ફંડ પૂરતા પ્રમાણમાં રાખવામાં

**દુષ્કાળશમન**

આવ્યું છે. દુષ્કાળનાં ભયંકર પરિણામો અટકાવવા માટે દેશની વસ્તીના મોટા ભાગને ફક્ત એક જ ઉદ્યોગ ખેતી ઉપર નિર્વાહ કરવાની જરૂરિયાતમાંથી મુક્ત કરી ઝપાટાબંધ નવા ઉદ્યોગોમાં તેમને રોજી મળે એવી આર્થિક નીતિ સરકારે સ્વીકારવી જોઇએ. હિન્દના ઉદ્યોગીકરણમાં બેકારી તથા દુષ્કાળનો કાયમનો ઉકેલ છે. એ ઉદ્યોગીકરણમાં ગૃહઉદ્યાગોના પુનરુત્થાનને મોટું સ્થાન હશે તો જ મોટી સંખ્યાને રોજી મળશે. ફક્ત સંઘટિત મોટા પાયા ઉપર ચાલનારા ઉદ્યોગોમાં આપણા દેશની મોટી વસ્તીને રોજી મળે એમ નથી. ઊલટ એવા ઉદ્યોગો જે ગૃહઉદ્યોગોનો નાશ કરે છે તે ગૃહઉદ્યોગ ઉપર જીવતા પણ બેકાર બનેલા માણસોમાંથી ઘણા થોડાને રોજી આપી શકે છે અને બાકીનાને બેકાર રાખે છે, એ નગ્ન સત્ય સ્વીકાર્યા વગર છૂટકો નથી.

**ગ્રેટબ્રિટનનો અનુભવ શું શિખવે છે**

૩૧. જ્યાંસુધી પરદેશોનાં બજાર હાથમાં હતાં તથા બીજે ઉદ્યોગોનો વિકાસ પરો થયો નહોતો ત્યાંસુધી ઇતર દેશોને ચૂસીને બ્રિટન ઘણું આબાદ રહ્યું હતું; પરંતુ જ્યાં ઘરાકી હતી એ દેશોનું જ ઉદ્યોગીકરણ જેમ જેમ વધતું ગયું તથા યુરોપ અમેરિકાના બીજા દેશોની તથા જાપાનની અંદર અંદર હરીફાઇ કાતિલ થતી ગઈ તેમતેમ બ્રિટનની અપૂર્વ આબાદી ઘટતી ગઇ અને આજે ફક્ત બહોળા સામ્રાજ્યને લીધે તે પોતાનું માથું ઊંચું રાખી શકે છે. એક વખતનું છૂટા વેપારના તત્ત્વનું કટ્ટર હિમાયતી બ્રિટન આજે શાહી પસંદગી તથા રક્ષણની ઢાલ ખોળે છે, એ જ એની હાલની કફોડી સ્થિતિનો ખ્યાલ આપે છે. આવા સંજોગોમાં ગ્રામ-ઉદ્યોગોનો પુનરુદ્ધાર એ જ બહુજનસમાજના આર્થિક કલ્યાણની ચાવી છે. જે સંઘટિત ઉદ્યોગો ગૃહઉદ્યોગોના વિકાસમાં **અવિરોધી** હોય, કદાચ સહાયકારક હોય તે જ ઉદ્યોગોને આપણા દેશમાં સ્થાન છે, ગૃહઉદ્યોગોને પાયમાલ કરે એવા ઉદ્યોગોનો વિકાસ ઇચ્છનીય

નથી; તેમ જ ગૃહઉદ્યોગોને પાયમાલ કરી શકે એવા હરીફ પરદેશી ઉદ્યોગોની બનાવટો સામે આપણા ગૃહઉદ્યોગોને જકાતી સંરક્ષણ આપી એવો માલ દેશમાં ઠલવાતો અટકાવવાની જરૂર છે.

**ધનનો સંગ્રહ જૂજ છે**

૩૨. હિન્દની જણદીઠ કંગાળ આવક છતાં લોકો ધનનો સંગ્રહ કરે છે અને સોનાચાંદીના રૂપમાં અનુત્પાદક ઉપયોગ કરે છે, તેનું વ્યાજ ઉપજતું નથી, તેમ ઉદ્યોગોને મૂડી મળતી નથી એવી એક જૂની બૂમ છે. પરંતુ આ બૂમ પાયાદાર નથી; કહેવાતો ધનસંગ્રહ આખી વસ્તી ઉપર ફાળવી નાખવામાં આવે તો જૂજ છે અને લોકોમાં વ્યાજ અગર નફો આપે એવી રીતે નાણાં રોકવાની વૃત્તિ ઘણી વિકાસ પામતી ગઈ છે. સંકટના વખતમાં સ્ત્રીધનના દાગીના સ્ત્રીઓને સહાય કરે છે અને એ જૂજ દાગીના પહેરવાની વૃત્તિને ધનસંગ્રહ કહેવો ગેરવ્યાજબી છે.

**સોનાની અનિયંત્રિત નિકાસનું પરિણામ**

૩૩. બ્રિટને સ્વાર્થ ખાતર હિન્દમાંથી સોનાની નિકાસ ઉપર અંકુશ ન મૂકતાં અબજો રૂપિયાનું સોનું ઘસડી જઇ પોતાનું કામ સાર્યું છે. બ્રિટન અમેરિકાનું દેણદાર છે ને અમેરિકા સોનાના રૂપમાં હપ્તા માગતું હોવાથી બ્રિટને હિન્દના ભોગે પોતાનો સ્વાર્થ સાધ્યો છે. હિન્દીઓના હાથમાં સોનાને બદલે જે નાણું આવ્યું તે ઉદ્યોગોની પડતીને લીધે અણવિશ્વાસ વધતાં સારા વ્યાજે રોકી શકાયું નથી અને સરકારની આર્થિક નીતિના કુપરિણામે ઉદ્યોગોની પાયમાલી થતાં એ નાણું સરકારને જૂજ વ્યાજે મોટીમોટી લોનોમાં મળતું રહ્યું છે. આમ એ નાણાના વ્યાજના ઓછા દરને લીધે લોકોને નુકશાન ગયું છે અને સરકારને પોતાની જાહેર કરજ સંબંધી જોખમદારી હળવી કરવાની તક મળી છે. આ નાણાં પૈકી મોટો ભાગ તો સરકારના જમીન મહેસૂલ તથા શાહુકારોનાં કરજ ભરવામાં વપરાયો છે અને ખેડૂતો પાસે એ સોનાના ઘોઘનાં નાણાં-

માંથી લગભગ કાંઈ જ રહ્યું નથી, એમ કહીએ તો ચાલે. માત્ર મધ્યમવર્ગ તથા વેપારીવર્ગે વેચેલા સોનાનાં નાણાંનો લાભ ઉદ્યોગોને ન આપી શકાવાથી તેનો લાભ સરકારને જૂજ વ્યાજથી મળ્યો છે.

**અનુત્પાદક ધનસંગ્રહની વાત ખોટી છે**

૩૪. દેશમાં જણદીઠ આવક કંગાળ હોવાને લીધે આપદાદાની મિલ્કતો તથા મૂડીમાંથી નિર્વાહ કરવાની ફરજ ઘણાને પડે છે એટલે કહેવાતો વગર વ્યાજે પડી રહેલો ધન-સંગ્રહ લગભગ અદશ્ય થઇ ગયેલો હોવો જોઈએ. સધન વર્ગ નાણાં ઉદ્યોગ, ધંધા, વેપાર તથા સરકારી જામીનગીરીઓમાં રોકતાં શીખ્યો છે અને અધન વર્ગ પાસે તો ખાવાના જ સાંસા છે ત્યાં હિન્દના ધનસંગ્રહની બૂમો પાડવી અસ્થાને છે.

---

# પ્રકરણ ૧૬ મું

## ઉપસંહાર

**આધુનિક અર્થ-શાસ્ત્ર**

૧. ભારતવર્ષની આર્થિક પરિસ્થિતિની સમાલોચના આગલાં પ્રકરણોમાં આવી ગઈ છે. અર્થશાસ્ત્રના નીતિશાસ્ત્રથી છૂટાછેડા કરી માનવપ્રાણીને માત્ર એક 'અર્થેપ્સુ પ્રાણી' તરીકે કલ્પીને આખું પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર રચાયું છે; ને તેમાં પણ ઔદ્યોગિક ક્રાન્તિ તથા યંત્રયુગને લીધે ઉત્પન્ન થયેલી નૈમિત્તિક પરિસ્થિતિને અનુસરીને તેનો વિકાસ થયો છે. આવા સંજોગોમાં નફાનો હેતુ (profit motive) તથા મૂડીવાદ પ્રધાનપદ ભોગવે છે ને તેથી અર્થશાસ્ત્ર માનવજાતની ઉન્નતિ કરવાને બદલે થોડાને ધનવાન બનાવી કરોડોને નિર્ધન બનાવવામાં તથા ઉત્પાદનની આવકનો મોટો ભાગ બને તેટલી સમાનતાથી જનસમૂહમાં વહેંચાઈ તેમની ખરીદશક્તિ વધારવાને બદલે સેંકડે એક ટકાના હાથમાં

આવી, કરોડોને એ આવકનો જણદીઠ ઘણો નાનો ફાળો આપવામાં સહાયભૂત થયું છે.

**ગાંધીજીની ટીકા**

૨. તેથી અકળાઈને ગાંધીજી પાશ્ચાત્ય વિચારસરણીએ રચાતા અર્થશાસ્ત્રને અનર્થશાસ્ત્ર ગણે છે અને પોતાની માન્યતા પ્રમાણે મૌલિક તથા પરિપક્વ વિચારોથી પરિપૂર્ણ પૌરસ્ત્ય અથવા ખાસ હિન્દી અર્થશાસ્ત્રનો પ્રચાર કરી રહ્યા છે. તેઓ કહે છે કે દારૂ-તાડી જેવી સમાજનું તેમ જ વ્યક્તિનું ભારે અકલ્યાણ કરનારી ચીજો 'અર્થ' ગણાય, માનવજાતની નીતિનો નાશ કરે એવા નિર્લજ્જ તથા વિષયોત્તેજક ચિત્રપટો તથા બોલપટોનું ઉત્પાદન નફાના હેતુને લીધે કરવા દેવામાં આવે અને ઓછો નફો આપતી પણ માનવ-જીવન માટે જરૂરી ચીજોના ઉત્પન્ન તરફ દુર્લક્ષ થાય એ અર્થ-શાસ્ત્ર તથા નીતિશાસ્ત્રના છૂટાછેડાનું પરિણામ છે. ખરેખર મનુષ્ય પ્રાણી ફક્ત 'અર્થસંપાદક' પ્રાણી નથી, પણ તે નૈતિક તથા સામા-જિક પ્રાણી સુદ્ધાં છે. સમાજની દરેક વ્યક્તિને ખોરાક, કપડાં તથા રહેઠાણનું આરોગ્યની દૃષ્ટિએ જે પરિમાણ જરૂરનું છે તે જે પદ્ધતથી ન અપાવી શકાય તે પદ્ધત સમાજના કલ્યાણની દૃષ્ટિએ નકામી છે અને એવી પદ્ધતનો પુરસ્કાર કરનાર અર્થશાસ્ત્ર રેતીના પાયા ઉપર રચાયું છે એમ કહેવું પડે. તેજ પ્રમાણે માણસને માત્ર 'અર્થેપ્સુ' પ્રાણી માની માનવસમાજની તેમજ વ્યક્તિની નૈતિક પાય-માલી કરનાર, આરોગ્યને નુકશાન કરનાર, માનવના સંસારસુખ ઉપર પૂળો મૂકી તેનો સંસાર દુઃખમય બનાવનાર પદાર્થો માત્ર નફાની દૃષ્ટિએ પેદા કરવાની છૂટ વ્યાજબી ઠરાવનાર અર્થશાસ્ત્રને ગાંધીજી જેવા સમર્થ વિશ્વવંદ્ય પુરુષ અનર્થશાસ્ત્ર કહે તો તે તદ્દન ગેરવ્યાજબી તો ન જ ગણાય. વળી જે અર્થશાસ્ત્રનાં ધોરણો સમાજ-ની દરેક વ્યક્તિની જરૂરિયાતો પૂરી પાડવા માટે જરૂરી ઉત્પાદન કરવાનું પ્રતિપાદન કરવાને બદલે નફાતોટાની દૃષ્ટિએ ઉત્પન્ન કર-

વાની ફરજ પાડી, જે વખતે કરોડો લોકોને કોફી મળી શકતી નથી તે વખતે ભાવ વધારવા માટે લાખો પાઉંડ કોફીનો નાશ કરવા પ્રેરે, જે વખતે કરોડો લોકો અર્ધનગ્ન અવસ્થામાં ફરતા હોય તે વખતે ભાવ વધારવા માટે રૂની ગાંસડીઓનો અને કપાસના પાકનો નાશ કરવાની હિમાયત થાય ત્યારે આ અર્થશાસ્ત્રને કોઈ અનર્થ-શાસ્ત્ર કહે તો ખોટું નથી. ભાવ વધારી નફો મેળવવાના હેતુને બદલે સમાજની દરેક વ્યક્તિને જે તે જરૂરિયાત પહોંચાડવાનો હેતુ ઉત્પાદનને અંગે રાખવામાં આવે તો કોઈ પણ દિવસે અતિ ઉત્પાદન (over production) નો પ્રશ્ન જ ઊભો થશે નહિ. હાલ જેને અતિઉત્પાદન કહેવામાં આવે છે તે વધારાનો માલ બાળી નાખવાને બદલે જે લોકો કોઈ દિવસ ખરીદી શકવાના નથી એવા અર્ધભૂખ્યા તથા અર્ધનગ્ન કરોડો લોકોને મફત પહોંચાડીને સમાજનું કલ્યાણ સાધવામાં વધારે અર્થ છે.

**નફાના હેતુનો વિરોધ**

૩. પરંતુ ઉત્પાદનના સાધનોની માલેકી જ્યાંસુધી ખાનગી રહેશે ત્યાંસુધી 'નફાનો હેતુ' કાયમ રહેવાનો; તેથી જુદાજુદા પ્રકાર-ના સમાજવાદીઓ આર્થિક ઉત્પાદનના સાધ-નોની ખાનગી માલેકી બંધ કરી ઓછાવત્તા પ્રમાણમાં સાર્વજનિક માલેકી રાખવા આગ્રહ કરે છે; અને દરેક જણ પોતપોતાની આવ-ડત તથા શક્તિ પ્રમાણે કામ કરે અને જેની તેની જરૂરિયાત પ્રમાણે બદલો મેળવે, એ સિદ્ધાંતનો પ્રચાર કરે છે.

**મૂડીવાદના પ્રત્યાઘાતમાં સમાજવાદ**

૪. ઔદ્યોગિક ક્રાંતિ તથા યંત્રયુગના અર્થશાસ્ત્રનો વિકાસ થતાં થતાં તેનું પર્યવસાન સમાજવાદમાં થાય છે અને કેટલાક અંતિમ વિચારના અર્થશાસ્ત્રીઓ તેથી આગળ વધી 'વર્ગવિહીન સમાજ તથા આમ વર્ગની સર-મુખત્યારી'નાં સ્વપ્નો સેવે છે અને રુશિયાના પ્રયોગ તરફ અંગુલિનિર્દેશ કરે છે. પરતું

રુશિયામાં ખરેખર કેવી સ્થિતિ છે તથા સામ્યવાદના સિદ્ધાંતોમાં પરિસ્થિતિને અનુકૂળ કેવા કેવા ફેરફારો કરવાની જરૂર પડી છે તે સંબંધે પુષ્કળ મતભેદ છે. એવા સંજોગોમાં સામ્યવાદની શકયતાઓ સંબંધે તટસ્થ દૃષ્ટિએ ચર્ચા કરવી મુશ્કેલ છે.

**હિન્દની બેવડી મુશ્કેલી**

૫. ભારતવર્ષમાં બેવડી મુશ્કેલી છે. મૂડીવાદ તથા શાહીવાદ બન્નેની નાગચૂડમાં એ સપડાયું છે અને આર્થિક સ્વતંત્રતા લગભગ નહિ જેવી જ છે. બ્રિટનનું અથવા સામ્રાજ્યનું હિત જાળવવા માટે હિન્દના આર્થિક હિતનો કેવી રીતે ભોગ અપાય છે તે આપણે જોઇ ગયા છીએ. ચલણ, હૂંડિયામણ, તથા શરાફી સંબંધે નીતિ લંડનના શરાફોની સલાહ પ્રમાણે ઘણે ભાગે ઠરાવાય છે અને કુદરતી રીતે પોતાનું હિત જે રીતે સધાય તે રીત તરફ માણસ માત્રનો પક્ષપાત રહેતો હોવાથી હિન્દના કરોડો માણસોના હિત તરફ દુર્લક્ષ કરવામાં આવે છે. હિન્દી સરકારની વેપાર ઉદ્યોગ સંબંધે નીતિ પણ બ્રિટિશ તથા યુરોપિયનોના હિત તરફ વધારે ઢળે છે અને એ હિતની અવિરોધી હોય તેવી બાબતોમાં હિન્દી વેપારઉદ્યોગનો વિકાસ કરવા તૈયાર રહે છે. બ્રિટિશ મૂડી તથા બ્રિટિશ વહીવટ નીચે ઘણે ભાગે ચાલતા ઉદ્યોગો (ચાના બગીચા, શણઉદ્યોગ, પેટ્રોલિયમ, કોલસાની ખાણો, વગેરે) તરફ સરકારની અમીદૃષ્ટિ વધારે રહે છે. બ્રિટિશ શરાફી પેઢીઓ, વીમા કંપનીઓ તથા વહાણવટા સંબંધે પણ એ જ સ્થિતિ છે; જ્યારે મોટે ભાગે હિન્દી મૂડીથી તથા હિન્દી વહીવટ નીચે ચાલતા ઉદ્યોગને ભાગ્યુંતૂટયું સંરક્ષણ મેળવતાં તથા રેલ્વેઓ પાસે નૂર સંબંધે સગવડો મેળવતાં ભારે તકલીફમાં ઊતરવું પડે છે અને મળેલા સંરક્ષણની કીમત પણ ઓટાવા કરાર જેવા પસંદગીની જકાતના નુકશાનકારક વેપારી કરારો તથા સંરક્ષિત ઉદ્યોગો ઉપર આબકારી જકાત નાખવાની ઉદ્યોગોને વિઘ્નકારક નવી પ્રથા ઘણી ઘટાડી દે છે. આમ બ્રિટિશ મૂડીવાદ તથા બ્રિટિશ શાહી-

વાદ હિન્દી ઉદ્યોગોના વિકાસમાં અંતરાયરૂપ થાય છે અને તે અંતરાય ઓછો કરવા હિન્દી વેપારીઓ તથા ઉદ્યોગપતિઓ બ્રિટિશ મૂડીવાદ સાથે સહકાર કરી મોદી–લીઝ કરાર જેવા કરાર કરી તાત્કાલિક લાભ ખાતર દેશના કાયમના હિતનો ભોગ કેટલીક વખતે આપે છે.

**ગ્રામોદ્યોગના ઉદ્ધારમાં આબાદી**

૬. આવા સંજોગોમાં મહાત્મા ગાંધીજી નેવું ટકા વસ્તી જ્યાં રહે છે તે ગામડાંઓનું ભયંકર શોષણ જોઈ રહ્યા છે અને ગામડાંઓને ભોગે ગગનચુંબિત પ્રાસાદ ધરાવનાર શહેરો ગામડાંઓને ચૂસીને આ સ્થિતિ ભોગવે છે એમ સમજી ગામડાંઓના ઉદ્ધાર માટે કટીબદ્ધ થયા છે. તેમણે વ્યક્તિનું વ્યક્તિત્વ સચવાય, આવડતનો બદલો જેને તેને યોગ્ય પ્રમાણમાં મળે અને 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં' જેવી દશા ન થાય, કોઈ પણ કાર્ય આરંભવાની પ્રેરકશક્તિ કાયમ રહે અને જેને તેને પોતાની મહેનતનો યોગ્ય બદલો મળવાની ખાતરી રહેવાને લીધે કામ કરવા માટે ઉત્તેજન રહે તથા સમાજની દરેક વ્યક્તિને આરોગ્યજીવન જીવવા માટે જરૂરી પોષક ખોરાક, કપડાં તથા રહેઠાણ મળે એટલા માટે સો–સવાસો વર્ષ ઉપર ગામડાંના જે ગૃહઉદ્યોગો જીવન્ત તથા પ્રાણવાન હતા તે ઉદ્યોગોને ફરી સ્થાપવા અથવા મરણપ્રાય દશામાંથી વિકસાવવા "અખિલ ભારત ગ્રામ ઉદ્યોગ મંડળ"ની સ્થાપના હિન્દી રાષ્ટ્રીય મહાસભાની ૪૮ મી બેઠકમાં કરાવી છે તથા એ મંડળને મહાસભાથી તદ્દન જુદું પાડી બિનરાજકીય સ્વરૂપ આપ્યું છે. એ મંડળનો ઉદ્દેશ આર્થિક, નૈતિક તથા સામાજિક ક્ષેત્રોમાં ગામડાંઓને ઉન્નત બનાવવાનો છે તેમ ગ્રામ પ્રજાને આરોગ્યજીવન જીવવાની ટેવ પાડવાનો છે.

૭. ગ્રામઉદ્યોગોના વિકાસ માટે જાપાનનો અનુભવ ઘણો કામમાં આવશે. તેથી જાપાનમાં ગામડાંના ઉદ્યોગોના વિકાસ માટે

**જાપાનના ગૃહઉદ્યોગોના અભ્યાસની જરૂર**

શું કરવામાં આવ્યું હતું અને શું કરવામાં આવે છે તથા ભવિષ્યમાં શું કરવાનું વિચારાય છે તે બાબત પ્રત્યક્ષ અવલોકન તથા અનુભવ લઈ આવેલા સમર્થ નિષ્ણાતોની તથા વેપારીઓની મદદ લેવી જોઈએ. આખી દુનિયામાં જાપાન એ સૌથી વધારે મોટા પાયા ઉપર ગ્રામઉદ્યોગો ચલાવે છે તથા તે પૌરસ્ત્ય દેશ છે; તેથી તેના અનુભવનો લાભ લેવાની જરૂર છે. દુનિયાના બીજા જે દેશો ગ્રામઉદ્યોગોનો સારો વિકાસ કરી શક્યા હોય તેમનો અનુભવ આપણી પરિસ્થિતિને કેટલે અંશે અનુકૂળ છે તે પણ જોઈને યોગ્ય ફેરફાર સાથે ગ્રામોદ્યોગો શરૂ કરવા જોઈએ તથા ચલાવવા જોઈએ.

**આવકની વધારે ન્યાયયુક્ત વહેંચણી**

૮. ગામડાંઓમાં ગૃહઉદ્યોગોનો ગુંજારવ થતાં અર્થની વહેંચણી વધારે ન્યાયસર થશે, આમ જનતાની ખરીદશક્તિ વધશે, થોડાના હાથમાં આવકનો મોટો ભાગ જતો અટકશે અને આપણા દરેક ભાઈબહેનને ખાવાને માટે પૂરતું અન્ન, પહેરવા તથા ઓઢવા માટે પૂરતું કાપડ તથા રહેવા માટે આરોગ્યમય રહેઠાણ મળતાં સમાજ નીરોગી તથા બળવાન બની ભારત અસલની જાહોજલાલી ભોગવશે એવી આશા ગ્રામોદ્ધાર કરનારાં જરૂર રાખે છે અને પાશ્ચાત્ય સમાજવાદ વગર પણ આ સ્વદેશી સમાજવાદથી દેશનો ઉદ્ધાર થશે એમ માને છે.

**ગ્રામોદ્યોગોની સર્વેની જરૂર**

૯. આ સંબંધે એક જ બાબત ખાસ સંભાળવાની જરૂર છે. હિન્દ જેવા મોટા દેશમાં જુદા જુદા ગ્રામઉદ્યોગના વિકાસ સંબંધે જુદા જુદા પ્રદેશમાં જુદી જુદી શક્યતા હોવાનો સંભવ છે. તેથી જે તે પ્રદેશને અનુકૂળ ક્યા ઉદ્યોગો છે તે જે તે પ્રદેશના ઔદ્યોગિક પૂર્વેતિહાસ તથા હાલની પરિસ્થિતિનો અભ્યાસ

કરી હકીકત તથા આંકડા મેળવી ઠરાવવું પડશે. તેમ જ યાંત્રિક-શક્તિથી ચાલતાં કારખાનાંના માલની તેમ જ વિદેશી માલની હરીફાઈમાં એ ઉદ્યોગોને ટકાવવા માટે કેવા પ્રકારના સંરક્ષણની જરૂર છે તથા એવું સંરક્ષણ મળે એમ છે કે કેમ તે પણ જોવું પડશે. સોંઘામાં સોંઘા ભાવે માલ ખરીદવાની માણસ માત્રને ટેવ છે; દેશભક્તિથી પ્રેરાઇને થોડા વખત માટે કેટલાક લોકો સ્વયંપ્રેરણાથી અથવા ઉપદેશથી સ્વદેશી ચીજો મોંઘી છતાં ખરીદે, પરંતુ કાયમને માટે એ યોજના નભે નહિ.

**ઉદ્યોગીકરણ સિવાય આરો નથી**

૧૦. હિન્દની વસ્તી વધતી જાય છે. આવતી વસ્તીગણત્રી વખતે ૧૯૪૧ માં ૫ કરોડનો વધારો થતાં વસ્તી ૪૦ કરોડ થશે. એવા સંજોગોમાં લગભગ ૭૫–૮૦ ટકા વસ્તીને ખેતી ઉપર નિર્વાહ કરાવવો કઠણ છે. તેથી હિન્દના ઉદ્યોગીકરણમાં જ હિન્દનો ઉદ્ધાર છે. એ ઉદ્યોગીકરણ આપણે ઇચ્છીએ તેટલી ઝડપથી થતું નથી, તોપણ સ્થાપિત કારખાનાંના ઉદ્યોગોને સહાયક સાહિત્ય બનાવવા તથા દુરસ્ત કરવાના ઉદ્યોગોનો વિકાસ વધારે વહેલો થવાનો સંભવ છે. આપણે હિન્દને દુનિયાના યંત્રવાદના પ્રચંડ પ્રવાહથી અલગ રાખી શકીએ એમ નથી, તેથી વ્યવહારુ દૃષ્ટિએ એ પ્રવાહમાં તણાયા વગર ચલાવી લેવાની મનોદશા થોડા વખત માટે કેળવી શકાય, પણ કાયમને માટે તેમ ન બને એમ સમજી જે પરદેશી વસ્તુઓની વપરાશ આપણા દેશમાં થઈ રહી છે તેવી વસ્તુઓ બનાવવા માટે આપણે પરદેશીઓના જેવાં જ કારખાનાં કાઢવાં પડશે તથા ગૃહઉદ્યોગો ચલાવવા પડશે.

**ગૃહઉદ્યોગો તથા યાંત્રિક ઉદ્યોગોનો**

૧૧. તેથી મોટા પાયા ઉપર ચાલનારા પણ દેશને જરૂરના ઉદ્યોગોની હરીફાઇ જે ગ્રામઉદ્યોગોને નડે એમ ન હોય અથવા જે ગ્રામઉદ્યોગો એવી હરીફાઈમાં ટકી શકે એમ હોય અથવા એવા ઉદ્યોગો ચલાવવાનાં સાધનોમાં યાંત્રિક સુધારા થવાને લીધે હરીફાઈમાં ટકવું શક્ય બન્યું હોય

**સુમેળ સાધવો જોઇએ**

તે જ ઉદ્યોગો ગાંધીજીની યોજના દ્વારા ખીલવી શકાશે. એ સિવાય બીજી બાબતોમાં આપણે પરદેશી બનાવટની આયાત બંધ પાડવા માટે એવી ચીજો દેશમાં જ બનાવવા માટે મોટા પાયા ઉપર ચાલનારાં કારખાનાં કાઢયે જ છૂટકો છે. જાપાનમાં ગૃહઉદ્યોગો તથા કારખાનાં-ના ઉદ્યોગો બન્નેનો સુમેળ સાધવામાં આવ્યો છે અને તેનું જ અનુકરણ આપણે કરવું પડશે. કારખાનાંના ઉદ્યોગોમાં પણ જાપાન યુરોપ સાથે હરીફાઈ કરી તેને મૂંઝવી રહ્યું છે; એટલે આપણે પણ આપણા કારખાનાંના ઉદ્યોગોની પુનર્ઘટના જાપાનની સફળતાનાં કારણોના અભ્યાસના ધોરણે કરવી પડશે. જેટલે અંશે નિરુપયોગી અથવા નુકશાનકારક ચીજો વાપરવાની ઇચ્છા બંધ પાડવામાં આપણે સફળ થઈશું તેટલે અંશે સમાજનું વધારે કલ્યાણ સધાશે; પરંતુ તેવી સફળતા મળતાં સુધી આપણે શું કરવું એ પ્રશ્ન છે.

૧૨. આપણા આર્થિક ભાવિની લગામ જ્યાંસુધી આપણા હાથમાં આવી નથી ત્યાંસુધી આપણી આર્થિક ઉન્નતિ સાધવાનો પ્રશ્ન ઘણો વિકટ છે. તેમાં પરદેશી મૂડીથી દેશનાં ખનિજ દ્રવ્યો તથા રાસાયણિક દ્રવ્યો સંબંધે પરદેશીઓને અપાતા પરવાના વગેરે દેશની ભાવિ પ્રજાનું ભારે નુકશાન કરે છે.

**આર્થિક સ્વરાજ્યની જરૂર**

કુદરતની બક્ષિસોનો ઉપયોગ સંભાળીને કરવામાં નહિ આવે તો જે તે ખનિજ તથા રસાયણી પદાર્થનો ભૂગર્ભમાં રહેલો મર્યાદિત સંગ્રહ વહેલો ખપી જશે અને ભવિષ્યની પ્રજાને તેનાં માઠાં ફળ વેઠવાં પડશે. માટે ઉદ્યોગોના વિકાસમાં ‘નફાના હેતુ’ ને લીધે આપણે ભાવિ પ્રજાનો આર્થિક ઘાત ન કરી દઈએ તેની કાળજી લેવી જોઈએ. આપણી આર્થિક નીતિની લગામ આપણા હાથમાં આવતાં આપણે આપણા દેશના હિતને અનુસરીને ભારતવર્ષની આર્થિક ઉન્નતિ સાધી શકીશું અને ગામડાંના તથા શહેરોના ગૃહઉદ્યોગો

તથા કારખાનાંના મોટા પાયા ઉપર ચાલનારા ઉદ્યોગો એકબીજાને સહાયક બને પણ અથડામણમાં ન આવે એવી રીતે વિકસાવી શહેરો તથા ગામડાં બન્નેની ઉન્નતિ કરી શકીશું.

૧૩. આપણી ખેતી સંબંધે પરિસ્થિતિ જાપાનને મળતી છે. તેથી પ્રકૃષ્ટ ખેતી (intensive cultivation) ની ખાસ જરૂર છે. આ બાબતમાં જમીનના નાના નાના ટૂકડા ખેડનારો વર્ગ જે દેશોમાં હોય તે દેશોમાં ખેતીના સુધારા માટે શું કરવામાં આવે છે, તેનું પ્રત્યક્ષ અવલોકન કરીને આપણી પરિસ્થિતિને અનુકૂળ સુધારા મૂડી વગરના ખેડૂતોને જરૂરી મૂડી પૂરી પાડીને દાખલ કરાવવા પડશે. આ બાબતમાં જાપાન, ઈટાલી, ફ્રાન્સ વગેરે દેશોનો અનુભવ વધારે ઉપયોગી થઈ પડશે, શાહી ખેતીવાડી કમિશને જે ભલામણો કરી છે તેમાંની ઘણી અમલમાં મૂકવા લાયક છે ને સરકારે પણ એ ભલામણોનો અમલ કરાવવા માટે કમર કસવી જોઈએ. ખેડૂતો એ કોઈ પણ દેશના સમાજનો પાયો છે અને એની પીઠ ઉપર બીજા વર્ગ ઊભા રહે છે; તેથી ખેડૂતોના ઉદ્ધારમાં રાજ્યનું તથા સમાજનું હિત સમાયેલું છે.

**ખેતીમાં સુધારો**

૧૪. જે ઉદ્યોગો Key Industries ગણાય છે તેવા ઉદ્યોગોનો વિકાસ રાષ્ટ્રના જીવન મરણના પ્રશ્ન સાથે સીધો સંબંધ ધરાવતો હોવાથી એવા ઉદ્યોગો જો ખાનગી માલેકીથી રાષ્ટ્રનું હિત ન સાધી શકતા હોય તો તેમનું રાષ્ટ્રીકરણ આવશ્યક છે અને રાષ્ટ્રના કલ્યાણ સારુ એવા ઉદ્યોગોની માલેકી સાર્વજનિક બનાવી રાષ્ટ્રનું કલ્યાણ કરવાની દરેક સરકારની ફરજ છે; કારણ સરકાર એ સમાજનું કલ્યાણ સાધવાનું એક મહાન સાધન છે અને એ કલ્યાણ સાધવામાં સરકાર જેટલે અંશે નિષ્ફળ નીવડે તેટલે અંશે એ સરકારમાં ફેરફાર કરવાનો સમાજને હક્ક

**ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ**

રહે છે; અને ગ્રેટબ્રિટનમાં પાર્લામેન્ટની ચૂંટણી દ્વારા એ હક્કનો અમલ પણ કરવામાં આવે છે.

## અહિંસાત્મક હિન્દી સમાજવાદની જરૂર

**હિન્દી સમાજવાદ**

૧૫. આપણા દેશમાં સામ્યવાદી રુશિયા જેવા અખતરાની જરૂર નથી, પણ પાશ્ચાત્ત્ય સમાજવાદ તથા ગાંધીજીના ગાંધીવાદના સુંદર સંમિશ્રણથી બનેલા મૌલિક હિન્દી સમાજવાદથી અહિંસા દ્વારા આર્થિક ઉન્નતિ કરવાની જરૂર છે. આપણા જમીનદારો પોતાના ગણોતિયા સાથે બાપબેટા જેવો સંબંધ પ્રથમ માફક રાખતા થાય તથા ખેડૂતોના સુખે સુખી ને દુઃખે દુઃખી બને અને સક્રિય માનવતા દાખવે તો તેમનો નાશ કરવાની જરૂર નથી. એ જ પ્રમાણે મૂડીદારો ધનના ફક્ત ટ્રસ્ટી તરીકે રહી આમવર્ગનું કલ્યાણ કરવામાં તે વાપરે તો તેમાં કોઇની તકરાર નથી. કારખાનદારો મજૂરો સાથે સાચા મનુષ્ય તરીકે વર્તે તો તેમની વચ્ચે મીઠો માનવસંબંધ જરૂર રહે અને બન્નેનું હિત એક જ રહે. પરંતુ ગાંધીજીની આશા પ્રમાણે હાલની સ્થિતિમાં આવા ફેરફાર ન થાય તો છેવટે પ્રજા પાશ્ચાત્ત્ય સમાજવાદના વમળમાં ઘસડાશે અને વખતે તેનું પર્યવસાન રુશિયાને મળતા સામ્યવાદમાં આવશે તો તેની જોખમદારી આપણા જમીનદારો, શ્રીમંતો, કારખાનદારો તથા બીજાં સ્થાપિત હિતો ઉપર રહેશે. મહાત્મા ગાંધીજી દેશને સામ્યવાદથી બચાવવા છેલ્લો પ્રયત્ન કરી રહ્યા છે તેમાં તેમને સફળતા મળે એમાં જ દેશનું સાચું કલ્યાણ છે. તેથી દરેક જણે ગાંધીજીને બનતો સાથ આપવો જોઈએ તથા સક્રિય મદદ કરવી જોઈએ. હિન્દુસ્તાન સરકાર તથા પ્રાંતિક સરકારનું હિત પણ ગાંધીજીને સાથ આપવામાં રહેલું છે; તેમ છતાં તેમાં જો તેઓ પાછળ પડશે તો તેમને વધારે ક્રાંતિકારી બળો સામે ઝઝૂમવું પડશે અને વખતે હિન્દ અને બ્રિટન વચ્ચેનો સંબંધ કાયમને માટે તૂટવાના પ્રસંગ માટે તૈયાર રહેવું પડશે.

૧૬. ભારતીય અર્થશાસ્ત્રનો સરકારની આર્થિક નીતિ સાથે ગાઢ સંબંધ છે; તેથી ભાવિમાં નજર કરતાં જે પરિસ્થિતિ દેખાય છે તેનું સરકારને ભાન કરાવવાની પણ ફરજ રહે છે. તેને અંગે કરેલું ઉપરનું વિવેચન સત્તાવાળા ધ્યાનમાં લે તથા હિન્દનો વહીવટ હિન્દના હિત સારુ હિન્દીઓ મારફત હિન્દી પ્રજામતને અનુસરીને ચલાવે તો તેમ તેમનું પણ હિત સમાયેલું છે. પ્રભુઇચ્છાથી હિન્દ અને બ્રિટનનું નસિબ છેલ્લાં દોઢપોણાબે સૈકાંથી જોડાયેલું છે; તો એ ઘટનાનો ખરો હેતુ પાર પડે અને બ્રિટન તથા હિન્દ સરખા દરજ્જાના સાચા દોસ્ત રહે એમાં બન્ને દેશનું કલ્યાણ છે.

**સરકારની ફરજ**

